# भरतखंडनो सरळ इतिहास

अने

## राज्यव्यवस्था

બનાવનાર
વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ
સુધારો વધારો કરનાર
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ.
હેડ માસ્તર, પ્રે. રા. ટ્રેનીંગ કાલેજ—અમદાવાદ.

એસ. બી. શાહની કંપની
પાનકોર નાકા—અમદાવાદ

કીંમત એક રૂપીઓ

મુંબાઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ
ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરેલો.

# भरतखंडनो सरळ इतिहास

अने

# राज्यव्यवस्था


બનાવનાર

વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ, નડિઆદ.

સુધારો વધારો કરનાર

મૂળજીભાઇ હીરાલાલ ચોકસી. એમ. એ.

હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ.—અમદાવાદ.



પ્રકાશક

એસ. બી. શાહની કંપની

પાનકોર નાકા—અમદાવાદ.


કીમત એક રૂપીઓ.

સુધારેલી આવૃત્તિ ૨ જી. ૩૨૦૦ સને ૧૯૩૦.






ધી આદિત્ય પ્રિન્ટિંગ પ્રેસમાં ગજાનન વિશ્વનાથ પાઠકે પૃષ્ઠ ૧ થી ૧૬૦ સુધી છાપ્યાં, અને બાકીનો ભાગ ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે એસ. બી. શાહની કંપનીના માલીક શા. સોમચંદ ભગવાનદાસ માટે છાપ્યો—અમદાવાદ.

# પ્રસ્તાવના

'ભરતખંડનો સરળ ઇતિહાસ' ઘણાં વરસ ઉપર રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલે લખ્યો હતો અને તેમાં પ્રસંગોપાત કેટલોક સુધારો કર્યો હતો; પણ તેની મૂળ રચનામાં જમાનાને અનુસરી જોઈતા ફેરફારના અભાવે તે જોઈએ તેવી રીતે વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડતો નહોતો. આ કારણને લીધે નવીન ઐતિહાસિક બીનાઓ, ચિત્રો તથા નકશાઓ તેમાં દાખલ કરવાથી ખાસ જરૂર હતી; તેમજ કેટલીક બીન અગત્યની બાબતો તેમાંથી કાઢી નાખવા જેવી હતી. આ દૃષ્ટિથી આ નવીન પુસ્તકમાં ઘણાં પ્રકરણોમાં વિશેષ ફેરફાર કરવામાં આવ્યો છે, તથા કેટલાંક પ્રકરણો તો નવાં ઉમેરવામાં આવ્યાં છે. આ પ્રમાણે તેનું સ્વરૂપ આધુનિક દૃષ્ટિથી ઘડવામાં આવ્યું છે. ગુજરાતી શાળાઓના વિદ્યાર્થીઓને આ ઇતિહાસ વધારે અનુકૂળ અને ઉપયોગી થાય એ વિચારથી તેમાં જોઇતા સુધારાવધારા કર્યા છે. રાજ્યવ્યવસ્થાનું નવું પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે. તેનું નવીન સ્વરૂપ ઘડવામાં કોઈ કોઈ ઠેકાણે જરૂર પડતાં પ્રો. કામદારકૃત "હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ," એ પુસ્તકનો આધાર લેવામાં આવ્યો છે. ધર્મ સંબંધી કેટલીક હકીકત આચાર્યશ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવના "ધર્મવર્ણન" નામે પુસ્તકમાંથી લીધી છે. તેમજ બીજાં અંગ્રેજી તથા ગુજરાતી પુસ્તકોની મદદથી આ પુસ્તક તૈયાર કર્યું છે, તે માટે તે પુસ્તકોના લેખકોનો આભાર માનું છું. રા. રા. પરમાનંદદાસ ધનેશ્વર વ્યાસે આ પુસ્તકનાં પ્રુફ્સ જોવાનું માથે રાખ્યું ન હોત તો તે જલદીથી બહાર પડી શકત નહિ, તેથી તેમનો પણ મારે આભાર માનવો ઘટે છે.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ.
તા. ૧૧-૧૦-૧૯૨૯

મૂ. હી. ચોકસી

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો, આર્યયુગ



## ભાગ ૨ જો, મુસલમાની પઠાણ રાજ્ય

## ભાગ ૩ જો, મોગલ રાજ્ય



## ભાગ ૪ થો, મરેઠી રાજ્ય



## ભાગ ૫ મો, બ્રિટિશ રાજ્ય

# ભરતખંડનો સરળ ઇતિહાસ

## भाग १ लो. आर्ययुग

## પ્રકરણ ૧ લું

## भरतखंडनी भूमिरचना अने वस्ती

| | |
|---|---|
| ૧. ઇતિહાસનો ભૂગોળ જોડે સંબંધ | ૪. હદ |
| ૨. હિંદુસ્તાનનું પુરાતન સ્વરૂપ | ૫. કુદરતી ભાગ |
| ૩. તેનું હાલનું નામ | ૬. આવવાના માર્ગ |
| | ૭. વસ્તી. |

**૧. ઇતિહાસનો ભૂગોળ જોડે સંબંધ.**—ઇતિહાસનો પાયો ભૂગોળ છે. કોઈ પણ દેશના ઇતિહાસનું ખરૂં સ્વરૂપ સમજવું હોય તો તે દેશની ભૌગોલિક સ્થિતિ એટલે ત્યાંનું જમીનતળ, ભૂમિરચના, આબોહવા અને કુદરતી દશ્ય પ્રથમ જાણવાની ખાસ જરૂર છે. દુનિયાના જુદા જુદા દેશના ઇતિહાસનું સ્વરૂપ તેમના દેશની ભૂમિરચનાને આધારે ઘડાયું છે. આપણા દેશ ઉપર પરદેશી બધા હુમલા ખૈબરઘાટને રસ્તે થયા હતા અને તેથી ઉત્તર હિંદનો ઘણો ભાગ વારંવાર વિદેશી સત્તા નીચે આવ્યો હતો, ત્યારે દક્ષિણનો મુલક સેંકડો વર્ષ સુધી વિદેશી જાતિઓ અને મુસલમાનના આક્રમણથી બચી ગયો હતો. કોઈ પણ દેશનું ભાગ્ય તેના પર્વત, નદી, સપાટ કે ઉચ્ચ પ્રદેશ વગેરે કુદરતી રચનાને અનુસરી ઘડાય છે. આ દૃષ્ટિથી ઇતિહાસનો અભ્યાસ વધારે ફળદાયી નિવડે છે.

**૨. હિંદુસ્તાનનું પુરાતન સ્વરૂપ.**—હિંદુસ્તાનનું હાલનું સ્વરૂપ છે તે પ્રમાણે પુરાતન કાળમાં નહોતું. કેટલીક નદીઓનાં

વહેણુ બદલાઈ ગયાં છે. વેદમાં વર્ણવેલી સરસ્વતી નદી અલોપ થઈ ગઈ છે; તેમજ મહાન સિકંદરની ચઢાઈ વખતના પ્રદેશની ભૌગોલિક સ્થિતિ પણ બદલાઈ ગઈ છે. આ યુગથી પણ આગળ જતાં તો એમ માલમ પડે છે કે હિમાલય એક વખત મહાસાગરનું તળીઉં હતું, તેમજ હાલના રજપુતાના આગળ સમુદ્ર હતો. વળી હિંદી મહાસાગરને ઠેકાણે હિંદુસ્તાનની પૂર્વે અને પશ્ચિમે જમીન હતી અને તેનો સંબંધ ઓસ્ટ્રેલિઆ અને આફ્રિકા ખંડના પૂર્વ કિનારા સાથે હતો. જો કે આ એક કલ્પના હોય તોપણ એટલું તો નક્કીજ છે, કે હાલની ભૌગોલિક સ્થિતિ અતિ પ્રાચીન કાળમા નહોતી.

**૩. તેનું હાલનું નામ.**—આપણા દેશને આપણે હાલમા હિંદુસ્તાનના નામથી જાણીએ છીએ પણ પ્રાચીન આર્યો તેને ભરત-ખંડ કહેતા હતા. દુષ્યંત રાજાના પરાક્રમી પુત્ર ભરત ઉપરથી આ દેશનું નામ ભરતખંડ કે ભારતવર્ષ પડ્યું હતું. ઇરાની લોકો 'સિંધુ'ને 'હિંદુ' કહેતા તે ઉપરથી મુસલમાનો દેશના ઉત્તર ભાગને હિંદુસ્તાન અને દક્ષિણને દકખણુ કહેતા. હાલમાં અંગ્રેજો આખા દેશને હિંદુસ્તાન કહે છે અને તેમાં બ્રહ્મદેશનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

**૪. હદ.**—ભરતખંડની ઉત્તરે હિમાલય ને કારાકોરમ પર્વતો, પશ્ચિમોત્તરે સિંધુની પશ્ચિમના ડુંગરો, પૂર્વોત્તરે આસામ ને કાચારના ડુંગરો અને બીજી બધી બાજુએ સમુદ્ર છે. એની ઉત્તરદક્ષિણ લંબાઈ સુમારે ૧૯૦૦ માઇલ ને પૂર્વપશ્ચિમ પહોળાઈ ૧૮૦૦ માઇલ છે. એનું ક્ષેત્રફળ સુમારે ૧૮ લાખ ચોરસ માઇલ છે. એના દરિયાકાંઠાની લંબાઈ આશરે ૩૦૦૦ માઇલ છે.

**૫. કુદરતી ભાગ.**—આપણો દેશ ઉત્તરમાં સૌથી ઉંચા અને બે હજાર માઇલ લાંબા પર્વતોની હારથી સુરક્ષિત છે, અને દક્ષિણમાં ત્રણે બાજુ મહાસાગરથી ઘેરાએલો છે. વાયવ્ય અને ઇશાનમાં પર્વતના કેટલાક ઘાટથી અવરજવર થઈ શકે છે. હિમાલય પર્વતમાંથી બ્રહ્મપુત્રા, સિંધુ, ગંગા વગેરે જે મોટી નદીઓ વહે છે તેને લીધે ઉત્તર

હિંદનો પ્રદેશ ફળદ્રુપ થયો છે. સિંધુ અને ગંગાના સપાટ પ્રદેશની આબાદીનો આધાર એ નદીઓને લીધે છે એ સ્પષ્ટજ છે.

ખંભાતના અખાતથી તે મહી નદીના મૂળ સુધી મોટા પહોળા વિંધ્યાચલ પર્વતની હારો ને ઘાડાં જંગલો આવ્યાથી હિંદુસ્તાનના ઉત્તર ને દક્ષિણ એવા બે સ્વાભાવિક ભાગ પડે છે. એક ઉત્તર હિંદનો સપાટ પ્રદેશ અને બીજો દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ. ઉત્તરનો ભાગ લગભગ બધો સપાટ પ્રદેશ છે. તેના ત્રણ પેટા વિભાગ થઈ શકે. એક સિંધુ પ્રદેશ, બીજો ગંગાજમનાનો દોઆબ અને ત્રીજો બિહાર અને બંગાળાનો ભાગ. આ આખો પ્રદેશ ઘણો ફળદ્રુપ અને મનોહર છે. દક્ષિણ ભાગના બે વિભાગ થાય છે. એક નર્મદાથી તે કૃષ્ણા સુધીનો, અને બીજો ભાગ તેની દક્ષિણે આવેલા ઠેઠ કેપ કન્યાકુમારી સુધીના તાલીમ પ્રદેશો છે. આપણા દેશમાં દરેક જાતની આબોહવા માલમ પડે છે, ગરમી, ઠંડી અને વરસાદ જુદે જુદે ઠેકાણે જુદી જુદી રીતે પડે છે; તેથી ભિન્ન ભિન્ન પ્રકારનાં વનસ્પતિ અને પ્રાણીઓ માલમ પડે છે. આવી રીતે આપણી ભૂમિ ફળદ્રુપ અને રસાળ હોવાથી ઘણી થોડી મહેનતે આપણે ખાવા પીવાનું પેદા કરી શકીએ છીએ અને તેથી આપણા બાપદાદાઓએ સુધારામાં સારી પ્રગતિ કરી હતી.

**૬. આવવાના માર્ગ.**—ઉત્તરના હિમાલય ને કારાકોરમ તથા આસામના ડુંગરમાંથી આ દેશમાં આવવાના માર્ગ બહુ વિકટ છે; પણ સિંધુની પશ્ચિમના ડુંગરમાંથી આ દેશમાં આવવાના માર્ગ કેઈક અંશે સરળ છે. એ માર્ગે હજારો વરસથી પરદેશી લોકો આ દેશમાં આવતા. વિદેશી પ્રજાના સઘળા હુમલા ખૈબરઘાટ દ્વારા થયા હતા. ઇશાન દિશામાં પટકાઈ ટેકરીમાં થઈને દ્રાવિડ તેમજ મોંગોલ લોકો હિંદમાં આવ્યા હતા. બીજી બધી તરફ દરીઓ આવેલો છે પણ પાછલાં ચારસો વરસથી દરીઆ ઉપરની સત્તા પ્રથમ પોર્ટુગીઝોના ને છેવટે અંગ્રેજોના હાથમાં આવી, ત્યારથી આ દેશમાં પેસવાનો દરીઆઈમાર્ગ પણ ખુલ્લો થયો; એટલે દરીઆકાંઠા પરનાં બંદરો

ભરતખંડમાં પેસવાના દરવાજા થયા અને તેથી સમુદ્ર કિનારાનાં બંદરની અગત્ય વધી. પ્રાચીન કાળમાં રાજધાની ને નદીઓના કાંઠા પરનાં શહેરો વેપારનાં મોટાં સ્થળો હતાં. અર્વાચીન કાળમાં દરીઆકાંઠાનાં મોટાં બંદરો મોટા વેપારનાં મથકો થઈ પડયાં છે. પૂર્વ કાંઠાપર મોટાં બંદરો થઈ શકે એવી ખાડીઓ ન હોવાથી ત્યાં મોટાં બંદરો નથી, અને પશ્ચિમ કાંઠે મોટી આગબોટો ને વહાણો રહી શકે એવી સારી ખાડીઓ હોવાથી ત્યાં મુંબઈ, કરાંચી વગેરે સારાં બંદરો થયાં છે.

**૭. વસ્તી.**—હાલમાં આપણા દેશની વસ્તી લગભગ ૩૨ કરોડની છે. તેમાં મુખ્યત્વે હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તીઓ છે. હિંદુઓની સંખ્યા લગભગ ૨૨ કરોડની છે અને મુસલમાનની ૭ કરોડ છે. ઘણા જુના કાળમાં કોલ અને દ્રાવિડ નામની જાતો અહીંઆં આવી વસી હતી. તેના મિશ્રણરૂપે હાલની કોમો માલમ પડે છે. કોલ અને દ્રાવિડ લોકોને હિંદના મૂળ વતની કહે છે. તેઓ કાળા, ઠીંગણા, ચપટા નાકવાળા અને બદસુરત હતા. પૂર્વ અને મધ્ય હિંદુસ્તાનમાં કોલ લોકો રહેતા હતા અને પંજાબ બંગાળ અને દક્ષિણમાં દ્રાવિડો વસતા હતા.

આ લોકો તદ્દન જંગલી નહોતા. તેઓ ઘર બાંધીને રહેતા તથા માટી અને તાંબાનાં વાસણોનો ઉપયોગ કરતા. તીરકામઠાં અને ભાલાનો ઉપયોગ પણ કરતા હતા. જ્યારે આર્ય લોકો ચઢી આવ્યા ત્યારે તેઓ કદાવર અને ગોરા હતા. તેમનાં નાક લાંબાં અને માથું મોટું હતું. તેમના સારા આચારવિચાર અને જ્ઞાનને લીધે તેમને આર્ય કહેતા. તેમનું રહેઠાણ મધ્ય એશિઆમાં ઓક્સસ નદીના કાંઠાના મુલકમાં હતું એમ પાશ્ચાત્ય વિદ્વાનો ધારે છે.* ત્યાં તેમની વસ્તી

* સ્વ. બાલગંગાધર ટિળકે ખગોળવિદ્યાને આધારે વેદોમાં જે કુદરતી દેખાવનું વર્ણન કર્યું છે તે ઉપરથી એવો મત બાંધ્યો છે કે આર્યોની જન્મભૂમિ ઉત્તર ધ્રુવ પાસે આજથી લગભગ બાર હજાર વર્ષ ઉપર હોવી જોઇએ. વળી હાલમાં એક બીજી કલ્પના પાશ્ચાત્ય વિદ્વાનોએ ઉભી કરી છે કે આર્યોનું નિવાસસ્થાન હંગરી અને આસ્ટ્રિઆની આસપાસના મુલકમાં

વધી ત્યારે તેઓ આસપાસના ફળદ્રુપ દેશોમાં જઈ વસવા લાગ્યા. તેમની એક ટોળી પશ્ચિમમાં જઈ યુરોપમાં વસી. તેમના વંશજો યુરોપની હાલની પ્રજાઓ છે. બીજી એક ટોળી ઈરાનમાં ગઈ, તેમના વંશજો હાલના પારસીઓ છે. ત્રીજી ટોળી પ્રથમ સિંધુ નદી ઉપર આવી વસી. કેટલાક વિદ્વાનો એવું ધારે છે કે ઈરાનમા જે ટોળી ગઈ તેમાંના કેટલાક મધ્ય એશિઆમાંથી બારોબાર નહિ પણ સિંધુને કાંઠે આવ્યા પછી તેમને માંહોમાંહે અણબનાવ થવાથી ઈરાન તરફ ગયા ને કેટલાક આ દેશમાં રહ્યા. સિંધુ ઉપરથી આ દેશના આર્ય લોકનું નામ હિંદુ પડયું એવું કેટલાક અનુમાન કરે છે, કેમકે હિંદુ એ શબ્દનો ઉલ્લેખ સંસ્કૃતમાં છેજ નહિ. સિંધુની આ પાર આવી તે લોકો અનાર્યને હાંકી કાઢી આગળ વધ્યા ને તેમની સંસ્કૃતિ અને સત્તા ધીમે ધીમે પંજાબ, ગંગાજમનાનો પ્રદેશ અને વિંધ્યના પ્રદેશમાં ફેલાઈ. હિમાલય અને વિંધ્યાચળના પ્રદેશને આર્યાવર્ત કહેતા. આર્ય લોક પછી ઈરાની, ગ્રીક, શક, મોગલ અને હૂણ લોકોએ હિંદ ઉપર હુમલા કર્યા હતા. તેઓએ આર્યધર્મ અને આર્યસંસ્કૃતિ સ્વીકારી અને તેઓ આર્ય પ્રજા સાથે ભળી ગયા. આવી રીતે બનેલી મિશ્ર પ્રજા હિંદુ નામે ઓળખાઈ. પાછળથી મુસલમાનોના ડરથી નાસીને ઈરાનથી પારસી લોક આ દેશને પશ્ચિમ કાંઠે આવી વસ્યા. તેમના પછી કેટલાંક વર્ષે મુસલમાનો આવ્યા ને આ દેશમાં તેમનું રાજ્ય થયા પછી સ્થાયી વસ્યા. એ મુસલમાનો અરબસ્તાન, ઈરાન, અફઘાનિસ્તાન ને તુર્કસ્તાનમાંથી આવેલા છે. એ સિવાયના તેમણે આ દેશના વતનીઓને વટાળેલા મોળેસલામ મુસલમાનો છે. છેલ્લે યુરોપી લોકમાંના ફિરંગી (પોર્ટુગીઝ), ફ્રેંચ, વલંદા—ડચ ને અંગ્રેજ આ દેશમાં આવ્યા.

---

હોવું જોઇએ. પણ હિંદુ લોકનું કહેવું એવું છે કે આર્યો આ દેશના અસલથીજ વતની હતા. તેઓનું રહેઠાણ સપ્તસિંધુના પ્રદેશમાં હતું. પંજાબમાં હરાપ્પા આગળ અને સિંધમાં મોહેનજોડેરોના ખોદકામમાંથી ઘણી પ્રાચીન વસ્તુઓ જડી આવી છે તે ઉપરથી એવુ અનુમાન થાય છે કે આર્યસંસ્કૃતિ લગભગ છ હજાર વર્ષ ઉપરની છે અને ત્યાંથી મેસોપોટેમિઆ, બાબીલોનિઆ અને મિસરમાં આર્ય સંસ્થાનવાસીઓએ ફેલાવો કર્યો હતો.

# પ્રકરણ ૨ જું

## आर्यनो पंजाबमां प्रवेश

| | |
|---|---|
| ૧. આર્ય ધર્મ | ૩. આર્ય લોકોની સ્થિતિ |
| ૨. અનાર્યો સાથે લડાઈઓ | ૪. આર્ય સ્ત્રીઓની સ્થિતિ |

**૧. આર્યધર્મ.**—આર્યોએ પંજાબમાં રહીને ઋગ્વેદના મંત્રો રચ્યા હોય એમ જણાય છે. હિંદુઓ વેદને અપૌરુષેય ગણે છે, કારણ કે કોઈ પુરુષે તે મંત્રો રચેલા નથી પણ ઋષિઓએ પરમાત્મા પાસેથી અંતરાત્મામાં સાંભળેલું તે જ્ઞાન (શ્રુતિ) છે અને તેથી 'વેદ'નો અર્થ જ્ઞાન થાય છે. એ મંત્રો ઉપરથી પ્રાચીન કાળમાં આર્યો કેવા સુધરેલા હતા અને તેમનો ધર્મ કેવો હતો તેનું અનુમાન થાય છે. શરૂઆતમાં માણસનું મન કુદરતમાં જે પ્રકાશિત, ભવ્ય, ઉપયોગી, બળવાન અને આશ્ચર્ય-કારક શક્તિ હોય તે પૂજવાને પ્રેરાય છે. તે પ્રમાણે આર્ય લોકોએ સુંદર આકાશ, ખુશનુમા પ્રભાત, ઊગતો સૂર્ય ને પ્રકાશિત અગ્નિની સ્તુતિના ને પૂજાના મંત્રો બનાવ્યા છે. આર્યગ્રંથોમાં ઋગ્વેદના મંત્રો જુનામાં જુના છે; તેમની સંખ્યા ૧૦૫૮૦ છે. મનુષ્યજાતિના ધર્મનો વિકાસ કેવી રીતે થયો તે જાણવાનું ઉત્તમ સાધન ઋગ્વેદ છે. તે આર્યો ધર્મના દ્રષ્ટાઓ હતા. આ વિશ્વમાંના વિવિધ પદાર્થ અને બનાવોમાં જે ચૈતન્યનો પ્રકાશ જોતા તેને તેઓ દેવ કહેતા. ઇંદ્ર, વિષ્ણુ, સવિતા, અગ્નિ, વરુણ, દ્યૌસ્ અને પૃથિવી, ઉષસ્, સોમ, યમ, વાયુ, નદી વગેરે દેવોની તેઓ સ્તુતિ કરતા હતા. તે મંત્રોના દ્રષ્ટા ઋષિઓ હતા. તે મંત્રો ઘણા પ્રાચીન કાળમાં થયા હશે એમ માન-વામાં આવે છે. યુરોપી વિદ્વાનો વેદનો સમય ચાર હજારનો ગણે છે, ત્યારે હિંદુ લોકો તેને તેથીએ પ્રાચીન ગણે છે. તે વખતે મૂર્તિ-પૂજા નહોતી. વેદમાં એકેશ્વરવાદ છે.

**૨. અનાર્યો સાથે લડાઈઓ.**—આર્યો પંજાબમાં આવ્યા ત્યારે ત્યાં કાળા રંગના બળવાન જંગલીઓ રહેતા હતા. આર્યો તેમને

અસુર, રાક્ષસ, દસ્યુ ઇત્યાદિ નામથી ઓળખતા. એ લોકોનો સપાટ ફળદ્રુપ પ્રદેશ આર્યોએ જીતી લીધાથી તેઓ પાસેના ડુંગરામાં ભરાયા. ત્યાં રહીને તેઓ આર્ય લોકોનો માર્ગ રોકતા, તેમના જનાવરો ચોરી જતા, તેમની ધર્મક્રિયાનો ભંગ કરતા, ને ઘણી વાર તેમનાં ગામો ઉપર હુમલા કરતા, ધાડ પાડતા ને તેમની દોલત લૂંટી જતા. એ પ્રમાણે આર્યો ને અનાર્યો વચ્ચે ઘણી વાર યુદ્ધ થયાં, પરંતુ છેવટે આર્યો વિજયી થયા, ને તેમનાં સંસ્થાનો વધતાં ગયાં. તેઓ જંગલો કાપીને તથા બાળીને અને અનાર્યોને ડુંગરામાં નસાડીને સપાટ મુલકમાં વસાહત કરવા લાગ્યા. એ રીતે પંજાબમાં આર્ય રાજ્ય થયું ને અનાર્યો ડુંગરામાં ભરાયા. ત્યાં આજે પણ તેમના વંશજો છે. એ અનાર્યોમાંના કેટલાક આર્યોના ગામમાં રહી તાબેદારીનાં કામ કરવા લાગ્યા, તે દાસ–શૂદ્ર થયા. એ શૂદ્રો આર્યોનો ધર્મ સ્વીકારી તેમની ખેતી કરવા લાગ્યા.

**૩. આર્ય લોકોની સ્થિતિ.**—ઋગ્વેદના મંત્રો ઉપરથી આર્ય લોકોની સામાજિક, આર્થિક, અને ધાર્મિક સ્થિતિનું જ્ઞાન મળે છે. તે વખતે તેઓ ખેતી કરતા ને ઢોર પાળતા. ખેતી કરવામાં ઘોડા વાપરતા. તેઓ ખેતી અને બીજા હુન્નરઉદ્યોગ સારી રીતે જાણતા હતા. ગાય, બળદ, ભેંસ, ઘોડા, ઘેટાં, બકરાં વગેરે જનાવરો પાળતા. ગાયને તેઓ પૂજ્ય ગણતા હતા. પશુ અને ખેતી એ તેમની મુખ્ય દોલત હતી. કુવા ખોદી રેંટ ફેરવી ખેતીને પાણી પાતા; અને ઘઉં, જવ, તલ વગેરે ધાન્ય પકવતા. ઘર બાંધીને ગામમાં રહેતા, રસ્તા બનાવતા ને વહાણ બાંધતા. તેમને વણવાનું, કાંતવાનું, ગૂંથવાનું, રંગવાનું, ને સુતાર લુહારનું કામ આવડતું હતું. તેઓ રૂ, ચામડાં ને ઊનનાં કપડાં બનાવતા ને અનાજ દળી, ખાંડી રાંધીને ખાતા. કપાસનું વાવેતર તેમણે પહેલવહેલું કર્યું અને સુતરાઉ કપડાં પણ પહેલવહેલાં બનાવ્યાં. સોનું, રૂપું, લોઢું વગેરે ધાતુઓ તેમને માલમ હતી. લોઢાનો ઉપયોગ ધનુષ્ય અને ભાલા બનાવવામાં કરતા હતા. તેઓ લડાઈમાં તીરકામઠાં, તરવાર, કટાર, ભાલા ને ફરસી વાપરતા ને કવચ પહેરતા. સોના ચાંદીનો ઉપયોગ

તેઓ જાણતા હતા. તેઓ યજ્ઞ વખતે સોમ નામનો વનસ્પતિનો રસ પીતા હતા. તેઓ માંસાહારી પણ હતા. તેઓએ નૃત્ય, ચિત્રકળા અને સંગીતનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. હોડીઓદ્વારા જળમાર્ગે તેઓ વેપાર કરતા હતા. જુગાર સામાન્ય હતો. તે વખતે ચાર વર્ણ બંધાઈ નહોતી. ઘરનો વૃદ્ધ પુરુષ ઘરનો વડીલ ગણાતો ને બધાં તેની આમન્યા પાળતાં. એ વડીલજ પુરોહિત, ગોર કે શિક્ષાગુરુનું કામ કરતો. ધર્મક્રિયા સઘળા પોતાની મેળે પોતાના ઘરમાં કરતા. તેમનું જીવન સાદું અને સંસ્કારી હતું. તેમનામાં જાતિભેદ નહોતો. સઘળા આર્યો સરખા હતા. તેઓ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યનું કામ કરતા. જે વેદમંત્રો ભણી ધર્મક્રિયા કરતા ને કરાવતા; તેજ જરૂર પડે યુદ્ધમાં જતા, ખેતી કરતા, ને લુગડાં વણતા. તેઓ એક પત્નીવ્રત પાળતા. નાનાં બાળકો ઢોર ચારતાં. મડદાંને દાટવાનો અને બાળવાનો બંને રિવાજ હતા. વારસો પુત્રને મળતો. દત્તક લેવાનો પણ ચાલ હતો.

**૪. આર્ય સ્ત્રીઓની સ્થિતિ.**–ઘરમાં તેમજ સમાજમાં સ્ત્રીનો દરજ્જો ઉંચો હતો. તે વખતે પડદાનો રિવાજ નહોતો. આજની પેઠે બાપ પોતાની દીકરીને પરણાવતો ને ઘરેણાંગાંઠાંથી શણગારીને તથા તેને ઉત્તમ પ્રકારની શિખામણ આપીને સાસરે વળાવતો. પરણાવવાની ક્રિયા આજના જેવીજ થતી; પણ તે સમયે નાના બાળકને પરણાવતા નહિ. સ્ત્રીપુરુષો પુખ્ત ઉંમરે પરણતાં હતાં. તે વખતે દીકરીઓને ઉત્તમ પ્રકારની કેળવણી આપવાનો ચાલ હતો. તેથી ઘરમાં સાસુસસરાની તેઓ આમન્યા પાળતી, ને નણંદ, દેરાણી, અને જેઠાણી સાથે હળીમળીને રહેતી. તેઓ હંમેશાં હસમુખી રહેતી ને તપી જતી નહિ, કે કોઈને કડવાં વેણ પણ કહેતી નહિ. સ્ત્રીઓ પતિવ્રતધર્મ પાળી, પતિની સેવા કરી તેને પ્રસન્ન રાખતી. પુરુષો સાથે સ્ત્રીઓ પણ દેવપૂજામાં સામેલ રહેતી. ઘરની, ઘરના સામાનની, નોકરચાકરની ને બાળકોની સંભાળ રાખતી, તે બાળકોને ઉત્તમ પ્રકારે કેળવતી. વળી તેઓ ગાયો દોહવાનું ને રૂ કાંતવાનું કામ પણ કરતી. એ રીતે આર્યોનો ઘરસંસાર સુખી ને શાંત હતો. વિધવાઓને

પુનર્લગ્ન કરવાની છુટ હતી. તેઓ પડદાનશીન નહોતી અને તેમને સારૂં માન આપવામાં આવતું. તે વખતે તેમના જેટલી સ્વતંત્રતા અને માન પ્રાચીનકાળમાં બીજી કોઈપણ પ્રજામાં સ્ત્રીઓને મળતાં નહોતાં.



## પ્રકરણ ૩ જું

## आर्योनो उत्तर भरतखंडमां प्रसार

**૧. આર્યોના ચાર વેદ**
**૨. બ્રાહ્મણ, આરણ્યક, અને ઉપનિષદ્**
**૩. આર્યોનો પ્રસાર અને રાજ્ય**
**૪. આર્યાવર્તના આર્યોની સ્થિતિ**
**૫. રાજ્યપદ્ધતિ**

**૧. આર્યોના ચાર વેદ.**—જ્યારે આર્યો સપ્તસિંધુના* પ્રદેશમાં હતા ત્યારે ઋગ્વેદ એકલોજ હતો. ત્યાંથી વધીને આર્યલોક ગંગા અને જમનાના કાંઠા ઉપર ને ત્યાંથી પૂર્વ તરફ કાશી, અયોધ્યા ને બહાર તરફ આગળ વધ્યા. પંજાબમાં તેઓ સૂર્ય, આકાશ, વરુણ, વરસાદ, ઇંદ્ર, અગ્નિ, ઇત્યાદિ દેવોની મંત્રો કે ઋચાઓ વડે પ્રાર્થના અને સ્તુતિ કરતા. એ મંત્રોનો ગંગા–જમનાના કાંઠા ઉપર આવ્યા પછી સંગ્રહ કર્યો, તેને ઋગ્વેદ સંહિતા કહે છે. એ ઉપરાંત સામ, યજુર ને અથર્વ એ ત્રણ વેદ પણ આજ સમયે રચાયા. યજુર્વેદમાં દેવતાઓનું યજન–યજ્ઞ એ મુખ્ય બાબત છે. તેના કૃષ્ણ ને શુક્લ એવા બે ભાગ છે. યજ્ઞ કરાવવામાં જમીન માપીને વેદી બનાવવી, વાસણ, પાણી ને લાકડાં તૈયાર કરવાં, ને યજ્ઞના પશુનો વધ કરવો, એ કામ કરનારને અધ્વર્યુ કહેતા. નિયમ પ્રમાણે યજ્ઞ વખતે કેટલીક ક્રિયામાં ગાયન કરવાનું હોય છે. એ કામ કરનારને ઉદ્‌ગાતા કહેતા. એ બંને કામને લાયક બનાવવાને

* ગંગા, જમના, સરસ્વતી, શુતુદ્રી (સતલજ), રાવી, ઈરાવતી (પરુષ્ણી), ચિનાબ (ચંદ્રભાગા કે અસિક) અને સિંધુ નદી વચ્ચેનો પ્રદેશ. સરસ્વતી નદીના પ્રદેશને બ્રહ્માવર્ત કે દેવભૂમિ કહે છે. તે હજુ પણ પવિત્ર ગણાય છે.

વાસ્તે ખાસ કેળવણી આપવી પડતી. તેથી ઋગ્વેદમાંથી એ બંને કામને ઉપયોગી ભાગ જૂદા પાડી બે વેદ કર્યા. અધ્વર્યુના કામનો યજુર્વેદ અને ઉદ્ગાતાના કામનો સામવેદ થયો. તેમાં ઋગ્વેદની ઋચાઓનાં ગાન છે. એ સમયે અથર્વ ચોથા વેદ તરીકે ગણાતો નહોતો; માત્ર ત્રણજ વેદ ગણાતા. છેક પાછલા વખતમાં અથર્વની વેદમાં ગણના થઈ. એમાં રોગથી, ઘાતક પશુઓથી અને દુશ્મનના શાપથી બચવાના વિધિઓ એટલે જાદુના પ્રયોગોના મંત્રો આપેલા છે; તથા દેવને પ્રસન્ન કરવાના, આયુષ્ય વધારવાના, રોગ મટાડવાના ને ધન મેળવવાના મંત્રો પણ છે.

**૨. બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ્.**—'બ્રહ્મન્' એ ધર્મનું તત્ત્વ અને તેનું સ્થૂળ સ્વરૂપ તે યજ્ઞની ક્રિયાઓ છે. યજ્ઞપ્રસંગે બોલવામાં આવતાં સૂક્તોની ક્રિયા તથા દેવતાઓ વિષે તેમાં ખુલાસો કર્યો છે તેથી તેને બ્રાહ્મણ કહે છે. વેદના મંત્રોના સંગ્રહને સંહિતા કહે છે, અને એ સંહિતા ઉપર વિસ્તારથી વિવેચન કરેલા ગ્રંથો છે. એ રીતે ઋગ્વેદ ઉપર બે, સામવેદ ઉપર ચાર, યજુર્વેદ ઉપર બે અને અથર્વ ઉપર એક, એટલા બ્રાહ્મણગ્રંથો છે. ગામમાં રહી યજ્ઞ, હોમ વગેરે ક્રિયા કરવાનો વિધિ બ્રાહ્મણ ગ્રંથોમા વર્ણવેલો છે. એ સમયે કેટલાક ઋષિઓ જંગલમાં રહી શાસ્ત્રનું અધ્યયન કરતા ને શિષ્યોને તે કરાવતા. આવી રીતે ધર્મનું ચિંતન કરનારાના ગ્રંથો તે આરણ્યક છે. જેવી રીતે સંહિતા સાથે બ્રાહ્મણ ભાગ ભળેલો જોવામાં આવે છે તેમ બ્રાહ્મણ સાથે આરણ્યક અને ઉપનિષદ્ પણ જોડાએલા છે. ઋગ્વેદ ઉપર બે અને યજુર્વેદ ઉપર બે આરણ્યક ગ્રંથ થયા છે. બાકીના બે વેદ ઉપર આરણ્યક ગ્રંથ થયા નથી. જંગલોમાં રહી ઋષિઓ તત્ત્વજ્ઞાન ઉપર વિચાર કરતા. જીવ, ઈશ્વર શું છે, જીવનું કર્તવ્ય અને પ્રાપ્તવ્ય શું છે, જીવ શાથી થયો અને મુઆ પછી એનું શું થાય છે, મોક્ષ શાને કહેવો અને તે કેમ મેળવવો, વગેરે બાબતો ઉપર ચિંતન કરતા. એ તત્ત્વજ્ઞાનના ગ્રંથોને ઉપનિષદ્ યા વેદાંત કહે છે; કારણ કે તે વેદનો અંત એટલે છેવટનો ભાગ યા

સિદ્ધાંત છે. એ સમયે ઉપનિષદ્ના ગ્રંથો થયા હતા. ઉપર કહેલા વેદ, એટલે સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક તથા ઉપનિષદ્ના ગ્રંથોને આર્યો ઈશ્વરદત્ત માને છે; અને તે પવિત્ર અને સર્વમાન્ય ગણાય છે.

**૩. આર્યોનો પ્રસાર અને રાજ્ય.**—પંજાબમાંથી આર્યો આગળ વધી ગંગા ને જમનાના પ્રદેશમાં જેને મધ્ય દેશ કહે છે તેમાં વસ્યા, ને ત્યાંથી દક્ષિણમાં વિંધ્યાચળ ને પૂર્વમાં બંગાળા સુધી વધ્યા. તેમને વારંવાર અનાર્યો સાથે યુદ્ધ કરવું પડતું. તેમના લશ્કરી પ્રભાવથી જ તેમનો વિજય થયો. તેમણે અનાર્યોનો નાશ કર્યો નહિ પણ કેટલાકને પોતાનામાં ભેળવી દઈ શૂદ્ર જાતિ ઉત્પન્ન કરી. આર્યોને અનાર્યો સાથે વારંવાર લડાઈમાં રોકાવું પડવાથી વેદાધ્યયન કરવાનું, ખેતી કરવાનું વગેરે કામ થતાં નહિ, તેથી તેમણે સૌથી વધારે બળવાન, મોભાદાર અને જથાવાળાને રાજા ઠરાવી તેની સરદારી નીચે બીજા બળવાન ને ઉત્સાહી યોદ્ધાઓ સોંપી તેમનો જુદો વર્ગ ઠરાવ્યો. તે લડાઈઓ લડી રાજ્ય સંભાળે એવું ઠર્યું. તે ક્ષત્રિય કહેવાયા. તેજ પ્રમાણે વેદાધ્યયન, ભણવું, ભણાવવું અને ધાર્મિક ક્રિયા કરવાનું કામ ખાસ કરીને બ્રાહ્મણો કરતા. ક્ષત્રિયો દેશના રક્ષણને માટે યુદ્ધ કરતા અને સુલેહશાંતિ રાખતા. વૈશ્યો ખેતી ને વેપાર કરતા. આ ત્રણે જાતિઓને જનોઈ પહેરવાનો અને વેદ ભણવાનો અધિકાર હતો તેથી તેમને દ્વિજ કહેતા હતા. શૂદ્રને જનોઈ તેમજ વિદ્યાભ્યાસનો અધિકાર નહોતો પણ તેમને ત્રણે જાતિની સેવા કરવાની હતી. વર્ણાશ્રમ ઉપરાંત આશ્રમ વ્યવસ્થા હતી. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્થ એવા ચાર આશ્રમો હતા. એ પ્રમાણે ત્રણ જાતિ થઈ અને જે અનાર્યો તાબે રહી હલકાં કામ-ચાકરી કરવા લાગ્યા તેમની ચોથી શૂદ્ર જાતિ થઈ. એ ચારે વર્ણનું બંધારણ જન્મ પ્રમાણે નહિ પણ ગુણકર્મને અનુસરીને હતું; એટલે એક વર્ણમાં જન્મેલી વ્યક્તિ તેની લાયકાત પ્રમાણે બીજી ઉચ્ચતર વર્ણમાં જઈ શકતી. આ પ્રમાણે ચાર જાતિની વ્યવસ્થા થઈ એટલે તેમને પાળવાના ધર્મોના કાયદા પણ તેજ સમયે થયા છે. તે સમયે

આર્યોએ અનાર્યોને જીતી હિમાલયની તળેટીથી તે બિહાર સુધીના મુલકમાં વસવાટ કર્યો અને ત્યાં સ્વતંત્ર બળવાન રાજ્યો સ્થાપ્યાં. એ રાજ્યો નાનાં નાનાં અને છૂટાં હતાં. તેમની સંસ્કૃતિ એક હોવાથી તેમનો અરસ્પરસ નિકટનો સંબંધ હતો. વિદ્યાકળા અને હુન્નરઉદ્યોગમાં તેમણે સારી પ્રગતિ કરી હતી. તેમાં પાંચ મોટાં રાજ્યો હતા:

( ૧ ) દિલ્હીની પાસે ગંગા નદીના પ્રદેશમાં કુરુઓ હસ્તિનાપુરમાં રાજ્ય કરતા હતા; (૨) કનોજની આસપાસ પાંચાલોનું રાજ્ય હતું; ( ૩ ) ઉત્તર બિહારમાં વિદેહનું; ( ૪ ) અયોધ્યામાં કોશલનું ને ( ૫ ) બનારસની આસપાસ કાશીનું રાજ્ય હતું. અયોધ્યાનું રાજ્ય સૂર્યવંશી + ને હસ્તિનાપુરનું રાજ્ય ચંદ્રવંશી * ક્ષત્રિયોને તાબે હતું. ક્ષત્રિય રાજ્યોનો વિસ્તાર પૂર્વમાં બંગાળા, પશ્ચિમે સિંધુ નદી, ઉત્તરે હિમાલય ને દક્ષિણે વિંધ્યાચળ સુધી હતો. એ ભાગને આર્યાવર્ત કહેતા. એ રાજ્યોમાં ભવ્ય યજ્ઞક્રિયાઓ થવા લાગી. એ સમયમાં રાજાઓ વિદ્વાન હોઈ વિદ્વાનોને આશ્રય આપનારા હતા. તેમજ તેમણે રાજ્યધાનીમાં ને બીજાં મોટાં ગામોમાં પાઠશાળાઓ સ્થાપી હતી, એમ બ્રાહ્મણ ગ્રંથો ઉપરથી જણાય છે.

**૪. આર્યાવર્તના આર્યોની સ્થિતિ.**—રાજાઓ ગામને કિલ્લા બાંધતા, રસ્તા પહોળા ને સીધા રાખતા, મધ્યે રાજ્યમહેલ બનાવતા ને આસપાસ પ્રજાજનો ભવ્ય મકાનો બંધાવી ગામને શોભાવતા. પ્રજાજનોની દોલતમાં સોનું, રૂપું, જવાહીર, ગાડી, રથ, ઘોડા, ગુલામો અને શહેરની આસપાસની જમીન હતી. દરેક ગૃહસ્થ ઘરમાં પવિત્ર અગ્નિ રાખતો. કુટુંબમાં બધાને વડીલની આજ્ઞાને અનુસરી વર્તવું પડતું હતું. બ્રાહ્મણનું સ્થાન ઘણું ઉંચું ગણાયું છે; કારણ કે જે બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ ગણાતા. તપશ્ચર્યા અને બ્રહ્મચર્યના પાલનથી તેઓ બ્રહ્મજ્ઞાનમાં વધારો કરતા તેથી તેમનો બધે ઠેકાણે સત્કાર થતો હતો. દરેક ગૃહસ્થ અતિથિનો સત્કાર કરતો ને દેશના કાયદા પ્રમાણે ચાલી રાજાને તે માન આપતો. ગૃહસ્થ લોકો મુખ્યત્વે ગામડામાં

+સૂર્યની પૂજા કરનાર તે સૂર્યવંશી. *ચંદ્રની પૂજા કરનાર તે ચંદ્રવંશી.

રહેતા હતા. ગૃહસ્થ પુરોહિત મારફત હોમ ને ધર્મક્રિયા કરાવતો. યજ્ઞમાં બકરા વગેરેનું બળિદાન અપાતું. બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય એ ત્રણે વર્ણનાં બાળકો નાનપણથી ગુરુ પાસે જઈ સાથે અભ્યાસ કરતાં ને ધર્મજ્ઞાન મેળવતાં. એ વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચાર વર્ણ હતી. શૂદ્ર સિવાયની ત્રણે વર્ણમાં કંઈક અપવાદ સાથે માંહ્નોમાંહે પરણતા અને સાથે ખાવાપીવામાં બાધ ગણતા નહિ. ભિન્ન ભિન્ન પ્રકારના કારીગર લોકોની જરૂરિઆત પુરી પાડવાને વંશપરંપરાથી ઉતરતો આવેલો ધંધો કરતા, ને ખેડુતો પોતાનાં ઢોર સાથે ગામની આસપાસ ઘર બાંધી રહેતા હતા. પ્રાચીન આર્યોને જુગારનો, અને ઘોડા અને રથની શરતનો બહુ શોખ હતો. કેટલાક ઋષિઓ જંગલમાં રહી આત્મા–ઈશ્વિર વિષે તત્ત્વજ્ઞાનનું ચિંતન કરતા ને જે શિષ્યો આવતા તેમને વેદમંત્રો પાઠ કરાવતા. એ સમયે ઇન્સાફ આપવાના ને ગુન્હેગારને સજા કરવાના કાયદા થયા હતા. વળી રાજા-પ્રજાને ચાલવાના ધારા ઘડાયા હતા. લોકોને જ્યોતિષ્ ને ખગોળ-વિદ્યાનું પણ જ્ઞાન હતું. વળી બ્રાહ્મણગ્રંથમાં વેદી બનાવવાના નિયમો આપ્યા છે. આ ઉપરથી એ સમયમાં ભૂમિતિનાં મૂળતત્ત્વોની પણ શોધ થઈ હતી એમ માલમ પડે છે. એ મૂળતત્ત્વો કલ્પસૂત્રમાં આવેલાં છે.

**૫. રાજ્યપદ્ધતિ.**—પ્રત્યેક ટોળીનો એક આગેવાન હતો. અને બધી ટોળીઓનો એક મુખ્ય નાયક તે રાજા થતો. રાજ્યના ઉંમરલાયક લોકોની સમિતિ હતી. તે રાજાને તથા રાજસભાને ચુંટી પસંદ કરતા. રાજસભા રાજાને મદદ કરતી. આ પ્રમાણે લોકોની સલાહ મુજબ રાજ-કારભાર ચાલતો હતો. રાજ્યનું કામકાજ કરવા બ્રાહ્મણોની સભા હતી. તે રાજ્ય ચલાવવામાં ને ઇન્સાફ આપવામાં શાસ્ત્ર પ્રમાણે સલાહ આપતા. રાજ્યના મોટા મોટા ભાગ પાડી તે ઉપર સુબા નીમવામાં આવતા. તે દરેકના તાબામાં હજાર હજાર ગામ હતાં. સુબાના હાથ નીચે સો સો ગામના વહીવટદાર અને તેના હાથ નીચે દશ દશ ગામના કામ-દાર નિમાતા. તેથી ઉતરતા એક એક ગામના ઉપરી હતા. તે સર્વે પોતાના કામકાજ સંબંધી રાજાને જવાબદાર હતા. જમીનનું મહેસૂલ

એ રાજ્યની ઉપજનું મુખ્ય સાધન હતું.તે ઉપરાંત માલની આયાત નિકાસ ઉપર પણ દાણ લેવાતું હતું. ગરીબ લોકો વેરો આપી શકતા નહિ તેના બદલામાં મહીનામાં એક દિવસ રાજ્યવેઠ કરતા. ગામનો જમીનવેરો કેટલો આપવો તે આંકડો રાજા સાથે નક્કી કરી ગામનો પટેલ તેનો જવાબદાર થતો. વેરો ગામના લોકો પાસેથી ફાળે પડતો લેવાતો. ગામના લોકોની ચાલચલગતનો જવાબદાર પણ એ પટેલજ હતો. તે ગામ-લોકોના માંહોમાંહેના ટંટા પંચની મારફત ચૂકવતો. તેના બદલામાં તેને રાજા તરફથી પસાયતી જમીન મળતી, તેમ તે વેઠવેરાથી મુક્ત હતો. પટેલના હાથ નીચે ગામડાના બીજા નોકરો હતા, તેમને પણ રાજ્ય તરફથી પસાયતાં મળતાં. એ સમયે રાજ્યના સઘળા અમલદારોને પગારને બદલે પસાયતાની જમીન આપવાનો ધારો હતો.

---

## પ્રકરણ ૪ થું

---

### સૂર્યવંશી રાજ્ય

### *रामायणनी कथा

આર્ય લોકોનાં આદિ કાવ્યો રામાયણ અને મહાભારત છે. તેમને ઇતિહાસની કોટિમાં મૂકેલાં છે. આખી દુનિયાના સાહિત્યમાં રામાયણ અને મહાભારતના જેવાં વીરરસ કાવ્યો ભાગ્યેજ જોવામાં આવે છે. તેમાંથી આપણા પૂર્વજોની ભાવના, ધર્મ, નીતિ, રહેણીકહેણી વગેરે જાતની વિધવિધ માહીતી આપણને મળે છે. રામાયણના કર્તા સંસ્કૃતના પહેલા કવિ વાલ્મીકિ છે.

અયોધ્યામાં સૂર્યવંશી રાજ્ય સ્થાપનાર ઇશ્વાકુ થયો. તેના વંશમાં ૧૦ મી પેઢીએ હરિશ્ચંદ્ર નામે સત્યવાદી રાજા થયો. એનું સત્યવ્રત તજાવવાને વિશ્વામિત્ર નામે ઋષિએ ઘણો યત્ન કર્યો,

---

*** રામાયણ અને મહાભારતમાં વર્ણવેલા બનાવ કેટલે અંશે સત્ય છે એ વિષે મતભેદ છે પણ હિંદુમત મુજબ તેમાંની કથા ખરી છે અને રામાયણ પ્રથમ અને મહાભારત પછીથી થયું છે.**

પણ તેણે પોતાનું સત્યવ્રત તજ્યું નહિ, તેણે પોતાનું વ્રત પાળવાને રાજ્ય ખોયું, અસહ્ય સંકટ વેઠયું, પોતાની સ્ત્રી અને છોકરાં વેચ્યાં, તથા તેમને નીચ કામ કરતાં નજરે જોયાં, પણ તે પોતાના વ્રતથી ડગ્યો નહિ. તેની પત્ની તારામતી પોતાના પતિનું વ્રત પાળવાને રાજ્યસુખ તજી તેના દુઃખમાં ખુશીની સાથે ભાગીએણ થઈ અને ગણિકાને ઘેર વેચાઈ, તેનો પુત્ર રોહિતાશ્વ પણ એજ રીતે રાજ્ય છોડી પોતાના પિતાની સાથે કષ્ટ વેઠતાં વેચાયો, ને નહિ થાય એવું કામ કરવા લાગ્યો. એ પ્રમાણે ત્રણે જણાંએ અસહ્ય કષ્ટ વેઠયું, પણ સત્ય ન તજ્યું ત્યારે પરિણામે પરમેશ્વરે સહાય કરી; ને તેમને મૂળ સ્થિતિમાં આણી મૂકયાં. એ હરિશ્ચંદ્ર રાજા સત્યવાદીને નામે, તેની સ્ત્રી તારામતી સતીને નામે, ને તેનો પુત્ર રોહીતાશ્વ સુપુત્રને નામે આજે પણ આર્યોમાં પુજાય છે.

હરિશ્ચંદ્ર પછી કેટલીક પેઢીએ દશરથ રાજા થયો, તેને ત્રણ રાણી હતી. તેમાંની પટરાણી કૌશલ્યાને પેટે રામાયણની કથાના નાયક રામચંદ્રનો જન્મ થયો. બીજી સુમિત્રાને પેટે લક્ષ્મણ ને શત્રુઘ્નનો ને નાની કૈકેયીને પેટે ભરતનો જન્મ થયો. તે સમયે વિશ્વામિત્ર નામે એક ઋષિ હતા. આસપાસના રાક્ષસો આવી તેમના યજ્ઞનો ભંગ કરતા. એ રાક્ષસોથી યજ્ઞનું રક્ષણ થાય તે હેતુથી ઋષિએ દશરથ રાજા પાસે રામલક્ષ્મણને તેમની પાસે રાખવા માગ્યા. ઋષિને નારાજ કરવા ઠીક ન લાગ્યાથી તેણે ઋષિ સાથે રામ લક્ષ્મણને મોકલ્યા; વિશ્વામિત્રે પોતાના આશ્રમ પર આવી રામ લક્ષ્મણને યુદ્ધકળા શીખવી અને રાક્ષસોથી પોતાના યજ્ઞનું રક્ષણ કરાવ્યું.

એ સમયે અયોધ્યાની પૂર્વે વિદેહનું રાજ્ય હતું. ત્યાં જનક નામે રાજા રાજ્ય કરતો. તેને સીતા નામે ગુણવાન અને રૂપવાન પુત્રી હતી. સીતાને પરણાવવા માટે જનકે સ્વયંવર રચી દેશના રાજાઓને નોતર્યા. જનકને મહાદેવે એક મોટું ધનુષ્ય આપેલું હતું. તે ધનુષ્ય જે તોડે તેને સીતા પરણાવવી એવી શરત હતી. સ્વયંવરમાં ઘણા રાજા આવ્યા હતા. રામચંદ્ર પણ વિશ્વામિત્ર ઋષિની

સાથે ત્યા ગયા. શિવજીનું આપેલું ધનુષ્ય કોઈ રાજાથી (લંકાના રાક્ષસ રાજા રાવણથી પણ) ન તૂટયું, ત્યારે ઋષિની આજ્ઞા લઈ રામે તે તોડયું, તેથી જનકે સીતાને રામ સાથે પરણાવી. દશરથ રાજા વૃદ્ધ થયા, ત્યારે તેમણે પોતાના પાટવી પુત્ર રામને રાજ્યાભિષેક કરવાનો ઠરાવ કર્યો. એ વાત રામની સાવકી માતા કૈકેયીને રૂચી નહિ. એક સમયે દશરથે કૈકેયીને વચન આપ્યું હતું, કે "તું માગીશ તે આપીશ." એ વચન પ્રમાણે કૈકેયીએ માગ્યું, કે "રામને ચૌદ વરસ વનવાસ મોકલો ને ભરતને રાજ આપો." આ સાંભળી દશરથ ખિન્ન થયો, પણ પોતાનું વચન કેમ તોડાય? પોતાના વહાલા પુત્ર રામને દેશવટો દેવો એ દશરથને કારી ઘા જેવું લાગ્યું. વચનભંગ થવાય નહિ ને રામને દેશવટો દેવાય નહિ, તે સારૂ તેણે કૈકેયીને બહુ સમજાવી, પણ તે એકની બે થઇ નહિ. છેવટે એ વાત રામના જાણવામાં આવી. રામે પોતાના પિતાનું વચન પાળવાની ખાતર પોતાને વનમાં જવાની રજા આપવા દશરથને વિનંતિ કરી, તથા રાજ્યાભિષેક સારૂ ભરતને એના મોસાળથી બોલાવ્યો. ભરત રામનો ઓરમાયો પણ સદ્દગુણી ભાઈ હતો. તેણે રાજ લેવાની ના પાડી, અને પોતાના પિતાને તથા રામચંદ્રને દુઃખી કર્યા તે માટે પોતાની માતાને બહુ ઠપકો દીધો. તેણે રામને ગાદીપતિ થવાને કાલાવાલા કર્યા, પણ રામે કહ્યું કે આપણા પિતાનું વચન વ્યર્થ જવું ન જોઇએ, પુત્રનો ધર્મ છે કે પિતાનું વચન પાળવું. આપણે પિતાનું વચન લોપનારા પાપી પુત્ર થવું ન જોઇએ. એ પ્રમાણે ઘણો બોધ દીધો ત્યારે રામ વનવાસથી પાછા આવે ત્યાંસુધી તેમની વતી રાજ્ય ચલાવવાનું ભરતે માથે લીધું. આ ઉપરથી અન્ય રાજાઓને અને રાજ્યબંધુઓને કેટલી બધી શિખામણ લેવાની છે! રાજ્યલોભથી પુત્રો પિતાને કેદ કરે છે; બંધુઓ દ્વેષબુદ્ધિથી માંહેમાંહે લડી મરે છે, તેમણે રામ અને ભરતના દાખલાથી અવશ્ય ઉપદેશ લેવો જોઇએ.

રામ વનવાસ જવાને તૈયાર થયા ત્યારે તેમની પતિવ્રતા સ્ત્રી

સીતા ને તેમનો ઓરમાન ભાઇ લક્ષ્મણ તેમની સાથે જવાને તૈયાર થયાં. રાજ્યસુખ તજી જંગલમાં અસહ્ય દુઃખ ખમવાને તત્પર થયાં તે ઉપરથી સીતાનું ઉત્તમ પતિવ્રત અને લક્ષ્મણનો અદ્વિતીય બંધુપ્રેમ જણાય છે. દશરથની વૃદ્ધાવસ્થામાં યોગ્ય રીતે રાજ્ય ચલાવી રામે એટલો પ્રજાપ્રેમ સંપાદન કર્યો હતો કે સમસ્ત પ્રજા તેમની સાથે વનવાસ જવાને તૈયાર થઈ. પ્રજાને પાછી વળવા અને શોક નહિ કરવા રામે ઉપદેશ કર્યો, તેમાં પુત્રધર્મ અને રાજાપ્રજાના ધર્મ સારી રીતે બતાવ્યા છે. રામના ઉપદેશથી અને આગ્રહથી શોકમાં ડુબેલી પ્રજા પાછી ગઇ. રામ વનવાસ ગયાની ખબર સાંભળી દશરથે પુત્ર-વિયોગના દુઃખમાં દેહ છોડયો.

રામ, લક્ષ્મણ ને સીતા વનમાં ભટકતાં ભટકતાં ગોદાવરીને કાંઠે આવ્યાં, અને હાલ જ્યાં નાસિક ગામ છે ત્યાં એક મઢી બાંધીને રહ્યાં. તે વખતે ત્યાં સઘળે જંગલ હતું. અયોધ્યાથી નાસિક આવતાં રસ્તામાં જંગલ, ડુંગરા ને નદીઓ સિવાય કંઇ નહોતું. જંગલમાંથી ફળફળાદિ વીણી લાવી ત્રણે જણ ગુજરાન ચલાવતાં હતાં. સીતાના સૌંદર્યથી મોહિત થએલો લંકાનો રાજા રાવણ સ્વયંવરમાંથી નાઉમેદ થઇ પાછો ગયો હતો, તેણે લાગ સાધી સીતાને એકલી જોઈ તેનું હરણ કર્યું.

સીતાનું હરણ થયું ત્યારે રામ અને લક્ષ્મણ શિકારે ગયા હતા. ત્યાંથી આવ્યા ત્યારે તેમણે સીતાને દીઠી નહિ તેથી બન્ને ભાઈ ઘણા શોકાતુર થયા, અને સીતાની શોધ કરવા દક્ષિણમાં ચાલ્યા. ત્યાં પુષ્કળ જંગલો હતાં ને તેમાં છૂટાછવાયા જંગલી અનાર્ય લોકો રહેતા હતા. આગળ ચાલતાં જંગલી લોકોનું કિષ્કિંધા નામે ગામ આવ્યું. ત્યાં વાલી નામે રાજા હતો. એ વાલીને તેના ભાઈ સુગ્રીવ સાથે અણબનાવ હતો. સુગ્રીવે રાજ્ય અપાવવાની શરતે રામને મદદ કરવાનું કબુલ કર્યું, તેથી રામે વાલીને માર્યો ને સુગ્રીવને ગાદી આપી. સુગ્રીવના પ્રધાન હનુમાનને રામે નિશાની આપી સીતાની શોધ માટે મોકલ્યો. તેણે લંકામાં જઇ સીતાની ભાળ કાઢી ને તેમનો સંદેશો લઇને પાછો આવ્યો.

સીતાની ભાળ મળ્યા પછી રામે સુગ્રીવ અને તેના સહકારીઓનું સૈન્ય જમાવ્યું, ને સેતુબંધ રામેશ્વર× આવી ત્યાં રામેશ્વરની સ્થાપના કરી, તથા લંકામાં જવાને દરીઆ ઉપર પૂલ બંધાવ્યો. પૂલ ઉપર થઇને સઘળા લંકામાં આવ્યા. વાલીના પુત્ર અંગદને રાવણ પાસે વિષ્ટિ કરવા મોકલ્યો. રાવણની સ્ત્રી મંદોદરીએ ને ભાઈ વિભીષણે સીતાને પાછી આપવા રાવણને બહુ સમજાવ્યો, પણ તેણે કોઈનું માન્યું નહિ. વિભીષણ તો પોતાના ભાઈનો દુરાગ્રહ જોઈ રામને જઈ મળ્યો, તોપણ રાવણ ડગ્યો નહિ. છેવટે બંને વચ્ચે લડાઈ થઈ. એ યુદ્ધમાં રાવણ, તેનો પુત્ર ઈંદ્રજીત, ને ભાઈ કુંભકર્ણ વગેરે સર્વે મરાયા. રામે લંકાની ગાદી વિભીષણને આપી ને વનવાસની મુદત પુરી થવાથી પોતે સીતાને લઈ લક્ષ્મણ સાથે અયોધ્યા પાછા આવ્યા.

રામના આવ્યાથી ભરત ને પ્રજાજન આદિ પ્રસન્ન થયા. અને ભરતે રામને રાજ્ય સોંપી દીધું. ગાદીએ બેઠા પછી તે નગરચર્યા જોવા નીકળતા ને લોકવાયકા સાંભળતા. એક સમયે તેમણે સીતાના પતિવ્રત ઉપર શક પડતી લોકવાયકા સાંભળી. સીતાના સતીત્વ ઉપર રામને પૂર્ણ વિશ્વાસ હતો, છતાં લોકનિંદા થતી અટકાવવા સારૂ સીતાને ખબર આપ્યા વગર લક્ષ્મણ સાથે તેને વનમાં મોકલી દીધાં. તે વખતે સીતા સગર્ભા હતી. સીતાને વનમાં એકલાં મૂકી લક્ષ્મણ પાછા ગયા. સીતા હૈયાફાટ શોક કરતી ને વનમાં એકલી ભટકતી કેટલેક દિવસે વાલ્મિકીમુનિને* આશ્રમે આવી. ઋષિએ સીતાને ઓળખી ને પોતાની સંભાળ નીચે આશ્રમમાં રાખી. ત્યાં સીતાને બે પુત્ર અવતર્યા. મુનિએ તેમની બરદાસ કરીને ઉછેર્યા ને તેમને શસ્ત્રવિદ્યા શીખવી.

આગળ જતાં રામે અશ્વમેધ યજ્ઞ કર્યો. અશ્વમેધ યજ્ઞ કરનાર એક ઘોડાને છુટો મૂકે છે, ને તેનું રક્ષણ કરવાને તેની પાછળ સૈન્ય જાય છે. જો કોઈએ ઘોડો બાંધે તો તેનું રક્ષક સૈન્ય, અશ્વ બાંધનારને હરાવી તાબે કરે છે, ને ઘોડાને છોડાવે છે. તે પ્રમાણે સર્વત્ર વિજય કરી ઘોડો પાછો લાવે

× જ્યાં આગળ રામે સેતુ ( પૂલ ) બાંધ્યો તે જગા.

* આ વાલ્મિકી ઋષિએ રામાયણનો ગ્રંથ રચ્યો છે.

છે. એ અશ્વમેધ કરનાર ચક્રવર્તિ રાજા કહેવાય છે. રામનો અશ્વ ફરતો ફરતો વાલ્મિકમુનિને આશ્રમે આવ્યો; ત્યાં લવ ને કુશે તે ઘોડો બાંધ્યો. રામ આ પુત્રોને, કે પુત્રો રામને ઓળખતા નહોતા, તેથી તેમની વચ્ચે યુદ્ધ થયું. આ નાનાં બાળકોએ બતાવેલા પરાક્રમથી રામ બહુ ખૂશ થયા. એવામાં યુદ્ધના સમાચાર સાંભળી વાલ્મિકીઋષિ ત્યાં આવ્યા. તેમણે રામને પુત્રોનું ઓળખાણ કરાવ્યું. ઋષિના ઉપદેશથી સીતાને તથા બન્ને છોકરાને લઇ રામ અયોધ્યે ગયા.

સીતાને લાવ્યા પછી રામે સુખશાન્તિમાં રાજ્ય ચલાવ્યું. તે દરરોજ રાત્રે વેશ પલટી નગરચર્ચા જોતા, લોકવાયકા સાંભળતા ને રૈયતનું દુઃખ ટાળતા; તથા રાજ્યનો બંદોબસ્ત રાખતા. તેમણે રાજ્યનીતિ પ્રમાણે રાજ્ય ચલાવીને અને ન્યાયશાસ્ત્ર પ્રમાણે ન્યાય કરીને રૈયતને આબાદ અને સુખી કરી; તથા પોતાનાં સંતાનની પેઠે પાળીપોષી તેમનો પ્રેમ સંપાદન કર્યો. તેથીજ સલાહ શાંતિવાળા, સુખી ને આબાદ રાજ્યને "રામરાજ્ય" એટલે સત્ યુગની ઉપમા આજે પણ આપવામાં આવે છે. એવા રાજા ઇશ્વિરના અવતાર તરીકે પુજાય એમાં શું આશ્ચર્ય? પોતે રાજા હતા તથા લાંબી મુદત સુધી સીતાનો વિયોગ પડયો હતો છતાં છેવટ સુધી રામે એક પત્નીવ્રત પાળ્યું, તેમજ સીતાએ પણ પોતાનું પતિવ્રત સાચવ્યું.

રામાયણ વાંચવાથી આર્યસંસ્કૃતિનું તાદશ ચિત્ર આપણી નજર આગળ ખડું થાય છે. તે સમય આર્યનો સત્યુગ કહી શકાય. રામાયણમાં ભિન્ન ભિન્ન મનોભાવનાં ચિત્રો સરળ અને હૃદયસ્પર્શી ભાષામાં વર્ણવવામાં આવ્યાં છે. રામની સત્ય ઉપર પ્રીતિ, પિતૃભક્તિ અને ધર્મપરાયણતા; સીતાનું અનુપમ પતિવ્રતપણું; દશરથની પ્રજા માટેની ચિંતા; તથા લક્ષ્મણ અને ભરતનો અગાધ ભ્રાતૃભાવ, વગેરે ઉંચા પ્રકારના આદર્શોએ અસંખ્ય હિંદુઓના જીવનનો પલટો કર્યો છે; ટુંકામાં ગૃહધર્મ અને રાજધર્મનો તેમાં ઉત્તમ ઉપદેશ આપેલો છે.

---

# પ્રકરણ ૫ મું

## મહાભારતની કથા

રામાયણના સમયમાં સૂર્યવંશી આર્યોનાં રાજ્ય બળવાન હતાં, અને મહાભારતના સમયમાં આર્યાવર્તમાં ચંદ્રવંશી આર્યોનાં રાજ્ય બળવાન હતાં. તેમાં દિલ્હીની પૂર્વે ગંગાને કાંઠે હસ્તિનાપુરમાં પાંડવ કૌરવનું, મથુરામાં કંસનું, મગધમાં જરાસંધનું, પંચાળમાં દ્રુપદનું, દ્રાવિડમાં શિશુપાળનું,[1] વૈરાટ રાજાનું[2] અને કુંતલપુર (કુંતીઆણા) માં ભીમકનું, એ મુખ્ય રાજ્યો હતાં. વળી પોતાના મામા કંસને મારીને કૃષ્ણે દ્વારિકામાં યાદવોનું રાજ્ય એ સમયે સ્થાપ્યું.

કાલિદાસના લખેલા શાંકુતલ નાટકમાં વર્ણવેલા દુષ્યંત રાજાનો કુંવર ભરત મહાપરાક્રમી રાજા થયો. તેના નામ ઉપરથી આ દેશનું નામ ભરતખંડ[3] પડયું. તેના વંશમાં ધૃતરાષ્ટ્ર કરીને એક આંધળો રાજા હસ્તિનાપુરમાં રાજ્ય કરતો હતો. તેને સો દીકરા હતા. ધૃતરાષ્ટ્રની પૂર્વે કેટલીએક પેઢી ઉપર કુરુ કરીને એક રાજા થઈ ગયો હતો, તેના નામ ઉપરથી એ સો ભાઈ કૌરવ કહેવાતા હતા. તેમાં સૌથી મોટો દુર્યોધન હતો, એની મા ગાંધારની રાજ્યપુત્રી હતી. ધૃતરાષ્ટ્રનો ભાઈ પાંડુ મરી ગયો હતો. તેને બે સ્ત્રી હતીઃ કુંતા અને માદ્રી. કુંતા એ કૃષ્ણના બાપ વસુદેવની બેન હતી. તેને યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન એ ત્રણ દીકરા હતા; અને માદ્રીને નકુલ અને સહદેવ એ બે પુત્રો હતા. એ પાંચ ભાઇઓ પાંડુના નામથી ઓળખાતા. પાંડુ મરણ પામ્યા હતા તેથી પાંડવો કાકાના દરબારમાં ઉછરી મોટા થયા. કૌરવો તથા પાંડવોને દ્રોણ નામે ગુરુએ રાજ્યનીતિ ને શસ્ત્ર-

---

૧ શિશુપાળ ખરેખર ક્યાનો રાજા, ૨. અને વૈરાટ ને કુંતલપુર ક્યાં છે તે વિષે મતભેદ છે.

૩. કેટલાક ઋષભદેવના દીકરા ભરતના નામ પરથી આ દેશનું નામ ભરતખંડ પડયું એમ કહે છે.

# પ્રાચીન ભારત.


ગંધાર
દો
ફાળનું હિંદ
મધ્યદેશ
સિંધુ
મોહેનજોડેરો
સૌરાષ્ટ્ર
બ્રહ્મપુત્રા નદી
મિથિલા
કામરૂ
મગધ
નિષધ
વિદર્ભ
દંડકારણ્ય
અરબી સમુદ્ર
બંગાળી ઉપસાગર
આન્ધ્ર
કેરલ
માલ્લ
મલય
સિલોન

વિદ્યા સારી રીતે શીખવીને હોશિયાર બનાવ્યા. પાંડવો રાજ્યના ભાગીઆ હોવાથી દુર્યોધન તેમના ઉપર દ્વેષ કરતો હતો. બન્ને પક્ષને સમજાવ્યાથી અંતે રાજ્યના બે ભાગ પાડી હસ્તિનાપુર દુર્યોધનને, અને વારણાવતી (અલ્લાહાબાદ) પાંડવોને આપ્યાં. પરંતુ દુર્યોધને દ્વેષબુદ્ધિથી પાંડવોનો રાજ્યમહેલ સળગાવી મુકાવ્યો, તેમાંથી પાડવો મુશ્કેલીથી બચ્યા ને વનમાં ભટકવા લાગ્યા.

એવામાં પંચાળ દેશના રાજા દ્રુપદે પોતાની પુત્રી દ્રૌપદીને પરણાવવા સ્વયંવર રચ્યો. ત્યાં સઘળા રાજા રાણા એકઠા થયા. પાણીના કુંડમાં થાંભલા ઉપર ઉંચે ગોળ ફરતું એક મચ્છ લટકાવેલું હતું. તે મચ્છનું કુંડના પાણીમાં પ્રતિબિંબ પડતું હતું, તે પ્રતિબિંબ જોઇને થાંભલે બાંધેલાં બે શીંકાંમાં પગ રાખી જે પુરુષ મચ્છને વિંધે તેને દ્રૌપદી પરણે એવી શરત હતી. પાંડવો વનમાં બ્રાહ્મણને વેષે રહેતા હતા. તે સ્વયંવરની વાત સાંભળી ત્યાં આવ્યા. કોઇ રાજાથી મચ્છવેધ ન થયો ત્યારે અર્જુને ઊઠીને મચ્છવેદ કર્યો, તેથી દ્રુપદે પોતાની કુંવરી તેને પરણાવી. ચૂકથી માતાએ આપેલી આશિષને તાબે થઇ પાંચે પાંડવોએ તેને સ્ત્રી તરીકે સ્વીકારી.

કૌરવોને પાંડવ પક્ષવાળાઓએ સમજાવ્યાથી ધૃતરાષ્ટ્રે પાંડવોને હસ્તિનાપુર બોલાવી અર્ધું રાજ્ય આપ્યું, તેથી પાંડવો જમનાને કાંઠે ઇંદ્રપ્રસ્થ (દીલ્હી) વસાવી રાજ્ય કરવા લાગ્યા. ત્યારપછી દુર્યોધને યુધિષ્ઠિરને જુગટું રમવા બોલાવ્યા. જુગટામાં યુધિષ્ઠિર રાજ્યપાટ, પત્ની ને ભાઇઓ સર્વસ્વ હાર્યા. પણ ધૃતરાષ્ટ્રે તેમનું રાજ્ય તેમને પાછું સોંપ્યું. પરંતુ દુર્યોધને તેમને બીજી વાર જુગટામાં હરાવ્યા. આ વખતે જે હારે તે બાર વરસ વનમાં રહી તેરમા વરસે છૂપા રહે એવી શરત કરી હતી. પાંડવો હાર્યા ને જુગટાનાં માઠાં ફળ ભોગવવા સત્યવાદી પાંડવો વનમાં ગયા. દ્રૌપદી સાથે તેઓ બાર વરસ વનમાં રખડયા. એ સમયનો ઘણો ભાગ તેમણે બાગલાણનાં જંગલોમાં કહાડયો. ખાનદેશ ને નાસિકમાં તે વખતે વસ્તી નહોતી. માત્ર જંગલો હતાં. બાર વરસ પુરાં થયા પછી પાંડવો તેરમે વરસે વેશ પલટી વૈરાટનગરના રાજાને

ત્યાં છૂપા રહ્યા. એ પૂર્વે અર્જુને કૃષ્ણની બેન સુભદ્રાનું હરણ કરી લગ્ન કર્યું હતું. એ સુભદ્રાના પુત્ર અભિમન્યુને વૈરાટ રાજાની કુંવરી ઉત્તરા વેરે પરણાવ્યો. સ્નેહ અને સગપણને લીધે દ્વારિકાના યાદવ રાજા કૃષ્ણ, તથા વૈરાટ રાજા ને દ્રુપદ રાજા પાંડવોની પક્ષે થવાથી તેમનું બળ વધ્યું.

તેર વરસ પુરાં થયા પછી કૃષ્ણ દુર્યોધન પાસે પાંડવોની વતી વિષ્ટિ કરવા ગયા. તેમણે પાંડવોને અર્ધું રાજ્ય આપવા માટે તેને સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ; તેથી કૃષ્ણ, વૈરાટ રાજા, દ્રુપદરાજા, ને બીજા સગાંસ્નેહીઓની મદદ લઈ પાંડવો યુદ્ધે ચઢયા. કૌરવોએ પણ પોતાનાં સગાંવહાલાંને મદદે બોલાવ્યાં. કુરુક્ષેત્ર ( પાણીપત ) ના રણમાં રાજ્યલોભથી ભાઈભાઈનાં ગળાં કાપવાને તેઓ તૈયાર થયા. ભરતખંડમાં રાજ્યલોભથી ભાઈ ભાઈને મારવાને રણમાં ચઢેલાનો આ પહેલ વહેલોજ દાખલો હતો; અને તેથી એજ વખતથી ભરતખંડમાં કળિયુગ બેઠો એમ કહેવાય છે.

અઢાર અક્ષોહિણી [૧]સૈન્ય કુરુક્ષેત્રમાં એકઠું થયું. અઢાર દિવસ સુધી આ નાશકારક યુદ્ધ ચાલ્યું. પાંડવકૌરવના ગુરુ દ્રોણ, દ્રોણપુત્ર અશ્વત્થામા, ગુરુ કૃપાચાર્ય, ગાંધારીનો ભાઈ શકુનિ, પિતામહ ભીષ્મ, પાંડવોનો દૂધભાઈ કર્ણ અને ઘણા રાજા કૌરવના પક્ષમાં

---

૧. એક અક્ષોહિણીનું માપ નીચે પ્રમાણે છે:—

૨૧૮૭૦ રથમાં બેસી લડનાર.
૨૧૮૭૦ હાથી ઉપર બેસી લઢનાર.
૬૫૬૧૦ ઘોડેસવાર.
૧૦૯૩૫૦ પાયદળ.

૨૧૮૭૦૦
×૧૮

**૩૯૩૬૬૦૦ મહાભારતના યુદ્ધમાં બંને પક્ષનું સૈન્ય, તેમાં સાત અક્ષોહિણી પાંડવોનું અને અગીઆર અક્ષોહિણી કૌરવોનું સૈન્ય હતું.**

આવ્યા હતા. એ યુદ્ધમાં સો કૌરવો, દ્રોણ, કર્ણ, ભીષ્મ ઇત્યાદિ સર્વ મરાયા. માત્ર અશ્વત્થામા ને કૃપાચાર્ય જીવતા રહ્યા. પાંડવોમાં પાંચ ભાઈ ને કૃષ્ણ જીવતા રહ્યા. ત્યાર પછી ધૃતરાષ્ટ્રે પોતાના ભત્રીજાઓને રાજ્ય સોંપ્યું. પાંડવોમાંના જ્યેષ્ઠ યુધિષ્ઠિર ગાદીએ બેઠા ને અશ્વમેધ યજ્ઞ કરી ભરતખંડના ચક્રવર્તી રાજા થયા.

**યાદવ રાજા.**—મહાભારતનું યુદ્ધ થતા પંહેલાં કૃષ્ણે દ્વારિકામાં રાજ્ય સ્થાપ્યું હતું. ત્યાંથી સર્વ યાદવો પ્રભાસપાટણની જાત્રા કરવા ગયા ને દારૂ પી માંહોમાંહે લડીને કપાઈ મુઆ. આ બુરા પરિણામના શોકમાં કૃષ્ણે પણ દેહ મૂકયો. આ પછી કેટલીક મુદતે યાદવો દ્વારિકા છોડી સિંધ તરફ ગયા ને ત્યાંથી આગળ વધી અફઘાનિસ્તાનમાં વસ્યા. એ દેશમાં જ્યારે મુસલમાનો પ્રબળ થયા ત્યારે તેમના વંશજો પંજાબમાં આવ્યા ને ત્યાંથી કેટલેક વરસે જેસલમેર વસાવી ત્યાં ગાદી કરી. ગુજરાત ને કચ્છના જાડેજા રજપુતો સિંધમાંથી આવેલા યાદવ જાતના છે.

પોતાના ભાઈ ભત્રીજાઓના મોતથી પાંડવો શોકાતુર હતા, તેમાં કૃષ્ણના સ્વર્ગવાસથી ઉમેરો થયો, તેથી અર્જુનના પુત્ર અભિમન્યુના કુંવર પરિક્ષિતને હસ્તિનાપુરનુ રાજ્ય સોંપી પાંચે પાંડવ ને દ્રૌપદી હિમાલય પર્વત ઉપર ચડ્યાં ને ત્યાં દેવલોક પામ્યાં. એ રીતે મહાભારતના મુખ્ય યુદ્ધની સમાપ્તિ થઈ. યુધિષ્ઠિર મહા ધર્મનિષ્ઠ અને સત્યવાદી રાજા હતા. જેથી લોકો આજે પણ એમને ધર્મરાજાને નામે ઓળખે છે. આ યુદ્ધમાં અનેક યોદ્ધાઓ, વિદ્વાનો, અને વીરપુરુષો મરણ પામ્યા તેથી આર્યસંસ્કૃતિ પાયમાલ થઈ.

મહાભારતમાંથી તે વખતના લોકોની સ્થિતિનું સારૂં જ્ઞાન મળે છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, યુદ્ધકળા, રાજ્યવ્યવસ્થા, તેમજ સામાજિક ઘટનાઓની ઉપયોગી ઘણી માહીતી આપણને મળે છે. મનુષ્યજાતિમાં ભિન્ન ભિન્ન પ્રકારના ગુણદોષવાળા અનેકવિધ મનુષ્યસ્વભાવના નમુનાઓ બહુ રસિક ભાષામાં અદ્દભુત રીતે વર્ણવ્યા છે. “ જ્યાં ધર્મ ત્યાં જય ” એ આખી વાર્તાનો સાર છે.

**મહાભારત, ભગવદ્ગીતા, વિદુરનીતિ.**—મહાભારતમાં પાંડવ કૌરવોના વર્ણન સિવાય બીજી રસિક અને સુબોધકારક આડકથાઓનો ખજાનો છે. તેમાં રાજાપ્રજાના ધર્મ તથા જ્ઞાનોપદેશ આપ્યા છે. કુરૂક્ષેત્રમાં જે વખતે પાંડવો અને કૌરવોનાં સૈન્ય લડવા તૈયાર થયાં, તે વખતે સગાંસ્નેહીઓને મારી રાજ્ય મેળવવા કરતાં મરવું એ વધારે સારૂં છે એમ કહીને અર્જુને યુદ્ધ કરવાની ના કહી ત્યારે કૃષ્ણે અર્જુનને જે ઉપદેશ કર્યો છે તે અનુપમ છે. એ ઉપ શના ગ્રંથને **ભગવદ્ગીતા** કહે છે. મહાભારતના અઢારમા પર્વમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે થએલા સંવાદમાં તે બોધ વર્ણવેલો છે. દરેક મનુષ્યે પરમાત્મા ઉપર નિઃસ્વાર્થ શ્રદ્ધા રાખી પોતાનું કર્તવ્ય કરવું, એ તેનો મુખ્ય ઉપદેશ છે. દુનિયામાં કર્તવ્ય સંબંધી લખાએલાં પુસ્તકોમાં તે બેનમુન છે. વળી વિદુરે પાંડવોને રાજ્યભાગ આપવા માટે દુર્યોધનને જે ઉપદેશ કર્યો હતો તેને **વિદુરનીતિ** કહે છે. તેમાં ઉત્તમ રાજ્યનીતિ બતાવી છે. યુદ્ધ થયા પછી ભીષ્મ ઘાયલ થઇ પડયા હતા, ત્યાં જઇ યુધિષ્ઠિરે રાજ્ય ચલાવવાનો જ્ઞાનોપદેશ આપવા વિનંતિ કરી. પોતાને મારનારને રાજ્યનીતિનું જ્ઞાન આપી પોતે દેહ છોડયો હોય એવો દાખલો ભાગ્યેજ મળી આવે તેમ છે.

---

## પ્રકરણ ૬ ઠું

## आर्य राज्यनो फेलावो ने ग्रंथो

| | |
|---|---|
| **૧. આર્ય રાજ્યવિસ્તાર** | **૪. છ દર્શન** |
| **૨. સૂત્રગ્રંથો** | **૫ જાતિ** |
| **૩. વેદાંગ** | **૬. આશ્રમ** |

**૧. આર્ય રાજ્યવિસ્તાર.**—વેદના સમયમાં આર્યો સિંધુના પ્રદેશમાં રહેતા હતા. તેઓ ગંગાજમુનાના મુલકમાં આગળ વધીને આવ્યા તે સમય વીરરસ કાવ્યોનો છે. ધીમે ધીમે આર્યાવર્તમાં વસ્તીનો વધારો થયો તેથી આર્ય લોકો પૂર્વ તરફ બંગાળા અને ઓઢીઆમાં પેઠા, ને

ત્યાં તેમણે પોતાનાં રાજ્યો સ્થાપ્યાં. વળી દક્ષિણ તરફ વિંધ્યાચળ ઓળંગી ગોદાવરી, કૃષ્ણા ને કાવેરી નદી ઉપર તેમણે મોટાં રાજ્ય સ્થાપ્યાં. એ રાજ્યોની હદ હિંદી મહાસાગર સુધી પહોંચી. પશ્ચિમ તરફ ગુજરાતનું રાજ્ય બળવાન થયું. એ રાજ્યે અરબી સમુદ્ર તરફ પોતાના રાજ્યની હદ વધારી. એ પ્રમાણે આર્યલોકોએ હાલના આખા ભરતખંડમાં વસાહત કરી રાજ્યો સ્થાપ્યાં ને ત્યાં પોતાનાં વિદ્યા, હુન્નર, ને સુધારા દાખલ કર્યાં.

**૨ સૂત્રગ્રંથો.**—આ પ્રમાણે રાજ્યનો વધારો થયો ને તેની સાથે આર્ય લોકના મન ઉપર પણ કંઈક વિલક્ષણ અસર થઈ. તેઓ વધારે વ્યાવહારિક અને સાહસિક થયા, ને તેમના વિચારો વધારે વિસ્તૃત થયા. તેમણે દરેક વિદ્યામાં દૃઢતાથી નવીન શોધ કરવા માંડી, અને સઘળી વિદ્યાના તથા ધર્મના ગ્રંથો સંક્ષિપ્તપણે ઉપયોગી બનાવ્યા. એ ગ્રંથોને સૂત્ર-ગ્રંથો કહેછે. બ્રાહ્મણ ગ્રંથોમાં વિસ્તારથી સમજાવેલું હતું તે સૂત્રોમાં ટુંકામાં સમજાવવામાં આવ્યું. તેમણે વિસ્તીર્ણ લખાણને બદલે ટુંકાં કહેવત જેવાં વાકયોના સૂત્ર રચ્યાં. સૂત્ર એટલે દોરો. જેમ દોરા ઉપર ફૂલ ગૂંથીને હાર બનાવી શકાય, તેમ થોડા શબ્દોનાં બનેલાં ટુંકાં વાકયો કે જેમાં ઘણો અર્થ સમાએલો છે તેને સૂત્ર કહે છે. એ સમયે નાના બાળકો ગુરુને ત્યાં અભ્યાસ કરવાને જતા ને બાર વરસ કે તેથી વધારે મુદત ગુરુને ઘેર રહી અભ્યાસ કરતા. તેઓ ગુરુના ઘરનું કામ કરતા, ભિક્ષા માગીને ખાતા ને ધર્મશાસ્ત્રો પાઠે કરતા, કેમકે તે વખતે લખવાની વિદ્યા નીકળી નહોતી. બ્રાહ્મણગ્રંથોનું વિસ્તાર-વાળું લખાણ સંક્ષિપ્ત હોય તો સહેલાઈથી શિખવાય અને પાઠે થાય માટે સૂત્રો રચાયાં. દરેક શાખા માટે તે શાખાના ગુરુએ સૂત્રો રચ્યાં હતાં. એ સૂત્રો રચનારનાં નામ માલમ પડે છે, તેથી તે ઈશ્વરદત્ત મનાતાં નથી. ઋગ્વેદની પાંચ, કૃષ્ણ યજુરની સત્તાવીસ, શુકલ યજુરની પંદર, સામવેદની બાર અને અથર્વની નવ શાખા હતી.

**૩ વેદાંગ.**—(૧) શિક્ષા, ( વેદના ઉચ્ચાર શીખવવાનો ગ્રંથ ) (૨) કલ્પ, ( યજ્ઞ યાગની ક્રિયાઓનો વિધિ બતાવનાર ગ્રંથ )

(૩) વ્યાકરણ, (૪) છંદ, (૫) જ્યોતિષ, અને (૬) નિરુક્ત (વેદના શબ્દોની વ્યુત્પત્તિ આપી તેનો અર્થ બતાવનાર ગ્રંથ) આ છએ પુસ્તકોને વેદાંગ કહે છે; કારણ કે તે વેદનાં અંગ યા સાધન એટલે વેદને મદદગાર પુસ્તકો છે. આયુર્વેદ અથવા વૈદકશાસ્ત્ર, ધનુર્વેદ અથવા બાણવિદ્યા, ગંધર્વવેદ અથવા સંગીતશાસ્ત્ર અને અથર્વવેદ યા શિલ્પ-વિદ્યા, એ ચાર ઉપવેદ કહેવાય છે. વૈદિક યજ્ઞક્રિયા કરવાની વિસ્તીર્ણ રીતને સૂત્રોમાં સંક્ષિપ્ત કરી તેને શ્રૌતસૂત્ર કહે છે. એવાં ઋગ્વેદનાં બે, સામવેદનાં ત્રણ, કૃષ્ણ યજુરનાં ચાર, ને શુકલ યજુરનું એક, એમ દસ સૂત્ર થયાં છે. એ સિવાય ધર્મસૂત્ર થયાં. એ ઉપરથી તે વખતના લોકના રીતભાત, રિવાજ ને કાયદા કેવા હતા તે જણાય છે. ધર્મસૂત્રો પણ વિદ્યાર્થીઓને પાઠશાળામાં શીખવતા હતા, કે જેથી ગૃહસ્થાશ્રમી થયા પછી તેમણે કેમ ચાલવું તે જાણવામાં આવે. વળી પુત્ર તરીકે, ભ્રાતા તરીકે, પિતા તરીકે, ને પતિ તરીકે મનુષ્યના શા શા ધર્મ છે, તે શીખવવાને ગૃહ્યસૂત્ર રચાયાં. હિંદુધર્મનું તે વખતનું સ્વરૂપ સમજવાને માટે કલ્પસૂત્ર મુખ્ય છે. તેમાં શ્રૌતસૂત્ર, ગૃહ્યસૂત્ર અને ધર્મસૂત્ર છે.

**૪. છ દર્શન: (૧) સાંખ્ય દર્શન.**—વેદોનાં સત્ય જોવાનાં સાધન તે દર્શન કે શાસ્ત્ર છે, તેવાં શાસ્ત્ર છ છે તેને ષડ્ દર્શન કહે છે. પ્રથમ દર્શન સાંખ્ય છે. તેનો કર્તા કપિલ મુનિ છે. પ્રકૃતિ અને પુરુષ એ બેના સંયોગથી આ જગતનો પ્રપંચ ચાલે છે. પુરુષ પ્રકૃતિની ક્રિયાને પોતાની માની સંસારનાં દુ:ખ ઉભાં કરે છે. એ પ્રકૃતિથી પોતે જુદો છે અને તે ક્રિયાનો તે કેવળ જોનારજ છે એવી દૃષ્ટિ જ્યારે થાય ત્યારે મોક્ષ મળે છે. આ દર્શનમાં પ્રકૃતિ સ્વત: ક્રિયા કરે છે એમ જણાવેલું છે, ને તેમાં ઈશ્વરને માનવામાં આવતો નથી.

**(૨) યોગદર્શન.**—એ પતંજલિએ રચ્યું છે. સાંખ્યના નિરી-શ્વરવાદમાં સુધારો કરી તેમાં ઈશ્વરને માનવામાં આવે છે. પ્રકૃતિથી પુરુષને છુટો પાડવાની પ્રાણાયામ, ધ્યાન, સમાધિ વગેરે જે ક્રિયાઓ છે તે એની સાંખ્ય કરતાં વિશેષતા છે.

( ૩ ) **ન્યાય.**—તેનો રચનાર ગૌતમ છે. એમાં પદાર્થના ખરા જ્ઞાનથી મોક્ષ મળે છે એવું મંતવ્ય છે, ને સત્ય જાણવાનાં પ્રમાણ તેમાં નક્કી કરવામાં આવ્યાં છે જ્ઞાન મેળવતી વખતે આપણે જે અનુમાન કર્યાં હોય તે ખરાં છે કે ખોટાં તે બતાવનારા નિયમો પણ ન્યાય-શાસ્ત્રમાં છે.ઇશ્વર પરમાણુમાંથી જગત બનાવે છે એ ન્યાયનો સિદ્ધાંત છે.

( ૪ ) **વૈશેષિકદર્શન.**—આ કણાદે રચ્યું છે. પૃથ્વી, જળ, વાયુ, અને તેજ, એ દ્રવ્યો મૂળ પરમાણુનાં બનેલાં છે. આ ઉપરાંત આકાશ, કાળ, દિશા, મન અને આત્મા મળી નવ દ્રવ્ય છે. એ સર્વના વિશેષ ( ખાસ ) ધર્મ ( ગુણ ) નક્કી કરવામાં આવ્યા છે, તેથી તે વૈશેષિક દર્શન કહેવાય છે. દ્રવ્યના વિશેષ ધર્મથી જુદા જુદા દ્રવ્યમાં શો ફેર છે તે સમજાય છે.

( ૫ ) **મિમાંસા.**—મહર્ષિ જૈમિની તેના સૂત્રકાર છે. વેદના બ્રાહ્મણ ભાગમાંના કર્મ ( યજ્ઞ વગેરે ) નો ખાસ વિચાર આ દર્શનમાં કરવામાં આવ્યો છે. પ્રથમ કર્મ અને પછી જ્ઞાન તેથી તેને પૂર્વ મિમાંસા કહે છે.

( ૬ ) **વેદાંત.**—તેના સૂત્રકાર બાદરાયણ વ્યાસ છે. તેમાં ઉપનિષદના સિદ્ધાંતનો વિચાર કરેલો છે, તેથી તેને ઉત્તર કે બ્રહ્મ મિમાંસા કહે છે. એમાં ખાસ કરીને પરમાત્મા અને જીવાત્માનો સંબંધ અને પરમાત્માને પહોંચવાના સાધન વિષે ગહન ચિંતન કરવામાં આવ્યું છે. આ દર્શન મુજબ જ્ઞાન એજ મોક્ષ છે.

આ સમય હિંદુસ્તાનમાં ઘણો મહત્વનો છે. તત્ત્વજ્ઞાન, ધર્મ, કાવ્ય, વ્યાકરણ અને સંગીત જેવા અનેક વિષયોનું જે જ્ઞાન આર્ય ઋષિ મુનિઓએ પ્રાપ્ત કર્યું છે તે વિદ્યાનો આ સમયમાં અનન્ય સંગ્રહ થયો છે. આર્ય સમાજ કેટલી ઉંચી સ્થિતિએ પહોંચ્યો હતો તે તે ઉપરથી જાણી શકાય છે. ખરી રીતે તો તે આર્યજ્ઞાનનો સર્જનકાળ હતો.

**૫. જાતિ.**—આર્યો આર્યાવર્તમાં હતા ત્યાંસુધી તેમનામાં જાતિ-બંધન નહોતું. જે ધર્મજ્ઞાન મેળવે તે બ્રાહ્મણ થતો, ક્ષત્રિધર્મ કરે તે ક્ષત્રિય, ને ખેતી કરે તે વૈશ્ય થતો. પરંતુ હવે તો બ્રાહ્મણનો વંશજ

હોય તેજ બ્રાહ્મણ એવું બંધન થયું. વેદ ભણવા, હોમ કરવા ને દાન આપવું એ ત્રણે વર્ણના સાધારણ ધર્મ હતા. પરંતુ વેદ ભણાવવા ને હોમ કરાવવાનું કામ બ્રાહ્મણનું થયું; રાજ્યનો બંદોબસ્ત રાખવો, યુદ્ધ કરી રાજ્યનું રક્ષણ કરવું ને મુલકો જીતવા એ કામ ક્ષત્રિયનું થયું; અને વેપાર, ખેતી, પશુપાલન, ધીરધાર ઇત્યાદિ કામ વૈશ્યનું થયું; સુથાર, લુહાર, સોનાર, વણકર વગેરે કારીગરો હજુ જુદા પડયા નહોતા. તેઓની ગણતરી વૈશ્યમાંજ થતી. શૂદ્રને ધર્મજ્ઞાન આપવાની મના હતી; તેઓ માત્ર ત્રૈવર્ણિક પ્રજાની ચાકરી કરતા.

**૬. ચાર આશ્રમ.**—જનસમાજમાં દરેક વ્યક્તિ સરળ રીતે પોતાનું કામ કરી શકે તે માટે વર્ણવ્યવસ્થા કરવામાં આવી હતી, તેવીજ રીતે દરેક મનુષ્ય પોતાના જીવનનો હેતુ પૂરેપૂરો સાધી શકે તે માટે આશ્રમ વ્યવસ્થા કરી હતી. દ્વિજ (ત્રણે વર્ણો)ની જિંદગીના ચાર આશ્રમ ઠરાવેલા હતા. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્થ. જનોઇ દીધા પછી ગુરુને ત્યાં બાર કે વધારે વરસ રહી અભ્યાસ કરવો, બ્રહ્મવિદ્યા મેળવવી અને તેને માટે નિયમો પાળવા તે બ્રહ્મચર્ય છે. તે ચોવીસ વરસ સુધી પાળવાની શાસ્ત્રની આજ્ઞા છે. ભણી રહ્યા પછી બીજા આશ્રમમાં માણસો પરણીને ઘરસંસાર માંડતા ને ગૃહસ્થાશ્રમના ધર્મ પાળતા. સંસારની વચમાં રહી હમેશાં પરમાત્મા ઉપર ધ્યાન રાખી સંસારનાં સુખ ભોગવવાં અને કર્તવ્ય કરવાં એ તેનો ઉદ્દેશ છે. ધર્મ પ્રમાણે ચાલીને સંસારસુખ ભોગવવાનું છે. ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પછી વૃદ્ધ વયે સંસારનો ત્યાગ કરી સ્ત્રી હયાત હોય, ને તેની ખુશી હોય તો સ્ત્રી સાથે, નહિ તો એકલા વનમાં જઇ એકાંતમાં તત્ત્વચિંતન અને તત્ત્વાભ્યાસ કરવો. આ આશ્રમ તે વાનપ્રસ્થાશ્રમ. સંસાર ઘણો ભોગવ્યા પછી વૃત્તિઓને સંસારના વિષયોમાંથી કાઢી પરમાત્મામાં એકાગ્ર કરવી એ આ આશ્રમનો મુખ્ય હેતુ છે. એ રીતે બાર વરસ વાનપ્રસ્થ ભોગવ્યા પછી છેલ્લો સંન્યસ્થાશ્રમ ધારણ કરવો. એ આશ્રમમાં વેદાભ્યાસ કરવો, ભિક્ષા માગી અન્ન ખાવું, ગામમાં રહેવું નહિ, કૌપિન, કમંડલુ, દંડ ( લાકડી )ને કામળી સિવાય બીજું

કંઇ રાખવું નહિ એવા નિયમો પાળવાના છે. તેમાં સઘળાં કર્મનો અને સંસારના બંધનનો ત્યાગ કરવાનો છે. એક વખત ખાઈને બ્રહ્મનું ચિંતન કરવું અને એક ઠેકાણે પડી ન રહેતાં મેળવેલા પવિત્ર જ્ઞાનથી જગતનું કલ્યાણ કરવું એ તેનો ખાસ ધર્મ છે.

---

## પ્રકરણ ૭ મું

---

## जैनधर्म अने बौद्धधर्म

| | |
|---|---|
| ૧. જૈન ધર્મની ઉત્પત્તિનું કારણ | ૩. જૈનધર્મનાં સત્ય |
| ૨. મહાવીર સ્વામી | ૪. તેના બે પંથ |

**૧. જૈન ધર્મની ઉત્પત્તિ.**—સરળ વૈદિક ધર્મ વખત જતાં કર્મ-કાંડની જાળથી ગુંચવણભરેલો થઈ ગયો. ઈશ્વરની સ્તુતિ કરતાં ધર્મની વિધિ ઉપર વિશેષ લક્ષ અપાયું. યજ્ઞાર્થે પશુહિંસા ઘણી વધી પડી હતી, તેમજ બ્રાહ્મણવર્ગની સત્તા પ્રબળ થવાથી અન્ય વર્ગ તેમાં ખાસ કરીને શૂદ્ર લોકો ઘણા પરતંત્ર થયા હતા. વળી વૈદિક કાળમાં વિચારની સ્વતંત્રતા વિશેષ હોવાથી ધર્મ વિષે ઘણી છૂટથી ચિંતન અને વિચાર ચાલતા હતા. આવી રીતના ધર્મમંથનના ફળરૂપ જૈન અને બૌદ્ધધર્મનો ઉદય થયો. જૈન અને બૌદ્ધધર્મ પણ હિંદુધર્મની બે શાખા ગણાય છે. જે મહાત્માઓએ શરીર, વિષય, ને મન પુરેપુરાં જીતી લીધાં હતાં તેને જિન કહેતા હતા અને એ ધર્મ પાળનાર **જૈન** કહેવાતા હતા.

**૨. મહાવીર સ્વામી.**—જૈનધર્મમાં ચોવીસ તીર્થંકરો (સંસાર, રૂપી નદીનો બાંધનાર) થઈ ગયા છે. તેમાં સૌથી પહેલા ઋષભ-દેવજી છે. આ તીર્થંકરો ઘણા પ્રાચીન કાળમાં થઈ ગયા હતા. છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામી છે. તેમનો જન્મ ઇ. સ. પૂ. ૫૯૯ માં કુંડગામમાં થયો હતો. એમના પિતાનું નામ સિદ્ધાર્થ અને

માતાનું નામ ત્રિશલા દેવી હતું. નાનપણથીજ તેમની વૃત્તિ તપશ્ચર્યા અને ધર્મચિંતન તરફ હતી. તેમના પિતાની સમૃદ્ધિ વધી તેથી તેમનું નામ **વર્ધમાન** પડયું. તેમણે કામ ક્રોધરૂપી આંતર શત્રુઓ જીત્યા તેથી તેમને **મહાવીર** કહે છે. ત્રીસ વર્ષની ઉંમરે સંસાર તજી તેમણે ધર્મની દીક્ષા લીધી અને બાર વરસ સુધી તેમણે સખત તપ અને ધ્યાન આદર્યાં. તેરમે વર્ષે એટલે તેમની ૪૩ વરસની ઉંમરે તેમને **'જ્ઞાન' થયું.** બિહાર અને બંગાળામાં તેમણે ત્રીસ વરસ સુધી ધર્મનો ઉપદેશ કર્યો. ઘણા શિષ્યો કરીને જૈનધર્મનો સારો ફેલાવો કરી તેઓ ૭૨ વરસની ઉંમરે નિર્વાણ પામ્યા. ઇ. સ. પૂ. પ૨૭.

**૩. જૈનધર્મનાં સત્ય.**—જૈનધર્મમાં અહિંસા એ ખાસ બાબત છે. કોઈ પણ જીવની હિંસા થાય નહિ તે માટે ખાનપાન, યજ્ઞ કર્માદિક વ્યવહારમાં ઘણી કાળજી રાખવામાં આવી છે. પાણી, માટી, અગ્નિ, વાયુ, વગેરે તત્ત્વોમાં પણ જીવ છે એવી જૈનોની માન્યતા છે. ઉપવાસાદિકથી શરીર અને ઇંદ્રિયોનું દમન કરી તપ કરવું એ બીજી બાબત છે. વૈરાગ્ય એ તેમના ધર્મનું ત્રીજું લક્ષણ છે. જીવનનો મુખ્ય ઉદ્દેશ સંસારની સમૃદ્ધિ નથી પણ કૈવલ્ય સ્થિતિ કે નિર્વાણ છે, તેથી સમ્યગ્ દર્શન (ખરું સત્ય માનવું), જ્ઞાન (તત્ત્વજ્ઞાન), અને ચારિત્ર્ય એ ત્રણ બાબત દરેક મનુષ્યે મેળવવી જોઇએ. જૈનો જગતને અનાદિ માને છે. કર્મના મહાનિયમથી વિશ્વનું તંત્ર ચાલે છે એમ તેઓ માને છે. જગતના કર્તા તરીકે ઇશ્વરને તેઓ માનતા નથી.

**૪. બે પંથ.**—તેમનામાં શ્વેતાંબર અને દિગમ્બર એવા બે પંથ છે. જેઓ મૂર્તિને શ્વેત વસ્ત્ર પહેરાવે છે તે શ્વેતાંબર, અને જેઓ કંઇ પહેરાવ્યા વિના નગ્ન મૂર્તિની પૂજા કરે છે તે દિગમ્બર કહેવાય છે. તેમની ત્રીજી શાખા સ્થાનકવાસીની છે. તેઓ મૂર્તિપૂજાને બીલકુલ માનતા નથી. આબુ, ગિરનાર, શેત્રુંજો, સમેતશિખર વગેરે સ્થળે જૈનોનાં સુંદર અને અદ્દભુત કારીગરીવાળાં મંદિરો છે. તેમણે આપણા દેશની શિલ્પ અને સ્થાપત્ય કળાનો સારો



દેલવાડાનાં દહેરાં

વિકાસ કર્યો છે. ગુજરાતના સોલંકી રાજાઓના વખતમાં અને તેમાં ખાસ કરીને કુમારપાળના વખતમાં જૈનધર્મનું જોર વિશેષ હતું. એ ધર્મમાં ઘણા વિદ્વાનો થઈ ગયા છે. તેમાં હેમાચાર્ય ને મેરુતુંગ એ મુખ્ય છે. ગુજરાતી ભાષાના પ્રાચીન સાહિત્યમાં તેમણે સારો ફાળો આપ્યો છે.

## બૌદ્ધધર્મ

| | |
|---|---|
| **૧. ભગવાન બુદ્ધનું ચરિત્ર** | **૩. તેના બે પંથ** |
| **૨. બૌદ્ધધર્મ** | **૪. ગ્રંથો** |

**૧. ભગવાન બુદ્ધનું ચરિત્ર.**—હિમાલયની તળેટીમાં નેપાળની પાસે કપિલવસ્તુ નામે શહેર હતું. ત્યાં ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં શુદ્ધોધન નામે રાજા રાજ કરતો હતો. તે શાક્ય જાતિનો હતો. મોટી ઉંમરે તેની રાણી માયાદેવીને પુત્ર સાંપડ્યો, તેનું નામ ‘સિદ્ધાર્થ’

પાડ્યું. તેમનું ગોત્ર ગૌતમ હતું, અને પાછળથી સંસારરૂપી અંધકારમાં-થી તે જાગ્યા—બોધ પામ્યા—તેથી તેમને ગૌતમ બુદ્ધ કહે છે. સિદ્ધાર્થ મોટા



**ગૌતમ બુદ્ધ**

થતાં યશોધરા નામની ખૂબસુરત અને સુશીલ ક્ષત્રિય કન્યા સાથે તેમનું લગ્ન થયું. તેમની ઉંમર ૨૮ વરસની થઈ ત્યાંસુધી આ સંસારનાં અનેક સુખ તેમણે ભોગવ્યાં. તેમને રાહુલ નામે એક પુત્ર થયો. તેઓ સંસારનું કોઈ પણ દુઃખ જુએ નહિ અને ભોગવિલાસમાં પોતાનો કાળ નિર્ગમન કરે એવી વ્યવસ્થા તેમના પિતાએ કરી હતી, પણ એક દિવસ તેઓ રથમાં બેસી બહાર ફરવા નીકળ્યા ત્યાં તેમણે એક ઘરડા માણસને અનેક દુઃખથી પિડાતો જોયો. પછી એક રોગી માણસને રસ્તામાં પડેલો દીઠો અને આગળ જતાં મુડદાની ઠાઠડી પાછળ લોકો રડતા જોયા. આ દેખાવ જોવાથી તેમને ઘણું આશ્ચર્ય થયું અને હૃદયને આઘાત લાગ્યો. નાનપણથીજ તેમનું મન વિરાગી હતું અને આ બનાવથી તેમના સંસ્કારી હૃદય ઉપર ભારે અસર થઈ. સારથિએ કહ્યું કે જરા, વ્યાધિ અને મરણ એ તો સંસારમાં સાધા-રણ છે. આ પછી એમને તીવ્ર વૈરાગ્ય થઈ આવ્યો અને સંસારનું દુઃખ શી રીતે દૂર કરવું એવો નિશ્ચય તેમણે કર્યો. રાત્રે અનેક સંકલ્પ-વિકલ્પ કર્યા પછી સત્યની શોધમાં અને જગતનું દુઃખ ટાળવા, તેમણે રાણી યશોધરા અને પુત્ર રાહુલને ઊંઘતા મૂકી રાજમહેલનો ત્યાગ કર્યો. પછી સાધુનો વેષ ધારણ કરી તેઓએ બે વરસ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ

કર્યો, પણ તેથી તેમને સંતોષ થયો નહિ, આથી વનમાં જઈ તેમણે ૭ વરસ સુધી ઉગ્ર તપ કર્યું. એક વખત ૪૯ દિવસ સુધી ખાધાપીધા વિના તેઓ ધ્યાનસ્થ રહ્યા, પણ સંસારનું દુઃખ ટાળવાનો ઉપાય તેમને મળ્યો નહિ. એક રાત્રે **ગયા** પાસે પીપળાના ઝાડ નીચે તેઓ ધ્યાન ધરી બેઠા હતા, તે વખતે તેમને એકાએક જ્ઞાનનો પ્રકાશ થયો. તેઓ અજ્ઞાનમાંથી જાગ્યા એટલે બુદ્ધ થયા. સંસારનું દુઃખ ટાળવાનો ઉપાય તૃષ્ણાનો ક્ષય હોવો જોઇએ, એ સત્યનો અનુભવ કરી તેમણે પ્રથમ કાશી તરફ જઈ લોકકલ્યાણ અર્થે ધર્મોપદેશ કર્યો. એમના શિષ્યની સંખ્યા વધતી ગઈ. પછી તેમણે રાજગૃહ જઈ યજ્ઞમાં થતી અનેક પશુની હિંસા અટકાવી. રાજા બિંબિસાર અને તેની પ્રજાએ બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો. પછી તેમણે કપિલવસ્તુ જઈ તેમની સ્ત્રી યશોધરા, અને પુત્ર રાહુલને દીક્ષા દઈ સંઘમાં દાખલ કર્યાં. મગધ, કોશલ, વિદેહ અને અંગ દેશમાં ફરી તેમણે ૪૫ વરસ સુધી ધર્મનો ઉપદેશ કર્યો. સદાચાર અને અહિંસામાં ખરૂં બ્રાહ્મણત્વ રહેલું છે, અને ગમે તે જાતિનો માણસ તે પ્રાપ્ત કરી શકે એમ છે, એ સચોટ રીતે બતાવ્યાથી અનેક શૂદ્રજાતિના માણસોએ બૌદ્ધધર્મ સ્વીકાર્યો. ભગવાન બુદ્ધ ૪૫ વરસ સુધી પરોપકારી જીવન ગાળી એંશી વરસની ઉંમરે નિર્વાણ પામ્યા ઇ. સ. પૂ. ૪૮૬.

૨. **બૌદ્ધધર્મ.**—સંસાર ક્ષણિક અને દુઃખરૂપ છે, એનું કારણ શોધી તે દુઃખ દૂર કરવું જોઇએ. દુઃખમાત્રનું કારણ તૃષ્ણા છે એવો અનુભવ એમને થયો; કારણ કે જીવનની લાલસાથી આપણને અનેક પ્રકારના દુઃખ ભોગવવાં પડે છે. તૃષ્ણાના મોહથી મનુષ્યો ઘણાં પાપ કરે છે અને તેને લીધે દુઃખ ઉપજે છે. જ્યાંસુધી રાગદ્વેષની વૃત્તિ સમી જાય નહિ, ત્યાંસુધી પુનર્જન્મ અને તેને અંગે થતા જન્મ, જરા, વ્યાધિ વગેરે દુઃખનો નાશ થતો નથી. માટે તૃષ્ણાનો ક્ષય એટલે દુઃખરહિત સ્થિતિ–નિર્વાણ–એજ મોક્ષ છે. જીવનનો આ પરમ હેતુ સિદ્ધ કરવાને તેમણે મધ્યમ માર્ગ યા આર્ય અષ્ટાંગ માર્ગ બતાવ્યો છે. અત્યંત ભોગવિલાસ અને દેહકષ્ટ વચ્ચેનો એ માર્ગ છે.

(૧) સમ્યક્ દૃષ્ટિ (સારી સમજણ–જ્ઞાન), (૨) સમ્યક્ સંકલ્પ (સારો નિશ્ચય), (૩) સમ્યક્ વાચા, (સત્ય બોલવું તે), (૪) સમ્યક્ કર્મ (સારાં કર્મ), (૫) સમ્યક્ આજીવ (સારો ધંધો), (૬) સમ્યક્ વ્યાયામ (સારો પ્રયત્ન), અને (૭) સમ્યક્ સ્મૃતિ (સારા વિચાર), સમ્યક્ સમાધિ (શુદ્ધ ચિંતન). આ માર્ગ ભિક્ષુ તેમજ ગૃહસ્થો માટે છે. બૌદ્ધધર્મનાં 'પંચ શીલ' નીચે પ્રમાણે છેઃ (૧) હિંસા કરવી નહિ, (૨) ચોરી કરવી નહિ, (૩) અસત્ય બોલવું નહિ, (૪) દારૂ કે કેફી વસ્તુનું પાન કરવું નહિ, અને (૫) બ્રહ્મચર્ય પાળવું.

બૌદ્ધમતમાં મુખ્ય બાબત સંસારસુધારણા ને નીતિનો ઉપદેશ છે. સર્વે મનુષ્ય સરખા છે, તેમાં ઉંચો નીચો કોઈ નથી; ને સર્વે પોતાનાં સુકૃત્યોથી મોક્ષ કે નિર્વાણ પામી શકે છે, માટે દરેક જણે સદ્ગુણી થઈ પાપ તજવું, અને અંતઃકરણ નિર્મળ રાખવું. માણસ મન, વાણી ને કર્મથી શુદ્ધ હોય તો ઉત્તમ ગતિ પામે. જેવાં કર્મ કરે તેવી ગતિ થાય. જો મનુષ્ય દરેક જાતની તૃષ્ણા તજીને માયાથી છુટે ને આત્મસંયમ મેળવે, તો તે પુનર્જન્મથી છૂટી મોક્ષ કે નિર્વાણ પામે. સદ્ગતિ થવાના સાધન તરીકે એના ઉપદેશમાં મુખ્ય ત્રણ બાબત હતીઃ તૃષ્ણાત્યાગ, મનુષ્ય પર હેત ને સર્વ જીવ સરખા ગણી હલકા જીવનું પાલન કરવું. ત્રીજા ઉપદેશનો અમલ કરવાને એમણે બ્રાહ્મણધર્મ પ્રમાણે થતા અજામેધ, અશ્વમેધ વગેરે હોમ અટકાવ્યા, તથા લોકોને માંસાહાર તજાવી વનસ્પતિનો આહાર કરનારા કર્યા. આ દેશમાંથી બૌદ્ધધર્મ નાબુદ થયો તોપણ હજુ એ ચાલ ચાલે છે.

**૩. તેના બે પંથ.**—બૌદ્ધધર્મ ઉપર બ્રાહ્મણધર્મની તેમજ પરદેશના જુદા જુદા લોકની અસરથી મતમતાંતરને લીધે બે મુખ્ય પંથ થયા છે; (૧) મહાયાન અને (૨) હીનયાન. હિંદના ઉત્તરના દેશમાં એટલે નેપાળ, ચીન, તિબેટ, કોરીઆ અને જાપાનમાં મહાયાન ધર્મ ચાલે છે. તેમાં ગૌતમબુદ્ધને ઈશ્વર તરીકે માને છે અને એમના જુદા જુદા અવતારની ભક્તિ થાય છે. હીનયાન બુદ્ધ ભગવાનના મૂળઉપદેશને અનુ-

સરનાર છે. હીનયાનમાં વ્યક્તિનું પોતાનું નિર્વાણ એ મુખ્ય કર્તવ્ય ગણાય છે, અને મહાયાનમાં જગતના જીવનું કલ્યાણ કરવું એ પણ કર્તવ્ય ગણાય છે. પોતાનું નિર્વાણ કરે તે "અર્હન્ત" અને બીજાનું કલ્યાણ કરે તે "બોધિસત્ત્વ."

**૪. ગ્રંથો.**—બૌદ્ધધર્મના ગ્રંથો પાલી તેમજ સંસ્કૃત ભાષામાં છે. બૌદ્ધધર્મનો સૌથી પ્રાચીન ગ્રંથ પાલી ભાષામાં છે, તેને ત્રિપિટક એટલે ધર્મની ટોપલી–ધર્મનો સંગ્રહ–કહે છે. (૧)વિનયપિટકમાં ભિક્ષુઓએ કેમ ચાલવું તેના નિયમ તથા કથાઓ છે; (૨) સૂત્રપિટકમાં બૌદ્ધધર્મના સિદ્ધાંતો છે; અને (૩) અભિધર્મમાં સિદ્ધાંતનો વિગતવાર વિચાર છે.

"હું બુદ્ધને શરણ જાઉં છું, હું ધર્મને શરણે જાઉં છું, અને હું સંઘને શરણે જાઉં છું," એ બૌદ્ધધર્મનો મહામંત્ર છે.

## પ્રકરણ ૮ મું

---

## मगधनुं राज्य अने महान सिकंदरनी चडाई

મહાભારતના સમયમાં ઉત્તર હિંદમાં કુરુ, પાંચાલ, કોશલ, કાશી અને વિદેહ એ મુખ્ય રાજ્યો આબાદ હતાં. ત્યારપછી તે રાજ્યોની હકુમતમાં ઘણો ફેરફાર થયો હતો. જુના બૌદ્ધ, જૈન, તેમ જ પુરાણ ગ્રંથો ઉપરથી માલમ પડે છે, કે ઇ. સ. પૂર્વે ૬૫૦ થી હિંદનો–ઉત્તર હિંદનો–સંબંધપૂર્વક ઇતિહાસ મળી આવે છે. તે વખતે કોશલ, વિદેહ, મગધ, અવંતિ, મત્સ્ય, સૂરશેન, વત્સ અને ચેદી એ જાણીતાં રાજ્યો હતાં. તેમાં મગધનું રાજ્ય વૃદ્ધિ પામતું હતું. મગધ દેશ મહાભારતના વખતથી સારી રીતે જાણીતો થયો હતો. પરાક્રમી રાજા જરાસંધનું નામ સર્વ કોઈ જાણે છે. ઇ. સ. પૂર્વે ૬૫૦ના અરસામાં મગધમાં શિશુનાગ રાજા થયો હતો. તેના વંશમાં ચોથો રાજા બિંબિસાર થયો. તેણે મગધ રાજ્યની સત્તા વધારી ને તે આબાદ કર્યું. તેણે અંગ દેશ જીતી લઈ પોતાનું રાજ્ય વધાર્યું. તેમજ કોશલ અને વૈશાલી

રાજાઓની કુંવરી પરણી રાજસત્તા દૃઢ કરી. ગાંધારના રાજા સાથે પણ તેને સારો સંબંધ હતો. તેની રાજધાની રાજગૃહ હતી. એના વખતમાં બૌદ્ધ અને જૈનધર્મનો ઉદય થયો હતો. તેણે બૌદ્ધ-ધર્મ સ્વીકાર્યો હતો. ૨૮ વર્ષ જાહોજલાલીથી રાજ્ય કર્યા પછી તેના દીકરા અજાતશત્રુએ તેને મારી નાખ્યો (ઇ. સ. પૂ. ૪૯૫), અને પોતે ગાદી ઉપર આવ્યો. તે પરાક્રમી પણ ક્રૂર હતો. તેણે કોશળ, વૈશાલી અને કપિલવસ્તુનાં રાજ્યો જીતી લીધાં, અને ગંગા અને ગંડકીના સંગમ ઉપર કિલ્લો બાંધ્યો, તે તેના પૌત્રના વખતમાં પાટલીપુત્ર શહેર થયું.

શિશુનાગવંશની ગાદી પચાવી પડનાર શૂદ્ર જાતિનો એક હજામ હતો, તે નંદવંશનો સ્થાપનાર થયો. તે વંશના પહેલા રાજા મહાપદ્મ અને તેના આઠ પુત્રોએ ૯૦ વર્ષ સુધી રાજ્ય કર્યું. ઉત્તર હિંદનાં પંજાબ સુધીનાં બધાં રાજ્યો જીતી લઇ તેમણે મગધનું રાજ્ય ઘણું બળવાન અને જાહોજલાલીવાળું કર્યું હતું. નંદ રાજાઓ લોભી અને ક્રૂર હોવાથી લોકો તેમના જુલમથી કંટાળી તેમની વિરુદ્ધ થયા; એટલે ચંદ્રગુપ્ત તેના બાહોશ અને મુત્સદ્દીમંત્રી વિષ્ણુગુપ્ત કે ચાણક્યની મદદથી નવમા નંદને મારી નાખી પાટલીપુત્રની ગાદીએ આવ્યો.

જે અરસામાં મગધનું રાજ્ય વિસ્તીર્ણ અને આબાદ થયું તે સમયે પશ્ચિમ એશિઆમાં મોટા ફેરફાર થયા હતા. ઇરાનના પાદશાહ સાયરસે લિડિઆ, મેડીઆ, બેબિલોનીઆ અને એસિરિઆનાં રાજ્ય જીતી લઈ તેની શહેનશાહત ઘણી વધારી દીધી. તેના પ્રતાપી દીકરા દારાએ હિંદ ઉપર ચઢાઈ કરી સિંધુ સુધીનો પંજાબ પ્રાંત જીતી લીધો. એ તેના મહારાજ્યનો વીસમો પ્રાંત હતો. દારા પછી ઝરક્સિસના વખતમાં ગ્રીક લોકો જોડે ઇરાની લોકોને વારે વારે યુદ્ધ થતાં હતાં, તેમાં હિંદના યોદ્ધાઓ પણ લડતા હતા.

ગ્રીસના મેસેડોનિઆના રાજા ફિલિપનો દીકરો મહાન સિકંદર વીસ વર્ષની ઉંમરે રાજા થયો. તે સાહસિક, બહાદુર અને કુનેહબાજ તેમજ મહત્વાકાંક્ષી લડવૈયો હતો. નાનપણથીજ તે રાજ્યલોભી હતો. આખી દુનિયા જીતવાની તેની મહત્વાકાંક્ષા હતી. ગ્રીસ,

એશિઆમાઇનર અને મીસર જીતી લઈ ઇરાનના સામ્રાજ્ય ઉપર તેણે ચડાઈ કરી, અને તેના શહેનશાહને ત્રણ વખત હરાવી તે રાજ્ય જીતી લીધું.


સિકંદર

પછી અફઘાનિસ્તાન સર કર્યું અને ત્યાંથી હિંદ ઉપર તેણે ચડાઈ કરી.

ખૈબરઘાટને રસ્તે થઈ તેણે પ્રથમ અટક શહેર તાબે કર્યું. તે વખતે તક્ષશિલાનો રાજા તરતજ સિકંદરને મળી ગયો. તે શહેર વિદ્યા અને હુન્નર-કળાનું કેન્દ્રસ્થાન હતું. આખા એશિઆના વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસ કરવા આવતા હતા. હોડીનો પૂલ કરીને સિંધુ નદી ઓળંગી સિકંદર જેલમ પ્રાંતમાં આવ્યો. અહીંનો બહાદુર ક્ષત્રિય રાજા પૌરસ (પુરુ) તેની સામે થયો. જેલમ નદીના કિનારા પર બંને લશ્કરો સામસામાં ઘણા દિવસ સુધી યુદ્ધની રાહ જોઈ પડયા રહ્યાં. છેવટે એક અંધારી રાત્રે વરસાદ પડતો હતો ત્યારે સિકંદરે થોડા ચુનંદા સૈનિકો લઈ છાનામાના નદી ઓળંગી પૌરસના સૈન્ય ઉપર હલ્લો કર્યો. પૌરસ પાસે ૩૦,૦૦૦ પાયદળ, ૪૦૦૦ ઘોડેસ્વાર, ૩૦૦ રથ અને ૨૦૦ હાથીનું લશ્કર હતું. તે ઘણા શૌર્યથી લડયો. તેના બે પુત્રો લડાઈમાં પડયા અને આખરે તે હારી ગયો અને કેદ પકડાયો. સિકંદરે તેને પૂછયું કે મારે તમારી સાથે કેવી રીતે વર્તવું. પૌરસે નીડરતાથી જવાબ આપ્યો કે એક રાજાને શોભે તેવી રીતે. આ જવાબ સાંભળી સિકંદર ખૂશ થઈ ગયો, અને મોટા દીલથી

માન આપી તેને તેનું રાજ્ય પાછું આપ્યું. ઇ. સ. પૂ. ૩૨૭.

આ વખતે મગધમાં નંદવંશનો છેલ્લો રાજા નવમો નંદ રાજ્ય કરતો હતો; તેનો અનૌરસ પુત્ર ચંદ્રગુપ્ત રાજ્ય ખટપટથી નાસીને પૌરસને આશ્રયે આવ્યો હતો; તેણે મગધ સુધીનો મુલક જીતી લેવાની સિકંદરને સલાહ આપી. સિકંદરને પણ એવી ઇચ્છા થઇ, પરંતુ તેનું સૈન્ય પોતાના મુલકથી દૂર આવ્યું હતું, અને પૌરસના સૈન્યના પરાક્રમથી ડરી ગયું હતું, તેથી તેમણે આગળ જવાની ના પાડી; તેમજ ભરતખંડની ભીતરમાં એકજ હાર થાય તો આખું ગ્રીક સૈન્ય નાશ પામે એવું હોવાથી ચતુર સિકંદર પાછો ફર્યો. પૌરસ હાર્યો તોપણ એના પરાક્રમથી ભરતખંડ સિકંદરનો ભોગ થતો બચ્યો. બીઆસ નદી આગળથી સિકંદર પાછો ફર્યો. વહાણો બંધાવી સતલજ નદી ઓળંગી તે મુલતાન ગયો. ત્યાં પણ આર્યો સાથે તેને લડવું પડયું. સિકંદર જય પામ્યો, પણ તે જખમી થયો. આગળ ચાલતાં તે પાતાળનગર ( હૈદ્રાબાદ ) આવ્યો ને તે જીત્યું ત્યાંથી તે નિનેવા શહેરમાં ગયો, ને ત્યા એ મહાન પાદશાહ ૩૨ વરસની ઉંમરે ઇ. સ. પૃ. ૩૨૩ માં મરણ પામ્યો. તેને પુત્ર ન હોવાથી તેનું વિસ્તીર્ણ રાજ્ય એના સરદારોએ વહેંચી લીધું. તેમાં પશ્ચિમ એશિઆનો જે ભાગ સિકંદરે જીત્યો હતો તે ભાગ તેના સરદાર સેલ્યુકસ નિકેટરના તાબામાં આવ્યો.

સેલ્યુકસ નિકેટરના રાજ્યનાં શરૂઆતનાં વર્ષ પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવામાં ગયાં. આ અરસામાં સિકંદરને ઉશ્કેરનાર ચંદ્રગુપ્ત મગધનો રાજા થયો હતો. તેણે આસપાસનાં નાનાં રાજ્યો જીતીને પોતાના રાજ્યની મજબુતી કરી. એટલામાં સિકંદરની માફક મહાન વિજેતા થવાની અભિલાષાથી સેલ્યુકસ મગધના રાજ્ય ઉપર ચઢી આવ્યો, પણ ચંદ્રગુપ્તે તેને સજ્જડ હરાવ્યો તેથી સલાહ થઈ. સેલ્યુકસે કંદહાર, હેરાત, કાબુલ, મકરાન અને દક્ષિણ બલુચિસ્તાન તેને આપ્યાં અને પોતાની કુંવરી ચંદ્રગુપ્તને પરણાવી.

ચંદ્રગુપ્તે તેને હાથી આપ્યા. ચંદ્રગુપ્તના દરબારમાં સેલ્યુકસ તરફથી મેધાસ્થિનિસ નામે એક એલચી રહેતો. તે ઇ. સ. પૂ. ૩૦૬ થી ઇ. સ. પૂ. ૨૯૮ સુધી મગધની રાજધાની પાટલીપુત્ર –પાટણ–માં રહ્યો હતો. એ ગ્રીક એલચીએ તેના જાતિઅનુભવ ઉપરથી તે વખતના આ દેશના આર્યોની રીતભાત, સંસારસ્થિતિ, વિદ્યાકળાના ગ્રંથો, ને સદ્દગુણોનું તથા લશ્કર અને રાજધાનીનું વર્ણન કર્યું છે. તેમાં તેણે આ દેશના આર્ય લોકોનાં બહુ વખાણ કર્યાં છે. તેમાંનો ઘણોખરો ભાગ લુપ્ત થઈ ગયો છે.

આપણા દેશના ઇતિહાસમાં સિકંદરની સવારી ઘણી અગત્યની ગણાય છે. તેની સાથે ઘણા સારા વિદ્વાનો આવ્યા હતા, તેમણે હિંદની તે વખતની સ્થિતિનું અવલોકન કરી ઘણું સારું વર્ણન કર્યું છે. વળી તે હિંદમાંથી ઘણા પંડિતો અને કારીગરોને સાથે લઇ ગયો હતો. આ ઉપરથી માલમ પડે છે કે તે ફક્ત વિજેતા નહોતો, પણ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનો વિનિમય થાય એવી તેની ખાહેશ હતી. આથી ગ્રીક અને હિંદી પ્રજાને સાહિત્ય, ધર્મ, કળા અને સ્થાપત્ય વગેરે બાબતમાં ઘણો લાભ થયો. ઘણા ગ્રીકો હિંદમાં આવીને રહ્યા અને તેઓએ હિંદુ અને બૌદ્ધધર્મ સ્વીકાર્યો. યુરોપ સાથે વેપાર કરવાનો રસ્તો સરળ થયો. ઉત્તર હિંદનાં નાનાં નાનાં રાજ્યો નિર્બળ થવાથી તેમજ વિદેશી આક્રમણ સામે થવાને એક મહાન રાજ્યની જરૂર લાગવાથી, સિકંદરના સામ્રાજ્ય પ્રમાણે ચંદ્રગુપ્તે એક બળવાન રાજ્ય સ્થાપ્યું.

---

# પ્રકરણ ૯ મું

## મગધનું મૌર્યરાજ્ય

| | |
|---|---|
| ૧. ચંદ્રગુપ્ત | ૪ અશોક |
| ૨. ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા | ૫. અશોકના ગુણ |
| ૩. બિંદુસાર | |

**૧. ચંદ્રગુપ્ત.**—મગધના નવમા નંદ રાજાના અનૌરસ પુત્ર ચંદ્રગુપ્તે પંજાબમાં બળવો કરી ગ્રીક થાણાં ઉઠાડી મૂક્યાં, ને પૌરસને રાજ્યભ્રષ્ટ કરી પોતે રાજા થયો. આ પછી મગધમાં બળવો થયો તેમાં રાજ્યકુટુંબની કતલ થઈ. એ લાગ સાધી ચંદ્રગુપ્તે પોતાના પ્રધાન ચાણક્યની સહાયથી રાજ્યનો કબજો લીધો ને નંદવંશનો નાશ કરી મૌર્યવંશની સ્થાપના કરી ઇ. સ. પૂ. ૩૨૧. ચંદ્રગુપ્તને તેના પ્રધાન ચાણક્યે રાજ્યનીતિ ને રાજ્યકૌશલ્ય શીખવી પ્રવીણ બનાવ્યો હતો. ચંદ્રગુપ્તના વંશજો એની મા મુરાના નામ પરથી મૌર્યવંશી કહેવાય છે. એ સમયે નર્મદાની ઉત્તરે નાનાં નાનાં ઘણા સ્વતંત્ર રાજ્યો હતાં. તે એ પ્રતાપી રાજાએ જીતી તાબે કર્યાં. ચંદ્રગુપ્તના બાહુબળ, શૌર્ય અને કુનેહથી એનું રાજ્ય વિશાળ બન્યું હતું. ઉત્તર હિંદ ઉપરાંત તેણે સુરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, વિદર્ભ અને મ્હૈસુરના દેશો જીત્યા હતા. હિંદમાં પહેલવહેલું આવું મહાન સામ્રાજ્ય સ્થાપનાર ચંદ્રગુપ્ત હતો. તેના વખતમાં જુનાગઢનું સુદર્શન સરોવર બંધાયું હતું. તેના રાજ્યના પ્રમાણમાં તેનું લશ્કર પણ મોટું હતું. ગજદળમાં ૯,૦૦૦ હાથી હતા, તથા ૩૦,૦૦૦ હયદળ અને ૬૦,૦૦૦૦ પાયદળ હતું. લશ્કરની વ્યવસ્થા માટે જુદાં જુદા ખાતાં હતાં. તેમાં નૌકાખાતું પણ હતું. તે ઉપરથી આપણને ચંદ્રગુપ્તની રાજયવ્યવસ્થા તેમજ સામાજિક સ્થિતિનો ખ્યાલ આવે છે. એ મહારાજા ૨૪ વર્ષની ઝળહળતી કારકીર્દિ પછી ઇ. પૂ. ૨૯૭માં મરણ પામ્યો.

**૨. ચંદ્રગુપ્તની રાજયવ્યવસ્થા.**—રાજયના જુદા જુદા પ્રાંત પાડી તે દરેક પ્રાંત ઉપર એક અધિકારી નીમ્યો હતો. રાજધાની પાટલીપુત્ર

ઘણું મોટું અને સુશોભિત શહેર હતું. તે નવ માઇલ લાંબુ અને બે માઇલ પહોળું હતું. તેને ६४ દરવાજા અને ૫૦૦ મિનારા હતા. ત્યાંનો રાજમહેલ જોઈ પરદેશીઓ દિંગ થઈ જતા હતા. શહેરની વ્યવસ્થા માટે છ સમિતિ હતી. તેમાં દેશપરદેશના મુસાફરો માટે ખાસ સરભરા ખાતું હતું. હુન્નરઉદ્યોગ, વેપાર, જકાત, વસ્તીગણત્રી, કારખાનાં, નહેરો વગેરે જનસુખાકારી માટે જુદાં જુદાં ખાતાંની વ્યવસ્થા કરી હતી. ચંદ્રગુપ્તે મુસાફરોની સગવડ સારૂ રસ્તા અને ધર્મશાળાઓ બંધાવ્યાં હતાં. તથા લોકોના જાનમાલની સલામતી માટે ઠામઠામ થાણાં બેસાડયાં હતાં. એ સમયે સંસ્કૃતમાંથી અપભ્રષ્ટ થએલી પાલી ભાષા બોલાતી હતી, ચંદ્રગુપ્તે સંસ્કૃત પુસ્તકના એ ભાષામાં તરજુમા કરાવી સંસ્કૃત જ્ઞાનભંડાર પોતાની પ્રજા આગળ ખુલ્લો કર્યો. સિઆમ વગેરે ઠેકાણે આર્યો વ્યાપારાર્થે જઇ વસ્યા ને ત્યાં પોતાનો ધર્મ લેતા ગયા. ભરૂચ, સોપારા (વસાઈ પાસે), અને તામ્રલિપ્તિ (ચંદ્રનગર પાસે) મોટાં બંદરો હતાં તથા તક્ષશિલા, કાશી અને ઉજ્જનમાં તે વખતે મોટી વિદ્યાપીઠો હતી.

**૩. બિંદુસાર.**—ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો. એ રાજા પણ તેના બાપ જેવોજ પ્રતાપી હતો. ઉત્તર ભરતખંડમાં જે રાજ્યો ચંદ્રગુપ્તે જીતવાં બાકી મૂકયાં હતાં, તે એણે જીતી લીધાં. ઠેઠ કેપ કામોરીન સુધીનો મુલક તેણે જીતી લીધો. આવી રીતે તેણે રાજ્યમાં ઘણો વધારો કર્યો. તેણે સુલેહશાંતિથી રાજ્ય કર્યું, પણ એના વખતમાં તક્ષશિલાના લોકોએ બંડ કર્યું તે અશોકે સમાવી દીધું. બિંદુસાર ઇ. સ. પૂ. ૨૭૩ માં મરણ પામ્યો. તેના પછી તેનો દીકરો અશોક ગાદીએ બેઠો.

**૪. અશોક.**—અશોકે કુમાર તરીકે તક્ષશિલામાં અને સુબા તરીકે ઉજ્જનમાં રાજ્યવહીવટનો અનુભવ મેળવ્યો હતો. ગાદીએ આવ્યા પછી ત્રણ વરસે તેનો રાજ્યભિષેક થયો. ઇ. સ. પૂ. ૨૭૦ હિંદુકુશથી આસામ અને કાશ્મીરથી કૃષ્ણા સુધી આખા ભરતખંડમાં અશોકની આણ વર્તતી હતી; ફક્ત કલિંગદેશ (ઓરીસા) સ્વતંત્ર

હતો. ઇ. સ. પૂ. ૨૬૧ માં અશોકે એ દેશ જીતવા ચડાઈ કરી. કલિંગરાજ કેસરીઆં કરી લડયો. લાખો માણસો યુદ્ધમાં કપાઈ ગયા પણ તે હાર્યો અને કલિંગદેશ અશોકની સત્તા નીચે આવ્યો. રાજ્યલોભને લીધે થએલી ખાનાખરાબી જોઈ અશોકના હૃદયને ભારે આઘાત થયો. તેના શિલાલેખમાં લખ્યું છે કે "દોઢ લાખ માણસોને કેદ કર્યાં, એક લાખ કપાઈ મુઆ અને બીજા અસંખ્ય લોકો જુલમ, દુઃખ અને ભુખમરાને લીધે મરણ પામ્યા. આવા સંહારનો સોમો કે હજારમો ભાગ ફરી થાય તો અશોકને ભારે દુઃખ થાય. ઐહિક સામ્રાજ્ય કરતાં ધર્મનું સામ્રાજ્ય શ્રેષ્ઠ છે."

આવી રીતે તેની જીવનદષ્ટિ બદલાઈ ગયા પછી તેણે ધર્માચરણ અને ધર્મપ્રચારમાં બધો વખત ગાળ્યો. બૌદ્ધધર્મી સાધુરૂપે તે રહેવા લાગ્યો અને તેણે મૃગયા અને માંસાહાર મૂકી દીધાં, અને લોક કલ્યાણ માટે સતત મહેનત કરી. હવે તે પ્રિયદર્શી કહેવાયો. અશોકની ધર્મ ઉપર શ્રદ્ધા દિન પર દિન વધતી ગઈ. તેણે કપિલવસ્તુ, સારનાથ, ગયા, કુશી નગર, અને રાજગૃહ જેવાં પવિત્ર સ્થળોએ ફરી યાત્રા કરી. હવે તેણે બૌદ્ધધર્મને રાજધર્મ બનાવ્યો અને ધર્મપ્રચારનું કામ શરૂ કર્યું. બૌદ્ધધર્મના નિર્ણય માટે એક ધર્મપરિષદ ભરવામાં આવી. એ સભાએ બૌદ્ધ સિદ્ધાંતો નક્કી કર્યાં. પછી તેના પ્રચાર માટે ખાસ ખાતું ખોલવામાં આવ્યું. ધર્મની આજ્ઞાઓનાં જાહેરનામાં પ્રસિદ્ધ કરી જુદી જુદી જગાએ સ્તંભ અને શિલાઓ ઉપર તે કોતરાવ્યાં. તેમાંનાં કેટલાંક હજુ મોજુદ છે. કાઠિઆવાડમાં ગિરનાર પાસે આવો શિલાલેખ છે. માતાપિતાની સેવા, અહિંસા, સત્ય, બધા ધર્મ વિષે સહિષ્ણુતા, પરધર્મની નિંદા કરવી નહિ, એવો પ્રજાને ઉપદેશ કર્યો હતો, અને પ્રજા તે પ્રમાણે વર્તે છે કે નહિ તે માટે દેખરેખ રાખનારા મૂકયા હતા. હિંસા અટકાવવા માટે નિયમો ઘડયા હતા. તેણે રાજ્યમાં ઠેકાણે ઠેકાણે ધર્મશાળા, રસ્તાઓ અને કુવા બનાવરાવ્યાં હતાં, માણસ ને પશુ માટે દવાખાનાં ઉઘાડયાં હતાં અને રસ્તામાં અનેક જાતનાં ઝાડો રોપાવ્યાં હતાં. સરહદની જંગલી જાતને તેણે દયાભાવથી વશ કરી હતી.

ફરિયાદીને રાજા પાસે ગમે ત્યારે જવાની છૂટ હતી, પ્રજાનું હિત કરવું એ મારી ફરજ છે એવો તેનો ઉંચો રાજધર્મ હતો. તેના વખતમાં પશુવધ, દારૂ વગેરે ખરાબ રિવાજો બંધ કરાવ્યા હતા.

બૌદ્ધધર્મના પ્રચાર માટે તેણે તામિલ દેશ, લંકા, સિરિઆ, ઇજિપ્ત, કોરિંથ, મકદુનીઆ, ઉત્તર આફ્રિકા આદિ સ્થળોએ બૌદ્ધ ભિક્ષુઓને ધર્મનો ઉપદેશ કરવા મોકલ્યા હતા. તેમજ તિબેટ અને બ્રહ્મદેશ સિવાય કેમ્બોડિઆ, જાવા અને જાપાનમાં પણ બૌદ્ધધર્મના પ્રચાર માટે હજારો ઉપદેશકો મોકલ્યા. લંકામાં તેનો પુત્ર મહેન્દ્ર અને તેની બેન સંઘમિત્રાએ બૌદ્ધધર્મ ફેલાવ્યો. આવી રીતે લગભગ દુનિયામાં બધે તે ધર્મનો પ્રચાર થયો, તેથી તે દુનિયાનો એક મુખ્ય ધર્મ ગણાય છે. મગધમાં અનેક વિહારો બંધાવ્યા તેથી તે પ્રાંતનું નામ બિહાર પડ્યું છે.

**૫ અશોકના ગુણ.**— તેના જેવો ધર્મિષ્ઠ, ન્યાયી અને પરાક્રમી રાજા દુનિયાના ઇતિહાસમા મળી આવતો નથી. પ્રજાકલ્યાણની તેની લાગણી અનન્ય હતી. હંમેશાં તે પ્રજાના હિત માટે સખત કામ કરતો. તે ચૂસ્ત બૌદ્ધધર્મી હતો પણ તેણે બીજા ધર્મના લોકો ઉપર જુલમ કર્યો નથી. એક શિલાલેખમાં લખ્યું છે કે "રાજા પ્રિયદર્શી સઘળી ન્યાતના ગૃહસ્થ કે સંન્યાસીને ઉદારભાવથી સન્માન આપે છે." બ્રાહ્મણ, જૈન વગેરે જુદાજુદા પંથના લોકોને તેણે ઉત્તેજન આપ્યું હતું. મનુષ્યના હૃદય ઉપર દંડ કે ભયથી સત્તા મેળવવી; તેના કરતાં દયા, પ્રેમ અને સત્યથી તેમનું મન જીતવાનું તેણે પસંદ કર્યું હતું. ફક્ત આર્યાવર્તનું કલ્યાણ કરવાની તેની ઇચ્છા નહોતી, પણ આખા જગતનું શ્રેય કરવાની તેની તીવ્ર ધગશ હતી, અને તેથી તેણે જુદે જુદે સ્થળે ધર્માચાર્યોને ઉપદેશ માટે મોકલ્યા હતા. તેને લીધે પરદેશ જોડે વેપાર શરૂ થયો, અને એશિઆ અને પશ્ચિમના દેશોમા આર્યસસ્કૃતિ ફેલાઈ.

અશોકના મરણ પછી ( ઇ. સ. પૂ. ૨૩૨ ) પરાક્રમી રાજાને અભાવે તેનું વિસ્તીર્ણ રાજ્ય છિન્નભિન્ન થઇ ગયું. છેલ્લા રાજા બૃહદ્રથને તેના સેનાપતિ પુષ્યમિત્રે મારી નાખી ગાદી પચાવી પાડી.

# પ્રકરણ ૧૦ મું

## परदेशी लोकोनी सवारी

| | |
|---|---|
| ૧. મૌર્ય રાજ્ય પછીના રાજાઓ | ૩. શક લોકો |
| ૨. બેક્ટ્રિઆનું રાજ્ય | ૪. યુએચિ–કુશાન રાજાઓ |
| | ૫. કનિષ્ક |

**૧. મૌર્ય રાજ્ય પછીના રાજાઓ.**–છેલ્લા મૌર્ય રાજા બૃહદ્રથની ગાદી પચાવી પુષ્યમિત્ર મગધની ગાદીએ બેઠો. તે શુંગવંશનો પ્રથમ રાજા હતો. એના વખતમાં કલિંગના રાજા ખારવેલોએ મગધ ઉપર ચડાઈ કરી તેને હરાવ્યો હતો. ગ્રીક રાજા મિએન્દર કચ્છ, સૌરાષ્ટ્ર અને પંજાબ જીતી ઠેઠ મથુરા સુધી આવ્યો હતો પણ તેને પુષ્યમિત્રે હરાવ્યો. પછી વિજય ઉજવવાને તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો. પુષ્યમિત્ર જાતે બ્રાહ્મણ હતો અને બ્રાહ્મણધર્મનો પુનરુદ્ધાર કરવા તેણે પ્રયત્ન કર્યો હતો. પાણિનિના વ્યાકરણ ઉપર મહાભાષ્ય લખનાર પતંજલિ તેના વખતમાં થયો હતો. એના પછી નિર્બળ રાજાઓ થયા તેથી તે વંશ ૧૧૨ વરસ ચાલ્યો. કણ્વ જાતિનો બ્રાહ્મણ અમાત્ય છેલ્લા રાજાને મારી નાખી ગાદી ઉપર બેઠો. તે વંશ ૪૫ વરસ ચાલ્યો. છેલ્લા રાજાને અંધ્ર દેશના રાજાએ મારી નાખી મગધનું રાજ્ય લઈ લીધું. આંધ્ર પ્રજા ચંદ્રગુપ્તના વખતમાં ગોદાવરી અને કૃષ્ણાના દુઆબમાં વસતી હતી. અશોકના મરણ પછી આંધ્ર રાજ્યની સત્તા ગોદાવરીના મૂળ સુધી ફેલાઈ અને પછી દક્ષિણમાં અરબી સુમુદ્રથી બંગાળાના ઉપ-સાગર ( મગધ સહિત ) સુધી તેમનું રાજ્ય થયું. આંધ્ર દેશના રાજાઓ બ્રાહ્મણધર્મ પાળતા તોપણ તેમણે બૌદ્ધ અને જૈનધર્મને ઉત્તેજન આપ્યું હતું. અજંટા, નાસિક અને કાર્લીની ગુફા તેમના વખતમાં તૈયાર કરવામાં આવી હતી. તેમના વંશના એક રાજા શાલિવાહને શક લોકોને હરાવ્યા તેથી દક્ષિણમા શાલિ-વાહનનો શક ચાલે છે ઇ. સ. ૭૮. ગુજરાત અને માળવાના ક્ષત્રિય

રાજાઓને તેમણે હરાવી તે દેશ જીત્યા. તેમની રાજધાની પેઠાણમાં હતી. ઇ. સ. ૨૨૫ માં આ વંશનો નાશ થયો.

**૨. બેક્ટ્રિઆનું રાજ્ય**.—સિકંદરના મરણ પછી તેનું રાજ્ય તેના સેનાધિપતિઓએ વહેંચી લીધું. તેમાં સેલ્યુકસે પશ્ચિમ એશિઆનું રાજ્ય ટકાવી રાખ્યું હતું એ વાત આગળ કહેવાઈ ગઈ છે. એના પછી ઇ. સ. ૨૫૦ માં હિંદુકુશની ઉત્તરે બેક્ટ્રિઆનું (બલ્ખ) અને કાસ્પિઅન સમુદ્રની દક્ષિણમાં પાર્થિઅનોનાં રાજ્ય સ્વતંત્ર થયાં. ગ્રીક રાજા ડેમીટ્રીઅસે પંજાબ અને સિંધ પ્રાંતમાં પોતાની સત્તા જમાવી. મૌર્ય રાજ્યનો આ મુલક નાના રાજકર્તાઓમાં વહેંચાઈ ગયો હતો. તેમાં બળવાન અને હોશિયાર રાજા મિએન્ડર (મિલિન્દ) હતો. તે બૌદ્ધધર્મી હતો. 'મિલિન્દના પ્રશ્નો' એ બૌદ્ધ સાહિત્યમાં ઉપયોગી પુસ્તક છે. શક લોકોએ અને પાર્થિઅનોએ એ રાજ્યનો પહેલા સૈકામાં નાશ કર્યો હતો, કારણ કે તે વખતે પશ્ચિમ હિંદમાં પાર્થિઅન (પલ્લવ લોકો) લોકોએ સત્તા જમાવી હતી.

**૩ શક લોકો**.—ઇ. સ. પૂ. આશરે બીજી સદીમાં મધ્ય એશિઆની ભટકતી અને સાહસિક માંગલ પ્રજાઓને દક્ષિણ તરફ આવવું પડયું. તેમાં શક અને યુએચિ મુખ્ય જાતિઓ હતી. સિરદરિયા ઉપર રહેતા શક લોકોને યુએચિએ હરાવી હાંકી કાઢયા. તેથી તેમણે કાબુલ ઉપર હુમલો કરી બેક્ટ્રિઆનું રાજ્ય ઉંધું વાળ્યું અને તેમનું નવું રાજ્ય સ્થાપ્યું. તેઓ શિસ્તાન (શકસ્તાન)માં વસ્યા. તેમની જુદી જુદી ટોળીઓએ તક્ષશિલા, મથુરા અને સૌરાષ્ટ્રમાં રાજ્ય સ્થાપ્યાં. તેમણે 'ક્ષત્રપ'નો ઇલ્કાબ ધારણ કર્યો તે ઉપરથી તેઓ પાર્થિઅન રાજાને તાબે હશે એમ અનુમાન થાય છે. તેઓ બ્રાહ્મણ ધર્મ પાળતા હતા. સૌરાષ્ટ્રના રૂદ્રદામને તેની કન્યા આંધ્ર રાજાને પરણાવી હતી. સૌરાષ્ટ્ર, માળવા, કચ્છ, સિંધ અને કોકણ ઉપર રૂદ્રદામન રાજ્ય કરતો હતો.

**૪. યુએચિ—કુશાન રાજાઓ**.—ઇ. સ. પૂ. ૧૬૦ માં જે યુએચિ લોકોએ શક લોકોને સિરદરિયામાંથી હાંકી કાઢયા હતા, તેમણે

અફઘાનિસ્તાન ઉપર હુમલો કરી શક લોકોનું રાજ્ય લઈ ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. તેમાંની એક કુશાન શાખા હતી. કેડફિસિઝ નામના રાજાના વખતમા તે વધારે પ્રબળ થવાથી બીજા હરિફોને જીતી લઈ, તથા ગ્રીક અને પાર્થિઅનનાં નાનાં રાજ્ય જીતી લઈ તેણે બોખારાથી બલુચિસ્તાન સુધીનો મુલક તાબે કર્યો. તેનો પુત્ર તેના જેવો સાહસિક અને પરાક્રમી હતો. તેણે તેની સત્તા સિંધ અને કાશી સુધી વધારી હતી. તે શિવમાર્ગી હતો. એના મરણ પછી એનો પુત્ર કનિષ્ક ગાદીએ આવ્યો.

**૫. કનિષ્ક ઇ. સ. ૧૨૦–૧૫૫.** તે બૌદ્ધધર્મી હતો. બૌદ્ધધર્મમાં અશોકના જેવો **તે** ધર્મિષ્ટ ગણાય છે. તેણે કાશ્મીર જીતી લઈ પોતાની સત્તા પૂર્વમાં પાટલીપુત્ર સુધી વધારી. તેણે પાર્થિઅન લોકોને હરાવ્યા તથા યારકંદ, ખોતાન અને કાસ્ગર જીતી લીધાં. તેના રાજ્યની હદ બોખારાથી સિંધ અને ઇરાનથી બિહાર સુધી હતી. તેની રાજધાની પુરુષપુર ( પેશાવર ) મા હતી. તેણે રાજ્યમાં સ્તૂપો, વિહારો અને ચૈત્યો બંધાવ્યાં. તેનો ઘણો વખત ચીન સાથે યુદ્ધમા ગયો. કનિષ્કને રોમ, ઇરાન અને ચીનના રાજ્ય સાથે સંબંધ હતો, તેથી બૌદ્ધસંસ્કૃતિમાં ઘણા ફેરફાર થયા હતા. બ્રાહ્મણધર્મના પુનરુદ્ધારને લીધે તેમા કેટલાક ફેરફાર કરવાની જરૂર લાગી હતી તેથી તેણે અશોકની માફક કાશ્મીરમાં એક મોટી સભા બોલાવી, આ વખતે બૌદ્ધધર્મનું જે નવીન સંસ્કરણ થયું તેને મહાયાન કહે છે. તેઓ બુદ્ધની ઈશ્વર તરીકે પૂજા કરે છે, અને પોતાના મોક્ષની દરકાર કર્યા વગર બીજાને નિર્વાણને રસ્તે ચઢાવવા ઉપદેશ કરવો એ ઉત્તમ ગણે છે. નેપાળ, તિબેટ, ચીન, કોરિઆ અને જાપાનમાં આ ધર્મ ચાલે છે. અસલ બૌદ્ધધર્મ લંકા સિઆમ અને બ્રહ્મદેશના લોકો માને છે.

કનિષ્કનો સમય વેપાર, કળા અને સાહિત્યની દૃષ્ટિથી ઘણો ઉપયોગી છે. તેના વખતમાં પશ્ચિમનાં રાજ્યો તેમજ ચીન સાથે આપણો વેપાર ધમધોકાર ચાલતો હતો. પ્રસિદ્ધ બૌદ્ધ પંડિતો નાગા-

ર્જુન અને અશ્વઘોષ તેના વખતમાં થયા હતા. અશ્વઘોષનું બુદ્ધચરિત્ર

## અશોકનું સામ્રાજ્ય. ઈ. પૂ. ૨૫૦.




નામનું મહાકાવ્ય સારી પેઠે જાણીતું છે. તેના દરબારમાં ચરક.

રાજવૈદ્ય હતો. નાગાર્જુને મહાયાનનાં સૂત્રો લખ્યાં છે. ઘણા વિહારો, સ્તૂપો અને મંદિરો એના વખતમાં બંધાવાયાં હતાં, તેમાં ગ્રીક અને રોમન શિલ્પની છાયા સ્પષ્ટ માલમ પડે છે.

---

## પ્રકરણ ૧૧ મું

## ગુપ્તરાજ્ય

**૧. ચંદ્રગુપ્ત**
**૨. ચક્રવર્તી સમુદ્રગુપ્ત**
**૩. ચંદ્રગુપ્ત બીજો (વિક્રમાદિત્ય)**
**૪. હૂણલોકો**

(૧) **ચંદ્રગુપ્ત.**—ઇ૦ સ૦ ૨૨૦ માં કુશાન સામ્રાજ્યનો અંત આવ્યો. તેનાં નાનાં નાનાં રાજ્યો થઈ ગયાં. તેમની અંદર અંદર કલહ અને કુસંપ તથા અવ્યવસ્થા સો વર્ષ સુધી ચાલી. ગુપ્તવંશના મહારાજા ચંદ્રગુપ્તે ચોથા સૈકાના આરંભમાં દેશમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપી. તેણે પ્રથમ પાટલીપુત્ર જીતી લઈ આસપાસનો પ્રદેશ કબજે કર્યો. લિચ્છવી રાજાની કન્યા સાથે લગ્ન કરવાથી તેની સત્તા અને પ્રતિષ્ઠા ઘણાં વધી પડયાં. પછી બિહાર, તીરહૂત અને અયોધ્યા સર કરી ગુપ્ત સામ્રાજ્યનો પાયો નાખ્યો. આવી રીતે બાર વરસ સુધી મુલકો જીતી તેણે પોતાનો રાજ્યાભિષેક કરી નવો શક ઇ. સ. ૩૨૦ થી શરૂ કર્યો. ઇ. સ. ૩૨૬ માં તેનું મરણ થયું. તેના પછી તેનો પરાક્રમી પુત્ર સમુદ્રગુપ્ત રાજા થયો.

૨. **ચક્રવર્તી સમુદ્રગુપ્ત.**—સમુદ્રગુપ્તના પરાક્રમ સંબંધીનો અહેવાલ અલ્હાબાદના વિજયસ્તંભ ઉપર લખેલી કવિતા ઉપરથી માલમ પડે છે. તે મહાન સેનાનાયક હતો તથા સાહિત્ય અને કળાને તેણે ઘણું ઉત્તેજન આપ્યું હતું. તેણે ગાદીએ આવ્યા પછી ઉત્તરહિંદનાં રાજ્યો તાબે કર્યાં અને દક્ષિણમાં ત્રણ વરસ સુધી લડાઈઓ કરી ઘણા રાજાઓને તાબે કર્યા, તથા કેટલીક જંગલી પ્રજાને પણ વશ કરી. ગંગાના પ્રદેશનાં રાજ્યો જીતી તેણે ચંબલની દક્ષિણ હદ સુધી પોતાની સત્તા જમાવી. તેણે છોટાનાગપુરના દુર્ગમ્ય પ્રદેશમાં પ્રવેશ કરી કોશલનું



**અશોકનો સ્તંભ**

રાજ્ય અને મહાનદીની ખીણ જીતી ઓરિસાના જંગલનો પ્રદેશ તાબે કરી મહેન્દ્રગિરિ અને કોતુરના ડુંગરી કિલ્લા લીધા. પછી પિષ્ટપુર લઈ કિનારે કિનારે દક્ષિણમાં આવ્યો. ત્યાં વેંગી, કાંજીવરમ, અને પાલઘટનાં રાજ્યોને તાબે કરી મહારાષ્ટ્ર અને ખાનદેશના રાજાને હરાવ્યા, ત્યાંથી ગુજરાતના ક્ષત્રપના મુલકની હદ આગળ થઈને દિગ્વિજય કરી તે પાટલીપુત્રમાં પાછો આવ્યો. દક્ષિણની સવારીમાં જીતેલા દેશો તેણે પોતાના સામ્રાજ્યમાં જોડી દીધા નહોતા, તેમની પાસેથી ખંડણી લઈ તેમને માંડલિક બનાવ્યા હતા. પણ ઉત્તર હિંદનાં રાજ્યો ખાલસા કરી ચક્રવર્તી સત્તા સ્થાપી હતી.

તેના રાજ્યનો વિસ્તાર ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં નર્મદા, પૂર્વમાં ભાગીરથી અને પશ્ચિમમાં જમુના અને ચંબલ નદી વચ્ચેના પ્રદેશ સુધી હતો. આ ઉપરાંત ચંબલના અને માળવાના રાજાઓએ તેની સત્તા સ્વીકારી હતી. હિમાલયના અને વિંધ્યાચલના પહાડી લોકો તેને મહારાજા ગણતા હતા. લંકાનો મેઘવર્ણ રાજા અને કુશાન રાજાઓ તેને માન આપતા હતા. અશોક પછી સમુદ્રગુપ્તે મહાન સામ્રાજ્ય સ્થાપી દેશમાં સુલેહશાંતિ જાળવી પ્રજાને સુખી કરી. દિગ્વિજય કર્યા પછી તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો અને હિંદમાં સાર્વભૌમ સત્તા જમાવી. તેના વખતમાં પાટલીપુત્રને બદલે અયોધ્યા પાટનગર થયું હતું.

તે મહાપરાક્રમી અને અસાધારણ સેનાનાયક હતો. તેને સાહિત્યકળાનો બહુ શોખ હતો. તે કવિ હતો અને તેને સંગીત ઉપર પણ બહુ પ્રેમ હતો. તે ચૂસ્ત હિંદુ હતો છતાં તે અન્ય ધર્માઓ તરફ ઉદાર રીતે વર્ત્યો હતો. બૌદ્ધ લેખક વસુબંધુને તેણે આશ્રય આપ્યો હતો.

**૩ ચંદ્રગુપ્ત બીજો (વિક્રમાદિત્ય).**—સમુદ્રગુપ્ત ઇ. સ. ૪૧૦માં મરણ પામ્યો. તેના પછી તેનો લાયક દીકરો ચંદ્રગુપ્ત બીજો વિક્રમાદિત્ય નામ ધારણ કરી ગાદીએ બેઠો. તે તેના બાપ જેવો પરાક્રમી અને સાક્ષર હતો. બંગાળાનો બળવો દબાવી દઈ તેણે સિંધુના પ્રદેશમાં સવારી કરી. પછી પશ્ચિમ હિંદના ક્ષત્રપો પાસેથી માળવા, ગુજરાત અને સૌરાષ્ટ્ર જીતી લીધાં. તે વખતે ઉજ્જન વેપારવિદ્યાનું મુખ્ય મથક હતું તે તેનું પાટનગર થયું. ગુપ્ત રાજ્યની સીમા પશ્ચિમમાં દરિયા સુધી પહોંચવાથી દરિયામાર્ગે ચાલતા ધમધોકાર વેપારનો લાભ તેને મળ્યો. આવા વિજયથી તેણે વિક્રમાદિત્ય એટલે પરાક્રમનો સૂર્ય એ પદવી ધારણ કરી.

વિક્રમાદિત્યનું નામ આખા હિંદુસ્તાનમાં પરોપકાર અને પ્રજા કલ્યાણને માટે મશહૂર છે. વિક્રમ સંવત્ ઇ. સ. પ૭ થી શરૂ થાય છે ને તે એના નામથી ચાલે છે. એવી દંતકથા છે કે તેણે માળવામાંથી

શક લોકોને હરાવી હાંકી કાઢ્યા તેથી તેની મહાન જીતના સંસ્મરણ તરીકે તે સંવત્ શરૂ થયો. પણ ખરી વાત એ લાગે છે કે આંધ્ર રાજાઓના વખતમાં માળવાના લોકોએ શક લોકોને હરાવ્યા, ત્યારથી તે સંવત્ શરૂ થએલો હોવો જોઇએ; અને ક્ષત્રપોની સત્તા તોડી ચદ્રગુપ્તે જ્યારે માળવામાં રાજ્ય સ્થાપ્યું ત્યારે તે ચાલતો સંવત્ તેના પરાક્રમ, સાહસ અને પરોપકારને લીધે વિક્રમ સંવત્ ગણાવા લાગ્યો. વિક્રમાદિત્યના સમયમાં ગુપ્ત સામ્રાજ્ય સાહિત્ય, કળા અને વેપારમાં પૂર્ણ જાહોજલાલીએ પહોંચ્યું હતું. તેના દરબારમાં નવ રત્નો હતાં: (૧) કવિ શિરોમણિ કાળિદાસ. તેણે રઘુવંશ, કુમારસંભવ નામનાં કાવ્યો અને શાંકુતલ, વિક્રમોર્વશીય અને માલવિકાગ્નિમિત્ર નામનાં નાટકો રચ્યાં છે. ( ૨ ) અમરકોષનો કર્તા અમરસિંહ, ( ૩ ) ક્ષપણક એક જ્યોતિષવેત્તા હતો; ( ૪ ) ધન્વંતરી એક મોટો વૈદ હતો; ( ૫ ) વરરુચિ વૈયાકરણી હતો; ( ૬ ) વરાહમિહિર ખગોળવેત્તા હતો; ( ૭ ) ઘટકર્પર શિલ્પકાર હતો; ( ૮ ) શંકુ મોટો મોજણીદાર હતો; અને (૯) વેતાળભટ્ટ મંત્રવિદ્યા જાણનાર હતો. આ પ્રમાણે તેના રાજ્યમાં સાહિત્યનો વિકાસ થયો હતો.

**૪. હૂણ લોકો.**—ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો. તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેના પછી તેનો દીકરો સ્કંદગુપ્ત રાજા થયો. તેના વખતમાં હૂણ લોકોના હુમલા સાગરનાં મોજાંની માફક ઉપરાઉપરી થવા લાગ્યા. હૂણ લોકો મધ્યએશિઆની ભટકતી અર્ધ જંગલી માંગલ જાતિના હતા. તેમની એક ટોળીએ યુરોપમાં ત્રાસ વર્તાવી રોમન શહેનશાહત અને બીજાં રાજ્યો પાયમાલ કર્યા હતાં. બીજી ટોળીએ ઓક્સસ નદી આગળ થઈને કાબુલનું કુશાન રાજ્ય જીતી લીધું, અને પછી તેઓનાં ધાડાં ભરતખંડ ઉપર ચઢી આવી લૂંટફાટ કરી મુલક જીતવા લાગ્યાં. ઇ. સ. ૪૫૫ માં સ્કંદગુપ્તે તેમને એક વાર હરાવ્યા, પણ દસ વરસ સુધી હૂણોનાં ટોળેટોળાં ગાંધાર અને પંજાબમાં આવ્યાં અને તેમણે તે પ્રદેશો જીતી લીધા. વળી આ વખતે તેમણે ઈરાનની શહેનશાહત છિન્નભિન્ન કરી વાળ્યાથી ગંગા

સુધી પોતાની સત્તા જમાવી. એશિઆમાં હૂણ શહેનશાહતના તાબામાં પશ્ચિમમાં ઇરાનથી પૂર્વમાં ચીની રાજ્યની સરહદ સુધીમાં આવેલા ૪૦ દેશો હતા. હિંદ તેમાંનો એક ભાગ હતો. આ પ્રમાણે ગુપ્ત મહારાજ્યનો નાશ હૂણ લોકોએ કર્યો. તેમના તોરમાણ (ઇ. સ. ૪૯૭–૫૧૦) નામના સરદારે પંજાબ, રજપુતાના અને મધ્યહિંદ જીતી લઈ માળવામાં રાજ્ય સ્થાપ્યું. વલ્લભીપુર તેનું ખંડીઉં રાજ્ય હતું. તેના પછી તેનો પુત્ર મિહિરગુલ ગાદીએ આવ્યો. તેણે પોતાની રાજધાની શાકલ (સિયાળકોટ) કરી. તે ઘણો ઘાતકી અને ક્રૂર હતો. હિંદુ પ્રજા તેના ત્રાસથી કંટાળી ગઈ હતી. તેને મગધના ગુપ્ત-વંશના નરસિંહ બાલાદિત્યે માળવાના યશોવર્માની મદદથી સજ્જડ હરાવ્યો, ને કાશ્મીરમાં હાંકી કાઢ્યો. હવે હૂણોની સત્તા નષ્ટ થવાથી તેઓ પંજાબ અને રજપુતાનામાં વસ્યા અને તેઓ હિંદુ પ્રજામાં ભળી ગયા. "યવનલોકથી માંડીને હૂણ લોકો સુધી જેટલા પરદેશીઓ હિંદુસ્તાનમાં આવ્યા, તે બધા હિંદુ અથવા બૌદ્ધધર્મ સ્વીકારી હિંદમાં રહ્યા."

---

## પ્રકરણ ૧૨ મું

## बौद्धधर्मनी पडती अने ब्राह्मणधर्मनी पुनःस्थापना

**૧. બૌદ્ધધર્મની પડતી**
**૨. નવીન બ્રાહ્મણ ધર્મ**
**૩. પુરાણો**
**૪. વિદ્યાના ગ્રંથો**
**૫. વાર્તિક ગ્રંથ**
**૬. વર્ણવ્યવસ્થા**
**૭. કુમારિલ ભટ્ટ**
**૮. શંકરાચાર્ય**

**૧. બૌદ્ધધર્મની પડતી.**—આપણા દેશમાં લગભગ એક હજાર વરસ સુધી બૌદ્ધધર્મની સત્તા રહી. રાજ્યાશ્રયને લીધે બૌદ્ધધર્મ બહુ ફેલાયો હતો છતાં તેની પૂર ચડતીના વખતમાં પણ બ્રાહ્મણ ધર્મ નાબુદ થયો નહોતો. અનેક દેવદેવીઓની માન્યતા, મૂર્તિપૂજા, દબદબાભરેલા વરઘોડા, કર્મકાંડની જાળ, સ્વર્ગ, નર્ક વગેરે

નવીન આચાર સાધારણ મનુષ્યને આકર્ષવાને માટે બૌદ્ધધર્મમાં દાખલ થયા. જ્યારે અશોક પછીના માગધી રાજાઓ નબળા પડ્યા અને બૌદ્ધધર્મને મળતો આશ્રય ઘટી ગયો, ત્યારે બ્રાહ્મણોએ હિંદુધર્મની ફરી સ્થાપના કરવાને માટે પ્રયત્ન કર્યો. તેમણે બૌદ્ધધર્મમાંથી કેટલીક લોકપ્રિય બાબતો દાખલ કરી હિંદુધર્મની નવીન ઘટના કરી. અહિંસા, મૂર્તિપૂજા, તીર્થયાત્રા, ભક્તિ, અને દેવદેવીઓની માન્યતા તથા કેટલાક જનસમૂહના આચાર હિંદુધર્મમાં ઘટાવી દીધા. વળી કુશાન, ગુપ્ત, અને હૂણ રાજાઓએ હિંદુધર્મ સ્વીકાર્યો તેથી તેમને ઘણી મદદ મળી. આથી બૌદ્ધધર્મ ધીમે ધીમે નાબુદ થતો ગયો. જ્યારે ફાહિયાન હિંદમાં આવ્યો હતો ત્યારે બ્રાહ્મણધર્મ અને બૌદ્ધધર્મ બંને સરખી સ્થિતિમાં હતા, અને જ્યારે હ્યુએનસાંગ આવ્યો ત્યારે બૌદ્ધધર્મ લગભગ નાબુદ થયા જેવો હતો. તે ધર્મને હર્ષની ઉદાર મદદ હતી તોપણ ઘણા વિહાર અને મંદિરો પાયમાલ થઈ ગએલાં હતાં.

**૨. નવીન બ્રાહ્મણધર્મ.**—એક હજાર વરસમાં ઘણા વિદ્વાન બ્રાહ્મણો થયા. તેમણે પ્રાચીન વેદધર્મમાં વખતને અનુકૂળ ફેરફાર કરીને નવા ધર્મનું બંધારણ રચ્યું. એ નવો ધર્મ લોકરુચિને અનુસરતો થયો. વેદધર્મમાં બતાવેલા "અહિંસા પરમોધર્મ"ને બૌદ્ધધર્મવાળાએ પોતાના ધર્મનું એક મૂળતત્વ માન્યું હતું, તેનો બ્રાહ્મણોએ સ્વીકાર કરી પશ્વાદિહોમ-યજ્ઞની બંધી કરી. બૌદ્ધધર્મ પ્રમાણે નિર્વાણ મેળવવા માટે અહિંસા, તૃષ્ણા, ત્યાગ અને આત્મસંયમ કરવા એ ઘણું વિકટ હતું, તેથી બ્રાહ્મણોએ આ નવા ધર્મમાં મોક્ષનો માર્ગ સહેલો બતાવ્યો. સતકર્મ, સદાચાર, ઈશ્વર ઉપર દૃઢ વિશ્વાસ ને ઈશ્વરભક્તિ, એ મોક્ષનાં સાધન બતાવ્યાં. વળી તેમણે અજ્ઞાની લોકોને ઈશ્વર ઉપર આસ્થા બેસે તે માટે પરમેશ્વરની મૂર્તિઓ દાખલ કરી. બ્રહ્મા ઉત્પન્ન કરનાર, વિષ્ણુ પાલન કરી મોક્ષ આપનાર, ને શિવ સંહાર કરનાર, આ ત્રણ મુખ્ય દેવોની ભક્તિનો પ્રચાર થયો, અને તે ઉપરાંત ઘણા દેવદેવીઓની મૂર્તિઓ ને વ્રત ઉપવાસ દાખલ કર્યાં.

રામ અને કૃષ્ણ અવતાર મનાયા, દેવની મૂર્તિપૂજા ચાલુ થઈ ને મોટાં મોટાં દેવાલયો બંધાવી તેમાં મૂર્તિઓની સ્થાપના કરવામાં આવી.

**૩. પુરાણ ગ્રંથો.**—આ સમયે નવા દેવોનું પૂજન શરૂ થવાથી તે દેવો ઉપર આસ્થા બેસવાને તેમનું માહાત્મ્ય બતાવનારા ઘણા ગ્રંથો થયા. તેમાં અઢાર પુરાણ ને અઢાર ઉપપુરાણ તથા ધર્મશાસ્ત્રના સ્મૃતિના ગ્રંથો મુખ્ય છે. કેટલાંક પુરાણો ઘણાં જુનાં છે પણ તે જે સ્વરૂપમાં મોજુદ છે તે નવું છે. નવાં યાત્રાનાં સ્થળ, નવાં મંદિરો, નવાં વ્રત અને નવી જ્ઞાતિઓ અસ્તિત્વમાં આવ્યાં તેમ તેમ તેને લગતી કથાઓ રચાવા માંડી. તેમાં સૃષ્ટિના સર્ગ અને પ્રલય સંબંધી વર્ણન, સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓનાં ચારિત્ર્ય, દેવતાઓના વંશ અને મન્વન્તરની કથાઓ આપી છે. આ ઉપરાંત વર્ણાશ્રમ ધર્મ, સાંખ્ય, યોગ વગેરે શાસ્ત્રનો બોધ, ભગવાનના અવતારથી કથા વગેરે બાબતો પુરાણમાં માલમ પડે છે. પુરાણ અઢાર છે, તેમાં વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ગરુડપુરાણ, માર્કંડેયપુરાણ અને શ્રીમદ્ ભગવદ્ ગીતા મુખ્ય છે.

**૪. વિદ્યાના ગ્રંથો**—વૈદિક કાળથી આર્ય લોકોને ખગોળ ને ગણિતનું જ્ઞાન હતું. તેમાં આ સમયે વધારો થયો. બીજગણિત ને ખગોળ સંબંધી પ્રથમ લખનાર આર્યભટ્ટ આ સમયે થયા. પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે તેનાં તથા સૂર્ય ને ચંદ્રનાં ગ્રહણ થવાનાં ખરાં કારણ એણે લખ્યાં છે. તે પછી વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, ભાસ્કરાચાર્ય વગેરે વિદ્વાનો થયા. તેમણે પણ ખગોળ ને ગણિતને લગતાં પુસ્તકો લખ્યાં છે. વળી રોગનાં કારણ, ચિકિત્સા ઉપચાર, શસ્ત્રવિદ્યા વગેરે ઉપર ચરક, સુશ્રુત વગેરેએ વૈદકના ગ્રંથો લખ્યા છે. શિલ્પશાસ્ત્ર ને ગાયનકળા સંબંધી પણ ઘણા ગ્રંથો રચાયા છે.

**૪. વાર્તિક ગ્રંથો**—આ સમયમાં કાલિદાસ, ભવભૂતિ, ભારવી ભર્તૃહરી, બાણભટ્ટ, સોમદેવ વગેરે ઘણા કવિઓ ને વાર્તિકકાર થયા. તેમણે નાટક, કાવ્ય ને વાર્તાના ઘણા ગ્રંથો લખ્યા. તેમાં શાકુંતલ, વિક્રમોર્વશીય, કાદંબરી, કથાસરિતસાગર, મેઘદૂત, પંચતંત્ર વગેરે

મુખ્ય છે. એમાંનાં ઘણાંખરાં પુસ્તકો એટલાં રસિક ને સુબોધકારક છે, કે આજે દુનીઆની ઘણીખરી ભાષામાં તેમના તરજુમા થયા છે.

**૫. વર્ણ વ્યવસ્થા.**—પહેલાંના સમયમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચાર જાતિ હતી. પરંતુ બૌદ્ધસમયમાં એ વર્ણવ્યવસ્થા અવ્યવસ્થિત થઈ હતી, તેથી આ સમયે બ્રાહ્મણોએ ફરી વર્ણવ્યવસ્થા બાંધી. પ્રથમ જુદા જુદા કારીગરોની ગણના વૈશ્યમાં થતી. હવે ધંધા પ્રમાણે જુદી જુદી વર્ણ થઈ. વળી દેશ ને સ્થળ પરત્વે એક જાતિમાંથી બીજી પેટા જાતિ થઈ. એ વર્ણોનું બંધન એવું દૃઢ થયું કે તેમાં બહારથી કોઇ અન્ય જાતિનો દાખલ થવા પામે નહિ. એ વર્ણોને પાળવાના આચાર અને એ આચાર તોડનારને કરાવવાનાં પ્રાયશ્ચિત બતાવનારા ગ્રંથો સમયને અનુસરીને બ્રાહ્મણોએ બનાવ્યા. એ વ્યવસ્થા પ્રમાણે આજ સુધી વહીવટ ચાલે છે.

**૬. કુમારિલ ભટ્ટ.**—બૌધધર્મનું મૂળ કાઢનારામાં અને બ્રાહ્મણધર્મની પુનઃસ્થાપના કરનારાઓમાં કુમારિલ ભટ્ટ મુખ્ય છે. તેઓ જાતે બ્રાહ્મણ હતા. તેમનો જન્મ આઠમી સદીમાં બિહાર પ્રાંતમાં થયો હતો. તેમણે ત્યાંના રાજાને બ્રાહ્મણધર્મમાં લાવી તેની મારફત બૌદ્ધધર્મનું બળ તોડયું. તેમણે બૌદ્ધધર્મનો નાશ કરી વૈદિકધર્મનો પ્રચાર કરવા માંડયો. આખા હિંદમાં સફર કરી બૌદ્ધ અને જૈનધર્મનું ખંડન કરી વૈદિક કર્મમાર્ગ તરફ વાળવા તેમણે લોકોને ઉપદેશ કર્યો. તે પૂર્વ મિમાંસાના સૂત્રકાર છે.

**૭. શંકરાચાર્ય.**— હિંદુધર્મની ફરી સ્થાપના કરનારામાં મુખ્ય આચાર્ય શંકરાચાર્ય છે. તેમનો જન્મ ઇ. સ. ૭૮૮ માં મલબારના કાલટી ગામમાં થયો હતો. તેમના પિતા નાનપણમાં ગુજરી ગયા હતા. શંકરે જનોઈ ધારણ કર્યા પછી બ્રહ્મચર્ય પાળી સઘળાં શાસ્ત્રનો અભ્યાસ કર્યો. તેમની માતાએ એમનું લગ્ન કરવાનો વિચાર કર્યો ત્યારે તેમણે સંન્યાસ લેવાની ઇચ્છા જણાવી. તેમની માતાને તેથી ઘણું દુઃખ થયું. એક દિવસ તેઓ નદીમાં નહાતા હતા ત્યારે

મધરે તેમનો પગ ઝાલ્યો. માતાને તેમણે કહ્યું કે જો સંન્યાસ લેવાની રજા આપો તો મધર પગ છોડી દે. તેમણે માતાની રજા લઈ નર્મદા તટ ઉપર વસતા ગોવિંદાચાર્ય પાસે જઈ સંન્યાસ લીધો. વેદાંત અને યોગનું જ્ઞાન મેળવી તેમણે કુમારિલભટ્ટના શિષ્ય મંડનમિશ્ર જોડે મિમાંસા અને વેદાંતસંબંધી વાદવિવાદ કર્યો. તેમાં શંકરાચાર્યનો જય થયો. પછી તેમણે આખા હિંદમાં પગે ચાલી અદ્વૈતવાદ ( જ્ઞાનવાદ ) ફેલાવ્યો. તેમણે તેના રક્ષણ માટે જગન્નાથપુરી, દ્વારિકા, બદ્રિકેદાર અને શૃંગેરી એમ ચાર દિશાએ ચાર મઠ સ્થાપ્યા છે. તે વખતે હિંદમાં ઘણા દેવોની પૂજા થતી હતી અને અસંખ્ય ધાર્મિક વહેમો અને દુરાચારો ધર્મનિમિત્તે ચાલતા હતા, તેમનું ખંડન કરી જ્ઞાન એજ મોક્ષ છે એમ તેમણે સિદ્ધ કર્યું. એમનો મુખ્ય સિદ્ધાંત એ છે કે કર્મ અને ભક્તિ ચિત્તશુદ્ધિ માટે છે, અને મુક્તિનું છેવટનું સાધન તો જ્ઞાન છે. આવી રીતે તેમણે અથાક શ્રમ વેઠી બ્રાહ્મણધર્મની ફરીથી સ્થાપના કરી ૩૨ વર્ષની ઉંમરે તેમણે દેહ મૂકયો. હિંદુધર્મનું હાલમાં જે સ્વરૂપ છે તે તેમને લીધે છે.

---

## પ્રકરણ ૧૩ મું

## महाराजा हर्षवर्धन इ. स. ६०६–६४७

**૧. શ્રીહર્ષના પૂર્વજ**
**૨. તેમનો દિગ્વિજય**
**૩. તેમનું ચારિત્ર**
**૪. ફાહિયાન**
**૫. હ્યુએનસાંગ**

પ્રાચીન ભારતમાં ત્રણ ચક્રવર્તી રાજાઓ થઈ ગયા. ચંદ્રગુપ્ત મૌર્ય, સમુદ્રગુપ્ત વિક્રમાદિત્ય, અને હર્ષવર્ધન આદિત્યશીલ. આમાંના પહેલાનો પ્રતાપ પશ્ચિમમાં સિરીઆ સુધી; બીજાનો દક્ષિણમાં લંકા સુધી અને ત્રીજાનો પૂર્વમાં ચીન સુધી પ્રસર્યો હતો. મેગેસ્થિનિસે ચંદ્રગુપ્તના રાજ્યતંત્રનાં; ફાહિયાને સમુદ્રગુપ્તના બંદોબસ્તનાં અને હ્યુએનસાંગે હર્ષવર્ધનની વિદ્વત્તાનાં અત્યંત વખાણ કર્યાં છે. મૌર્યે પોતાના ગુરુને લીધે વિશેષ ગૌરવ પ્રાપ્ત કર્યું હતું, વિક્રમાદિત્યે શાસ્ત્રથી વિશેષ

સિદ્ધિ મેળવી હતી, અને આદિત્યશીલે કવિત્વથી વિશેષ કીર્તિ જમાવી હતી.

જ્યારે હૂણ લોકનું સામ્રાજ્ય તૂટી ગયું ત્યારે હર્ષના બાપ પ્રભાકરવર્ધને હૂણોને હરાવી ઉત્તર ભારતમાં પોતાની સત્તા જમાવી. તેણે ગુપ્ત રાજકન્યા સાથે લગ્ન કર્યું હતું. એની રાજધાની સ્થાણેશ્વરમાં હતી. તેણે માળવા, ગુજરાત તથા સિંધના રાજાઓને વશ કર્યા હતા. તેણે પોતાના દીકરા રાજવર્ધનને અને હર્ષને મોટું લશ્કર આપી હૂણ લોકોને હરાવવા મોકલ્યા, તેમણે તેમને પૂરેપૂરા હરાવી હિંદ બહાર કાઢી મૂક્યા.

**૨. દિગ્વિજય.**—આવા સાહસ અને પરાક્રમને લીધે પ્રભાકરવર્ધનને મહારાજા કે હૂણકેસરી કહેતા. તે દરમિઆન માળવાના રાજાએ તેના બનેવી કનોજના રાજા ગૃહવર્માને મારી તેની બેન રાજશ્રીને કેદ કરી હતી. પ્રભાકરના મરણ પછી રાજવર્ધન ગાદીએ આવ્યો. એણે માળવાના રાજાને હરાવ્યો, પણ ગૌડના રાજા શશાંકે તેને દગાથી મારી નાખ્યો, એટલે હર્ષવર્ધન ૧૬ વરસની ઉંમરે ગાદીએ બેઠો. તેણે કામરૂપ ( આસામ )ના રાજા સાથે મિત્રાચારી કરી, અને શશાંક અને માળવાના રાજાને હરાવ્યા. તેની બેન રાજશ્રી વિંધ્યાચળના જંગલમાંથી તેને મળી. ૭ વર્ષમાં તો પંજાબ, આસામ, બંગાળા, સૌરાષ્ટ્ર અને નેપાળના મુલકમાં તેની આણ ફરવા લાગી. વલ્લભીપુર પણ તેને તાબે હતું. આ પ્રમાણે ઉત્તર હિંદમાં તેણે સાર્વભૌમ સત્તા સ્થાપી. આ વખતે ચાલુકય વંશના બીજા પુલકેશિએ દક્ષિણમાં બળવાન રાજ્ય સ્થાપ્યું હતું. ઇ. સ. ૬૨૦ માં તે દક્ષિણ જીતવા માટે નીકળ્યો પણ પુલકેશિએ તેને નર્મદાની પાર આવવા દીધો નહિ તેથી તે પાછો હટયો. તેનું સામ્રાજ્ય વિશાળ હતું. આસામથી તે કાઠિઆવાડ સુધી અને નેપાળથી નર્મદા સુધીના મુલકો તેના તાબામાં હતા. પંજાબ અને કાશ્મીર એને ખંડણી ભરતાં હતાં.

**૩. શ્રીહર્ષનું ચારિત્ર.**—તે શૈવમાર્ગી હતો, છતાં બીજા ધર્મને

પણ ઉદાર વૃત્તિથી જોતો. તેના વખતમાં પ્રયાગમાં મોટો ધાર્મિક

## શ્રીહર્ષનું સામ્રાજ્ય ઈ.સ.૬૪૦.



મેળો ભરાયો હતો. તેમાં જુદા જુદા ધર્મની ચર્ચા કરવામાં આવી હતી. તે સમારંભ વખતે પ્રથમ બુદ્ધની, અને પછી શિવ અને સૂર્યની પૂજા કરવામાં આવી હતી. બૌદ્ધો, જૈનો, શૈવો, સૂર્યપૂજકો વગેરે જુદાજુદા પંથના માણસોને તેણે સરખી રીતે દાન આપ્યું હતું. પાછળના વખતમાં બૌદ્ધધર્મ ઉપર તેની શ્રદ્ધા વધતી ગઈ હતી. તેની પ્રજા સુખી અને આબાદ હતી. તે દર પાંચ વરસે પોતાનો ખજાનો દાનમાં ખર્ચી નાખતો. તેણે પ્રજાના સુખ માટે ધર્મશાળાઓ, મંદિરો, વિહારો, સ્તૂપો અને દવાખાનાં બંધાવ્યાં હતાં. તેના વખતમાં જુદા જુદા પંથના લોકો સલાહ-સંપથી રહેતા હતા. જેવો તે પરાક્રમી અને દાનવીર હતો તેવો વિદ્યા ઉપર પ્રીતિવાળો પણ હતો. તે પોતે લેખક અને કવિ હતો. તેણે રત્નાવલિ, પ્રિયદર્શિકા અને નાગાનંદ જેવાં સુંદર સંસ્કૃત નાટકો લખ્યાં છે. તેણે બીજા કવિઓ, નાટકકારો અને સાક્ષરોને પોતાના દરબારમાં સારો આશ્રય આપ્યો હતો. કાદંબરી અને હર્ષચરિત્રનો કર્તા મહાકવિ બાણ તેના દરબારમાં હતો. એના સમયમાં અનેક વિદ્વાનોએ સાહિત્યનો સારો વિકાસ કર્યો હતો. ૪૦ વરસ રાજ્ય ભોગવી તે મરણ પામ્યો ઇ. સ. ૬૪૭. તે ભારતવર્ષનો છેલ્લો હિંદુ સમ્રાટ્ હતો.

**૪. ફાહિયાન** કનિષ્કના વખતમાં ચીનમાં બૌદ્ધધર્મનો સારો પ્રચાર થયો હતો. બુદ્ધ ભગવાનની પવિત્ર ભૂમિની યાત્રાએ ઘણા ચીના મુસાફરો હિંદમાં આવતા હતા. ઇ. સ. ૪૦૫માં બૌદ્ધધર્મી ફાહિયાન બૌદ્ધધર્મનાં પુસ્તકો લેવા તેમજ યાત્રાને માટે અહીંઆં આવ્યો હતો. ૭ વરસ સુધી તેણે દેશના જુદા જુદા ભાગમાં ફરી જાતે જોએલી પરિસ્થિતિનું વર્ણન કર્યું છે. તે બીજા ચંદ્રગુપ્તના વખતમાં આવ્યો હતો. તે કહે છે કે લોકો સુખી ને સમૃદ્ધ હતા. જમીન ખેડનારને જમીન વેરો આપવો પડતો. દેહાંતદંડની શિક્ષા કોઇકિ વાર કરવામાં આવતી. પ્રજા ઉપર અમલદારો જુલમ કરી શકતા નહોતા. બળવો કરનારનો જમણો હાથ કાપી નાખવામાં આવતો. લોકો અહિંસક હતા. તેઓ મદિરાનો અને ડુંગળીનો ઉપયોગ કરતા નહિ. ઠેર ઠેર મફત દવાખાનાં, અને ધર્મ-

શાળાઓ હતી. ઠેકાણે ઠેકાણે બૌદ્ધધર્મના મઠો જોવામાં આવતા હતા. ગુપ્તવંશના રાજાઓ ઘણુંખરૂં હિંદુધર્મ પાળતા હતા, પણ તેઓ બૌદ્ધ અને જૈનધર્મને પણ આશ્રય આપતા હતા. ધર્મ પાળવાની સંપૂર્ણ છૂટ હતી. હિંદુનાં મંદિરો અને બૌદ્ધના વિહારો પાસે પાસે હતાં. તહેવાર વખતે બૌદ્ધ મૂર્તિઓને ખૂબ શણગારી ગાનતાન સાથે વરઘોડા કાઢવામાં આવતા. ફાહિયાન આવ્યો ત્યારે પાટલીપુત્ર ભવ્ય અને સમૃદ્ધ શહેર હતું. અશોકના રાજમહેલની બાંધણી જોઈને તે છક થઈ ગયો હતો. બૌદ્ધધર્મનાં પુસ્તકો અને મૂર્તિઓ લઈ તે ઇ. સ. ૪૧૧ માં ચીન પાછો ફર્યો.

**૫. હુએનસાંગ.**—ઇ. સ. ૬૨૯–૬૪૫. હર્ષના વખતમાં ફાહિયાન પછી લગભગ બસેં વરસે, તે આ દેશમાં બૌદ્ધધર્મના મૂળ ગ્રંથો લેવા તથા અભ્યાસ કરવા આવ્યો હતો. મહા વિકટ માર્ગનાં અનેક દુઃખ સહન કરતો કરતો ગોબીના રણમાં થઈ સમરકંદ અને કાબુલ થઈને કાશ્મીર અને કનોજ થઈ નાલંદ આવ્યો. પછી ૧૬ વરસ સુધી દેશનાં જુદાં જુદાં સ્થળ જોઈને તેણે ઘણો અનુભવ મેળવ્યો.

નાલંદમાંની વિદ્યાપીઠના કુલપતિ શીલભદ્ર પાસે તેણે શાસ્ત્રનો અભ્યાસ કર્યો. નાલંદમાં તે વખતે દસ હજાર શિષ્યો અને દોઢ હજાર શિક્ષકો હતા. તે હર્ષના દરબારમાં ઘણો વખત રહ્યો હતો. તેની સાથે તેને મિત્રાચારીનો સંબંધ હતો. ભગવાન બુદ્ધના અસ્થિના તથા બીજા કેટલાક અવશેષ તથા તેમની કેટલીક મૂર્તિઓ અને હસ્તલિખિત પુસ્તકો લઈને તે ચીન પાછો ગયો. એણે લખેલાં પુસ્તકો ઉપરથી હિંદનો ભરોસાદાર અહેવાલ મળી શકે છે. તે કહે છે કે "હર્ષવર્ધનના રાજ્યમાં સર્વત્ર સુખ અને શાંતિ હતાં. શહેરને ફરતી દિવાલો હતી. ખાટકી, માછી, અને ભંગીને શહેર બહાર રહેવું પડતું. લોકો સાદા, સ્વચ્છ, અને પ્રમાણિક હતા. લોકોને ઘરેણાંનો વિશેષ શોખ હતો. બ્રાહ્મણની પ્રતિષ્ઠા ખૂબ હતી. દેહાંતદંડ નહોતો. વેઠ કરાવવાનો રિવાજ હતો પણ મજુરોને પુરતા પૈસા આપવામાં આવતા. લોકો સરળ, નમ્ર, વિવેકી અને મિંદાશવાળા હતા. ગુન્હા થોડા થતા હતા. હર્ષ રાજા

રાજ્યકાર્યમાં અથાગ મહેનત કરતો. આખું વરસ રાજ્યનો બંદોબસ્ત જોવાને તે નીકળતો. અશોકની માફક તેણે હિંસાનો પ્રતિબંધ કર્યો હતો. તેણે હજારો વિહારો, રસ્તા, ધર્મશાળાઓ તથા બીજાં લોકોપયોગી મકાનો બંધાવ્યાં હતાં. તે સર્વ સંપ્રદાયના સાધુને છૂટથી દાન આપતો. દર પાંચ વરસે તે એક મેળો ભરતો તેમાં ધાર્મિક ચર્ચાઓ થતી. હર્ષ એટલો બધો દાનશૂર હતો કે દર પાંચ પાંચ વર્ષે, ભેગો કરેલો તમામ ખજાનો તે દાનમાં આપી દેતો. એને ત્યાં દરરોજ એક હજાર બૌદ્ધો અને પાંચસો બ્રાહ્મણો જમતા. તેની બેન રાજ્યશ્રી ધાર્મિક ચર્ચામાં ભાગ લેતી.

---

# પ્રકરણ ૧૪ મું

## आर्य राज्यो

### ૬૫૦ થી ૧૨૦૦ સુધીનાં રાજ્ય. ( મુસલમાની સમય )

**૧. રજપુત રાજ્યનો આરંભ**
**૨. ચંદેલ રજપુતો**
**૩. ચેદીનું રાજ્ય**
**૪. માળવાનું રાજ્ય**
**૫. બિહારના પાલ અને સેન રાજાઓ**
**૬. સિંધનું રાજ્ય.**
**૭. ચિતોડના ગુહિલ રજપુતો**
**૮. કનોજના પ્રતિહાર**
**૯. ગુજરાતનાં રજપુત રાજ્યો**
**૧૦. કાશ્મીરનું રાજ્ય**
**૧૧. પંજાબનું રાજ્ય**
**૧૨. આંધ્રરાજ્ય**
**૧૩. દક્ષિણમાં આર્ય વસાહત**
**૧૪. પહ્લવનું રાજ્ય**
**૧૫. ચાલુક્ય રાજ્ય**
**૧૬. રાષ્ટ્રકૂટનું રાજ્ય**
**૧૭. ઓઢીઆ પ્રાંતનું રાજ્ય**
**૧૮. ચેરારાજ્ય**
**૧૯. બલ્લાળ રાજ્ય**
**૨૦. ચૌલ રાજ્ય**
**૨૧. પાંડય રાજ્ય**

**૧.—રજપુત રાજ્યનો આરંભ.**—પહ્લવ અને હૂણ લોકોનાં ટોળેટોળાં હિંદ ઉપર ચઢી આવ્યાં અને તેઓ અહીં આવી વસ્યાં. હિંદુધર્મ અને રીતરિવાજ ગ્રહણ કરવાથી તેમની એક નવી જાતિ ઉત્પન્ન થઈ. તેમને રજપુતો ( રાજપુત્ર ) કહે છે. તેઓ ઘણા શૂર-

વીર અને બહાદુર લડવૈયા હતા. તેમજ સ્વદેશભક્ત, એકવચની અને ઉદાર દીલના હતા. તેમણે હિંદુત્વ ટકાવવાને માટે દર્શાવેલાં ધર્મ અને દેશની લાગણી, સ્વાર્થત્યાગ અને અદ્દભુત પરાક્રમો હિંદના ઇતિહાસમાં મશહુર છે. આમાંની એક ગુર્જર જાતિએ પંજાબમાંથી આવી આઠમા સૈકાની આખર સુધીમાં રજપુતાના અને માળવા જીતી લીધાં. ઇ. સ. ૭૫૦ માં ગુર્જર સરદારોએ કનોજ જે હર્ષના વંશજો પાસે હતું, તે તાબે કરી ગંગાનદીના ઉત્તર ભાગ સુધી પોતાની સત્તા વધારી, તેથી તેમણે ઉજ્જનને બદલે તેમની રાજધાની કનોજમાં રાખી. પછી તેમને 'તોમાર' નામથી ઓળખવામાં આવ્યા. ઇ. સ. ૭૯૨ માં પહેલા તોમાર રાજા અનંગપાળે દિલ્હીમાં રાજ્ય સ્થાપ્યું. દસમા સૈકાના આરંભમાં દક્ષિણના બળવાન રાષ્ટ્રકૂટોએ તોમારને હરાવ્યા, તેથી બુદેલખંડમાં ચંદેલે, અજમેરમાં ચૌહાણોએ અને માળવામાં પરમારોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. તોમારો પોતાનું રાજ્ય પાછું મેળવવાને આ રજપુત રાજાઓ સાથે લડીને નિર્બળ થયા. ગઢવાલ રજપુતોએ કનોજ જીતી લઈ ત્યાં રાજ્ય સ્થાપ્યું, પછી તોમાર રાજાના તાબામાં દિલ્હીનો ભાગ રહ્યો. તે વંશના છેલ્લા રાજા અનંગપાળને પુત્ર નહોતો, તેથી તેણે પોતાનો દૌહિત્ર પૃથ્વીરાજ જે અજમેરમાં રાજ્ય કરતો હતો તેને દિલ્હીનું રાજ્ય આપ્યું. પૃથ્વીરાજ ઉત્તર હિંદનાં બીજાં રાજ્યો સાથે લડીને મહારાજાધિરાજ થયો હતો. તે ૧૧૯૨ માં સ્થાનેશ્વરની લડાઇમાં શાહબુદીન ઘોરી સાથે લડતાં મરાયો.

**૨. ચંદેલ રજપુતો**—તોમાર રજપુતોના વખતમાં તેમણે બુદેલખંડમાં રાજ્ય સ્થાપ્યું. તેમની રાજધાની મહોબા હતી. કલિંજરનો મજબુત કિલ્લો તેમના તાબામાં હતો. તેમણે ઘણાં મકાનો, મંદિરો અને નહેરો તૈયાર કરાવ્યાં હતાં, ઢંગ ગીજનીના મુસલમાન રાજા સામે થયો હતો, અને કીર્તિવર્માએ ચેદીનું રાજ્ય લઈ લીધું, તેમના વંશજો પાસેના રજપુત રાજાઓ સાથે વારંવાર લડતા હતા, તેથી તેઓ નિર્બળ થયા અને આખરે બારમા સૈકામાં તેમને મુસલ-

માનોને તાબે થવું પડ્યું. ઇ. સ. ૧૨૦૩ માં તેમનો કલિંજરનો કિલ્લો મુસલમાનોના હાથમાં ગયો ત્યારથી તેમની સ્વતંત્રતા જતી રહી, તોપણ તેઓ મુસલમાનો જોડે લડતા. અકબરના વખતમાં તેમની સત્તા નાશ પામી.

**૩. ચેદીનું રાજ્ય.**—ચેદીના કલચુરી રજપુતો નર્મદાના દક્ષિણ અને ગોદાવરીના ઉત્તર ભાગમાં રાજ્ય કરતા હતા. જબલપુર તેમની રાજધાની હતી. અગીઆરમી સદીમાં ચેદી રાજાઓએ અયોધ્યા અને તિરહત સુધી રાજ્ય વધાર્યું હતું ઇ. સ. ૧૦૫૦. તેઓને માળવાના રાજા ભોજે હંફાવવા પ્રયત્ન કર્યો, પણ ચંદેલ રાજાએ તેને સખત હરાવ્યો. તેરમા સૈકામાં વરંગુલ અને દેવગિરિના રાજાના તાબામાં તેમનો મુલક ગયો અને નર્મદાનો મુલક વાઘેલા ( ચાલુક્યની શાખા ) ઓએ જીતી લીધો. હાલનો રેવાનો નરેશ તે વંશનો છે. તેઓ અલ્તમશના વખતમાં મુસલમાનોને વશ થયા હતા.

**૪. માળવાના પરમાર.**—બીજા રજપુત રાજાઓ કરતાં પરમારો સાહિત્યને વધારે ઉત્તેજન આપતા હતા તેથી તેઓ વધારે મશહૂર છે. ઉજ્જન અને ધારાનગરી એ તેમનાં મુખ્ય શહેર હતાં. તેમની આસપાસ કનોજ, બુંદેલખંડ, ચેદી, ગુજરાત અને દક્ષિણનું ચાલુક્ય વગેરે રાજ્યો હોવાથી તેમને વારંવાર લડવું પડતું હતું. મુંજ અને ભોજ પરાક્રમી અને સાહિત્યવિલાસી રાજાઓ હતા. મુંજે દક્ષિણના ચાલુક્યને ઘણી વખત હરાવ્યા પણ આખરે તે કેદ પકડાયો અને મરાયો. તેના ભત્રીજા ભોજે ચાલુક્યની સાથે લડવાનું ચાલુ રાખ્યું અને ગુજરાત અને ચેદીના રાજાને હંફાવ્યા. હર્ષની માફક મુંજ અને ભોજ બંને સારા કવિ હતા અને વિદ્વાનોને આશ્રય આપવામાં ગર્વ ધરાવતા. ભોજે ૪૦ વરસ રાજ્ય કર્યું. તેના પૌત્ર યશોવર્માને સિદ્ધરાજ જયસિંહે હરાવી માળવાને ખંડીઉં રાજ્ય બનાવ્યું. ત્યારપછી માળવા પાછું સ્વતંત્ર થયું પણ ૧૨૩૧ માં અલ્તમશે તે જીતી લીધું.

**૫. બિહારના પાલ અને સેન રાજાઓ.**—નવમી સદીના મધ્યમાં બિહાર અને બંગાળા જે ગુપ્ત રાજ્યમાં હતાં

તે પાલવંશને તાબે થયાં. પાલ રાજાઓ બૌદ્ધધર્મી હતા છતાં હિંદુઓ સાથે સમાન દૃષ્ટિથી વર્તતા. તેમણે તિબેટમાં બૌદ્ધ સાધુઓને મોકલ્યા. ૧૦૫૦ માં બંગાળામાં સેનવંશની સ્થાપના થઈ. તેની રાજધાની ગૌડ હતી. બખ્તિઆર ખિલજીએ બારમા સૈકાની આખરે બિહાર જીતી લઈ ગૌડ અને નવદ્વીપ તાબે કરી બંગાળામાં મુસલમાની સત્તા સ્થાપી. લક્ષ્મણસેન ત્યાંનો છેલ્લો રાજા હતો. અઢારમા સૈકાની મધ્યમાં અંગ્રેજોએ મુસલમાની રાજ્ય લઈ લીધું ત્યાંસુધી તે ચાલ્યું.

**૬. સિંધ.**—મિહિર્ગુલના વખતમાં ત્યાં હૂણ લોકો રાજ્ય કરતા હતા. હર્ષના વખતમાં **સારસી** નામે બૌદ્ધ રાજા હતો. તેના બ્રાહ્મણ પ્રધાન ચચે રાજ્ય લઈ લીધું. આ અરસામાં અરબોએ બલુચિસ્તાન જીતી લઈ તેના દીકરા દાહિરને હરાવી મુસલમાની રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૭૧૨; પછી ત્યાં સુમરા રજપુતોનાં રાજ્ય થયાં તેમને ઇ. સ. ૧૦૨૫ માં મહમદ ગીજનીએ જીતી લીધાં.

**૭. ચિતોડના ગુહિલ રજપુતો.**—વલ્લભીપુરનો નાશ થયા પછી બાપ્પારાવળે મેવાડમાં આવી ઉદેપુર પાસેના ભીલ લોકો ઉપર રાજ્ય કરવા માંડયું. પછી તેમણે ઇ. સ. ૭૨૮ માં ચિતોડ જીતી લીધું. તેના વંશજોએ ત્યાં લાંબા વખત સુધી રાજ્ય કર્યું. મેવાડની બધી રજપુત જાતિમાં તેઓ પ્રથમ પદ ભોગવે છે. તેઓ રામચંદ્રજીના વંશના હોવાનો દાવો કરે છે. સમરસિંહ, હમીર, કુંભોરાણો, સંગ અને પ્રતાપ જેવા પરાક્રમી રાણાઓ મુસલમાન સામે આઠસેં વરસ સુધી લડયા હતા. તેમનું કુળાભિમાન નિષ્કલંક રહ્યું છે.

**૮. કનોજના પ્રતિહાર.**—નાગભટ્ટ નામના એક પ્રતિહારે કનોજમાં ચક્રાયુધ રાજાને હરાવી ત્યાં રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૮૧૫. તેમની સત્તા ઇ. સ. ૧૦૨૦ સુધી ચાલી. દક્ષિણના રાષ્ટ્રકૂટો જોડે તેમને વારંવાર લડવું પડતું. તેમને ગુર્જર પ્રતિહાર કહેતા. મહમદ ગીજનીએ ઇ. સ. ૧૦૧૯ માં કનોજ લૂંટયા પછી ચંદ્રદેવ નામના એક ગહરવાર (ગઢવાલ) રજપુતે કનોજમાં રાજ્ય સ્થાપ્યું હતું. તેને રાઠોડ વંશ કહે છે. તેના છેલ્લા રાજા જયચંદ્ર રાઠોડને શાહબુદ્દીને ઇ. સ. ૧૧૯૩ માં

હરાવી ત્યાં મુસલમાની સત્તા સ્થાપી. ત્યારપછી ત્યાંના રજપુતોએ રજપુતાનામાં આવી જોધપુરમાં રાઠોડ રાજ્ય સ્થાપ્યું.

**૯. ગુજરાતમાં રજપુત રાજ્ય.**—યાદવો ગયા પછી ઘણા વખત સુધી ગુજરાતનો ઇતિહાસ અંધારામાં છે. ગુજરાત ( ગુર્જર-રાષ્ટ્ર )પહેલાં સૌરાષ્ટ્ર, લાડ અને આનર્તનાં રાજ્ય હતાં. ગુર્જર લોકોના વસવાટ પછી તે ગુજરાત કહેવાય છે. તેનો ખરો ઇતિહાસ ત્રીજી સદીથી શરૂ થાય છે. ગુજરાત મૌર્યવંશને તાબે હતું. ગિરનારમાંનું સુદર્શન સરોવર તે વખતે બંધાયું હતું. પછી બેક્ટ્રિઆના ગ્રીકો ( યવન ) એ થોડાં વરસ રાજ્ય કર્યું. ઇ. સ. ના પહેલા સૈકામાં ગુજરાત અને માળવામાં શક સરદારો ' ક્ષત્રપ 'ના નામથી રાજ્ય કરતા. તેઓ દક્ષિણના આંધ્રરાજા જોડે વારંવાર લડતા. ઇ. સ. ૧૨૬ માં ગૌતમપુત્ર સાતકરણીએ નહપાનને હરાવી તેની સત્તા લગભગ નાબુદ કરી. પછી મહાક્ષત્રપના નામથી તેમણે ચોથી સદીના અંત સુધી રાજ્ય કર્યું. રૂદ્રદામન ( ૧૪૫–૧૫૮) ઘણો પરાક્રમી હતો. તેના જમાઈ આંધ્રરાજા પાસેથી પશ્ચિમ, દક્ષિણ અને કોકણનો મુલક પાછો લીધો. માળવા, કચ્છ અને સિંધ તેણે જીતી લીધાં. તે કાબેલ અને ડાહ્યો રાજા હતો. તેણે બ્રાહ્મણધર્મને સારો આશ્રય આપ્યો. છઠ્ઠા સૈકામાં ગુપ્ત રાજાના વખતમાં ભટ્ટાર્ક નામે ગુર્જર સેનાપતિ રાજ્ય ચલાવતો હતો. તેણે સ્વતંત્ર થઈ વલ્લભી રાજ્ય સ્થાપ્યું. છેલ્લો રાજા શિલાદિત્ય હતો. તેના વખતમાં અરબોએ વલ્લભીપુરનો નાશ કર્યો. પછી ચાવડાવંશનું રાજ્ય થયું, તેની રાજધાની પાટણમાં હતી. પછી ઇ. સ. ૯૪૨માં સોલંકીઓનું રાજ્ય થયું, તેમાં સિદ્ધરાજ અને કુમારપાળ પ્રતાપી રાજા થયા. છેલ્લા વાઘેલાવંશના રાજા કરણને હરાવી અલ્લાઉદ્દીને ગુજરાત જીતી લીધું ઇ. સ. ૧૩૦૪.

**૧૦. કાશ્મીરનું રાજ્ય.**—આ દેશનો ઇતિહાસ રાજતરંગિણી નામના સંસ્કૃત ગ્રંથમાં લખેલો છે. ઇ. સ. ૧૧૪૮. આઠમા સૈકામાં કર્કોટક વંશમાં લલિતાદિત્ય નામનો રાજા ઘણો પરાક્રમી થઈ ગયો.

મહમદ ગીજનીએ કાશ્મીર ઉપર સ્વારી કરી હતી. ઇ. સ. ૧૩૩૦માં આ દેશ મુસલમાનોએ જીતી લીધો.

**૧૧. પંજાબનું રાજ્ય.**—સિકંદરે પૌરસને પંજાબમાં રાજા ઠરાવ્યો ત્યારથી તે મુસલમાનોએ ઇ. સ. ૧૨૦૫ માં પંજાબ જીત્યું ત્યાંસુધી એ રાજ્ય અશ્વનંદી રાજાઓને તાબે હતું. એ રાજાના સિક્કા ઉપર એક તરફ અશ્વ ને બીજી તરફ નંદી હોવાથી એ રાજ્યને અશ્વનંદી કહે છે. મહમ્મદની સવારી વખતે મુલતાન અરબોનું સંસ્થાન હતું.

**૧૨. આંધ્રરાજ્ય.**—'દક્ષિણ' શબ્દથી નર્મદા અને કૃષ્ણા વચ્ચેનો પ્રદેશ સમજાય છે. તેના પશ્ચિમ ભાગને મહારાષ્ટ્ર અને પૂર્વને તૈલિંગણ કહે છે. પ્રાચીનકાળમાં ત્યાં દ્રાવિડપ્રજા વસતી હતી. વિદર્ભ અને કલિંગમાં વસાહત કરી આર્યોએ દક્ષિણમાં સંસ્થાનો જમાવવા માંડયાં. ઇ. સ. પૂ. ત્રીજા સૈકામાં ત્યાં મૌર્યરાજ્ય હતું. અશોકના શિલાલેખ ઉપરથી જણાય છે કે ત્યાં બે મુખ્ય જાતો હતી. (૧) રાષ્ટ્રકૂટ અને (૨) આંધ્ર. ચંદ્રગુપ્ત અને અશોકના વખતમાં રાષ્ટ્રકૂટ, ચૌલ, પાંડ્ય તથા કેરલનાં રાજ્યોનું વર્ણન કરેલું છે. મૌર્ય પછી શાતવાહનોએ દક્ષિણમાં સામ્રાજ્ય સ્થાપ્યું. તેમની રાજધાની પ્રતિષ્ઠાન (પેઠાણ) હતી. રાષ્ટ્રકૂટો શાતવાહન કુટુંબના હતા અને તેઓ સાતકરણીકહેવાય છે. આંધ્ર પ્રજા દ્રાવિડ જાતિની છે. તેમની ભાષા તેલુગુ છે. મેગેસ્થિનિસના વખતમાં તેનું લશ્કરી બળ મગધના રાજ્ય જેવું હતું. અશોકના મરણ પછી આંધ્ર લોકો સ્વતંત્ર થયા. તેમનું રાજ્ય ઇ. સ. પૂ. ૨૩૦ થી ઇ. સ. ૨૨૬ સુધી ચાલ્યું. તેમને ગુજરાતના ક્ષત્રપો સાથે વારંવાર યુદ્ધ થતું. ગૌતમપુત્ર નહપાને ક્ષત્રપોનો નાશ કર્યો હતો ઇ. સ. ૧૨૬. પછી રૂદ્રદામને તેના જમાઈ આંધ્રરાજાને હરાવી તેનું રાજ્ય પાછું આપ્યું. આ સમયમાં બૌદ્ધ અને હિંદુઓ સાથે સાથે સંપથી રહેતા હતા. નાસક, કાર્લા વગેરે સ્થળની સુંદર ગુફાઓ તેમના વખતમાં થઈ હતી.

**૧૩. દક્ષિણમાં આર્ય વસાહત.**—આર્ય લોક ઉત્તરમાં ફેલાયા પછી તેઓ ધીરે ધીરે નર્મદાની દક્ષિણના દેશમાં પણ વસવા લાગ્યા. તે વખતે ત્યાં અનાર્ય કે અસુર લોકો રહેતા હતા. દક્ષિણ ભરત-

ખંડના દક્ષિણ ભાગને દ્રાવિડ દેશ કહે છે. તે ભાગમાં વિદ્યા, હુન્નરાદિ આર્ય સુધારા અગસ્ત્ય ઋષિએ દાખલ કર્યા એમ કહેવાય છે. જ્યારે રામચંદ્રજી સીતાની શોધ માટે દક્ષિણમાં ગયા, ત્યારે ત્યાં ઘણાં જંગલો હતાં ને તેમાં જંગલી લોક રહેતા હતા. આર્યલોકોએ ત્યાં વસ્યા પછી તેમને બ્રાહ્મણધર્મમાં લીધા. પાછળથી અશોકના વખતમાં તેઓ બૌદ્ધધર્મી થયા; પણ ફરી શંકરાચાર્યે તેમને પાછા બ્રાહ્મણ-ધર્મમાં આણ્યા.

**૧૪. પલ્લવનું રાજ્ય.**—તેમનું રાજ્ય ગોદાવરીની દક્ષિણે કાંચી નગરમાં હતું. સમુદ્રગુપ્તે વિષ્ણુગોપ પલ્લવને હરાવ્યો હતો. પછીથી પાંડય, ચોલ અને કેરલના રાજાને તાબે કરી બધા તામિલ દેશ ઉપર સત્તા જમાવી. આંધ્ર રાજ્યની પડતી થયા પછી રાષ્ટ્રકૂટો પલ્લવો સાથે બહુ લડયા હતા. પછી બસો વરસ સુધી ચાલુક્યો અને પલ્લવો વચ્ચે હમેશાં લડાઈ થતી હતી. તેમણે કાંચીમાં મોટાં સુંદર મંદિરો બંધાવ્યાં છે.

**૧૫. ચાલુક્ય રાજ્ય.**—ઉત્તર હિંદમાંથી ચાલુક્ય નામના રજપુતોએ ઇ. સ. ૫૫૦માં પલ્લવોને વાતાપિ (બદામી)માંથી કાઢી પોતાનું રાજ્ય સ્થાપ્યું, તેમના વંશમાં પુલકેશિ બીજો ઘણો પરાક્રમી થઈ ગયો. તે ઇ. સ. ૬૦૮માં ગાદીએ આવ્યો અને તેણે ૩૫ વરસ રાજ્ય કર્યું. ઇ. સ. ૬૨૦માં તેણે હર્ષને નર્મદા પર હરાવ્યો. તેણે માળવા, ગુજરાત, વેંગી ( ગોદાવરી કૃષ્ણાનો દોઆબ ) અને કાંચીપુર-જીત્યાં હતાં, તથા દક્ષિણના પાંડય અને ચોલ રાજા જોડે મિત્રાચા-રીનો સંબંધ બાંધ્યો. તેની સત્તા વિશાળ હતી અને તેનું સામ્રાજ્ય ઉત્તરે નર્મદાથી દક્ષિણમાં પાવર નદી સુધી હતું. ચીની સાધુ હુએન-સાંગ તેના દરબારમાં આવ્યો હતો. તેણે તેના લશ્કરની બહાદુરીનાં અને રાજાની ઉદારતા અને પ્રજાકલ્યાણની લાગણીનાં ઘણાં વખાણ કર્યા છે. તેની સત્તા અને વૈભવને લીધે ઇરાનના શાહે તેના દરબારમાં એલચી મોકલ્યો હતો. ચાલુક્યવંશનું રાજ્ય રાષ્ટ્રકૂટોએ લઈ લીધું.

**૧૬. રાષ્ટ્રકૂટનું રાજ્ય.**—આઠમી સદીની મધ્યથી રાષ્ટ્રકૂટોની સત્તા જામી. પહેલાં તેમની રાજધાની નાસક અને માલખેડ હતી. ઇલોરાની પ્રસિદ્ધ ગુફાઓ કૃષ્ણ રાજાના વખતમાં તૈયાર થઈ હતી. અમોઘવર્ષના વખતમા તે રાજ્ય ઘણું બળવાન હતું. પછીથી ચૌલ લોકોને જીતી કાંજીવરમ અને તાંજોર તાબે કર્યું હતું. ઠેઠ કાવેરી સુધી તેના રાજ્યની સીમા વધી હતી. અમોઘવર્ષ જૈનનો આશ્રયદાતા હતો. તેમનું રાજ્ય કલ્યાણના ચાલુક્યોએ ખાલસા કર્યું. તેમની સત્તા ઇ.સ. ૧૧૬૨ સુધી ચાલી. પછી યાદવોએ તેમની સત્તા લઈ લીધી.

**૧૭. ઓઢીઆ પ્રાંતનું રાજ્ય.**—અશોકના સમયમાં ઓરિસાના લોકોએ બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો. ત્યારપછી ગ્રીક લોકોનું રાજ્ય થયું હતું. તેમની પાસેથી યયાતિ કેસરીએ ઇ. સ. ૪૭૪ માં તે જીતી લીધું. તે શિવ-માર્ગી હતો. તેણે ભુવનેશ્વરમાં ભવ્ય મંદિર બંધાવ્યું. ઓઢીઆ પ્રાંતમાં કેસરી કુળના રાજાઓનું રાજ્ય ઇ. સ. ૧૩૩૨ સુધી ચાલ્યું. પછી ત્યાં ગંગવંશના ને તેની પછી સૂર્યવંશના ગજપતિ રાજા થયા. એમનું રાજ્ય ઇ. સ. ૧૫૭૮માં અકબરે જીતી લીધું.

**૧૮. ચેરા રાજ્ય.**—ઉપર કહેલાં સર્વ રાજ્યો કૃષ્ણા નદીની ઉત્તરમાં હતાં. એ નદીની દક્ષિણમાં મલબાર કાંઠા ઉપર ચેરા કુળનું રજપુત રાજ્ય હતું. એને તાબે ત્રાવણકોરથી કાનડા સુધીનો સઘળો મલબાર કાંઠો હતો. એ રાજ્ય ઇ. સ. ના દસમા સૈકામાં આસપાસના રાજ્યોએ જીતી લીધું.

**૧૯. બલ્લાળ રાજ્ય.**—ઇ. સ. ૯૦૦ થી ઇ. સ. ૧૩૧૦. ચેરા રાજ્યના નાશ પછી તરત બલ્લાળ રજપૂતોનું રાજ્ય થયું. તેમની રાજધાની મ્હૈસૂરની ઉત્તરમાં દ્વારસમુદ્રમાં હતી. ત્યાંના રાજાઓ જૈન-ધર્મી હતા, પણ ઇ. સ. ૧૧૩૩માં ત્યાંના વિષ્ણુવર્ધમાન નામે રાજાને રામાનુજ સ્વામીએ વૈષ્ણવધર્મમાં આણ્યો. એ રાજ્ય ઇ. સ. ૧૩૧૦માં મુસલમાનોએ જીત્યું.

**૨૦. ચોલ રાજ્ય.**—કાંજેવરમમાં ચૌલ જાતનું રાજ્ય હતું. એ રાજ્યનો મૂળ પુરુષ ઉત્તર ભરતખંડમાંથી આવ્યો હતો. એ રાજ્ય

ઇ. સ. પૂ. સુમારે ૩૫૦ વરસ ઉપર લગ્ન સંબંધથી પાંડયરાજ્ય સાથે જોડાઈ ગયું. ફરીને ઇ. સ. ૨૧૪ માં એ રાજ્ય છુટું પડયું, ને તેમણે પોતાની રાજધાની તંજાવરમાં કરી. ઇ. સ. ના ચૌદમા સૈકાથી એ રાજ્ય પડતીમાં આવ્યું, ને છેવટે શિવાજીના ભાઈ વ્યંકાજીએ તંજાવરમાં મરાઠી રાજ્ય સ્થાપ્યું.

**૨૧. પાંડય રાજ્ય**—છેક દક્ષિણમાં મદુરામાં પાંડય વંશના રાજાઓનું રાજ્ય હતું. એ રાજ્યનો સ્થાપનાર પાંડય નામે વૈશ્ય જાતિનો પુરુષ હતો. તેણે અયોધ્યાથી આવી ઇ. સ. પૂ. નવમા સૈકામાં એ રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ના આરંભમાં પાંડય રાજાએ રોમના આગસ્ટસ પાદશાહ પાસે વકીલ મોકલ્યો હતો. આગળ જતાં એ રાજ્ય નબળું પડયું. તે ઇ. સ. ૧૭૩૬ માં આર્કટના નવાબે જીતી લીધું. એકજ વંશમાં છવ્વીસેં વરસ સુધી ચાલેલું રાજ્ય દુનિયામાં એ એકજ છે. પાંડય ને ચૌલ રાજા પ્રથમ શિવમાર્ગી હતા, તે આગળ જતાં જૈન-માર્ગી થયા, પરંતુ ફરીને પાછા તેઓ શિવમાર્ગમાં આવ્યા હતા.

---

# भाग २ जो

## मुसलमानी पठाण राज्य

## પ્રકરણ ૧ લું

## मुसलमानोनी भरतखंड उपर सवारी

| | |
|---|---|
| ૧. હઝરત મહમ્મદ પેગંબર | ૫. સિંધમાં મુસલમાની રાજ્ય |
| ૨. ઇસ્લામધર્મનો ઉદય | ૬. ગીજનીમાં મુસલમાની રાજ્ય |
| ૩. ઇસ્લામધર્મનો વિસ્તાર | ૭ સબક્તગીન |
| ૪. મુસલમાનોની જળમાર્ગે સવારીઓ | |

**૧. હઝરત મહમ્મદ પેગંબર.**—ઇસ્લામધર્મના સ્થાપનાર હઝરત મહંમદ પયગંબરનો જન્મ અરબસ્તાનના મક્કા શહેરમાં ઇ. સ. ૫૭૦માં થયો હતો. ‘ મહમદ ’ ( મોહમ્મદ ) શબ્દનો અર્થ

'વખણાએલો' થાય છે. તે માતાના ઉદરમાં હતા ત્યારે તેમના પિતા ગુજરી ગયા હતા, અને ૭ વર્ષના થયા ત્યારે એમની માતા અમીના બીબીનો સ્વર્ગવાસ થયો. હજરત મહમ્મદને તેમના દાદાએ ઉછેર્યા. બે ત્રણ વરસ પછી તેમના દાદાનું મરણ થયું તેથી તેમના કાકાએ તેમને મોટા કર્યા. નાનપણથીજ તેમને ઈશ્વર ઉપર ભારે શ્રદ્ધા હતી. તેઓ અભણ પણ વિચારશીલ, પ્રમાણિક અને હોશિયાર હતા. કાકાની સાથે વેપારમાં તેમને સારો અનુભવ મળ્યો. તેમના પ્રમાણિકપણાને લીધે લોકો તેમને 'અલઅમીન' (ઈમાનદાર) કહેતા. આ વખતે મક્કાની **ખદીજાબાઈ**નો સિરીઆમાં પુષ્કળ વેપાર ચાલતો હતો, તેના મુનીમ તરીકે તેમણે સારૂં કામ કર્યું, અને પછી તેમણે તેની સાથે લગ્ન કર્યું. મક્કાની પાસેના ઉજ્જડ અને વેરાન પહાડમાં તે વારંવાર ઈશ્વરનું ભજન અને ચિંતન કરવા જતા હતા. એક વખત તેમને સ્ફુરણા થઈ કે **ઈશ્વર એક** છે. તેનો ઉપદેશ કરવાની પ્રભુની આજ્ઞા થઈ છે એમ લાગવાથી તેમણે તે કામ શરૂ કર્યું, તેથી તેમને પયગંબર કહે છે.

**૨. ઇસ્લામધર્મનો ઉદય.**—એ વખતે આરબ લોકો મૂર્તિપૂજક હતા. મક્કાના કાબા મંદિરમાં ૩૬૦ મૂર્તિઓ હતી. તેની દરરોજ વારાફરતી પૂજા થતી. વળી તેઓ સૂર્ય, ચંદ્ર, અગ્નિ વગેરે જડપદાર્થની પૂજા કરતા હતા. તેઓ જુગાર અને દારૂ પીવામાં તથા અંદરઅંદર મારામારી કરવામાં મશગુલ રહેતા. સ્ત્રીની પદ્વી ઘણીજ અધમ હતી. કોઈ પણ પુરુષ ગમે તેટલી સ્ત્રી સાથે મરજી આવે ત્યારે લગ્ન કરતો તથા તેનો ત્યાગ કરી શકતો. હઝરત મહમ્મદે ઉપદેશ કર્યો કે એક ખુદા સિવાય બીજો ખુદા નથી. તે એકલોજ પૂજવાને લાયક છે. દેવદેવીઓની પૂજા કરવી એ માત્ર વહેમ છે. હજરત મહમ્મદજ ઇશ્વરના છેલ્લા પયગંબર છે. મૂર્તિપૂજા કરવી એ પાપ છે એવો ઉપદેશ તેમણે બેધડક કરવા માંડયો, તેથી ત્યાંના લોકો ઘણા ગુસ્સે થયા, અને તેમના ઉપર ઘણો જુલમ થયો. વળી તેમને મારવાના પણ ઉપાય કરવામાં આવ્યા. છેવટે કંટાળીને તેઓ ઇ. સ. ૬૨૨ માં મદીના શહેરમાં નાસી ગયા. મક્કા છોડીને

તેમનું મદીના તરફ નાસવું તેને અરબી ભાષામાં 'હિજરત' કહે છે. મુસલમાનનું વર્ષ આ હિજરતથી શરૂ થાય છે તેથી તેને હિજરી કહે છે. મદીને ગયા પછી ઇસ્લામધર્મનો પ્રચાર વધવા માંડ્યો; પણ મક્કાના લોકોએ તેમની સાથે ઘણી લડાઈઓ કરી તેનો નાશ કરવા ઘણા પ્રયત્ન કર્યા. આખરે હજરત મહમ્મદનો જય થયો. તેમના શિષ્યમાં હેરત પમાડે તેવી શ્રદ્ધા અને લડવાનો જુસ્સો પેદા થયાં હતાં. તેમના ઝનુનથી તેમના દુશ્મનો હારી ગયા અને છેવટે તેમણે ઇસ્લામનો સ્વીકાર કરવાથી આખા અરબસ્તાનમાં તે ધર્મ જામી ગયો. હજરત મહમ્મદે ઇ. સ. ૬૩૨ જમાદિઉલ માસની તા. ૮ મીએ આ દુનિયાનો ત્યાગ કર્યો. મુસલમાનોમાં જ્ઞાતિભેદ નથી. રાજા અને ફકીર એકજ મસીદમાં સાથે સાથે પ્રાર્થના કરી શકે છે. તેમનામાં મૂર્તિપૂજાની મના છે. પરમેશ્વર એક છે અને મનુષ્યમાત્ર સરખા છે એ ઇસ્લામનું ઘણું ઉપયોગી સત્ય છે. કુરાન એ તેમનું પવિત્ર ધર્મપુસ્તક છે.

**૩. ઈસ્લામ ધર્મનો વિસ્તાર.**—પયગંબરનો કાળ થયા પછી પણ તેમના શિષ્યોનો જુસ્સો નરમ પડ્યો નહિ. તેમણે આસપાસના દેશોમાં પોતાનો ધર્મ જોરાવરીથી મનાવી ત્યાંની પ્રજાને મુસલમાન કરવાનો ઉદ્યોગ જારી રાખ્યો. મહમ્મદ પછી તેમની ગાદીએ તેમના શિષ્યો બેઠા તે ખલીફા કહેવાતા. તેમણે મુસલમાની ધર્મ ફેલાવવાને પરદેશમાં સૈન્ય મોકલ્યાં. અરબસ્તાનની પાસેના ઇરાન દેશ ઉપર પહેલી ધાડ આવી. તે વખતે ઇરાનમાં પારસી લોકોનું રાજ્ય હતું, પણ તે પહેલાંના જેવું બળવાન નહોતું. પોતાનો ધર્મ અને રાજ્ય સાચવવાને પારસીઓ ઘણું લડ્યા, પણ મુસલમાની જુસ્સાના પૂરને તેઓ રોકી શક્યા નહિ. મુસલમાનોએ પારસી રાજ્ય જીતી લીધું અને અગ્નિપૂજક પારસીઓને જુલમથી વટાળીને મુસલમાન કર્યા. કેટલાક ખરા ધર્મચૂસ્ત પારસીઓ નાસીને ડુંગરોમાં સંતાઈ બેઠા અને કેટલાક આતશબહેરામને લઈ વહાણમાં બેસી ભરતખંડમાં નાસી આવ્યા. તે વખતે મુંબઈની ઉત્તરે સંજાણમાં એક રજપૂત રાજ્ય હતું. તેની સાથે કેટલીક

શરતો કરીને તથા ભરતખંડના આર્ય રાજાને દગો નહિ દેવાનું કબૂલ કરીને તેની રૈયત થઈ તેઓ ત્યાં વસ્યા. ત્યાંથી થોડી મુદતમાં તેઓ ગુજરાતની દક્ષિણમાં દમણની પાસે ઉદવાડામાં આવ્યા અને તેમના આતશબહેરામની સ્થાપના કરી, ને ખેતીનો શાંત ધંધો કરવા લાગ્યા. ધીરે ધીરે તેઓ વેપારરોજગારમાં પડી આજે સુખી થયા છે.

ઇરાન જીત્યું તેવામાં અરબસ્તાનની ઉત્તરનો મુલક તુર્કસ્તાન જીતીને ખલીફાએ બસરામાં ગાદી કરી. ત્યાંથી તેમણે ઉત્તરમાં એશિઆ-મૈનર જીતી પછી યુરોપીતુર્કસ્તાન જીત્યું. પશ્ચિમમાં તેમણે મિસરથી મોરોક્કો સુધીનો આખો ઉત્તર આફ્રિકા જીતીને મુસલમાની ધર્મમાં આણ્યો. મોરોક્કોથી જીબ્રાલ્ટરની સામુદ્રધુની ઓળંગીને તેઓ સ્પેનમાં પેઠા, ને ગ્રાનેડામાં રાજધાની કરી ત્યાં આરબ રાજ્ય સ્થાપ્યું. તેમણે સાહિત્ય અને કળાને ઘણું ઉત્તેજન આપ્યું. જ્યારે યુરોપ અજ્ઞાન-રૂપી અંધકારમાં ગર્ક થયો હતો ત્યારે તેમણે હુન્નરકળા અને ઉપયોગી સુધારા ત્યાં દાખલ કર્યા હતા. આર્યવિદ્યાનો તેમણે અરબી ભાષામાં અનુ-વાદ કરી યુરોપના જ્ઞાનભંડારમાં વધારો કર્યો અને ત્યાં જ્ઞાનપ્રદીપ્ત કર્યું.

ઇરાનની પૂર્વમાં પણ મુસલમાનો આગળ વધ્યા ને તાર્તરી, અફ્ઘાનિસ્તાન ને બલુચિસ્તાનના લોકો બસરાના ખલીફાને તાબે થયા તથા તેમણે મુસલમાની ધર્મ સ્વીકાર્યો. ભરતખંડના વેપાર-રોજગાર ને વૈભવથી લોભાઈને અરબોએ ભરતખંડમાં પણ મુસલમાની ધર્મ સ્થાપન કરવાને ઘણા હુમલા કર્યા; પરંતુ હિંદુકુશ આગળ તેમને અટકવું પડયું. બીજા દેશો જેવી સહેલાઇથી મુસલમાની ઝનુનને તાબે થયા હતા, તેવી સહેલાઈથી આર્યો તાબે થાય તેવું ન હોવાથી ત્રણસેં વરસ સુધી તેઓ હિંદુકુશની આ પાર આવી શકયા નહિ, પણ બીજી તરફ તાર્તરીના મોટા ગોબીના રણ સુધી ધુસ્યા. ત્યાં બૌદ્ધ-ધર્મી ચીનાઓએ ચીનની ઉત્તરમાં મોટો કોટ કરી તેમને ચીનમાં આવતા અટકાવ્યા. એ કોટ દુનિયાની હસ્તકૃત કારીગરીના ચમત્કાર-નો એક મોટો નમુનો છે.

**૪. મુસલમાનોની જળમાર્ગે સવારીઓ.**—મુસલમાનો

સ્થળમાર્ગે ભરતખંડમાં આવી ન શકયા, ત્યારે તેમણે દરીઆમાર્ગે આવવાનો વિચાર કર્યો. તેમણે પ્રથમ ઇ. સ. ૬૩૬માં મુંબઈની પાસેનાં બંદરો ઉપર, ને ભરૂચ ઉપર નૌકાસૈન્ય મોકલ્યું, પણ તેમાં તેમનું કાંઈ ન વળવાથી તેઓ પાછા ગયા. થોડાં વરસ પછી ઇ. સ. ૬૬૪માં સિંધ ઉપર નૌકાસૈન્ય આવ્યું, પરંતુ તેમાં પણ ન ફાવ્યાથી તેઓ પાછા ગયા.

**૫. સિંધમાં મુસલમાની રાજ્ય.**—ઇ. સ. ૭૧૧માં ભરતખંડના દેવલ બંદરમાં એક અરબી વહાણ પકડાયું હતું. તેની નુકસાની ભરી લેવા વાલીદ નામે ખલીફાની કારકીર્દિમા મહમ્મદ કાસમ નામે એક સત્તર વરસના જુવાન અને બાહોશ સરદારને સિંધ ઉપર મોકલવામાં આવ્યો. તે વખતે કરાંચીની પાસે દેવલ કરીને એક મોટું નગર હતું, ત્યાં દાહીર નામે રજપુત રાજા રાજ્ય કરતો હતો. આખો સિંધ પ્રાંત ને ઉત્તરમાં મુલતાન સુધીનો મુલક એના તાબામાં હતો. દાહીર રાજાએ પરધર્મીઓને અટકાવવા માટે જબરૂં યુદ્ધ કર્યું, પણ તેના માણસો બેવફા નીવડવાથી તે યુદ્ધમાં મરાયો, ને તેનું સઘળું રજપુત સૈન્ય કેસરીઆં કરી મુસલમાનો ઉપર તૂટી પડયું. એકેએક રજપૂત મરાયો પણ દુશ્મનને તાબે થયો નહિ. રજપુત સ્ત્રીઓ પણ ચિતા ખડકી પોતાની મેળે બળીને મરણ પામી. એ વખતની સ્ત્રીઓને પોતાની આબરૂ એટલી વહાલી હતી કે દુશ્મનને હાથ નહિ જવા માટે તેઓ જીવતી બળી મરતી. જીત મેળવ્યા પછી મુસલમાનોએ દેવલબંદરને લૂંટી લીધું, ત્યાંના વતનીઓની કતલ કરી, અને ઘણા લોકોને મુસલમાન કર્યા; બૌદ્ધવિહાર અને બ્રાહ્મણ મઠનો નાશ કર્યો, તથા દાહીરના તાબાનાં બીજાં મોટાં મોટાં નગરો પણ જીતીને લૂંટી લીધાં ને આખા રાજ્યની પાયમાલી કરી. જે લોકો મુસલમાન થયા નહિ તેમની પાસેથી જજીઆવેરો લીધો. હિંદુઓને રાજ્યકારભારમાં રાખ્યા અને પોતાની સત્તા ઠેઠ મુલતાન સુધી જમાવી.

કાસમને મોકલનાર હાકેમ મરી ગયા પછી બીજો ખલીફા ગાદીએ આવ્યો. આ નવા ખલીફાના વખતમાં કાસમની સામે

ખટપટ જાગી. છેવટે કાસમને બરતરફ કરીને તેને ઘણી ક્રૂર રીતે ગાયના ચામડામાં જીવતો સીવીને રિબાવી મારી નાખ્યો. તેને અધિકાર ઉપરથી પદભ્રષ્ટ કર્યા સંબંધી એવી લોકવાયકા છે કે દાહીરની બે કુંવરીઓને કેદ કરી તેણે ખલીફાને ભેટ તરીકે મોકલી હતી, પણ તેમણે કાસમની પોતાના તરફની નિર્લજ્જ વર્તનની વાત કરી ખલીફાનું મન ભંભેર્યું હતું. તે ઉપરથી ક્રોધના આવેશમાં તેનો અધિકાર લઈ લીધો હતો. મહમદ અડગ નિશ્ચય અને અસાધારણ ધૈર્યથી મરણ પામ્યો, તે જોઈને દાહીરની કુંવરીઓએ પોતાના બાપનું વેર લેવાને ખલીફાને જુઠી વાત કરી હતી એવું જાહેર કરતાં તેમને પણ ઘાતકી રીતે ગરદન મારી. આરબો સિંધ પ્રાંત પુરેપુરો જીતી શકયા નહોતા. રેતાળ પ્રદેશ હોવાથી તથા બીજી મદદ નહિ મળવાથી તેઓ વધુ પ્રદેશ જીતી શકયા નહિ, કારણ કે હજુ પૂર્વે અને ઉત્તરમાં રજપુતોના બળવાન રાજ્યો હતાં.

**૬. ગીજનીમાં મુસલમાની રાજ્ય.**—અફઘાનિસ્તાનમાં ઇ. સ. ૮૭૦ સુધી રજપુતોનું રાજ્ય હતું, પણ તેમને હરાવી મુસલમાનોએ રાજ્ય સ્થાપ્યું હતું, તે ખલીફાને તાબે હતું. ખલીફાનું રાજ્ય બહુ વિસ્તીર્ણ થવાથી તથા તેઓ નબળા થવાથી તેમના દૂરના મુલકોના સુબા સ્વતંત્ર થવા લાગ્યા. ઇ. સ. ૯૩૩માં બુખારામાં એક સ્વતંત્ર મુસલમાની રાજ્ય થયું. ત્યાંના કોઈ સુલતાનનો અલપ્તગીન નામે ગુલામ હતો તેણે ઇ. સ. ૯૬૨માં ગીજનીમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. પંદર વરસ રાજ્ય કરીને તે મરણ પામ્યો. ત્યારપછી તેની ગાદીએ તેનો જમાઈ સબકતગીન સુલતાન થયો.

**૭. સુલતાન સબકતગીન.**—એ સુલતાન બહુ બહાદુર ને ચતુર લડવૈયો હતો. એણે અફઘાનિસ્તાનની ઉત્તરનો મુલક તથા બલુચિસ્તાન જીતીને રાજ્યનો વધારો કર્યો. સબક્તગીનના માણસો ભરતખંડમા આવી વારંવાર લૂંટફાટ કરતા હતા. તેમને અટકાવી સજા કરવા સારૂ લાહોરનો રાજા જયપાળ લશ્કર લઈ અફઘાનિસ્તાન ઉપર ચડયો. સબક્તગીન તેની સામે લડવા આવ્યો. બંને જણા વચ્ચે

રણસંગ્રામ ચાલતો હતો તેવામાં ભારે વાવાઝોડું ને વરસાદ થયો. આ તકનો લાભ લઈ સબ્કતગીને લાહોરના રાજાનો પાછા જવાનો માર્ગ રોકયો. આ રીતે રજપૂત સેના અંતરાયાથી જયપાળે સુલતાનને ૫૦ હાથી આપ્યા તથા અઢી લાખ રૂપીઆ દંડના પાછળથી મોકલવા કબુલ્યા. જયપાળે લાહોર આવ્યા પછી દરબાર ભરી દંડ આપવો કે નહિ તે બાબત સલાહ પૂછી. રજપૂતોએ કહ્યું કે એકવાર વચન આપ્યું તે પાળ્યા વગર ચાલે નહિ માટે દંડ આપવો. બ્રાહ્મણોએ કહ્યું કે ક્ષત્રિય રાજાએ મ્લેચ્છોને દંડ આપવો ઉચિત નથી. જયપાળે બ્રાહ્મણોની સલાહ માનીને દંડ આપ્યો નહિ અને ખંડણી લેવા આવનાર અમલદારોને કેદ કર્યા, તેથી ગુસ્સે થઈ દંડ વસુલ કરવાને સબ્કતગીને ચડાઈ કરી. લાહોરના રાજાએ પણ અજમેર, દિલ્હી, કલિંજર અને કનોજના રાજાને પોતાની મદદે બોલાવી એક લાખ માણસનું લશ્કર ભેગું કર્યું. તેઓ પોતાના દેશનું ને ધર્મનું રક્ષણ કરવાને પોતપોતાનાં સૈન્ય લઈ આવ્યા હતા. પેશાવર આગળ રજપુતો ને મુસલમાનો વચ્ચે જબરો જંગ મચ્યો. તેમાં જયપાળ હાર્યો, હજારો હિંદુઓ કપાઈ ગયા, હજારો હિંદુઓ નાસી ગયા અને હજારો નાસતાં મરાયા. સુલતાન એ મુલક લૂંટીને પુષ્કળ દોલત લઈ પાછો ગયો ને પેશાવરમાં દસ હજાર પઠાણોનું થાણું બેસાડયું. આ પછી સબ્કતગીનને મધ્ય એશિઆમાં રોકાવું પડવાથી તેણે ભરતખંડને યાદ કર્યો નહિ. એ ઇ. સ. ૯૯૭માં મરણ પામ્યો. તેની પછી તેનો દાસીપુત્ર મહમદ ગાદીએ બેઠો. તેણે ઇ. સ. ૯૯૯માં સુલતાનપદ ધારણ કર્યું.

## પ્રકરણ ૨ જું

## सुलतान महम्मद

| | |
|---|---|
| ૧ મહમ્મદની પહેલી સવારી | ૫ મહમ્મદની બીજી સવારીઓ |
| ૨ બીજી અને ત્રીજી સવારી | ૬ સોમનાથ ઉપર સવારી |
| ૩ ચોથી સવારી | ૭ મહમ્મદે સવારીઓ કરી તેની મતલબ |
| ૪ નગરકોટ ઉપર સવારી | |

**૧. મહમ્મદની પહેલી સવારી.**—મહંમદને પૈસાનો અને

સત્તાનો અતિશય લોભ હતો. તે પરાક્રમી, શૂરવીર અને ચતુર પણ ધર્માંધ અને નિર્દય હતો. એણે પરાક્રમ વડે ગીજનીની ઉત્તર અને પશ્ચિમના પ્રાંતો જીતી મોટું રાજ્ય સ્થાપ્યું. ચાર વરસ પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવામાં ગાળ્યા પછી તેણે ઇ. સ. ૧૦૦૧માં પંજાબ ઉપર સવારી કરી. જયપાળ મોટા લશ્કર સાથે તેની જોડે બહાદુરીથી લડયો પણ હાર્યો અને કેદ પકડાયો. મહમ્મદને ખૂબ દોલત અને ઝવેરાત મળી આવ્યું, તથા અસંખ્ય માણસોને તેણે ગુલામ કર્યા. જયપાળે ભારે ખંડણી આપવાનું કબુલ કર્યાથી તેને છોડી દીધો, પણ બે વાર હાર્યાથી શરમીંદો પડી પોતાના પુત્ર અનંગપાળને રાજ્ય સોંપી તે ચિતા ખડકાવી બળી મુઓ.

**૨. બીજી અને ત્રીજી સવારી.**—પંજાબની દક્ષિણે તે વખતે ભાટી રજપુતોનું રાજ્ય હતું. એ રજપુતો જાદવવંશના છે, ને તેમનું રાજ્ય હાલ જેસલમેરમાં છે. એ લોકોનો તે સમયે વિજયરાય કરીને રાજા હતો. તેણે ખંડણી ન આપ્યાથી મહમ્મદે ઇ. સ. ૧૦૦૪માં તેના ઉપર સવારી કરી. વિજયરાય બહુ બહાદુરીથી લડયો ને તેણે મુસલમાનોના ઘણા હુમલા પાછા વાળ્યા; પણ છેવટે તે હાર્યો. મુલતાનના મુસલમાન સુબાએ બંડ કર્યાથી મહમદે ત્રીજી સવારી કરી તેને વશ કર્યો.

**૩. ચોથી સવારી.**—આ પ્રમાણે મુસલમાનોની જીત થવાથી તથા તેમનું રાજ્ય પડોશમાં આવ્યાથી હિંદુધર્મ ભયમાં આવ્યો. લાહોરનું રાજ્ય નજીક હોવાથી અનંગપાળને વધારે દહેશત લાગી, તેથી તેણે નર્મદાની ઉત્તરના સઘળા હિંદુરાજાઓને મુસલમાનોનું બળ તોડવા પોતાની સહાયે બોલાવ્યા. ઉજ્જન, કલિંજર, ગ્વાલિયર, અજમેર, દિલ્હી ને કનોજના રાજાઓ પોતપોતાનું સૈન્ય લઈ હિંદુધર્મની વહારે ધાયા. એ સમયે ભરતખંડના લોકોમાં ધર્મરક્ષણનો જુસ્સો એટલો પ્રસર્યો હતો કે ડુંગરોમાંથી જંગલી લોકો પણ પોતાનાં તીરકામઠાં લઈ અનંગપાળની મદદે આવ્યા. એ ધર્મયુદ્ધમાં મદદ કરવાને સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાંગાંઠાં વેચીને ધન મોકલ્યું હતું. મુસલમાનો પણ તેટલાજ જુસ્સાથી ઉશ્કેરાઈ લડવા આવ્યા હતા. અટક પાસે

વૈહિંદગઢ આગળ રણસંગ્રામ થયો ઇ. સ. ૧૦૦૮. રજપુતોએ જુસ્સાબંધ હલ્લા કરી ઘણા મુસલમાનોને કાપી નાખ્યા, ને ભરતખંડ-વાસીઓની ચડતી કરી; પણ એટલામાં અનંગપાળના હાથીને તીર વાગ્યાથી તે હાથી ઉપરથી ઉતરીને ઘોડા ઉપર બેઠો. રજપુત સૈન્યે પોતાના રાજાને હાથી ઉપર નહિ દીઠાથી નિરાશ થઈ નાસવા માંડ્યું. આર્યસૈન્યમાં ભંગાણ પડ્યું. આ ગરબડનો લાભ મળ્યો છતાં પણ મહમ્મદે મહા મુશ્કેલીથી જય મેળવ્યો.

**૪. નગરકોટ ઉપર સવારી.**—આ મોટી જીત મેળવ્યાથી મુસલમાનો વધારે જોસ પર આવ્યા ને રજપુતો નિરાશ થયા. હવે મહમ્મદે આર્યોનાં દેવળો લૂંટવા તથા તોડવા સવારીઓ કરવા માંડી. અનંગપાળને હરાવી નગરકોટ (બીઆસ નદીને કાંઠે હિમાલયના ડુંગરમાં હાલ કાંગ્રહગઢ છે તે) નું સુવિખ્યાત દહેરૂં લૂંટવાને તે ગયો. સેંકડો વર્ષનું ભેગું કરેલું દ્રવ્ય તેના હાથમાં આવ્યું. ત્યાંથી તેને ૬ લાખ સોનાના સિક્કા, બસેં મણ સોનું, બે હજાર મણ રૂપું તથા વીસ મણ જવાહીર, એટલું ધન મળ્યું.

**૫. મહમ્મદની બીજી સવારીઓ.**—ઇ. સ. ૧૦૧૦ માં તેણે મુલતાન ઉપર ફરી સવારી કરી તેનો બંદોબસ્ત કર્યો. ઇ. સ. ૧૦૧૧ માં જમના ને સરસ્વતી નદીની વચ્ચેનું સ્થાનેશ્વરનું દેવસ્થાન લૂંટીને ત્યાંથી પુષ્કળ ધન તથા બે લાખ કેદી લઈ ગયો. પછી તે કાશ્મીર ઉપર ચડયો. પણ ત્યાંથી હારીને પાછો ગયો. એ હારથી નિરાશ નહિ થતાં થોડી મુદતમાં એક બળવાન સૈન્ય લઈ તે કનોજ ઉપર ચડયો, પણ ત્યાંનો તથા મીરતનો રાજા લડયા વગરજ તાબે થયા. એ બંને રાજા પાસેથી ધન લઈ તેમને કંઈ ઉપદ્રવ કર્યા વગર તે મથુરા ઉપર ચડયો. ત્યાં વૈષ્ણવોએ મોટાં મોટાં સુંદર મંદિરો બંધાવેલાં હતાં ને તેમાં સોનારૂપાની મૂર્તિઓ બેસાડેલી હતી. મૂર્તિઓનાં ઘરેણાંગાંઠાં પણ પુષ્કળ હતાં. મહમ્મદે તે સઘળું લૂંટી લીધું. તેણે વીસ દિવસ સુધી એ શહેર લુંટાવ્યું, ઘણા મંદિરો તોડી નાખ્યાં ને હજારો ગુલામ પકડી લીધા. મથુરાની કેટલીક ઈમારતો એને પસંદ પડી તેથી તે

સલામત રહેવા દીધી તથા એવી ઇમારતો ગીજનીમાં બંધાવી ગીજની શહેર શોભાવ્યું. મથુરાંથી પાછા ગયા પછી મહમદે ફરીથી આવીને પંજાબ ખાલસા કર્યું ઇ. સ. ૧૦૨૨. કાશ્મીર જીતવાને તે બીજી વાર ચડયો. એ ચઢાઇમાં પણ તેને હારીને પાછા જવું પડયું. કનોજનો રાજા લડયા વગર મહમ્મદને તાબે થયો, તેથી કલિંજરના રાજાએ તેના પર ચડાઈ કરી તેને માર્યો, એ કારણથી મહમદે કલિંજર જીત્યું અને તેની પાસેથી તથા ગ્વાલિયરના રાજા પાસેથી ખંડણી લીધી.

**૬. સોમનાથ ઉપર સવારી.**—એણે ભરતખંડ ઉપર મુખ્ય બાર સવારીઓ કરી તેમાં સૌથી મોટી અને છેલ્લી સવારી ગુજરાત ઉપરની હતી. ગુજરાતના દક્ષિણકાંઠા ઉપર કાઠિઆવાડમાં સોમનાથ મહાદેવનું પ્રખ્યાત દેવળ છે.શિવના બાર જ્યોતિર્લિંગમાં સોમનાથનું જ્યોતિર્લિંગ ઘણું પ્રસિદ્ધ છે. શિવાલયમાં પાંચ ગજ ઉંચી ને બે ગજ પહોળી મહાદેવની મૂર્તિ હતી અને તે અમૂલ રત્નથી જડેલી હતી. તેની અંદર હીરા, માણેક ને મોતી ભરેલાં હતાં. મૂર્તિસ્નાન માટે એવી ગોઠવણ હતી કે દરરોજ કાશીથી ગંગાજળ આવતું. ૧૦૦૦ બ્રાહ્મણો દરરોજ મહાદેવની પૂજા કરતા. જાત્રાળુઓની એટલી બધી ઠઠ હતી કે ૨૦૦ હજામો દરરોજ હજામત કરવા બેસતા. સોમનાથમાં અઢળક દોલત હોવાનું સાંભળીને એ દેવળ તોડવા માટે ધર્માંધ મુસલમાનોનું જોરાવર લશ્કર લઇને મહમ્મદ મુલતાનની વાટે અજમેરના રાજાને હરાવી મોટા રણમાં થઈ અણહિલવાડ આવ્યો. તેની પાસે ૩૦ હજારનું હયદળ અને હજારો ઊંટો હતાં. તે વખતે અણહીલવાડમાં ભીમ બાણાવાળી નામે જોરાવર રાજા રાજ્ય કરતો હતો. મહમ્મદ અણધાર્યો આવી પહોંચ્યો તેથી તે નાસી ગયો. અણહિલવાડથી મહમ્મદ સોમનાથ ઉપર ચડયો ઇ. સ. ૧૦૨૪. કાઠિઆવાડના ઘણા રાજા-રાણા ને જંગલી લોકો સોમનાથના રક્ષણાર્થે પ્રભાસપાટણમાં એકઠા થયા હતા. તેમણે મુસલમાનોના હુમલા ત્રણ દિવસ સુધી પાછા વાળ્યા. એવામાં ગુર્જર રાજા ભીમદેવ પોતાનું લશ્કર જમાવી સોમનાથના રક્ષણાર્થે આવી પહોંચ્યો. તેણે બહુ બહાદુરીથી યુદ્ધ કર્યું પણ તે હાર્યો, આથી જે લોકોએ ત્રણ દિવસ મહમદને હંફાવ્યો હતો, તે

લોકો હારી ગયા. ઘણા ભરતખંડીઓ રણમાં પડયા ને કેટલાક મછવા-માં બેસી નાસી ગયા. મહમ્મદે દહેરામાં જઈ મૂર્તિ ભાગવા માંડી, ત્યારે બ્રાહ્મણોએ મૂર્તિ નહિ ભાગવા માટે ઘણા કાલાવાલા કર્યા તથા તેના બદલામાં પાંચ કરોડ રૂપીઆ આપવા માંડયા, પણ મહમ્મદે કહ્યું કે મૂર્તિ વેચવા કરતાં તોડવાની મને બહુ ગમે છે. એમ બોલી તેણે મૂર્તિ તોડી નાખી તેના ચાર કકડા કર્યા. તેમાંનો એકેક ગીજની, મક્કા, મદીના અને બગદાદ મોકલાવ્યા. સોમનાથના સુંદર દરવાજા



સોમનાથનું દહેરૂં

તે લઈ ગયો, તથા ગામ ને દેવળ લૂંટી લીધાં. ત્યાંથી એને સુમારે આઠ કરોડ રૂપીઆની કિંમત જેટલું ધન મળ્યું, તે લઈ અણહિલવાડ આવ્યો. ત્યાંની હવા તેને બહુ પસંદ પડી, પણ એના સરદારોની સલાહ માની રણમાં થઈ સિંધને માર્ગે તે પાછો ગયો. પાછા જતાં રણમાં પાણીની તંગીથી એના લશ્કરને ઘણી આપદા વેઠવી પડી. પાણી વગર તરફડીને કેટલાક મરણ પામ્યા. તે પછી તેણે ઈરાન જીત્યું. ઇ. સ. ૧૦૩૦માં ૩૩ વરસ રાજ્ય કરી તે મરણ પામ્યો.

**૭. મહમ્મદે સવારીઓ કરી તેની મતલબ.**—મહમ્મદ જો કે લોભી હતો તોપણ વિદ્વાનોને તે આશ્રય આપતો હતો. શાહનામાનો કર્તા ફીરદોસી અને અનસારી તેના દરબારના કવિ હતા. અલબેરૂની નામનો હોશિયાર જ્યોતિષી અને ગણિતશાસ્ત્રી મહમ્મદ સાથે હિંદમાં આવ્યો હતો. તે સંસ્કૃત જાણતો હતો. તેણે તે વખતના હિંદનું આબેહુબ વર્ણન અરબીમાં કર્યું છે. મહમ્મદની કંજુસાઈનો દાખલો સારી રીતે જાણીતો છે. પ્રત્યેક કડી દીઠ એક સોનામહોર આપવાનું કહેવાથી ફીરદોસીએ ઘણાં વરસ મહેનત કરી ૬૦,૦૦૦ કડીનું શાહનામા તૈયાર કર્યું, ત્યારે તેણે ચાંદીના સિક્કા આપવા કહ્યું. ફીરદોસી નિરાશ થઈ ચાલ્યો ગયો, પણ મહમ્મદને પાછળથી પશ્ચાતાપ થવાથી સોનામહોર મોકલી; પણ તે વખતેજ તે મરણ પામ્યો હતો. હિંદથી ઉત્તમ કારીગર લઈ જઈ તેણે ગીજનીમાં ભવ્ય ઈમારતો બંધાવી ને શહેરને સુશોભિત કર્યું. તેણે રાજ્યનો સારો બંદોબસ્ત કર્યો હતો. ગીજનીમાં સેંકડો બગીચા કર્યા અને મસીદો બંધાવી. તેણે એક વિશ્વવિદ્યાલય સ્થાપ્યું હતું અને પુસ્તકાલય પણ ખોલ્યું હતું.

---

## પ્રકરણ ૩ જું
## ઘોરી રાજ્ય

| | |
|---|---|
| ૧. મહમદના રાજ્યની પડતી | ૬. શાહબુદ્દીનનો નાશ |
| ૨. શાહબુદ્દીન ઘોરી | ૭ કુતુબુદ્દીન |
| ૩. ઘોરીશાહની સવારી | ૮. બખ્તિઆર ખીલજી |
| ૪. દિલ્હી ઉપર ચડાઈ | ૯. નાસરૂદ્દીન |
| ૫. કનોજના રાજ્યનો અંત | |

**૧. મહમ્મદના રાજ્યની પડતી.**—મહમ્મદ ગીજનીના મરણ પછી એની ગાદીએ નબળા સુલતાનો થયા. દ્વેષબુદ્ધિથી ને રાજ્યલોભથી તેઓ માંહોમાંહે લડી મુઆ, તેથી એ રાજ્યના સરદારો સ્વતંત્ર થઈ બેઠા. પંજાબ પ્રાંત પણ તેના વંશજો પાસેથી પાછો જીતી લેવા સારૂ દિલ્હીના છત્રપતિઓએ પ્રયત્ન કર્યો, ને તેનો થોડોક ભાગ જીતી

લીધો, પણ એ બધો પ્રાંત મુસલમાનોના કબજામાંથી રજપુતો લઈ શકયા નહિ. ગીજની સિવાયના બાકીના બધા પ્રાંતો ત્યાંના મુસલમાન હાકેમો પચાવી પડયા. મહમ્મદનો વંશજ બહેરામ સને ૧૧૧૮ માં ગાદીએ બેઠો. તેને ગીજની ને હેરાતની વચ્ચે આવેલા ઘોર પ્રાંતના સુલતાન સાથે કજીઓ થયો. ઘોરી સુલતાન અલ્લાઉદ્દીને બહેરામને હરાવી નસાડી મૂકયો, ને ગીજની લૂંટીને ઉજ્જડ કર્યું, તથા આગ લગાડીને સાત દિવસ સુધી બાળ્યું અને મોટી કબરો અને ઇમારતો ખોદાવી નાખી. આ ઉપરથી એને "દુનીઆ બાળનારો" એવું અપકીર્તિદર્શક વિશેષણ મળ્યું. ગીજનીની માઠી દશા થયાના સમાચાર સાંભળ્યાથી તથા થાક ને વિપત્તિથી બહેરામ રસ્તામાંજ મરણ પામ્યો ઇ. સ. ૧૧૫૨. બહેરામનો છોકરો ખુશરૂ લાહોર ગયો, ને ત્યાંજ રાજધાની કરી તેણે સાત વર્ષ રાજ્ય કર્યું. એના મુઆ પછી એનો દીકરો ખુશરૂમલેક ઇ. સ. ૧૧૫૯માં ગાદીએ બેઠો. એની પાસેથી ઇ. સ. ૧૧૮૮માં ઘોરીવંશના સુલતાને પંજાબ જીતીને ગીજનીના રાજ્યની સમાપ્તિ કરી.

**૨. શાહબુદ્દીન ઘોરી.**—હવે ગીજનીમાં ઘોરીવંશનું રાજ્ય થયું. સુલતાન અલ્લાઉદ્દીન પછી તેનો ભત્રીજો ગ્યાસુદ્દીન ઘોરી સુલતાન થયો. તેનો ભાઈ મહમ્મદ ઘોરી બહુ પરાક્રમી પણ નિર્દય હતો. એ મહમ્મદને શાહબુદ્દીન પણ કહે છે. ગ્યાસુદ્દીન રાજ્યનું કામ કરતો ને શાહબુદ્દીન લડાઈનું કામ કરતો. મહમ્મદ ગીજનીની પેઠે એણે પણ ભરતખંડ ઉપર ઘણી સ્વારીઓ કરી હતી. સુલતાન મહમ્મદની મતલબ માત્ર લૂંટફાટ કરવાની ને દેવળો તોડવાની હતી, પણ મહમ્મદ ઘોરીની મતલબ તો મુલકો જીતવાની હતી. સુલતાન મહમ્મદની સવારીઓને આ



**શાહબુદ્દીન ઘોરી**

વખતે લગભગ બસેં વરસ થવા આવ્યાં હતાં. તે મુદ્દતમાં કોઈ સુલતાને ભરતખંડનું નામ દીધું નહોતું; તેથી ભરતખંડના રાજા મુસલમાનોના બળથી ગાફલ રહ્યા. ગીજનીમાં શું બને છે તેની તેમણે દરકાર રાખી નહિ, તથા ત્યાંના સુલતાનોના કુસંપનો ને નબળાઇનો લાભ લઈ તેઓ સંપ કરી ચેતી શક્યા નહિ, એટલુંજ નહિ પણ મુસલમાનો પાસેથી પંજાબ જીતી લેવાને સાધારણ યત્ન કર્યા ઉપરાંત ઝાઝી મહેનત પણ લીધી નહિ. એ બેદરકારી અને કુસંપનાં તેમને ભુંડાં ફળ મળ્યાં. ઘોરી સુલતાને ભરતખંડનો ઘણો ભાગ જીતીને મુસલમાની સત્તા સ્થાપી.

**૩. ઘોરીશાહની સવારી.**—શાહબુદ્દીને હિંદ ઉપર સાત સવારી કરી હતી. પહેલી ત્રણમાં તેણે પંજાબ અને સિંધ સુધીનો સઘળો વાયવ્ય પ્રદેશ જીતી લીધો. પછી ગુજરાત ઉપર ચડાઈ કરી પણ ભોળાભીમદેવે તેને હરાવીને નસાડયો. પછી તે અજમેર ગયો, ત્યાંના રાજા સોમેશ્વરે તેને હરાવી પાછો કાઢયો.

**૪. શાહની દિલ્હી ઉપર ચડાઈ.**—ઇ. સ. ૧૧૯૧માં શાહબુદ્દીન એક જબરૂં લશ્કર લઈ દિલ્હી ઉપર ચડી આવ્યો. દિલ્હીમાં તે વખતે અજમેરના રાજા સોમેશ્વરનો પરાક્રમી પુત્ર પૃથુરાજ રાજ્ય કરતો હતો. પૃથુરાજને ૧૬ પટાવતો હતા તે પણ બહાદુર ને પરાક્રમી હતા. રાજ્યકવિ ચંદબારોટ પણ એક પટાવત હતો, અને જાતે બારોટ છતાં એક જબરો યોદ્ધો હતો. ઘોરી શાહના આવવાના સમાચાર સાંભળી પૃથુરાજે પોતાના સગાસ્નેહીઓને સહાયે બોલાવી પોતાનું સૈન્ય જમાવ્યું. ચિતોડનો રાણો સમરસિંહ પૃથુરાજનો બનેવી


પૃથ્વીરાજ

થતો હતો, તે પણ તેની મદદે આવ્યો. જયચંદ્ર રાઠોડ સિવાય બધા રાજાઓએ એકકો કર્યો હતો. પાણીપતના મેદાનમાં રજપુતો અને મુસલમાનો સામસામા થયા. એ યુદ્ધમાં શાહબુદ્દીન હાર્યો ને ઘાયલ થઈને નાસી ગયો. ત્રણ વાર રજપુતોથી હાર્યા છતાં શાહબુદ્દીન નાહિંમત થયો નહિ. છેલ્લી હારથી શાહબુદ્દીનને ઘણું માઠું લાગ્યું અને તેણે હિંદ જીતવાનો નિશ્ચય કર્યો. એવામાં જયચંદ રાઠોડ તેને ચડાઈ કરવાનું કહેણ મોકલ્યું અને તેને રજપુત રાજ્યોની નિર્બળતાથી વાકેફ કર્યો. શાહબુદ્દીને ભરતખંડ ઉપર ચડવાને એક જોરાવર સેન્ય તૈયાર કર્યું, ને સને ૧૧૯૩માં તે બીજી વાર દિલ્હી ઉપર ચડી આવ્યો. સમરસિંહ રાણો આ વખતે પણ પૃથુરાજની વહારે આવ્યો. પાણીપતના રણક્ષેત્રમાં બંને લશ્કર સામસામાં આવ્યાં. સમરસિંહની સલાહથી પૃથુરાજે શાહબુદ્દીનને કહાવ્યું કે "તમને હારીને ગયાને બે વરસ તો થયાં નથી. હજુ તો તમારા ઝખમો પુરા રૂઝાયા નહિ હોય, એટલામાં વળી ક્યાં મોત માગવા આવ્યા છો? હજુ સમજી પાછા જાઓ તો અમે તમને નિર્વિઘ્ને જવા દઈશું." શાહબુદ્દીને આ સંદેશાનો લાભ લઈ રજપુતોને છેતર્યા. તે જાણતો હતો કે રજપુતો બહાદુર પણ પ્રમાણિક ને વિશ્વાસુ છે, તેથી તેણે કહાવ્યું કે "હું તો મારા ભાઈનો સરદાર છું. તેના હુકમ પ્રમાણે કરૂં છું; પાછા જવા માટે આજે હું તેને પુછાવું છું, તેનો હુકમ આવશે તે પ્રમાણે કરીશ." આ જવાબથી રજપુતો સમજ્યા કે મુસલમાન સરદાર લડવાને બીએ છે. પોતાના ભાઈનો હુકમ મંગાવી તે જરૂર પાછો જશે. રજપુતો મુસલમાનોને પોતાના જેવાજ પ્રમાણિક સમજી ગાફલ રહ્યા, ને શાહબુદ્દીનની કપટજાળમાં ફસાયા. રજપુતોને ગાફલ રહેલા જોઈ ઘોરી શાહે એકદમ છાપો મારી રજપુત સૈન્યનો નાશ કર્યો. તેમાં રાણો સમરસિંહ અને તેનો કુંવર મરાયા. પૃથુરાજના સરદારો પણ મરાયા, અને તે પંડે કેદ પકડાયો. જ્યારે સિકંદર પાદશાહે પૌરસને પકડ્યો ત્યારે તેના પરાક્રમથી મોહિત થઈ તેણે તેને માન આપી તેનું રાજ્ય પાછું સોંપ્યું હતું, પણ શાહબુદ્દીને તો પૃથુરાજને પકડી તેની કતલ કરાવી. પછીથી તેના સરદાર કુતુબુદ્દીને

દિલ્હી સર કર્યું. મહમ્મદે અજમેર જીતી તેને લૂંટયું, બાળ્યું ને ખૂબ ત્રાસ વર્તાવ્યો.

**૫. કનોજના રાજ્યનો અંત.**—કનોજના રાજા જયચંદ્ર રાઠોડે દિલ્હીનું રાજ્ય લેવડાવી પૃથુરાજ ઉપર પોતાનું વેર વાળવા શાહબુદ્દીન ઘોરીને બોલાવ્યો હતો. એ જ જયચંદ્ર ઉપર શાહબુદ્દીન બીજે વરસે ચડી આવ્યો. જયચંદ્ર બહાદુરીથી લડતાં મરાયો અને એનું રાજ્ય મુસલમાની રાજ્યમાં ભળ્યું ઇ. સ. ૧૧૯૪. આ બંને રજપુત રાજ્યો મુસલમાની રાજ્યમાં જોડાયાં, પણ ત્યાંના રજપુતો મુસલમાનોને તાબે થયા નહિ. તેઓ હાલના રજપુતસ્તાનના મુલકમાં આવી વસ્યા. કનોજના રાઠોડોએ મારવાડમાં આવી કેટલીક મુદત પછી જોધપુરનું રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૧૪૫૯. કનોજથી શાહબુદ્દીન ઠેઠ કાશી ગયો ને ત્યાંનાં દહેરાં તોડયાં, મૂર્તિઓ ભાગી, અને ગામડાં લૂંટયાં.

**૬. શાહબુદ્દીનનો નાશ.**—પંજાબમાં ગક્કર જાતના પહાડી લોકે બળવો કર્યો. તે સમાવવાને શાહ હિંદમાં આવ્યો. બંડ સમાવી પાછો જતો હતો, તેવામાં ગક્કર લોકે તેના તંબુમાં પેસી તેને મારી નાખ્યો ઇ. સ. ૧૨૦૬. શાહબુદ્દીન પછી એનો ભત્રીજો ગીજનીની ગાદીએ બેઠો, પણ તેનાથી એનું વિસ્તીર્ણ રાજ્ય સચવાયું નહિ. તેણે કુતુબુદ્દીનને ભરતખંડના રાજાનો ખિતાબ મોકલી દીધો ઇ. સ. ૧૨૦૬. તે પછી ગીજનીનું રાજ્ય પણ ઇ. સ. ૧૨૧૫ સુધીમાં ગયું ને ઘોરી રાજ્યની આખર આવી.

**૭. કુતુબુદ્દીન.**—ઇ. સ. ૧૧૯૪માં શાહબુદ્દીન પાછો ગયા પછી ભરતખંડના પ્રાંતો જીતવાનું કામ એના સરદારોએ કર્યું. કુતુબુદ્દીન અજમેર જીતીને ઇ. સ. ૧૧૯૫માં ગુજરાત ઉપર ચડયો. ભોળોભીમ હારીને ડુંગરમાં ભરાયો. પણ કુતુબુદ્દીનને દિલ્હી જવું પડવાથી ભીમદેવે ગુજરાત પાછું જીતી લીધું. પછી કુતુબુદ્દીને ગ્વાલિયરના કિલ્લાને લાંબી મુદત ઘેરો ઘાલીને જીતી લીધો.

**૮. બખ્તિઆર ખીલજી.**—મહમ્મદ ઘોરીનો બીજો સરદાર બખ્તિઆર કરીને હતો. તેણે ઇ. સ. ૧૧૯૯માં બહાર અને અયોધ્યા

પ્રાંતો જીતીને લૂંટયા. તેણે સાધુઓને ઠાર કર્યા ને તેમના મઠો બાળ્યા. ત્યાંનાં પુસ્તકાલયો બાળી નાખ્યાં અને હજારો હિંદુઓની કતલ કરી. તે વખતે બંગાળામાં લક્ષ્મણસેન કરીને રાજા હતો. તે નદીઆ ગામમાં રહેતો હતો. તેના ઉપર બખ્તિઆરે ઇ. સ. ૧૨૦૩માં એકદમ હુમલો કર્યો. આ અણધાર્યા હુમલાથી રાજા નાસી ગયો ને જગન્નાથપુરી જઈ ઈશ્વરભક્તિ કરવામાં તેણે પોતાનું બાકીનું આયુષ્ય ગાળ્યું.

**૯. નાસરૂદ્દીન.**—મહમદ ઘોરીનો ત્રીજો સરદાર નાસરૂદ્દીન કરીને હતો. તે ઉત્તર સિંધનો સુબો હતો. મહમદ ઘોરીના મરણથી એ ત્રણે સરદારો સ્વતંત્ર થયા. પણ ગીજનીના સુલતાને કુતુબુદ્દીનનું સ્વતંત્રપણું કબુલ કર્યું, તેથી દિલ્હી હિંદના મુસલમાની રાજ્યનું પાયતખ્ત થયું ઇ. સ. ૧૨૦૬.

---

## પ્રકરણ ૪ થું

## भरतखंडमां मुसलमानी राज्य थयुं ते समये आर्योनी स्थिति

**૧. રજપુત રાજ્ય**
**૨. પૃથુરાજ ને જયચંદ્ર વચ્ચે દ્વેષનું કારણ**
**૩. જયચંદ્રનો યજ્ઞ**
**૪. પૃથુરાજ ને ભોળાભીમ વચ્ચે દ્વેષનું કારણ**
**૫. ઘોરીશાહની ફતેહનું કારણ**
**૬. પૃથુરાજ રાસો**
**૭. દેશની સ્થિતિ**

**૧. રજપુત રાજ્ય.**—જ્યારે શાહબુદ્દીન ઘોરી ભરતખંડ ઉપર સવારીઓ કરવા લાગ્યો, ત્યારે દિલ્હી, અજમેર, કનોજ, ગુજરાત ને મેવાડ એ પાંચ રજપુત રાજ્યો જોરાવર હતાં. દિલ્હીમાં અનંગપાળ તુંવાર, કનોજમાં જયચંદ્ર રાઠોડ, અજમેરમાં સોમેશ્વર ચોહાણ, ગુજરાતમાં ભોળોભીમ ચાલુકય, ને મેવાડમાં સમરસિંહ રાણો રાજ્ય કરતા હતા. એ વગર માળવા, કાશી, ગ્વાલિયર ને કલિંજરમાં પણ બળવાન રજપુત રાજ્યો હતાં. એ રાજ્યો માંહોમાંહે લડીને નબળાં

થયાં તે પહેલાં શાહબુદ્દીને ગુજરાત ને અજમેર ઉપર ચડાઈ કરી હતી, પણ બન્ને ઠેકાણેથી તે હારીને નાઠો હતો; પરંતુ ભરતખંડના કમનસીબે રજપુત રાજાઓમાં દ્વેષ ને કુસંપનાં બીજ રોપાયાં હતાં. મહમ્મદ ગીજનીની સવારીનો કડવો અનુભવ થયો હતો, તોપણ તેમણે કંઈ બોધ લીધો નહિ તેથી ઘોરી બાદશાહ ફતેહ પામ્યો. જો આ વખતે એક ચક્રવર્તી રાજાના હાથમાં બધી સત્તા હોત તો મુસલમાનો ફાવી શકત નહિ.

૨. **પૃથુરાજ ને જયચંદ્ર વચ્ચે દ્વેષનું કારણ.**—દિલ્હીના રાજા અનંગપાળને પુત્ર નહોતો. તેને માત્ર બે કન્યાઓ હતી. તેમાંથી એક અજમેરના સોમેશ્વરને અને બીજી કનોજના વિજયપાળને દીધી હતી. સોમેશ્વરને પૃથુરાજ અને વિજયપાળને જયચંદ્ર નામે કુંવર હતા. અનંગપાળે પોતાના રાજ્યના ભાગ પાડી નબળું નહિ કરતાં પૃથુરાજને દત્તક લઈ દિલ્હીની ગાદીએ બેસાડયો. તે જયચંદ્રને ગમ્યું નહિ તેથી તેણે દિલ્હીના રાજ્યનો અર્ધ ભાગ મેળવવાને પૃથુરાજ સાથે ટંટો કર્યો.

૩. **જયચંદ્રનો યજ્ઞ.**—કનોજનો રાજા જયચંદ્ર ઘણો બળવાન હતો. એણે ભરતખંડના રજપુત રાજ્યોમાં પોતાનું ગૌરવ વધારવાને રાજસૂય યજ્ઞ આરંભ્યો. કળિયુગના આરંભમાં પાંડવોએ એ યજ્ઞ કર્યો હતો, તે પછી બીજા કોઈએ કર્યો નહોતો. જયચંદ્રને એના સલાહકારોએ એ યજ્ઞ કરવાની ના પાડી, પણ તે નહિ ગણકારતાં સર્વે રાજાઓને તેણે આમંત્રણ મોકલ્યાં. જયચંદ્રની કુંવરી સંયુક્તા બહુ ખૂબસુરત હતી. તેનો સ્વયંવર પણ તેજ સમયે કરવાનો હતો. સંયુક્તાને વરવાના લોભમાં ને જયચંદ્રના ડરથી કનોજમાં સઘળા રાજારાણા એકઠા થયા. માત્ર દિલ્હીનો રાજા પૃથુરાજ આવ્યો નહિ. યજ્ઞમાં આવનાર રાજાને કંઈ પણ કામ કરવાનું સોંપે છે. તે પ્રમાણે પૃથુરાજને માટે દ્વારપાળનું કામ નિર્માણ કરેલું હતું. પૃથુરાજ ન આવ્યાથી દ્વારપાળની જગ્યાએ એના નામનું પુતળું બનાવી ઉભું કર્યું. સંયુક્તાને સ્વયંવર મંડપમાં બોલાવી ત્યારે તેણે સઘળા રાજારાણાને જોયા, પણ કોઈ સાથે વરવાની તેની ઇચ્છા થઈ નહિ. તેની ઇચ્છા બહાદુર

પૃથુરાજ વેરે વરવાની હોવાથી તેણે પૃથુરાજના પુતળાને વરમાળા આરોપી. આ સમાચાર જાણી પૃથુરાજ સંયુક્તાનું હરણ કરી લઈ ગયો. આથી જયચંદ્ર ને પૃથુરાજ વચ્ચેના વેરમાં ઉમેરો થયો.

**૪. પૃથુરાજ ને ભોળાભીમ વચ્ચે દ્વેષનું કારણ.**—પૃથુરાજને ગુજરાતના રાજા ભોળાભીમ સાથે પણ વેર થયું હતું. આબુમાં જેતસી પરમાર નામે રાજા હતો. તેને એક સુંદર કુંવરી હતી. તેનો વિવાહ પૃથુરાજ વેરે કર્યો હતો. એ કુંવરીનું માગું ગુજરાતના ભોળા ભીમદેવે કર્યું. જેતસીએ ભીમથી ડરીને પોતાની કુંવરી અજમેર મોકલી દીધી, તેથી ભીમદેવે ક્રોધે ભરાઈ આબુ ઉપર ચડાઈ કરી. જેતસીને હરાવી ભીમદેવ અજમેર ઉપર ચડયો. તેણે અજમેરના રાજા સોમેશ્વરને હરાવી મારી નાખ્યો. આ ઉપરથી પૃથુરાજે પોતાના બાપનું વેર લેવાને ગુજરાત ઉપર ચડાઈ કરી ભીમદેવને હરાવી નસાડયો. એવામાં શાહબુદ્દીન દિલ્હી ઉપર ચડી આવ્યાથી તે પાછો ગયો.

**૫. ઘોરીશાહની ફતેહનું કારણ.**-મહમ્મદઘોરી ભરતખંડ ઉપર સવારીઓ કરવા લાગ્યો, ત્યારે રાજ્યલોભથી કે કન્યા પરણવાના કારણથી થએલા કુસંપને લીધે રજપુત રાજાઓ માંહોમાંહે લડીને નબળાં થયાં હતાં, તેમનું સૈન્ય કપાઈ ગયું હતું, ને તેમની જગા પુરનારા બીજા યોદ્ધા તરત પુરા પડે એમ નહોતું. આ સમયે રજપુતોએ માંહો-માંહેનું વેર ભૂલી જઈ સંપ કરી લાહોરના અનંગપાળે જેવું આર્યત્વનું અભિમાન ઉપજાવ્યું હતું, તેવું અભિમાન ઉપજાવી એકત્ર ક્ષત્રિય બળથી લડવું જોઈતું હતું. તેમ ન કરતાં ભરતખંડના રજપુત રાજ્યોની પાયમાલી કરનાર શાહબુદ્દીન છેક નજીક આવ્યો તોપણ તેઓ ચેત્યા નહિ. વારાફરતી પોતાનો પણ વારો આવશે એવું તેઓ સમજ્યા નહિ, ને પોતાના દેશના ને ધર્મના શત્રુ સામા લડવાને ઐકય કરી સઘળું રજપુતબળ જમાવ્યું નહિ, પણ ઉલટા દિલ્હીની શી વલે થાય છે તે ત્રાહિતની પેઠે જોઈ રહ્યા; એટલુંજ નહિ પણ જ્યારે પોતાનાથી વેર ન વળાયું ત્યારે કુસંપ ને દ્વેષબુદ્ધિથી કનોજના જયચંદ્રે ઘોરી શાહને દિલ્હીનું રાજ્ય જીતવાને આમંત્રણ કર્યું. તેથી તેણે પોતાનેજ હાથે પોતાના

પગ પર કુહાડી મારી, તથા ધર્મ અને દેશદ્રોહનું કલંક પોતાને માથે લીધું. તે કલંક ભરતખંડના ઇતિહાસમાં નિરંતર રહેશે. એ સમયે રજપુતોમાં દ્વેષ ને કુસંપ એટલાં દૃઢ થયાં હતાં કે તેઓ સઘળા પોતાનું સામાન્ય હિત વિસરી ગયા. આ કારણથીજ મુસલમાનો જય પામ્યા. જો એ વખતે ભરતખંડના સઘળા ક્ષત્રિય રાજાઓએ પોતાનું ને સ્વદેશનું સામાન્ય હિત સમજીને સ્વધર્મ ને સ્વદેશના રક્ષણ માટે સ્વદેશાભિમાનથી ઐક્ય કર્યું હોત; તો જે ઘોરી શાહે પ્રથમ ગુજરાત ઉપર ચડાઈ કરી ત્યારે ભીમદેવનો, અજમેર ઉપર ચડયો ત્યારે સોમેશ્વરનો, ને દિલ્હી ઉપર પ્રથમ આવ્યો ત્યારે પૃથુરાજનો માર ખાઈને હાર ખાધી હતી; તે ઘોરીશાહ રજપુતોના એકત્ર બળ આગળ ટકી શકત નહિ. અને તે કાળે ભરતખંડમાં મુસલમાની રાજ્ય થાત નહિ.

આ ઉપરાંત રજપુતોની હારનાં બીજાં કેટલાંક કારણો છે. રજપુતોમાં રાષ્ટ્રભાવનાનો અભાવ હતો એટલુંજ નહિ, પણ તેમણે પરાપૂર્વથી ચાલતી આવેલી યુદ્ધનીતિ તેમજ વ્યૂહરચનામાં વખતને અનુસરીને ફેરફાર કર્યો ન હતો. તેઓ હાથી અને પાયદળ ઉપર આધાર રાખતા, જ્યારે મુસલમાનો હયદળ અને તોપખાનાનો ઉપયોગ કરતા. મુસલમાનો લડાઈ વખતે અનામત લશ્કર રાખતા, અને રાજા કે સેનાધિપતિ લશ્કરની આગલી હેરોલમાં રહેવાને બદલે પાછળ રહી લડાઈની વ્યૂહરચનામાં જોઈતો ફેરફાર કરતો. યુદ્ધકૌશલ્ય વગર એકલું શૌર્ય બહુ ફળદાયી નીવડતું નથી. વળી તેઓમાં ધર્મઝનુન વિશેષ હતું અને ધર્મની એકતાના પ્રતાપે તેઓમાં ફાટફુટ નહોતી થતી. ઠંડા મુલકમાંથી આવતા અફઘાન અને તુર્ક લોકોમાં લડાયક જુસ્સો વિશેષ માલમ પડતો, અને હિંદુ સમાજમાં લડવાનું કામ કેવળ રજપુતો ઉપર આવી પડવાથી તેઓની સંખ્યા ઘટતી જતી હતી.

૬. **પૃથુરાજ રાસો.**—એ સમયના ઇતિહાસનું જુસ્સાદાર વર્ણન પૃથુરાજના કવિ ચંદબારોટે કર્યું છે. તેમાં પૃથુરાજના અદ્દભુત પરાક્રમોનું વર્ણન છે. એ રાસો પાલી કે જુની હિંદી ભાષામાં છે. તે એટલો મોટો

ને સુંદર છે કે તેને 'પ્રાકૃત મહાભારત' કહેવામાં આવે છે, એને પૃથુરાજ રાસો કહે છે, અને તેના કર્ત્તાને "બિરદાઈ" એટલે 'વરદાન પામેલો' એવું નામ આપવામાં આવ્યું છે. ચંદના છંદ બહુ વખણાય છે, તે એવા વીરરસથી ભરેલો છે કે તે હાલના ભાટ ચારણો ગાય છે, ત્યારે સાંભળનારનાં રૂવાં પણ ઉભાં થાય છે.

**૭. દેશની સ્થિતિ.**—વેપારરોજગાર ને ધનદોલતમાં આ દેશ પ્રથમના જેવોજ આબાદ હતો. પરદેશી વેપારીઓ દેશમાં માલ ખરીદવાને આવતા, ને દેશીઓ દૂર વેપાર રોજગારે જતા. મુસલમાનના હુમલા આ દેશમાં થવા લાગ્યા ત્યારથી તે મુસલમાની રાજ્ય સ્થપાતાં સુધીમાં પાંચસો વરસ થયાં હતાં. એટલી લાંબી મુદતમાં માત્ર ભરતખંડના ઉત્તર ભાગમાં હુમલા થયા. દક્ષિણમાં તો હજુ મુસલમાની ધર્મનું નામ કોઈ જાણતું નહોતું. તેથી તે દેશના વેપારરોજગારમાં તથા વિદ્યા, હુન્નર, ધનદોલત ને રાજ્યબંધારણમાં કંઈ પણ ફેરફાર થયો નહોતો. મહમ્મદે સ્વારીઓ કરી ત્યાંસુધીના હુમલા માત્ર સિંધ ને પંજાબ ઉપરજ હતા. મહમ્મદે ભરતખંડના ઘણા ભાગમાં દરોડા પાડી લૂંટો કરી લોકોના જાનમાલને નુકસાન કર્યું ને દેશની પાયમાલી કરી; પરંતુ એવા હુમલા લાંબી મુદતે થતા ને જે કરતા તે લૂંટીને ચાલ્યા જતા, તેથી વેપારીઓ પાછા રજપુત રાજ્યોના આશ્રય ને રક્ષણ નીચે તાજા થતા. મહમ્મદ ગીજની પછી લગભગ બસેં વરસે શાહબુદ્દીન આવ્યો. આટલી મુદતમાં તો લોકો આબાદ થઈ મુસલમાનોના ત્રાસ અને કેરને ભૂલી પણ ગયા હતા.

## પ્રકરણ ૫ મું

### ગુલામ વંશ

૧. કુતુબુદ્દીન
૨. અલ્તમશ
૩. રઝીઆ બેગમ
૪. નાસરૂદ્દીન
૫. બલબન
૬. બલબનના ગુણ
૭. કૈકુબાદ

**૧. કુતુબુદ્દીન.**—શાહબુદ્દીનનો સુબો કુતુબુદ્દીન કેવી રીતે દિલ્હીનો

પાદશાહ થયો તે વાત પાછળ આવી ગઈ છે. એણે દિલ્હીની પાસે વિજયચિહ્ન તરીકે એક મિનારો બંધાવવા માંડયો, પણ તે અધુરો રહેવાથી અલ્તમસે તે કામ પુરૂં કર્યું તે હજુ ઉભો છે. તે ૨૫૦ ફુટ ઉંચો છે. તે દુનિયાની એક અદ્ભુત વસ્તુ ગણાય છે. એ સમયનું શિલ્પ કેવું હતું તેનો ખ્યાલ આપણને તે ઉપરથી થાય છે. લોકવાયકા એવી છે કે પોતાની દીકરી મહેલમાંથી જમનાજીનાં દર્શન કરી શકે તે માટે પૃથુરાજે તે બંધાવ્યો હતો, અને તેમાં સુધારો વધારો કરી કુતુબુદ્દીને પોતાના નામ ઉપરથી તેનું કુતુબમિનાર નામ પાડયું.



**કુતુબુદ્દીન.**

કુતુબુદ્દીને શાહબુદ્દીનના મરણ પછી દિલ્હીમાં સ્વતંત્ર રાજ્ય કરવા માંડયું અને મુસલમાની સલ્તનતનો કાયમનો પાયો નાખ્યો. કુતુબુદ્દીન પહેલાં શાહબુદ્દીનનો ગુલામ હતો. તેણે સારી તાલીમ લઈ પોતાની લાયકી ને હોશિયારીથી પાદશાહની પ્રીતિ અને વિશ્વાસ મેળવ્યાં. વફાદારી અને બાહોશીથી તે પ્રથમ સરદાર થયો હતો અને પછી દિલ્હીનો સુબો નિમાયો હતો. તેણે ચાર વરસના ટુંકા સમયમાં ગીજનીથી તે બંગાળા સુધીનો મુલક પોતાના કબજામાં આણ્યો હતો. કુતુબુદ્દીન તથા તેના વંશના કેટલાક સુલતાન પહેલાં ગુલામ હોવાથી તેનો વંશ ગુલામ વંશ કહેવાય છે. તેણે રાજ્યમાં સારો બંદોબસ્ત રાખ્યો હતો. તે ન્યાયી, બહાદુર અને ઉદાર હતો. ઈ. સ. ૧૨૧૦માં ઘોડાની રમત રમતાં પડી જવાથી તે મરણ પામ્યો. એટલે તેનો દીકરો આરામ પાદશાહ થયો, પણ તેનામાં દમ ન હોવાથી તેના બનેવી અલ્તમશે તેને મારીને ગાદી લીધી.

**૨. અલ્તમશ.**—નાનપણમાં તેની ચાલાકી અને રૂપ ઉપર-

થી કુતુબુદ્દીને તેને વેચાતો લીધો હતો. ધીમે ધીમે તેની બાહોશીથી તે તેનો માનીતો થયો, એટલે બાદશાહે તેને પોતાની દીકરી પરણાવી. અલ્તમશ પાદશાહ બહાદુર હતો. ગાદીએ બેઠા પછી થોડાંજ



કુતુબમિનાર.

વરસમાં ગીજનીનો પાદશાહ હિંદનું રાજ્ય મેળવવાને દિલ્હી ઉપર ચડી આવ્યો, પણ અલ્તમશે તેને હરાવીને પાછો કાઢ્યો ઇ. સ. ૧૨૧૫. વળી તેણે સિંધ, પંજાબ અને બંગાળાના સ્વતંત્ર થઈ ગએલા

સુબાઓને હરાવીને તેમનું રાજ્ય દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધું. પછી એણે રજપુતાનામાં આવેલા રણથંભોર અને માલવગઢના કિલ્લા કબજે કર્યા. એના વખતમાં જંઘિસખાં નામે બહાદુર પણ ક્રૂર મોગલ પાદશાહ કાબુલ જીતીને ખારીજમ (ખીવા) ના શાહજાદાની પાછળ પડી સિંધુ નદી સુધી આવ્યો, પણ ત્યાંથી તે આગળ નહિ વધતાં ઈરાન તરફ ગયો; એ ભરતખંડના લોકનાં નસીબ જાણવાં, કેમકે તે વખતે મોગલો મુસલમાન થયા નહોતા, તોપણ તેઓ ક્રૂર લુંટારા હતા. જંઘિસખાંના ડરથી મુક્ત થયા પછી અલ્તમશે લશ્કર જમાવીને માળવા ઉપર ચડાઈ કરી તે રાજ્ય જીતીને ત્યાંના પરમાર રાજ્યની આખર આણી. ઉજ્જનના મહાકાલીના મંદીરનો તેણે નાશ કર્યો ઈ. સ. ૧૨૩૧. એ સાલથી માળવા દિલ્હીના રાજ્યનો પ્રાંત થયો. કુતુબુદ્દીને ચણાવવા માંડેલો કુતુબમિનારો એણે પુરો કરાવ્યો. એ બાદશાહ ઈ. સ. ૧૨૩૬ માં ૨૫ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો, ત્યારે ગુજરાત, મેવાડ ને દક્ષિણ સિંધ સિવાયનો આખો ઉત્તર ભરતખંડ એના તાબામાં આવ્યો. આવી રીતે એણે ગુલામવંશની સત્તા દૃઢ કરી.

**૩. રઝીઆ બેગમ.**—૧૨૩૬–૩૯. અલ્તમશ પછી તેનો દીકરો ગાદીએ બેઠો. પણ તે દુરાચારી હોવાથી અમીર ઉમરાવોએ એજ સાલમાં તેને ઉઠાડીને એની બેન રઝીઆ બેગમને ગાદી આપી. મુસલમાનોના તખ્તે દિલ્હીની ગાદીએ માત્ર એજ બેગમ થઈ છે. એ ઘણી ખૂબસુરત, બહાદુર, ભણેલી ને દૃઢ મનની હતી. અલ્તમશ જ્યારે યુદ્ધમાં જતો ત્યારે રઝીઆ રાજ્યનો સારો બંદોબસ્ત રાખતી. તે બુરખા વગર દરબારમાં રાજકાજ કરતી, વળી પુરુષનો પોષાક પહેરી લડાઈમાં



**રઝીઆ બેગમ.**

મોખરે લડતી; પણ એક હબસી ગુલામ ઉપર તેની મહેરબાની થવાથી તેના ઉમરાવો ગુસ્સે થયા અને અલ્તુનીઆ નામના સુબાએ બંડ કરી હબસીને મારી નાખ્યો. પછી રઝીઆએ અલ્તુનીઆ જોડે લગ્ન કર્યું. તેઓએ દિલ્હી ઉપર ચડાઇ કરી તેમાં તેઓ માર્યા ગયાં. તેના સરદારોએ અલ્તમશના બીજા છોકરા બહેરામને ગાદી આપી. પણ બે વરસમાં તે મરાયાથી તેનો ભત્રીજો મસાઉદ પાદશાહ થયો ૧૨૪૧. એ પાદશાહની પણ સરદારોએ એવીજ વલે કરી તેના કાકા નાસરૂદ્દીનને ગાદી આપી ૧૨૪૬. બહેરામ ને મસાઉદના સમયમા મોગલોએ પંજાબ ને બંગાળા ઉપર સવારીઓ કરી પણ પઠાણોએ તેમને હરાવીને પાછા કાઢયા.

**૪. નાસરૂદ્દીન.**—નાસરૂદ્દીન બહુ ભલો ને સદ્ગુણી પાદશાહ હતો. તે એકજ બેગમ પરણ્યો હતો અને તેના હાથની રસોઈ તે જમતો. તે કુરાનની નકલ કરી તેના પૈસા વડે પોતાનું ગુજરાન ચલાવતો, ને કહેતો હતો કે સરકારી ખજાનામાંથી ખાનગી ખર્ચ કરવાનો મને હક નથી. તે પોતાનો બાકીનો વખત ખુદાની બંદગીમાં ને પુસ્તકો લખવામાં ગાળતો. તેના રાજ્યનો સઘળો કારભાર તેનો વિશ્વાસુ વઝીર બલબન ચલાવતો. તેના વખતમાં મોગલો પંજાબ ઉપર ચડી આવ્યા, તેમને ત્યાંના સુબા શેરખાંએ પાછા વાળ્યા તથા ગીજની જીતી લીધું. વળી સિંધ, મેવાડ ચંદેરી ને બુલંદખંડમાં રજપુતોએ બળવા કર્યા તે પણ બલબને સમાવ્યા. એના સમયમાં મોગલોના રાજા હોલાકુખાં તરફથી વકીલ આવ્યો હતો, તેને પાદશાહે બહુ માન આપ્યું. એ પાદશાહ ઇ. સ. ૧૨૬૫ માં અપુત્ર મરવાથી તેનો વઝીર બલબન પાદશાહ થયો.

**૫. બલબન.**—બલબનખાં પણ અલ્તમશનો ગુલામ હતો. તે પોતાની હોશિયારી ને બહાદુરી વડે વધીને પાદશાહ થયો. એ સમયે ઉમરાવો રાજ્યના ધણીરણી થઈ પડયા હતા. તેઓ મરજીમાં આવે તેને ગાદીએથી ઉઠાડતા ને મરજીમાં આવે તેને બેસાડતા. એણે પ્રથમ ઉમરાવોની સત્તા તોડી. તેણે બંડખોર અને ગુન્હેગાર ઉપર જુલમ કરી ત્રાસ બેસાડી રાજ્યનો બંદોબસ્ત કર્યો. દિલ્હીની દક્ષિણના

મેવાડ પ્રાંતના લોકો વારેવારે બળવો કરતા, તેમાંના એક લાખ માણસ મારી નાખી તેમનું મૂળ કાઢયું, તથા જે જંગલોમાં તેઓ ભરાઈ રહેતા તે જંગલો કપાવી નાખી વસ્તી થવા જોગ સપાટ મુલક બનાવ્યો. બંગાળાના સુબા તોગ્રલબેગે બળવો કર્યો તે સમાવવાને લશ્કર મોકલ્યું, પણ તેનો સરદાર હારીને પાછો આવ્યો; તેથી તેણે પંડે જઈને તોગ્રલને હરાવીને માર્યો, એટલુંજ નહિ પણ સરદારોમાં ત્રાસ બેસાડવા સારૂ પેલા હારીને નાસી આવનાર સરદારને ફાંસી દીધી ને બંગાળામાં પોતાના દીકરા બકારાખાનને તેણે સુબો ઠરાવ્યો. પંજાબના સુબા શેરખાંના મરણથી તેની જગાએ પોતાના વહાલા દીકરા મહમદને સુબો બનાવ્યો. મહમદે ઇરાની મોગલો જોડે બે વાર લડાઈ કરીને તેમને હરાવ્યા ને તેમણે દબાવેલો મુલક પાછો લીધો, પણ બીજી વારની લડાઈમાં મહમદ માર્યો ગયો. બાદશાહ આ સમયે ૮૦ વરસનો વૃદ્ધ થયો હતો, તેવામાં પોતાના બહાદુર અને વહાલા પુત્રના મરણના સમાચાર મળ્યા તેના શોકમાં તેણે પ્રાણ તજ્યા ઇ. સ. ૧૨૮૭.

**૬. બલબનના ગુણ.**—એ પાદશાહ બહુ બહાદુર પણ ઘણો ક્રૂર હતો. એણે હિંદુઓને ઉંચા ઓદ્ધાઓ ઉપરથી દૂર કર્યા. તેણે ઘણી સખ્તાઇથી રાજ્ય કર્યું, લોકો તેના ત્રાસથી બીતા. એનો મોટો દીકરો મહમદ વિદ્વાનોને આશ્રય આપનારો હતો. એના વખતમાં મધ્ય એશિઆમાંથી મોગલોના જુલમથી નાસી આવેલા પંદર પાદશાહો એના આશ્રયે રહ્યા હતા. તે પાદશાહોએ ખોએલાં રાજ્યો (બગદાદ, ખારીજમ ને ઘોર)નાં નામ દિલ્હીના મહોલ્લાઓને આપ્યાં હતાં.

**૭. કૈકુબાદ.**—બલબલને મરતી વખતે મહમદના દીકરા કૈખુશરૂને રાજ્ય આપવા ઠરાવ કર્યો હતો, પણ ઊગતા સૂર્યને પૂજનાર એના અમીરોએ બંગાળાના સુબા બકારાખાંના દીકરા કૈકુબાદને ગાદી આપી. એ પાદશાહ બદફેલીમાં પડવાથી તેનો કારભાર નાઝીમુદ્દીન નામે વઝીર કરવા લાગ્યો. એ વઝીરે મુસલમાન ન થએલા મોગલોને કાપી નાખ્યા તથા પાદશાહને તેના બાપ સાથે કજીઓ કરાવ્યો. કૈકુબાદ બકારાખાંની સામે લડવા ઊઠયો પણ ચતુર બકારાખાંએ

પોતાના દીકરાને પોતાના પક્ષમાં લઈ વજીરનો ઘાત કરાવ્યો. વળી પાછો કૈકુબાદ બદફેલીમાં પડયો, તેથી તેના નવા વજીર જલાલુદ્દીને તેને મરાવી નાખ્યો ને તે પોતે પાદશાહ થયો ઇ. સ. ૧૨૯૦.

---

## પ્રકરણ ૬ ઠું

## ખીલજી વંશ

| | |
|---|---|
| ૧. જલાલુદ્દીન | ૭. મોગલોની કતલ |
| ૨. અલ્લાઉદ્દીન | ૮. રજપુતોના બળવા |
| ૩. ગુજરાતની જીત | ૯. પાદશાહનું મરણ અને તેના ગુણ |
| ૪. રણથંભોરની જીત | ૧૦. મુબારક |
| ૫. ચિતોડગઢની જીત | ૧૧. ખીલજી વંશની આખર |
| ૬. દક્ષિણની જીત | |

**૧. જલાલુદ્દીન.**—જલાલુદ્દીન ગાદીએ બેઠો ત્યારે તેની ઉંમર ૭૦ વર્ષની હતી. તે જાતે ખીલજી પઠાણ હતો, માટે એના વંશજોને ખીલજી વંશના કહે છે. જો કે એ પોતાના પાદશાહને મારીને ગાદીએ બેઠો હતો, તોપણ બાદશાહ થયા પછી એણે એના દુશ્મનો ઉપર દયા કરી. તે એટલો તો દયાળુ અને ઉદાર હતો કે ગુન્હેગારને પણ છોડી દેતો. પણ એવી અયોગ્ય દયાનું ફળ સારૂં થયું નહિ. રાજ્યમાં ખૂન, ચોરી ને લૂંટ વધી પડયાં. બલબનનો ભત્રીજો કરાનો સુબો હતો તેણે બંડ કર્યું. પાદશાહે તેને હરાવી મુલતાનની સુબાગીરી ઉપર નીમ્યો. એના વખતમાં મોગલો પંજાબ ઉપર ચડી આવ્યા તેમને તેણે હરાવ્યા; પણ તેમના પર ક્રૂરતા ન કરતાં સલાહ કરી તેથી ૩,૦૦૦ મોગલો તેની ચાકરીમાં રહ્યા ને મુસલમાન થયા ઇ. સ. ૧૨૯૨. તેમને રહેવાને દિલ્હીમાં જગા આપી તે મોગલપરાને નામે હજુ પણ જાણીતી છે. જલાલુદ્દીનનો ભત્રીજો અલ્લાઉદ્દીન પ્રયાગની પાસે કરાનો સુબો હતો. તે તેને બહુ વહાલો હતો. જલાલુદ્દીને તેની સાથે પોતાની દીકરી પરણાવી હતી. અલ્લાઉદ્દીન બહુ બહાદુર, છાતીધડો અને પરાક્રમી હતો; પણ તે જુલમી

ને ક્રૂર હતો. વળી તે રાજ્યલોભી હતો.ગમે તેવી યુક્તિપ્રયુક્તિથી તે પોતાની મુરાદ બર લાવતો. તેણે ૮,૦૦૦ ઘોડે સવારો લઈ વિંધ્યાચળની દક્ષિણમાં સવારી કરી. નર્મદા પાર દક્ષિણ દેશ ઉપર સવારી કરનાર આ પહેલો મુસલમાન સરદાર હતો. અલ્લાઉદ્દીને જાહેર કર્યું કે હું પાદશાહની નોકરી છોડી રાજારામદેવને ત્યાં નોકર રહેવા જાઉં છું. આ બનાવટી વાતથી રજપુતોએ એને અટકાવ્યો કે હેરાન કર્યો નહિ. એવી છેતરપિંડી કરીને એણે મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિ ઉપર છાપો માર્યો. રાજારામદેવ દોલતાબાદના કિલ્લામાં ભરાઈ ગયો. અલ્લાઉદ્દીને જાહેર કર્યું કે આખી પાદશાહી ફોજ પાછળ આવે છે, હું તો તેની હરોલનો ભાગ લઈ આવ્યો છું. રજપુતો આથી ડર્યા અને સામા થયા નહિ. તેથી અલ્લાઉદ્દીન પુષ્કળ લૂંટ લઈ પાછો ગયો. ઘરડો જલાલુદ્દીન પોતાના ભત્રીજાની ફીકરમાં હતો. અલ્લાઉદ્દીને દિલ્હીથી થોડે દૂર મુકામ કરી પાદશાહને મળવા કેહવરાવ્યું. એના સરદારોએ એને ચેતાવ્યો કે અલ્લાઉદ્દીનની ઇચ્છા રાજ્ય મેળવવાની છે, માટે તેને મળવા ન જવું, પણ પાદશાહે તે ગણકાર્યું નહિ. તે જેવો અલ્લાઉદ્દીનને ભેટવા જાય છે તેવોજ ખૂની અલ્લાઉદ્દીને તેનો ઘાત કરાવ્યો ઇ. સ. ૧૨૯૫. દેવગિરિથી આણેલી લૂંટ વડે લશ્કર તથા ઉમરાવોને રાજી કરી તે પાદશાહ થયો. ગાદીએ બેઠા પછી રાજ્યનો દાવો કરનાર માજી પાદશાહના પુત્રો તથા બીજા સગાઓ અને વફાદાર અમલદારોની તેણે કતલ કરી. જલાલુદ્દીન દયાળુ હતો છતાં સ્વાર્થને લીધે એણે બે ખૂન કર્યાં હતાં. કૈકુબાદને મરાવી ગાદી લીધી તે પ્રથમ ખૂન. એના બીજા ખૂનની વાત આ પ્રમાણે છે. સીદી મૌલા કરીને એક ફકીર ઘણું ધર્મદાન કરતો હતો. તેની પાસે પારસમણી છે એવું સાંભળ્યા ઉપરથી તે લેવાને તેને મરાવ્યો. તે પછી વાવંટોળ થયો, તેનો વડો પુત્ર મુઓ, વરસાદ ન થયો, અને એવા સખત દુકાળ પડયા કે ઘણા હિંદુઓ જમનામાં ભૂખમરાને લીધે ડૂબી મુઆ. થોડી મુદતમાં પાદશાહ પણ મરાયો. આ અનર્થ ફકીરે મરતી વખતે દીધેલા શાપથી થયો એમ માનવા લાગ્યા.

**૨. અલ્લાઉદ્દીન.**—પઠાણ પાદશાહોના વારામાં મુખ્યત્વે કરીને ચાર બનાવ બનતા. ૧. જેનું બળ હોય તે સામાને મારીને પાદશાહ થાય; ૨. બંડીઆ રજપુત રાજાઓ ને મુસલમાન સુબાઓના બળવા; ૩. વાયવ્યકોણના ઘાટોને માર્ગે મોગલોની સવારીઓ; ૪. સ્વતંત્ર રજપુત રાજ્યો જીતવાને સવારીઓ. એ બધા બનાવોમાં મારામારી અને કાપાકાપી ઘણી થતી, ને લૂંટફાટથી રૈયત હેરાન થઈ પાયમાલ થતી.



અલ્લાઉદ્દીન

**૩. ગુજરાતની જીત.**—૧૨૯૭. આ વખતે ગુજરાતમાં કરણ-ઘેલો રાજ્ય કરતો હતો. તે તેના પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરીને જોર જુલમથી લઈ ગયો તેથી માધવે ક્રોધે ભરાઈ અલાઉદ્દીનને ગુજ-રાત જીતવા બોલાવ્યો. તેણે અલફ્ખાનને મોટા લશ્કર સાથે ગુજરાત જીતવા મોકલ્યો. રજપુતો અને મુસલમાનો વચ્ચે ભારે યુદ્ધ થયું, પણ કરણ હાર્યો અને નાસીને બાગલાણના ડુંગરમાં ભરાયો, અને દેવગિરિના રાજાનો આશ્રય લીધો. તેની રાણી કૌંલાદેવી અલ્લાઉદ્દીનની બેગમ થઈ. હવે આખો ગુજરાત મુસલમાની સત્તા નીચે આવ્યો.

**૪. રણથંભોરની જીત.**—ઇ. સ. ૧૩૦૦ માં પાદશાહે રણ-થંભોરને ઘેરો ઘાલ્યો. એ ગઢ ઘણો મજબુત હોઈ રજપુતોના તાબામાં હતો. પાદશાહે ઘેરો ઘાલી એ ગઢ કાવાદાવાથી લીધો. એવામાં જે રીતે જલાલુદ્દીનને મારી એણે રાજ્ય લીધું હતું, તે રીતે રાજ્ય મેળવવાને એના ત્રણ ભત્રીજાઓએ યત્ન કર્યો પણ તેમાં તેઓ ફાવ્યા નહિ અને માર્યા ગયા.

**૫. ચિતોડગઢની જીત.**--ચિતોડના રાણા લક્ષ્મણસિંહના

કાકા ભીમસિંહની રાણી પદ્મિની ઘણી ખૂબસુરત હતી. તેની ખ્યાતિ સાંભળી તેને લેવાને અલ્લાઉદ્દીને ચિતોડ ઉપર ચડાઇ કરી, પણ રજપુતો ઘણા બહાદુરીથી લડયા. આખરે તેણે પદ્મિનીનું મોં આરસામાં જોવું એવું નક્કી કર્યું. અલ્લાઉદ્દીને થોડા સૈનિકો સાથે જઈ ઠરાવ મુજબ પદ્મિનીનો સુંદર ચહેરો જોયો. પાછા જતી વખતે ભીમસિંહ મુસલમાન છાવણી સુધી પાદશાહને વળાવવા ગયો ત્યાં તેને દગાથી કેદ કર્યો. હવે અલ્લાઉદ્દીને કહેવરાવ્યું કે જો પદ્મિનીને આપવામાં આવે તો હું ભીમસિંહને છુટો કરીશ. પદ્મિની છુપા યોદ્ધાઓ લઈને પાદશાહની છાવણીમાં ગઈ અને યુક્તિથી ભીમસિંહ અને પદ્મિની નાસીને ચિતોડગઢમાં ભરાયાં. જ્યારે પાદશાહના લશ્કરને રજપુતોએ હંફાવ્યું, ત્યારે નિરાશ થઇને તે પાછો ગયો. બીજે વરસે મોટું લશ્કર લઈ પાદશાહ ચિતોડ આવ્યો. રજપુતો ઘણી બહાદુરીથી કેસરીઆં કરી લડયા, પણ તેઓ હાર્યાં. પદ્મિની અને બીજી રજપુત વીરાંગનાઓ ચિતા ખડકી બળી મુઈ. અલ્લાઉદ્દીનને પદ્મિની વગરનું ચિતોડ મળવાથી તેણે તે બાળી નાખ્યું અને ૩૦,૦૦૦ રજપુતોની કતલ કરી. તેવી રીતે ઇ. સ. ૧૩૦૩માં જેસલમેર જીતી લીધું અને માળવા પણ તાબે કર્યું.

૬. **દક્ષિણની જીત.**—ગુજરાત અને માળવા તાબે કરીને તેણે દક્ષિણનાં રાજ્યો જીતવા તૈયારી કરી. અલ્લાઉદ્દીનની માનીતી બેગમ કૌલાદેવીએ પોતાની દીકરી દેવળદેવી જે બાગલાણમાં તેના બાપ સાથે રહેતી હતી તેને દિલ્હી લાવવા આગ્રહ કર્યો, વળી દેવગિરિનો રાજા રામદેવ ખંડણી ભરતો નહોતો તથા કરણને મદદ કરતો હતો, તેથી અલ્લાઉદ્દીને મોટી ફોજ સાથે મલેક કાફુરને દક્ષિણમાં મોકલ્યો ઇ. સ. ૧૩૦૬. ગુજરાત જીત્યું ત્યારે ખંભાતથી કાફુર નામે ખૂબસુરત ગુલામ મળ્યો હતો. તેના ઉપર પાદશાહની પ્રીતિ થવાથી તે ઉંચી પાયરીએ ચડયો હતો. કાફુરે પ્રથમ દેવગિરિના રાજા રામદેવ ઉપર સવારી કરી તેને પકડીને દિલ્હી આણ્યો. પાદશાહે રાજી થઈને તેને ખંડીઓ રાજા બનાવ્યો. દેવળદેવી રામદેવના પુત્ર શંકરદેવ સાથે પરણવાની તૈયારીમાં હતી, તેવામાં તે કાફુરના હાથમાં પકડાઈ. તેને

દિલ્હી મોકલવામાં આવી ત્યાં તેનું લગ્ન શાહજાદા ખીજરખાન જોડે કરવામાં આવ્યું. પછી કાફુરે તેલંગણ ઉપર સવારી કરી મહાં પરાક્રમે તેલંગણની રાજધાની વરંગુળ જીત્યું, ને એ રાજ્ય પણ ખંડીઉં બનાવ્યું ઇ. સ. ૧૩૦૯. આગળ જતાં ઇ. સ. ૧૩૧૨ સુધીમાં કાફુરે બીજી સવારીઓ કરીને મહારાષ્ટ્ર, કર્ણાટક, મ્હેસુર ને મલબાર, એ સઘળા દેશો જીતી સેતુબંધ રામેશ્વરમાં મસીદ બંધાવી. રામદેવના પુત્ર શંકરદેવે ખંડણી નહિ આપવાથી તેને મારીને તેનું રાજ્ય દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધું. તે અઢળક ખજાનો લઈ દિલ્હી ગયો, તથા વિજયના ચિહ્ન તરીકે તેણે આખા દક્ષિણ દેશ ઉપર દિલ્હીના પાદશાહની આણ ફેરવી. દિલ્હીના આગલા કોઈ પણ પાદશાહની સત્તા દક્ષિણમાં એટલે લગી જામી નહોતી.

**૭. મોગલોની કતલ.**—ગીજનીના ઘોર, ગુલામ ને ખીલજી વંશના પઠાણ, તથા તુર્ક મુસલમાનો, અને મોગલ, એ રીતે મધ્ય એશિઆમાંથી ત્રણ ટોળાં ભરતખંડના ઉત્તર ભાગમાં આવ્યાં. તેથી ત્યાં મુસલમાનની વસ્તી બહુ થઈ. મોગલો પ્રથમ તો પંજાબ જીતવાને આવ્યા હતા, પણ તે નહિ જીતાવાથી દિલ્હીના પાદશાહની નોકરીમાં રહ્યા. ગુલામવંશના વારામાં એ મોગલ સિપાઈઓ બળવાન થવાથી ઇ. સ. ૧૨૮૬માં તેમની કતલ કરાવી હતી. એ મોગલોમાંના ત્રણ હજાર પ્રથમ ઇ. સ. ૧૨૯૨માં મુસલમાન થયા. આગળ જતાં મોગલોની વસ્તી વધી પડી ને તેઓ દગો કરવા લાગ્યા, ત્યારે ઇ. સ. ૧૩૧૧માં અલ્લાઉદ્દીને પંદર હજાર મોગલોને કપાવી નંખાવ્યા.

**૮. રજપુતોના બળવા.**—અલ્લાઉદ્દીનના સમયમાં તુર્ક, પઠાણ ને મોગલ લશ્કરની ખૂબ ભરતી થવાથી તે દક્ષિણ ભરતખંડ જીતવા સમર્થ થયો, આ ઉપરથી તેનાં શૌર્ય અને રાજકુનેહ જણાય છે. તે એક મહાન વિજેતા ગણી શકાય. તેણે દક્ષિણમાં મુસલમાની સત્તા જમાવવાનો રસ્તો સરળ કરી આપ્યો. જેટલી ઝડપથી તેણે મુલકો જીત્યા હતા તેટલીજ ઝડપથી તે સ્વતંત્ર થયા. રજપુતો નિરાશ થયા નહોતા. ગુજરાતના રજપુતોએ બંડ કર્યું ને રાણા હમીરે ચિતોડ પાછું લીધું, તથા દક્ષિણમાં રામદેવના જમાઈ હરપાળે બંડ કરીને મુસલમાન કિલ્લે-

દારોને કાઢી મૂક્યા. આ બનાવથી ગુસ્સે થઈ તેણે તેના બે દીકરાને કેદ કર્યા, અને દારૂના નિશામાં પોતાના ભાઈ અને બહાદુર સરદાર અલ્ફખાનનું ખૂન કરાવ્યું તેથી ઘણે ઠેકાણે બંડ થયાં. તેને મલેક કાફુર સિવાય બીજા ઉપર વિશ્વાસ નહોતો, પણ પાદશાહ થવાના લોભમાં કાફુરે એને ઝેર દઈ મારી નાખ્યો ઇ. સ. ૧૩૧૫.

**૯. અલ્લાઉદ્દીનનું મરણ અને તેના ગુણ.**–તે પરાક્રમી, સાહસિક અને કાબેલ હતો. તે હિંદ છોડી દક્ષિણમાં લશ્કર લઈ ગયો નહિ તે તેની દીર્ઘદષ્ટિ બતાવે છે. તે ધર્માંધ, ઝનુની, અને ક્રૂર હતો તેથી તે 'અલ્લાઉદ્દીન ખૂની' તરીકે પ્રસિદ્ધ છે. તેણે લગભગ આખું હિંદ જીત્યું. તેને લોકો **બીજો સિકંદર** કહેતા હતા. તે કપટી અને કડક હતો. તેની રાજ્યવ્યવસ્થા ઘણીજ સખત અને કાયદા આપખુદ અને ત્રાસદાયક હતા. તેણે હિંદુઓને નોકરીમાંથી દૂર કર્યા, તેમને હાથી તથા ઘોડા ઉપર બેસવાની, હથિયાર રાખવાની અને કીમતી પોષાક પહેરવાની મનાઈ કરી. રૈયતને દારૂ પીવાની તેણે મનાઈ કરી હતી. તેની ધાકથી લુંટારા અને ચોરોનો ભય નાબુદ થયો. પાદશાહની રજા સિવાય અમીરો અરસ-પરસ મળી શકતા નહિ. સરદારોની સત્તા તોડી તેણે લશ્કરનો સારો બંદોબસ્ત કર્યો. દરેક સિપાઈને તે જાતે પસંદ કરતો અને રોકડ પગાર આપતો. આ પ્રમાણે તેની રાજ્યપદ્ધતિ હતી.

**૧૦. મુબારક.**—કાફુરે અલ્લાઉદ્દીનના દીકરા ઉમરને ગાદીએ બેસાડયો ને પોતે રાજ્ય કરવા લાગ્યો, તથા ઉમરના બે ભાઇઓની આંખો ફોડી ને ત્રીજા મુબારકને મારવાને મારા મોકલ્યા. મારાને પોતાનાં ઘરેણાંગાંઠાં આપી મુબારક ઉગર્યો. આ વાત ઉમરાવોના જાણવામાં આવ્યાથી તેમણે કાફુરને માર્યો ને મુબારકને ગાદી આપી. મુબારક બહુ દુષ્ટ ને રંડીબાજ હતો. એણે મહારાષ્ટ્રના રાજા હરપાળની જીવતાં ચામડી ઉતરાવી મરાવી નાખ્યો. એનો કારભાર ખુશરૂખાં નામે મુસલમાન થએલો ઢેડ કરતો હતો. એ ખુશરૂએ મલબાર સુધી સવારી કરીને મુલક લૂંટયો. મુબારક સઘળો કારભાર ખુશરૂને સોંપી

પોતે દુરાચારમાં મશગુલ રહેતો. મુબારકને મારી ખુશરૂ રાજ્યનો ધણી થયો ઇ. સ. ૧૩૨૦.

**૧૧ ખીલજીવંશની આખર.**—ખુશરૂએ ખીલજીવંશના કોઈ પણ બાળકને જીવતો રહેવા દીધો નહિ. એ અંતઃકરણથી મુસલમાન થયો નહોતો તેથી પાદશાહ થયા પછી મસીદોમાં મૂર્તિઓ ગોઠવીને પોતે કુરાન ઉપર બેસવા લાગ્યો. એણે દિલ્હીમાં ફરીથી હિંદુ સત્તા સ્થાપવા મહેનત કરી, પણ એ ઢેડ હોવાથી રજપુતો એના પક્ષમાં આવ્યા નહિ અને તેમણે સારી તક ગુમાવી. જાતિબંધન તથા જાતિઅભિમાને આર્યોનું એકત્ર બળ થતું અટકાવ્યું. એ ભ્રષ્ટ મુસલમાન સામા સઘળા મુસલમાનો ઉઠયા. તેવામાં પંજાબના સુબા ગાજીખાં તઘલખે ખુશરૂને હરાવી માર્યો ને દિલ્હીનું રાજ્ય જીત્યું ઇ. સ. ૧૩૨૦. એ રીતે ખીલજી વંશની આખર આવી.

---

## પ્રકરણ ૭ મું

## તઘલખ વંશ ઇ. સ. ૧૩૨૦ થી ૧૪૧૨

| | |
|---|---|
| ૧. ગ્યાસુદ્દીન | ૬. લોકોપયોગી કામ |
| ૨. મહમદ | ૭. મહમદ |
| ૩. સ્વતંત્ર રાજ્યોની સ્થાપના | ૮. સ્વતંત્ર રાજ્ય |
| ૪. પાદશાહનાં ગાંડાઇનાં કામ | ૯. તૈમુરની સ્વારી |
| ૫. ફીરોજશાહ | |

**૧. ગ્યાસુદ્દીન.**—તે અલ્લાઉદ્દીનના વખતમાં પંજાબનો સુબો હતો. રાજ્ય જીત્યા પછી ગાજીખાંએ ( ગ્યાસુદ્દીને ) બધા લોકોને ભેગા કરીને રાજકૂળના યોગ્ય પુરુષને ગાદી આપવા કહ્યું, પણ સર્વેએ એકે અવાજે તેને પાદશાહ ઠરાવ્યો. તે ભલો અને ડાહ્યો પાદશાહ હતો. તેણે કર ઘટાડી ખેડુતોને કેટલોક ફાયદો કર્યો. એના મોટા દીકરા મહમ્મદે દક્ષિણમાં તેલંગણ ઉપર સવારી કરી હતી, તેમાં તે નહિ ફાવવાથી પાદશાહ જાતે મોટા લશ્કર સાથે ત્યાં ગયો, ને વરંગુલ-

ના રાજાને ખંડીઓ બનાવ્યો. તે વખતે બંગાળામાં બકરાખાન સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો, તેને પોતાની સત્તા નીચે આણ્યો. બંગાળામાંથી જીત કરીને હર્ષભેર પાછો આવતો હતો ત્યારે મહમદે વિજયની ખુશાલીમાં લાકડાના માંડવામાં મીજબાની આપી. પછી બહાર નીકળતાં માંડવો એકદમ તૂટી પડવાથી પાદશાહ તેની નીચે ચગદાઈ મુઓ. ગ્યાસુદ્દીન દિલ્હીની નજીક તઘલખાબાદ નામે એક મઢી બંધાવી ત્યાં રહેતો હતો. ગ્યાસુદ્દીનના મુઆથી ઇ. સ. ૧૩૨૫ માં તેનો દીકરો મહમદ રાજા થયો. એને જુમાખાં પણ કહે છે.

૨. **મહમદ** (તરંગી).—એના વખતમાં મોગલો પંજાબ ઉપર ચડી આવ્યા તેમને તેણે ધન આપીને પાછા કાઢ્યા. એ પાદશાહ લડાઈમાં શૂરો અને વિદ્વાન હતો. તે અરબી અને ફારસી ભાષા સારી પેઠે જાણતો. વૈદક, ગણિત અને તર્ક વગેરેનું તથા વિજ્ઞાનનું તેને સારૂં જ્ઞાન હતું. તે ઉદાર, વિદ્યાવિલાસી અને ઇશ્વરભક્ત હતો. તેનાં અવિચારી અને નિર્દય કામોને લીધે રૈયતને ઘણું સહન કરવું પડ્યું, તેથી પ્રજા અને રાજા બંનેની પાયમાલી થઈ. તે અવિચારી ને તરંગી હતો. એના વખતમાં મહારાષ્ટ્ર ને તૈલંગણ ખાલસા કર્યાથી બધા પઠાણ પાદશાહો કરતાં એના રાજ્યની હદ વધારે થઈ; પણ અવિચાર, ઘેલછા ને ક્રૂરપણાથી રાજ્યમાં હિંદુમુસલમાનોએ બળવા કર્યા ને તેઓ સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યા. એના જુલમથી પ્રજા નાસી જવા લાગી. કનોજ વગેરે ઠેકાણે ઘેરો ઘાલી હજારો માણસોને તેણે મારી નાખ્યા. વળી એણે મનુષ્યોનો શિકાર કરવાની યુક્તિ કરીને ક્રૂરતાની હદ વાળી. લશ્કર વડે ગોળ ચક્રાવો નાનો કરતાં કરતાં છેવટે તેમાં જે માણસો ઘેરાય તેનો તે શિકાર કરાવતો. માળવા અને પંજાબમાં બંડ થયાં તે એણે સમાવ્યાં.

૩. **સ્વતંત્ર રાજ્યોની સ્થાપના**—બંગાળામાં એક ફકરૂદ્દીન નામે સરદારે બળવો કરી તે સ્વતંત્ર કર્યું ઇ. સ. ૧૩૯૯. ઇ. સ. ૧૩૪૦–૪૧માં અયોધ્યાનો સુબો સુલતાનની સામે થયો તેને સખત શિક્ષા કરી દાબી દીધો. પછી સિંધમાં બંડ થયું તેને ઈ. સ. ૧૩૪૨

માં શાંત કર્યું. કર્ણાટકના બલ્લાળ રાજાએ તુંગભદ્રાને કાંઠે વિજય-નગરમાં એક જોરાવર હિંદુ રાજ્ય સ્થાપ્યું, તથા તૈલંગણના રાજાએ વરંગુળમાંથી મુસલમાની લશ્કર હાંકી કાઢીને ત્યાં રજપુત રાજ્યની પુનઃસ્થાપના કરી ઇ. સ. ૧૩૪૪. દિલ્હીમાં ગંગુનામે એક બ્રાહ્મણ જોષીને ત્યાં જાફરખાં નામે ગુલામ હતો, તે આગળ જતાં પાદશાહ થશે એવું ભવિષ્ય કહીને તેને તે બ્રાહ્મણે છોડી દીધો. જાફરખાં છૂટો થઈને દક્ષિણમાં ગયો, ને ત્યાં તેણે જુમાખાંના વખતમાં તેના જુલમ-થી કંટાળી બળવો કર્યો ને ગુલબર્ગેમાં મુસલમાની સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૧૩૪૭. પોતાને ગુલામગીરીમાંથી મુક્ત કરી સારૂં ભવિષ્ય ભાખનાર બ્રાહ્મણનું નામ રાખવાને તેણે પોતાના રાજ્યનું નામ બ્રાહ્મણી રાજ્ય પાડ્યું, તથા તે બ્રાહ્મણને બોલાવીને પોતાનો ખજાનચી નીમ્યો. ગુજરાતમાં તથા માળવામાં બીજા બળવા થયા તે સમાવવાને પાદશાહ ગુજરાતમાં આવ્યો, ને સુરત તથા ખંભાત લૂંટીને બળવાખોરોને ગોંડળ આગળ હરાવ્યા. ત્યાંથી બળવાખોરો સિંધમાં નાઠા, પાદશાહ તેમની પછવાડે ગયો, પણ માંદો પડી ઠઠ્ઠામાં મરણ પામ્યો ઇ. સ. ૧૩૫૧.

**૪. પાદશાહનાં ગાંડાઈનાં કામ.**—એ પાદશાહ ગાંડો ને અવિચારી હતો. તેથી પ્રજાને ઘણું નુકસાન થયું. મોગલોને પૈસા આપ્યાથી ખજાનો ખાલી થયો; તેવામાં ચીન ને ઇરાન જીતવાનો તેને તરંગ આવ્યો. પોતાના રાજ્યમાં ઊઠેલા બળવા તો સમ્યા નહોતા, ને એક પછી એક સ્વતંત્ર રાજ્યો થઈ પ્રાંતો છૂટા પડતા હતા, તોપણ એક લાખની ફોજ તૈયાર કરી તેને હિમાલયને માર્ગે ચીન ઉપર મોકલી. હજારો માણસો ભૂખમરાથી અને વરસાદ તથા ઠંડીથી મરણ પામ્યા. ચીના લોકે તેમને હરાવી નસાડ્યા, તથા પાછળ પડી તેમનો નાશ કર્યો. બીજી એક ફોજને ઇરાન ઉપર જવા તૈયાર કરી, પણ ખજાનો ખાલી થવાથી તે ફોજને ઇરાન ઉપર નહિ મોકલતાં રજા આપી. એ ફોજે દેશમાં પ્રસરીને રૈયતને લૂંટી હેરાન કરી ને મુલકનું સત્યાનાશ વાળ્યું. આ પ્રમાણે ખાલી થએલો ખજાનો ભરવાને એણે

રૈયત ઉપર નવી જમાબંધી કરી દસથી વીસ ગણો કર વધારી મૂકયો; તેથી જમીન ખેડાયા વગર પડતર રહી ને ખેડુતો જંગલમાં નાસી ગયા; ત્યાં જંગલી પશુ માફક તેમનો શિકાર કરાવ્યો. વળી ખજાનો ભરવાને રૂપાને બદલે તાંબાપિત્તળનું નાણું ચલાવવાનો ઠરાવ કર્યો; પણ તે પરદેશીઓએ લીધું નહિ તેથી આંટ ઘટી અને લેવડદેવડ બંધ થવાથી વેપારરોજગાર બંધ પડયો. લોકોએ તાંબાપિત્તળના સિક્કા પાડી સરકારી તિજોરીમાં આપ્યા. તેના જુલમથી રાજ્યમાં એ નાણું ચાલ્યું, તેથી પરદેશીઓ સસ્તી કિંમતે હિંદી ચીજો લેતા અને તેમના માલ ઉપર નફો લેતા. દક્ષિણનાં રાજ્યોની બરાબર વ્યવસ્થા કરવાને તેણે દેવગિરિ શહેર પસંદ કર્યું, અને ત્યાં રાજધાની કરવાનો વિચાર કરી દિલ્હીના લોકોને ત્યાં જઇ વસવા હુકમ કર્યો. રૈયતને અનેક દુઃખ વેઠવાં પડયાં અને ૭૮૦ માઇલનો માર્ગ કાપી તેમને દોલતાબાદ જવું પડયું. પછી ત્યાં પહોંચતાંજ તેણે દિલ્હી જવા હુકમ કર્યો તેથી પ્રજાને મહા આપદા પડી, અને હજારો માણસો મરણ પામ્યાં. દક્ષિણની મુસાફરીમાં તેનો એક દાંત પડી ગયો, તેના ઉપર તેણે પુષ્કળ પૈસા ખર્ચી સુશોભિત કબર બંધાવી. આવાં બધાં કામથી તે ઇતિહાસમાં અહમદ ગાંડા તરીકે ઓળખાય છે; પણ તે મૂર્ખ નહોતો, તે તરંગી હોવાથી આવાં અવિચારી કામ કરતો.

**૫. ફીરોજશાહ.**—મહમદ પછી તેનો કાકાનો દીકરો ફીરોજશાહ તેની ગાદીએ બેઠો. તેની મા રજપુતાણી હતી. એણે સિંધનો બળવો સમાવ્યો ઇ. સ. ૧૩૫૩, અને બંગાળાની ને બ્રાહ્મણી રાજ્યોની સ્વતંત્રતા કબુલ કરી ઇ. સ. ૧૩૫૬. આગળ જતાં ગુજરાતમા બળવો થયો, તે સમાવવાને પાદશાહે ગુજરાત ઉપર ઇ. સ. ૧૩૭૨માં સવારી કરી, પણ તે બરાબર સમ્યો નહિ. તેનામાં લડાયક વૃત્તિ ઓછી હોવાથી દિલ્હીના રાજ્યના કડકા થઈ ગયા. તેના તાબામાં ફક્ત પંજાબ અને દિલ્હીની આસપાસનો મુલક હતો.

**૬. લોકોપયોગી કામ.**—એ પાદશાહ બહુ પરોપકારી, અને દયાળુ હતો. એના હાથ નીચે તૈલંગણના બે હિંદુ વજીર હતા. તેમની

સલાહથી એણે ખેડુતો ઉપરના કર ઓછા કર્યા. વસુલાત બાકી રહે તો તે બાકી રાખવાના ઠરાવ કરી ખેડુતો ઉપરનો જુલમ બંધ કર્યો. ગરીબ ખેડુતને મદદ કરવા તગાવી આપવા માંડી. મુસલમાની રાજ્યમાં રિબાવી રિબાવીને મારવાની, હાથ, નાક, કાન કાપવાની વગેરે જે ક્રૂર સજા થતી તે બંધ પાડી, તથા દેહાંતદંડ પણ જેમ બને તેમ થોડો કરવાનો ઠરાવ કર્યો. એણે ખેતીના ઉપયોગમાં આવે એવા બંધ બંધાવ્યાં, તળાવો ખોદાવ્યાં, નહેરો કરાવી, ને મુસાફરો માટે પૂલ તથા ધર્મશાળા બંધાવી; વળી રસ્તા ને હમામખાનાં બંધાવ્યાં. નિશાળો તથા દવાખાનાં જેવાં બધાં મળીને ૮૪૫ લોકોપયોગી કામો તેણે કર્યા હતાં. એણે બંધાવેલી નહેરોમાંની જમના નદીથી સતલજ નદી સુધી ખોદાવેલી નહેર હજુ છે, અને તે અંગ્રેજ સરકારે સમી કરાવી છે. તે સિવાય તેણે બીજી નહેરો પણ ખોદાવી હતી. નહેર વડે ખેતી સુધારવાની યોજના કરનાર તે પહેલો પાદશાહ હતો. તે લોકકલ્યાણ માટે ઘણી મહેનત કરતો પણ ધર્માંધ હતો. હિંદુઓ ઉપર તેણે ઘણો જુલમ ગુજાર્યો. બ્રાહ્મણો ઉપર જજીઆવેરો નાખ્યો તથા ઘણા બ્રાહ્મણોની તેણે કતલ કરાવી અને હિંદુઓનાં મંદિરો તોડી તેણે મસીદો બંધાવી, મુસલમાનો તરફ તે ઉદાર અને માયાળુ હતો. એ ભલો પાદશાહ ૯૦ વરસની વયે ૩૭ વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૩૮૮માં મરણ પામ્યો.

**૭. મહમદ.**—ફીરોજશાહ પછી તેનો પૌત્ર ગ્યાસુદ્દીન પાદશાહ થયો, પણ પાંચ માસમાં તે મરાયાથી અબુબક્કર ગાદીએ બેઠો. એક વરસમાં તે પણ મરાયાથી નાસિરૂદ્દીન પાદશાહ થયો ઇ. સ. ૧૩૯૦. એણે ચાર વરસ રાજ્ય કર્યું. તેના પછી ઇ. સ. ૧૩૯૪ માં તેનો ભાઈ મહમદ તખ્તનશીન થયો.

**૮. સ્વતંત્ર રાજ્ય.**—મહમદ નાનો હોવાથી તથા રાજ્યમાં અવ્યવસ્થા હોવાથી બંગાળા, ગુજરાત, જુવાનપુર, માળવા ને ખાનદેશમાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય થયાં અને દિલ્હીનું રાજ્ય પડી ભાગ્યું.

**૯. તૈમુરની સવારી.**—તૈમુર પરાક્રમી જંઘિઝખાનના વંશનો હતો. તે મોગલ જાતનો હતો. તેણે સાહસ અને બહાદુરીથી તેના તાતાર રાજ્યનો

ઘણો વિસ્તાર કર્યો હતો. તેની રાજધાની સમરકંદ હતી. તે એક પગે લંગડો હોવાથી તે તૈમુરલંગ કહેવાય છે. તેણે ઇરાન અને અફઘાનિસ્તાન જીતી હિંદ ઉપર ચડાઈ કરી ઇ. સ. ૧૩૯૮. મુલ-તાન અને પંજાબ લઈ તેણે દિલ્હી ઉપર સવારી કરી. માર્ગમાં શહેરો બાળતો, લૂંટતો, નાશ કરતો અને રૈયતની કતલ કરતો તે દિલ્હી આવ્યો તેણે દિલ્હી આવતાં દસ હજાર કેદી-ઓની કતલ કરી. મહમદ ગુજરાતમાં નાસી ગયો, ને તૈમુરે દિલ્હીમાં પાદ-શાહપદ ધારણ કર્યું. દિલ્હીના લોકો સાથે તકરાર થવાથી તૈમુરે બે દિવસ સુધી લોકોની કતલ કરી અને શહેર લૂંટીને બાળી મૂકયું. હજારો માણસો-ને કેદ કર્યાં તથા અનેક શહેર લૂંટી અને પાયમાલ કરીને પંજાબમાં ખીજરખાન સૈયદને સુબો નીમી તે સમરકંદ ગયો. તેણે હિંદમાંથી અખૂટ દોલત લીધી હતી. હોશિયાર કારીગરોને તે સાથે લઈ ગયો હતો, તેમણે ભવ્ય ઇમારતોથી સમરકંદ સુશોભિત કર્યું.



તૈમુર

એની સવારીથી દિલ્હીની સલ્તનત ભાગી પડી. બંડખોર સરદારોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. હવે માત્ર દિલ્હી અને તેની આસપાસનો મુલક મહમદના તાબામાં હતા. તૈમુર ગયા પછી મહમદ પાછો આવ્યો, ને મરતાં સુધી રાજ્ય કર્યું. ઇ. સ. ૧૪૧૨. મહમદ પછી દોલતખાં લોદીએ પંદર માસ સુધી રાજ્ય કર્યું. પણ ઇ. સ. ૧૪૧૪ માં ખીજર-ખાંએ તેને કાઢીને દિલ્હીની ગાદી લીધી.

---

# પ્રકરણ ૮ મું

## सैयद तथा लोदी वंश

૧. ખીજરખાં ૨. ખીજરખાંના વંશજ ૩. બહિલોલ લોદી | ૪. સિકંદર લોદી ૫. ઇબ્રાહિમ લોદી

**૧. ખીજરખાં.**—ખીજરખાં હજરત મહમ્મદનો વંશજ હતો એમ કહેવાય છે, ને તેથી તેના વંશજો સૈયદ કહેવાય છે. એણે તૈમુરની વતી સાત વરસ સુધી દિલ્હીનું રાજ્ય ભોગવ્યું. તે મુદતમાં રૈયતને ન્યાય ને સુખ આપી તેમનો પ્રેમ મેળવ્યો.

**૨. ખીજરખાંના વંશજ.**—ઇ. સ. ૧૪૨૧ માં ખીજરખાંના મરણ પછી તેની ગાદીએ અનુક્રમે મુબારક, મહમદ અને અલ્લાઉદ્દીન એવા ત્રણ પાદશાહ થયા. તેમના વખતમાં દિલ્હીની પાદશાહત પડી ભાગી. તેમનો અમલ તૂટીને રાજ્યની હદ છેક દિલ્હીની પાસે આવી ગઈ. અલ્લાઉદ્દીનના વખતમાં તો દિલ્હી શહેર પણ તેની પાસેથી જાય એવી રાજ્યની સ્થિતિ થઈ ગઈ. આથી પંજાબના સુબા બહિલોલ લોદીએ આવીને દિલ્હી લીધું. અલ્લાઉદ્દીને એ રાજ્ય બહિલોલને સોંપી પોતે રાજીનામું આપ્યું. ઈ. સ. ૧૪૫૦

**૩. બહિલોલ લોદી.**—બહિલોલ લોદી બહુ બહાદુર ને પરાક્રમી હતો. તેણે પંજાબ તથા મુલતાનના બળવા સમાવ્યા. એવામાં જુવાનપુરનો રાજા દિલ્હી પર ચડી આવ્યાથી પાદશાહે તેની સાથે છવ્વીસ વરસ સુધી લડાઈ કરી તેને હરાવ્યો, ને એ રાજ્ય દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધું. ઇ. સ. ૧૪૭૮. આ પછી દસ વરસે તે મરણ પામ્યો, તેના મરણ વખતે હિમાલય, કાશી, બુંદેલખંડ ને પંજાબ સુધીનો મુલક તેના તાબામાં હતો. એના પછી એનો દીકરો પાદશાહ થયો.

**૪. સિકંદર લોદી.**—એ પાદશાહ તેના બાપ જેવો બહાદુર, પરાક્રમી અને વિદ્વાન હતો. તેણે સંસ્કૃત વૈદ્યક ગ્રંથનો ફારસી ભાષામાં તરજુમો કરાવ્યો. તે ન્યાયી પણ ધર્માંધ અને જુલમી હતો. એણે

ખેતીને સુધારીને કેટલાંક લોકોપયોગી કામ કર્યાં. તે મુસલમાનો તરફ દયા-ભાવ ને ન્યાયથી વર્તતો પણ હિંદુ પ્રજા ઉપર જુલમ કરતો. તેમનાં દેવળો ને મૂર્તિઓ તોડી તે તેમની ધર્મક્રિયા અટકાવતો. એના સમય-માં યુરોપના પોર્ટુગીઝ લોક હિંદમાં વેપાર કરવા પહેલવહેલા દક્ષિણ હિંદના કાલીકટ બંદરમાં આવ્યા ઇ. સ. ૧૪૯૮. એણે એના બાપના રાજ્યમાં કેટલોક ઉમેરો કર્યો. એ પાદશાહ ઇ. સ. ૧૫૧૬ માં મરણ પામ્યાથી તેનો વડો દીકરો ઇબ્રાહિમ પાદશાહ થયો.

**૫. ઇબ્રાહિમ લોદી.**—ગાદીએ બેઠા પછી એણે પોતાના સામાવાળાઓમાંથી કેટલાકને મરાવી નાખ્યા તથા કેટલાકને કેદ કર્યા. તે લોભી, મિજાજી અને ડહાપણ વિનાનો હતો, અફઘાન સરદારો સત્તા જમાવી બેઠા હતા તેમનું બળ તોડવા તેણે પ્રયત્ન કર્યો, એટલે તે ઉપરથી કેટલાક સરદારોએ બળવો કર્યો. બહાર પ્રાંતનો સુબો પાદશાહથી સ્વતંત્ર થયો. એના ભાઈ જલાલખાને તેની સામે બંડ કર્યું પણ તેને મારી નંખાવ્યો. ચિતોડના રાણા સંગને પણ તેણે હરાવ્યો. તેના જુલમથી સરદારો કંટાળી ગયા હતા. તેઓ અંદર અંદર કલેશ કરવા લાગ્યા. દિલ્હીની પાદશાહત નબળી પડી અને પંજાબના સુબા દોલતખાંએ કાબુલ જઈ બાબરની મદદ માગી. બાબર તૈમુરથી છટ્ટો પુરુષ હતો ને તેની રાજધાની કાબુલ હતી. તૈમુરનો વંશજ હોવાથી હિંદની ગાદી ઉપર તેનો હક્ક છે, એવું સમજાવી દોલતખાંએ બાબરને હિંદનું રાજ્ય જીતવાને ઉશ્કેર્યો; તેથી તે ભરતખંડ ઉપર ચડી આવ્યો, ને પંજાબ જીતી પાણિપતના રણમાં ઇબ્રાહિમને હરાવીને માર્યો. ત્યાંથી તેણે દિલ્હી આવી મોગલાઈ રાજ્યની સ્થાપના કરી ઇ. સ. ૧૫૨૬.

---

# પ્રકરણ ૯ મું
## મોગલાઈ રાજ્ય થયું તે વખતમાં બીજાં સ્વતંત્ર રાજ્યો

૧. કાશ્મીર
૨. સિંધ
૩. મેવાડ
૪. જોધપુર
૫. જેપુર
૬. જેસલમેર
૭. બુંદી ને કોટા
૮. બીજાં રજપુત રાજ્ય
૯. વિજયનગરનું રાજ્ય
૧૦. ઓઢીઆનાં રાજ્ય
૧૧. ગુજરાત
૧૨. માળવા
૧૩. બંગાળા
૧૪. ખાનદેશ
૧૫. બ્રાહ્મણી રાજ્ય

પઠાણ પાદશાહોએ હિંદમાં મુસલમાની રાજ્ય ફેલાવ્યું. તેમણે ઘણાં હિંદુ રાજ્યો ખાલસા કર્યાં ને કેટલાંક તાબે કર્યાં. મહમદ ગાંડાના વખતમાં મુસલમાની રાજ્ય સૌથી વધારે વિસ્તારવાળું હતું. તેની દક્ષિણ હદ કૃષ્ણા નદી સુધી ગઈ હતી. તોપણ રજપુત રાજ્યો બીલકુલ નાબુદ થયાં નહોતાં. કાશ્મીર, દક્ષિણસિંધ, રજપુતસ્થાન, દક્ષિણ ઓઢીઆ, ઇત્યાદિ ઠેકાણે ઘણાં રજપુત રાજ્યો હતાં. તેઓ જોરાવર પાદશાહના સમયમાં તાબે થઈ ખંડણી આપતાં, ને નબળાના વખતમાં સ્વતંત્રપણે અમલ કરતાં. વળી જુમાખાં ને બીજા દિલ્હીના નબળા પાદશાહોના વખતમાં ઘણા મુસલમાન સુબા પણ સ્વતંત્રપણે રાજ્ય કરતા થયા હતા.

**૧. કાશ્મીર**—ઇ. સ. પૂ. ૧૪૦૦ થી તે ઇ. સ. ૧૨૯૪ સુધીમાં કાશ્મીરમાં ગોનાર્દ, આદિત્ય, નાગ ને ઉત્પાળ વગેરે કુળનાં રાજ્યો થયાં હતાં. તેમાંનાં કેટલાંક બ્રાહ્મણધર્મી, કેટલાંક બૌદ્ધધર્મી, કેટલાંક અગ્નિપૂજક ને કેટલાંક નાગપૂજક હતાં. એ સમયનો ઇતિહાસ રાજ્યતરંગિણી નામે ગ્રંથમાં છે, ને પાછલા વખતનો ઇતિહાસ મુસલમાનોએ લખેલો છે. ઇ. સ. ૧૩૧૫ માં ત્યાં સેનદેવ નામે રાજા હતો. એણે મીર નામે એક મુસલમાનને પ્રધાન નીમ્યો. સેનદેવ પછીના રાજા

આણંદરાયે મીરને કાઢી મૂકયાથી તેણે બળવો કર્યો. એ દુઃખથી રાજા મરણ પામ્યો ને તેની સ્ત્રીને પરણી મીર પાદશાહ થયો. ત્યાર પહેલાં મુસલમાનોએ કાશ્મીર જીતવાને બહુ મહેનત કરી હતી પણ તેઓ હારીને પાછા ગયા હતા. મીરે રૈયત પરના કર કમી કરી તેને સુખી કરી. તેના સમય પછી ઘણા હિંદુઓ મુસલમાન થઈ ગયા. કાશ્મીરનું રાજ્ય લેવા માટે આગળ જતાં માંહોમાંહે વઢવાડ ચાલી, પણ બાબરના પૌત્ર અકબરે કાશ્મીર જીત્યું ત્યાંસુધી એ રાજ્ય પોતાની સ્વતંત્રતા સાચવી શકયું.

**૨. સિંધ.**—મહમદ કાસમ પછી સુમરા જાતના રજપુતોએ સિંધ જીતીને પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ રાજ્ય તેરમા સૈકા સુધી ચાલ્યું. તેરમા સૈકાની શરૂઆતમાં શાહબુદ્દીન ઘોરીના સરદાર નાસિરૂદ્દીને સિંધનો ઉત્તર ભાગ જીતી લીધો, ને તે ભાગ આગળ જતાં અલ્તમશે જીતીને દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધો. પરંતુ દક્ષિણ સિંધમાં સુમરા રજપુતો નબળા થવાથી સુમાના રજપુતો ગાદી ઉપર આવ્યા. તેમને જામ કહેતા. એ રજપુતો આગળ જતાં મુસલમાન થયા ને તેમણે દિલ્હીના પાદશાહની તાબેદારી કબુલ કરી, પણ દિલ્હીના નબળા પાદશાહના વખતમાં તેઓ સ્વતંત્રપણે વર્તતા. એ પ્રાંત અકબરે દિલ્હીની પાદશાહત સાથે જોડી દીધો ત્યાંસુધી સ્વતંત્ર રહ્યો,

**૩. મેવાડ.**—તેની રાજધાની ચિતોડમાં હતી. ત્યાંના રાજા અયોધ્યાના સૂર્યવંશી પ્રતાપી રાજા રામના વંશજો છે એમ કહેવાય છે. તેઓ પ્રથમ ગુજરાતમાં વલ્લભીપુરમાં રાજ્ય કરતા હતા. વલ્લભીપુર તૂટયા પછી કેટલીક મુદત સુધી તેમણે ઈડરમાં રાજ્ય કર્યું. ત્યાંથી આઠમા સૈકામાં બાપારાવળે ચિતોડ જીતી ત્યાં રાજધાની કરી. બાપારાવળના વંશજો ઘેલોટી કે સિસોદિઆ રજપુતો કહેવાય છે. પૃથુરાજ ને શાહબુદ્દીનની લડાઈમાં સમરસિંહ રાણો ઘેલોટી સૈન્ય લઈ પૃથુરાજની મદદે ગયો હતો. આગળ જતાં અલ્લાઉદ્દીને ચિતોડ જીતી લીધું. પંદરમા સૈકામાં મેવાડમાં કુંભોરાણો બહુ પ્રખ્યાત થયો. તેને સાહિત્ય અને કળાનો ઘણો શોખ હતો. તે વખતે ગુજરાત અને

માળવામાં સ્વતંત્ર મુસલમાન પાદશાહો હતા. તેમણે સંપ કરીને મેવાડ ઉપર ચડાઈ કરી. તેમાં કુંભારાણાએ માળવાના રાજાને હરાવી કેદ કર્યો. એ વિજયની નિશાની દાખલ બંધાવેલો કીર્તિસ્તંભ હજુ ચિતોડમાં ઉભો છે. મીરાંબાઈનું નામ ગુજરાતમાં જાણીતું છે. એ મીરાંબાઈ કુંભારાણાની રાણી હતી. આખા રજપુતસ્તાનમાં મેવાડના રાણા વધારે કુળવાન ગણાય છે. ઘણા વખત સુધી આખા રાજ્યસ્થાનની સરદારી મેવાડના રાણા ભોગવતા હતા. બાબર હિંદમાં આવ્યો ત્યારે કુંભારાણાનો પૌત્ર સંગરાણો રજપુત રાજ્યનો આગેવાન હતો.

**૪. જોધપુર.**—કનોજનું રાઠોડ રાજ્ય તુટયા પછી ત્યાંના રજપુતો રાજ્યસ્થાનમાં આવી વસ્યા. તેઓ મંડોરના રાવના આશ્રયમાં રહ્યા હતા. આગળ જતાં તેઓ બળવાન થયા. કુંભારાણાના બાપનો મામો જોધો રાઠોડ હતો. તેણે જોધપુર બાંધીને ત્યાં ગાદી કરી ઇ. સ. ૧૪૫૯. એ જોધાના ભાઈ વિકાએ વિકાનેર વસાવી ત્યાં પોતાની રાજગાદી કરી. એ જોધાના વંશજો આગળ જતાં દિલ્હીની પાદશાહત સામે ટક્કર ઝીલી શકે એવા જોરાવર થયા. જ્યારે બાબરે ભરતખંડ જીત્યો ત્યારે જોધાના વંશમાં માલદેવ રાજા હતો.

**૫. જેપુર.**—જેપુરમાં કછવા જાતના રજપુતોનું રાજ્ય છે. પહેલાં એ રાજાઓની રાજધાની અંબરમાં હતી. તે અકબરના વખત સુધી ત્યાંજ રહી. એ રાજ્ય કંઈ ગણતરીમાં નહોતું, પણ અકબર પાદશાહ અંબરના કછવા રાજાની કન્યા વેરે પરણ્યો ત્યારથી એ રાજ્ય પ્રસિદ્ધિમાં આવ્યું.

**૬. જેસલમેર.**—એ રાજ્યના રાજાઓ ભાટી રજપુતો છે. તેઓ કૃષ્ણના વંશજ ગણાય છે. કાબુલમાં મુસલમાની રાજ્ય થયું ત્યારે ત્યાંથી જાદવો નાસીને સિંધુની આ તરફ આવ્યા, ને તેમણે ઇ. સ. ૭૩૧માં સિંધુની પાસે તાનોટમાં ગાદી કરી. ત્યાંથી ભાવલપુર પાસે આવી. ઇ. સ. ૧૧૫૬માં જેસલમેર વસાવી ત્યાં રાજ્ય કરવા

લાગ્યા. સુલતાન મહમદે ભાટી રાજા ઉપર સવારી કરી તેને ખંડીઓ બનાવ્યો. પણ આ પછી તે જલદીજ સ્વતંત્ર થયો.

**૭. બુંદી ને કોટા.**—એ ઠેકાણે હાડા રજપુતો રાજ્ય કરે છે. પ્રથમ તેમની રાજધાની હાડાવતીમાં હતી. ત્યાંથી તેમણે ઇ. સ. ૧૩૪૨માં બુંદી વસાવી ત્યાં ગાદી કરી. એ રાજા પ્રથમ અજમેરના ખંડીઆ હતા ને પછી ચિતોડના રાણાના ખંડીઆ થયા. બાબરના વખતમાં તેઓ બહુ જાહેરમાં નહોતા, પણ અકબરના વખતમાં તેઓ પ્રખ્યાતિ પામ્યા. હુમાયુના વખતમાં રણથંભોરનો જબરો કિલ્લો એમને મળ્યો. કોટાનું રાજ્ય તો બુંદીમાંથી છેક અઢારમા સૈકામાં છૂટું પડયું.

**૮. બીજાં રજપુત રાજ્ય.**—એ સિવાય પારકર ને અમરકોટનાં રજપુત રાજ્ય મારવાડના રણની પશ્ચિમમાં હોવાથી તેમને મુસલમાનો ઝાઝી ઇજા કરી શકતા નહોતા. શિરોહીનું પરમાર રાજ્ય ગુજરાતની હદ ઉપર હતું, તેથી તેના ઉપર ગુજરાતના પાદશાહ ઉપરીપણાનો દાવો કરતા હતા. ગ્વાલિયર ને ચંદેરીનાં રજપુત રાજ્યો કોઈ વાર ખંડીઆં ને કોઈ વાર સ્વતંત્ર થતાં.

**૯. વિજયનગરનું રાજ્ય.**—વરંગુળનું રજપુત રાજ્ય મહમદ તઘલખે દિલ્હીની પાદશાહત સાથે જોડી દીધું, એટલે રાજકુમાર હરિહર અને બુક્કરાયે પ્રસિદ્ધ માધવાચાર્યની સલાહથી તુંગભદ્રા ઉપર વિજયનગર શહેર વસાવ્યું. તેમણે મુસલમાની રાજ્યો જીતીને કૃષ્ણાથી તે છેક ઠેઠ કન્યાકુમારી સુધી વિજયનગરની સત્તા વધારી. દક્ષિણમાં તે રાજ્ય સૌથી બળવાન થયું. તેમની પાસે મોટું લશ્કર હતું; ચીન, ઈરાન વગેરે દેશથી ત્યાં એલચીઓ આવતા, ને પ્રજા પણ સુખી હતી. તેઓ વિદ્યાને સારૂં ઉત્તેજન આપતા હતા. બ્રાહ્મણી સુલતાનો સાથે વિજયનગરના રાજાને વારંવાર લડવું પડતું. ઇ. સ. ૧૫૬૫માં બધાં મુસલમાની રાજ્યોએ એકત્ર થઈ રામરાજાને કૃષ્ણાના કાંઠા ઉપર તાલીકોટના રણસંગ્રામમાં માર્યો અને તેનું રાજ્ય વહેંચી લીધું. મુસલમાની લશ્કરે ભવ્ય અને વિશાળ શહેર લૂંટીને

તેનો નાશ કર્યો. વિજયનગરના રાજ્યનો ૨૩૦ વર્ષે અંત આવ્યો. ત્યારપછી હિંદુ સંસ્કૃતિ અને ધર્મની દક્ષિણમાં અવનતિ થઈ. એ રાજાઓના વંશજો હજુ હયાત છે. તેઓ પોલીગાર કહેવાય છે. તેમાં સૌથી મુખ્ય પોલીગાર આગળ જતાં મ્હેસુરનો રાજા થયો. રામરાજાનો ભાઈ ચંદ્રગિરિમાં રાજ્ય કરવા લાગ્યો. એના વંશજો પાસેથી અંગ્રેજોએ મદ્રાસની જગા વેચાતી લઈ કિલ્લો બાંધ્યો. એ ચંદ્રગિરિ મદ્રાસની વાયવ્ય કોણમાં ૭૦ માઇલ પર હતું. તે વખતના વિજયનગરના વૈભવનો ખ્યાલ નીચેના વર્ણન ઉપરથી સહજ આવશે. "આંખે કદી જોયું નથી અને કાને કદી સાંભળ્યું નથી એવું આ શહેર છે. ઉંચા ડુંગરની તળેટીમાં આવેલા આ શહેરને ફરતા સાત કોટ આવેલા છે. નહેર વડે લોકોને પાણી પુરૂં પાડવામાં આવે છે. વેપાર ધમધોકાર ચાલે છે. રાજ્યમાં હીરાની ખાણો છે."

**૧૦ ઓઢીઆનાં રાજ્ય.**—ઓઢીઆ પ્રાંતમાં પણ નાનાં નાનાં સ્વતંત્ર રજપુત રાજ્યો હતાં. એ રાજ્યો બાબર આવ્યો ત્યાંસુધી મુસલમાનોને તાબે થયાં નહોતાં. તે અકબર પાદશાહે જીતીને દિલ્હીની પાદશાહત સાથે જોડી દીધાં.

આ રજપુત રાજ્યો સિવાય બાબર ભરતખંડમાં આવ્યો ત્યારે ઘણા મુસલમાન સુબાઓ પણ દિલ્હીના પાદશાહથી સ્વતંત્રપણે રાજ્ય કરતા હતા. તેમાં ગુજરાત, માળવા, બંગાળા, ખાનદેશ ને બ્રાહ્મણીવંશનાં રાજ્યો એ મુખ્ય હતાં.

**૧૧. ગુજરાત.**—બારમી સદીની આખરે ગુજરાત શાહબુદ્દાન ઘોરીએ જીત્યું હતું પણ તે સ્વતંત્ર થયું હતું. પણ ૧૨૯૭માં અલ્લાઉદ્દીને તેની ઉપર મુસલમાની સત્તા બેસાડી તેને દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધું હતું. ઇ. સ. ૧૪૦૧માં જાફરખાન નામનો સરદાર મહમદતઘલખના વખતમાં સ્વતંત્ર થયો. તેના દીકરા અહમદશાહે અમદાવાદ વસાવી પાટણથી ત્યાં ગાદી સ્થાપી. તેનો પૌત્ર મહમદ બેગડો જોરાવર પાદશાહ થયો. એણે ચાંપાનેર અને જુનાગઢ એ બે ગઢ જીત્યા અને સુરત, કચ્છ, માળવા વગેરે

મુલક જીતી લીધો. તેણે મહેમદાવાદ વસાવ્યું. બાબર આવ્યો ત્યારે ત્યાં બહાદુરશાહ રાજ્ય કરતો હતો. તે ઘણો પરાક્રમી હતો. તેણે માળવાનું રાજ્ય જીતી લીધું તથા પોર્તુગીઝ લોકો સાથે લડાઈઓ કરી ચિતોડ જીત્યું. પછી અકબર પાદશાહે છેલ્લા સુલતાન મુજફ્ફરશાહને હરાવીને પોતાના રાજ્યમાં તે મેળવી દીધું.

**૧૨. માળવા.**—માળવામાં દિલાવરખાન ઘોરીએ ઇ.સ. ૧૪૦૧માં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું. એમની રાજધાની ધારામાં હતી. દિલાવરના દીકરા હુસંગ ઘોરીએ માંડુગઢ બંધાવ્યો. એનો ઘણો વખત દિલ્હી, મેવાડ, ગુજરાત અને જવાનપુરના રાજાઓ સાથે લડવામાં ગયો હતો. હુસંગના દીકરા મહમદ ઘોરીના વખતમાં મહમદ ખીલજીએ એ રાજ્ય જીતી લીધું. એણે ગુજરાતના પાદશાહ સાથે ઐક્ય કરી મેવાડ ઉપર હલ્લો કર્યો, પણ કુંભારાણાએ મહમદને હરાવી કેદ કર્યો, ને ૭ માસ પછી તેને માન સહિત છોડી દીધો. એ મહમદના વંશજ પાસેથી ગુજરાતના બહાદુરશાહે માળવાનું રાજ્ય જીતીને ગુજરાત સાથે જોડી દીધું. તેની પાસેથી હુમાયુએ ગુજરાત જીત્યું હતું, ત્યારપછી શેરશાહના તાબામાં એ પ્રદેશ આવ્યો. માળવાના હાકેમ બાજબહાદુરને હરાવીને તે પ્રાંત અકબરના સરદારોએ જીતી લીધો.

**૧૩. બંગાળા.**—બખ્તિઆર ખીલજીએ આ પ્રાંત ૧૨૯૭માં જીતી પાલ વંશનો અંત આણ્યો હતો. ત્યારથી ત્યાં મુસલમાની રાજ્ય ચાલતું હતું. બંગાળામાં ઇ. સ. ૧૩૩૯માં ફકરૂદીને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ રાજ્ય બાબર આવ્યો ત્યાંસુધી સ્વતંત્ર હતું. બાબરના દીકરા હુમાયુના વખતમાં ફકરૂદ્દીનના વંશજો પાસેથી શેરખાંએ તે જીત્યું. તેના વંશજ દાઉદ પાસેથી અકબરે જીતીને એ રાજ્યની આખર આણી.

**૧૪. ખાનદેશ.**—ફીરોજુદ્દીન તઘલખના સુબા મલેક ફરૂખીએ ફીરોજના મુઆ પછી ખાનદેશમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૧૩૮૯. ત્યારપછી તેણે આસપાસનાં હિંદુ રાજ્યો જીતી લીધાં. તેણે

પોતાની હિંદુ પ્રજાને દુઃખ દીધું નહિ. તેણે ખેતીને તથા વેપારને ઉત્તેજન આપ્યું. એ પાદશાહનું ઇ. સ. ૧૩૯૯માં મરણ થવાથી મલેક નાસીર પાદશાહ થયો. તેણે દગાથી આસીરગઢનું રાજ્ય જીત્યું તથા બુરાનપુર વસાવી ત્યાં રાજધાની કરી. એ રાજ્ય ગુજરાતના પાદશાહોએ જીતીને ખંડીઉં બનાવ્યું. પછીથી અહમદનગરના બ્રાહ્મણી રાજાઓએ ખાનદેશ જીતીને એ રાજ્યની આખર આણી. તેમની પાસેથી અકબરે જીતી તે દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધું.

**૧૫. બ્રાહ્મણી રાજ્ય.**—ઇ. સ. ૧૩૪૭માં જાફરખાં હસન ગંગુએ બ્રાહ્મણી નામ ધારણ કરી એ રાજ્ય સ્થાપ્યું. એની રાજધાની ગુલબર્ગમાં હતી. એના વંશમાં એ રાજ્ય સુમારે ૧૭૫ વરસ ચાલ્યું. બ્રાહ્મણી સુલતાનને તુંગભદ્રા અને કૃષ્ણા વચ્ચેના ફળદ્રુપ દુઆબ માટે વિજયનગરના હિંદુ રાજા સાથે હંમેશાં લડવું પડતું હતું. બ્રાહ્મણી રાજ્યમાં મહમદ પરાક્રમી સુલતાન થઈ ગયો. તેણે તૈલંગણ, બેદર અને કોંકણ જોડી રાજ્યનો વિસ્તાર વધાર્યો. ઇ. સ. ૧૪૮૨ પછી તે પાદશાહ નબળા થયા, એટલે રાજ્યના સુબા જુદા જુદા ભાગ પચાવી પડી સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યા. એ રાજ્યમાંથી પાંચ સ્વતંત્ર રાજ્યો થયાં. ૧. ઇમાદશાહી, ૨. આદિલશાહી, ૩. નિજામશાહી, ૪. કુતુબશાહી, અને ૫. બરીદશાહી. ઇમાદુલ્મુલ્કે વરાડમાં ઇલિચપુરમાં ઇ. સ. ૧૪૮૪માં, યુસુફ આદિલશાહે વિજાપુરમાં ૧૪૯૦માં, નિઝામશાહે અહમદનગરમાં ૧૪૯૦માં, કુતુબકુલ્લીએ ગોવળકોંડામાં ૧૫૧૨માં, ને બરીદશાહે બેદરમાં ઇ. સ. ૧૫૨૬ માં, અનુક્રમે પાંચ રાજ્યો સ્થાપ્યાં. છેલ્લું રાજ્ય સ્થાપનાર બરીદશાહ છેલ્લા બ્રાહ્મણી પાદશાહનો તુર્કી વજીર હતો. બાબર હિંદમાં આવ્યો ત્યારે આ પાંચ રાજ્યો સારી રીતે આબાદ હતાં. વિજયનગરની મદદ લઈ બ્રાહ્મણી રાજ્યો એક બીજાને હરાવતાં, પણ તેની વધતી સત્તા અટકાવવાને પાંચે રાજ્યો એકત્ર થયાં અને તેમણે તાલીકોટાની લડાઈમાં રામરાજાને હરાવ્યો ઇ. સ. ૧૫૬૪. ત્યારપછી બ્રાહ્મણીવંશનાં પાંચ રાજ્યો ધીમે ધીમે નિર્બળ થવા લાગ્યાં.

વિજાપુરની આદિલશાહીનો ઇ. સ. ૧૬૮૬માં ઔરંગઝેબે જીતી

[illegible] રાજ્યો



લેવાથી અંત આવ્યો. અહમદનગરના નિઝામશાહી રાજ્ય ઉપર ઇ. સ. ૧૫૯૬માં અકબરના પુત્ર મુરાદે ચડાઈ કરી હતી, પણ તેમાં તેને ચાંદબીબીની બહાદુરીને લીધે પાછું હઠવું પડયું હતું, પણ ચાર વરસ પછી તે અકબરે જીતી લીધું હતું. પાછળથી મલીકંબરે તે પાછું લીધું પણ ૧૬૩૭માં એને મોગલ રાજ્ય સાથે જોડી દીધું હતું.

ગોવળકોંડાનું રાજ્ય ૧૬૮૭ માં ઔરંગજેબે જીતી લઈ મોગલ રાજ્યમાં જોડી દીધું. વરાડનું ઇમાદશાહી રાજ્ય ઇ. સ. ૧૫૭૪માં અહમદનગરના સુલતાને જીતી લીધું. બીડરનું બરીદશાહી રાજ્ય વિજાપુરના સુલતાને ઇ. સ. ૧૬૦૯ માં તેના રાજ્ય સાથે જોડી દીધું.

## પ્રકરણ ૧૦ મું

## मोगल राज्य थयुं त्यारे भरतखंडनी स्थिति

**૧. પઠાણ પાદશાહોના જુલમ અને તેનું પરિણામ**
**૨. પઠાણ પાદશાહોનાં સારાં કામ**
**૩. હિંદુ ધર્મસુધારણા**
**૪. વેપાર રોજગાર**

**૧. પઠાણ પાદશાહોના જુલમ અને તેનું પરિણામ.**—બાબરે ભરતખંડ જીત્યો ત્યારે પઠાણ રાજ્યોને આ દેશમાં રાજ્ય કરતાં ( ઇ. સ. ૧૨૦૬ થી ઇ. સ. ૧૫૨૬ ) ૩૨૦ વરસ થયાં હતાં, એ મુદતમાં ઘણા પઠાણો આ દેશમાં ઘરબાર કરીને રહ્યા હતા. શાહબુદ્દીન ઘોરીએ દિલ્હીમાં પ્રથમ મુસલમાની સલ્તનત સ્થાપી. તે પહેલાં મુસલમાની સત્તા ફક્ત પંજાબમાં હતી. અલાઉદ્દીન ખીલજી અને મહમદ તઘલખના વખતમાં પઠાણ રાજ્ય હિંદના ઘણા મોટા ભાગમાં ફેલાયું હતું. ત્યારપછી હિંદુ મુસલમાનની લડાઈ ચાલ્યાજ કરતી. આ પઠાણ પાદશાહોમાં હિંદુ મુસલમાનને સરખા ગણી રૈયતને સુખ આપ્યું હોય એવો પાદશાહ કોઈ ભાગ્યેજ થયો હશે. અલ્લાઉદ્દીન ખૂનીએ જે ઘોર કર્મો કર્યાં તે ભુલાય નહિ એવાં હતાં. તેથી ગુજરાતમાં તે આજ પણ "અલ્લાઉદ્દીન ખૂની" ને નામે મશહુર છે. જુમાખાંએ તો ક્રૂર

કર્મો કરવામાં અલ્લાઉદ્દીનને પણ ભુલાવ્યો હતો. સિકંદર લોદીએ પણ ધર્માંધપણાથી હિંદુઓનાં દેવળો તોડીને અને નદીસ્નાન કરવાની બંધી કરીને, ઇસ્લામી કાયદા, આચારવિચાર અને ધર્મ પરાણે દાખલ કર્યા. તેણે બીજી ધાર્મિક વિધિ કરવા માટે હિંદુઓ ઉપર જુલમ કર્યો હતો. એ સિવાયના પાદશાહો પણ બહુધા જુલમી, ક્રૂર ને ધર્માંધ હતા. તેમણે હિંદુઓને પીડી, લૂંટી તથા ઘણાને જુલમથી વટાળીને મુસલમાન કર્યા. મેમણ, વહોરા, ઘાંચી ઇત્યાદિ જાતના મુસલમાનો વિશેષે કરીને આ જુલમી પાદશાહોના વારામાં હિંદુઓને વટાળીને મુસલમાન કર્યા હતા તે છે. એ પ્રમાણે મુસલમાનોએ હિંદુ-ઓને જુલમથી માર્યા, વટાળ્યા, ગુલામ કર્યા; તેમનાં દેવળો તોડયાં, મૂર્તિઓ ભાગી, તેમની ધર્મક્રિયાઓ અટકાવી, અને તેમને રાજ્યમાં મોટા ઓદ્ધા નહિ આપતાં તેમના ઉપર જાત્રાવેરો ને માથાવેરો નાખ્યા. તેથી કંટાળીને તથા બીજી લાલચ તથા સાંસારિક લાભને લીધે તેઓ મુસલમાન થયા; તોપણ ભરતખંડમાં આર્યધર્મ નાશ પામ્યો નહિ. વળી પ્રાચીન કાળથી ચાલતો આવેલો ગ્રામ્યપંચાયતનો રિવાજ દરેક ગામમાં ચાલુ રહ્યાથી તેઓ ગ્રામ્ય સ્વતંત્રતા સાચવી શકયા. ફારસી અને અરબી ભાષાને સુલતાનો તરફથી ઉત્તેજન મળતું અને શહેરમાં મદ્રેસાઓ ખોલવામાં આવતી, પણ હિંદુઓના શિક્ષણ પ્રત્યે ધ્યાન આપવામાં આવ્યું નહિ. આ અરસામાં ઉર્દુની ઉત્પત્તિ થઈ. એમાં ફારસી અને હિંદીનું મિશ્રણ છે. ઉર્દુ જાણનાર વિદ્વાનો, કવિઓ અને સાહિત્યકારોને દરબારમાં ઉત્તેજન મળતું, પણ હિંદુઓને કંઈ માન મળતું નહિ, તેથી આર્યવિદ્યાનો વધારો ન થતાં જે હતું તેમાંથી તેઓ ગુમાવતા ચાલ્યા.

**૨. પઠાણ પાદશાહોનાં સારાં કામ.**—પઠાણ પાદશાહોમાં કુતુબુદ્દીન, ગ્યાસુદ્દીન, ને ફીરોઝુદ્દીન સારા પાદશાહ થયા. તેઓ ન્યાયી, ધર્મી, ભલા ને સદ્ગુણી હતા. તેમણે લોકોપયોગી કામો કર્યાં હતાં તથા નિર્દય શિક્ષા બંધ પાડી હતી. પરંતુ તેમનાં લોકોપયોગી કામોમાંનાં ઘણાંખરાં મુસલમાન પ્રજાને માટે હતાં, હિંદુ પ્રજાને એ

કામોથી થોડોજ લાભ થતો. ધર્મશાળા, હમામખાનાં, નિશાળો ઇત્યાદિ મુસલમાનોનાજ ઉપયોગમાં આવતાં; તોપણ એટલું તો ખરૂં કે એવા સારા પાદશાહોના વખતમાં હિંદુ પ્રજા થોડી પીડા પામતી. તેમના સુબાઓ તેમના જેવીજ વૃત્તિના ન હોવાથી તેઓ હિંદુઓને હેરાન કરતા, તેથી હિંદુ રાજારાણા પણ એ પાદશાહોના સમયમાં ભાગ્યેજ જંપી બેસતા. જ્યારે લાગ આવતો ત્યારે બળવા કરતા ને ઘણીવાર તો દિલ્હી સુધી ચડી જઈ પઠાણ રાજ્ય લૂંટતા. દક્ષિણના બ્રાહ્મણી રાજાઓ દિલ્હીના પાદશાહો કરતાં સારા હતા. તેમાંના ઘણા પ્રજાને રાજી રાખી રૈયતના જાનમાલનું રક્ષણ કરતા ને વર્ણભેદ થોડો રાખતા, તેથી તેમની હિંદુ પ્રજા સંતોષથી રહેતી.

**૩. હિંદુધર્મસુધારણા.**—બાબરે હિંદ જીત્યું ત્યારે બૌદ્ધધર્મી ભરતખંડમાં નહોતા, ને જૈનધર્મનું જોર પડી ભાગ્યું હતું. તે સમયે શંકરાચાર્યે ચલાવેલા શૈવમાર્ગનું જોર વધારે હતું, તેથી સઘળા રાજા-રાણા એ પંથમાં ભળ્યા. હિંદુ ઉપર ધાર્મિક જુલમ થવાથી અને ઇસ્લામી એકેશ્વરવાદની ભાવનાથી હિંદુધર્મસુધારણાની ચળવળો શરૂ થઈ. તેના રક્ષણ માટે જુદા જુદા આચાર્યો થયા. તેમણે જમાનાને અનુસરી હિંદુધર્મનું નવીન સ્વરૂપ ઘડ્યું. ઇ. સ. ૧૦૧૭માં દક્ષિણમાં રામાનુજાચાર્ય નામના મહાન વિદ્વાન પુરુષ થયા. તેમણે વૈષ્ણવ પંથનો પ્રચાર કર્યો અને ભક્તિમાર્ગ ઉપર ખાસ ભાર મૂકયો. તેમણે પ્રથમ મ્હૈસુરના વિષ્ણુવર્ધમાન નામે શ્રાવક રાજાને વૈષ્ણવધર્મમાં આણ્યો. એ સ્વામી સમાધિસ્થ થયા ત્યારે એમના પંથના ૭૦૦ મઠ હતા. એમની ગાદીએ પંદરમા સૈકાના આરંભમાં રામાનંદ સ્વામી થયા. તેમણે પોતાની ગાદી કાશીમાં કરી તથા ઉત્તર ભરતખંડમાં રામભક્તિનો ખાસ મહિમા બતાવ્યો. રામાનુજાચાર્યે વિષ્ણુ વાસુદેવ —નારાયણની ભક્તિનો ઉપદેશ કર્યો. વળી રામાનંદે ન્યાતજાતનો ભેદ કાઢી નાખ્યો. રામાનંદ સ્વામીના બાર શિષ્યોમાંના એક કબીર કરીને હતા. એમણે પૂજા તથા સ્નાન, વ્રત, જપતપ વગેરે ક્રિયાકાંડનું ખંડન કર્યું તથા 'રામ અને રહીમ' હિંદુ મુસલમાનનો ઈશ્વર એકછે

એવો ઉપદેશ કર્યો. શુદ્ધ ચરિત્રથીજ મોક્ષ મળે છે એવો તેમનો સિદ્ધાંત હતો. કબીરનાં સાદાં અને અસરકારક પદો ઘણા લોકો હજુ પણ ભાવથી ગાય છે. તેમના પછી ઇ. સ. ૧૪૭૯માં તૈલંગણમાં જન્મેલા વલ્લભસ્વામીએ એ પંથમાં થોડો ફેરફાર કરી કૃષ્ણની ભક્તિનો પુષ્ટિમાર્ગ ચલાવ્યો. પ્રભુની કૃપા ઉપર આધાર રાખી તેની ભક્તિ કરવી અને કૃપા પામવી એ પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત છે. આજે વાણીઆ, ભાટીઆ, લવાણા વગેરે ઘણા લોક એ પંથમાં છે. ઉત્તર ભરતખંડમાં એ ધર્મનું જોર વિશેષ છે. પંદરમા સૈકામાં (ઇ. સ. ૧૪૮૫) ચૈતન્ય કે જેને ગૌરાંગ પ્રભુ કહે છે તે બંગાળામાં થયા. એ મહાન કૃષ્ણભક્ત હતા. વીસ વર્ષની ઉંમરે સંસાર ત્યાગ કરી તેમણે ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો. તેઓ રાધાકૃષ્ણની ભક્તિમાં તલ્લીન રહેતા. તેમના માર્ગમાં ન્યાત જાતનો ભેદ નથી. માંસાહાર અને પશુના યજ્ઞની તેમણે મના કરી હતી.

**નાનકશાહ.**—તેમનો જન્મ ઇ. સ. ૧૪૬૯માં લાહોર પાસે થયો હતો. તે કબીરસાહેબના શિષ્યહતા. તે સીખ ગુરુ બાબા નાનક પણ કહેવાય છે. એમણે પ્રથમ હિંદુ અને મુસલમાન ધર્મનો ઉંડો અભ્યાસ કરીને ઇશ્વર એક છે, તથા મૂર્તિ પૂજા ખોટી છે એવો સિદ્ધાંત બાંધ્યો. એમણે ગુરુમહિમા ખૂબ ગાયો છે. પંજાબના હિંદુ તેમાં વિશેષે કરીને જાટ અને કેટલાક મુસલમાનોએ આ પંથનો સ્વીકાર કર્યો. તેમાં ન્યાત જાતનો ભેદ નથી. સીખ લોકો આદિગ્રંથની પૂજા કરે છે. સીખ આચાર્યનું મથક અમૃતસર છે.



**નાનક**

**૪. વેપારરોજગાર.**—ધર્મની બાબતમાં ભરતખંડની પ્રજા

મતભેદથી જુદી પડી હતી અને તેથી તેમની રાજકીય સ્થિતિ ખરાબ થઈ હતી. હિંદુ કારીગર અને વેપારી વર્ગની મુસલમાન પાદશાહને જરૂર પડતી. આ સમયે ઘણોખરો વેપાર હિંદુઓના હાથમાં હતો, તોપણ વેપારરોજગારમાં તે પહેલાંના જેવા આગળ પડતા ને ચઢિઆતા નહોતા. ચીન, જાવા વગેરે તરફનો, ને જમીનમાર્ગનો વેપાર પ્રથમ કરતાં ઘણો પડી ભાગ્યો હતો. એ લોકો પૂર્વના દેશોમાં પ્રથમની પેઠે વ્યાપારાર્થે જતા બંધ પડયા હતા; પણ તે ખોટ પશ્ચિમના ખંભાત, ભરૂચ, કાલિકટ વગેરે બંદરમાર્ગે ચાલતા વેપારમાં વધારો થવાથી પુરાઈ હતી. મુસલમાન પાદશાહોની નબળાઈના વખતમાં પરાયાં લશ્કર આ દેશની પ્રજાને લૂંટતાં, તોપણ તે લૂંટનારા આ દેશમાં રહેતા હતા તેથી તેમનો ધનસંગ્રહ આ દેશમાંજ વપરાતો હતો; એટલે વાસ્તવિક રીતે દેશમાં ધનની ખોટ પડતી નહિ; તેમજ પાદશાહો અને ઉમરાવો તેમનાં મોટાં કારખાનાંમાં ઉંચા પ્રકારની કારીગરીનો જોઈતો માલ તૈયાર કરાવતા.આ સમયમાં સ્થાપત્યનો વિકાસ થયો હતો. અમદાવાદ, જુવાનપુર, બિજાપુર, જોધપુર વગેરે શહેરોમાં જે આલીશાન અને ભવ્ય ઈમારતો માલમ પડે છે; તે આ દેશની હિંદુ, જૈન અને ઈસ્લામી શૈલીનું મિશ્રણ છે. ઇમારતો બાંધનાર હિંદુ કારીગર હતા. મુસલમાનોના જુલમથી હિંદુઓ વટલાવાની દહેશતે પરદેશ જતા અટક્યા, જાતિબંધન મજબુત થયું ને તેમનામાં ઓઝલપડદાની નવી રીત દાખલ થઈ.



# ભાગ ૨ જો

## મોગલ રાજ્ય

## પ્રકરણ ૧ લું

### બાબર

| | |
|---|---|
| ૧. બાબરનું પૂર્વ ચરિત્ર | ૪. બીજા મુલક જીતવા |
| ૨. પાણિપતનું યુદ્ધ | ૫. બાબરનું મરણ |
| ૩. રાણો સંગ અને સિક્રીનું યુદ્ધ | ૬. બાબરના ગુણ |

**૧. બાબરનું પૂર્વ ચરિત્ર.**—મોગલ સામ્રાજ્ય સ્થાપનાર બાબરનું પુરૂં નામ ઝહીરૂદ્દીન બાબર હતું. તેનો જન્મ મધ્ય એશિઆમાં આવેલા ફરગાનમાં ઇ. સ. ૧૪૮૩માં થયો હતો. તે તૈમુરથી છઠ્ઠો પુરુષ હતો અને ઝંઘીઝખાનથી ચૌદમી પેઢીએ થયો હતો. તૈમુરનું મહારાજ્ય છિન્નભિન્ન થવાથી તેના બાપના તાબામાં ફક્ત ફરગાનનો પ્રાંત હતો. તે અગીઆર વર્ષનો હતો ત્યારે તેનો બાપ ગુજરી જવાથી તે ઘણી મુશ્કેલીથી ગાદી ઉપર આવ્યો. તેના સામાવાળીઆ ઉઝ્બેગ લોકોએ અને અદેખા સગાવહાલાઓએ તેને ઘણો હેરાન કરવાથી તેમજ



બાબર

તેના ઉપર ચડી આવવાથી તેને ઘણું સહન કરવું પડયું હતું. તેની અભિલાષા સમરકંદમાં તૈમુરની માફક રાજ્ય કરવાની હતી. તેણે તે શહેર બે વખત સર કર્યું પણ આખરે તેને ત્યાંથી નાસી જવું પડયું. દસ વર્ષ સુધીની સતત મહેનત, અલ્પ જય, અને વારંવાર હારવાથી

કંદહાળીને તેણે ૧૫૦૪માં કાબુલ જીતી લીધું. ફરીથી એક વાર ૧૫૧૨માં સમરકંદ લેવા પ્રયત્ન કર્યો અને જ્યારે તેમાં તે નાસીપાસ થયો ત્યારે તેણે હિંદમાં સામ્રાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો. તે વખતે દિલ્હીની ગાદી ઉપર ઇબ્રાહીમ લોદી રાજ્ય કરતો હતો. તે અવિચારી અને નિર્બળ હોવાથી અમીરોની સત્તા વધી પડી હતી, તેના તાબામાં ફક્ત દિલ્હી અને આગ્રાના પ્રાંતો હતા, ઘણા પ્રાંતોના સુબાઓ સ્વતંત્ર થઈ ગયા હતા. તેમનામાં ચાલતા કુસંપ અને ફાટફૂટનો લાભ લઈ બાબરે ૧૫૧૯માં ઇબ્રાહીમના કાકા અલ્લાઉદ્દીનના કહેવાથી પંજાબ ઉપર સવારી કરી, અને લાહોર લૂંટી લઈ ત્યાં સુબો મૂકીને તે કાબુલ પાછો ગયો. આવી રીતે તેણે ચાર સવારી કરી પણ રાજ્ય સ્થાપી નહિ શકાવાથી તે પાછો ગયો હતો. હવે ઇબ્રાહીમ લોદીના અમીરોમાં ઘણો કુસંપ થવાથી પંજાબના સુબા દોલતખાને તેને દિલ્હી જીતી લઈ તૈમુરની માફક સામ્રાજ્ય સ્થાપવાને આમંત્રણ કર્યું; બાબર આવી તકને માટે ઘણા વખતથી તલસી રહ્યો હતો, તેથી ૧૫૨૫ના નવેમ્બરમાં તે હિંદ જીતવા માટે નીકળ્યો.

૨. **પાણીપતનું યુદ્ધ.**—ઇ. સ. ૧૫૨૬ માં ૪૦,૦૦૦નું લશ્કર લઈ દોલતખાન બાબરની સામો થયો, પણ તેને તરત નાસી જવું પડયું. હવે બાબરે પોતાનું સૈન્ય પાણિપતના મેદાનમાં ગોઠવી દીધું. ઇબ્રાહીમ લોદી ૧,૦૦,૦૦૦ માણસોનું લશ્કર અને ૧૦૦ હાથી લઈ તેની સામે થયો. યુદ્ધકૌશલ્યમાં બાબરને ઘણો અનુભવ મળ્યો હતો. તેના યોદ્ધાઓ અનેક લડાઈઓમાં કસાએલા હતા.તેનું તોપખાનું તેમજ વ્યૂહરચના ઉંચા પ્રકારની હોવાથી ઇબ્રાહીમના લશ્કરને તેણે ચારે બાજુએથી લડાઇમાં ઘેરી લીધું, જબરજસ્ત તુર્ક અને મોગલોના અડગ હુમલા આગળ ઇબ્રાહીમના લશ્કરમાં ભંગાણ પડયું, અને ઇબ્રાહીમ રણમાં પડયો. તેના લશ્કરમાંથી ૧૫,૦૦૦ ની ખુવારી થઈ. લડાઈમાં જીત્યા પછી બાબરે તરતજ બે લશ્કરી ટુકડી વડે દિલ્હી અને આગ્રા કબજે કર્યા, અને ત્યાં તેના નામનો ખુત્બો પઢાયો અને બાબરે પાદશાહનું પદ ધારણ કર્યું. દિલ્હી અને આગ્રામાંથી પુષ્કળ ખજાનો મળી આવ્યો હતો, તે તેણે બધા

સૈનિકોને ઉદાર ભાવથી વહેંચી આપ્યો. કાબુલમાં રહેનાર દરેક માણસને પણ તેણે એક રૂપાનો સિક્કો મોકલાવ્યો. હિંદી સામ્રાજ્ય તે વખતે સિંધુથી બિહાર સુધી હતું, પણ હમણાં તેના તાબામાં ફક્ત દિલ્હી અને આગ્રા હતાં. અફઘાન રાજાઓ અને અમીરો તેની સામે બંડ ઉઠાવવાની ખટપટ કરતા હતા. વળી કાબુલની ઠંડી હવા ભોગવવાને તેનું લશ્કર બડબડતું હતું, પણ દૃઢતાથી તેમની અભિલાષા ઉત્તેજી તેમનું મન શાંત કર્યું. કેટલાક અફઘાન સરદારો તેના પક્ષમાં આવ્યા. હુમાયુએ દોઆબમાં આવતા અફઘાન લશ્કરને વિખેરી નાખ્યું અને તેણે જુવાનપુર, કાલ્પી, અયોધ્યા, વગેરે જીતી તે તેના બાપની મદદે ગયો.

**૩. રાણો સંગ અને સિક્રીનું યુદ્ધ.**—આ વખતે રજપુતાનામાં મેવાડનું રાજ્ય સર્વોપરિ હતું, ને તેની રાજધાની ચિતોડ હત. ત્યાં રાણો સંગ (સંગ્રામસિંહ) રાજ્ય કરતો હતો. તે ઘણો બળવાન અને બહાદુર રાજા હતો. તેના શરીર ઉપર તરવારના અને ભાલાના ૮૦ ઘા પડેલા હતા. તે એક હાથે ઠુંઠો, એક આંખે કાણો, અને એક પગે લંગડો હતો. આવા કસાએલા શૂરવીર યોદ્ધાએ ઇબ્રાહીમને ઘણી વાર હરાવ્યો હતો. અફઘાનની બાદશાહત તોડીને ફરીથી દિલ્હીમાં હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની તેની મહાત્વાકાંક્ષા હતી. જ્યારે સંગે જોયું કે તૈમુર અને ઝંઘીઝખાનની માફક બાબર લૂંટ લઈ પાછો જતો નથી, ત્યારે તેણે તેને હાંકી કાઢવા મારવાડ, અંબર, બુંદી, ગ્વાલીઅર, અજમેર, અને ચંદેરી અને બીજા રાજ્યમાંથી મોટું લશ્કર એકઠું કર્યું. તેમાં ૧૨૦ મોટા સામંતો હતા, ૮૦,૦૦૦ હયદળ હતું અને ૫૦૦ લડાયક હાથી હતા. કેટલાક અફઘાન સરદારો પણ તેમાં ભળ્યા હતા. જ્યારે તે બીઆના ઉપર ધસ્યો ત્યારે બાબરે એક ટુકડી તેને અટકાવવા મોકલી, અને બીજું લશ્કર લઈ તે ફતેહપુર સિક્રી પાસેના કનવાના મેદાનમાં આવ્યો. ત્યાં બને લશ્કરો ભેગાં થયાં. આરંભમાં રજપુતોએ મોગલ સૈન્યનો એક મોરચો લઈ લીધો. મોગલોએ રજપુતોની બહાદુરીનાં ઘણાં વખાણ સાંભળ્યાં હતાં. તેથી તેઓ નાસીપાસ થઈ ગયા. બાબરે તેના લશ્કરને

પ્રોત્સાહિત કરવા માટે રાણા સંગ સાથે સંધિની શરૂઆત કરી. આ દરમિઆન બાબરે જોઈતી વ્યવસ્થા કરી. આ અણીના વખતે બાબરે દારૂ નહિ પીવાના સોગંદ ખાધા, અને દારૂને જમીન ઉપર ઢોળી નાખ્યો. પછી તેણે એક જુસ્સાદાર ભાષણ કરી પોતાના લશ્કરને ઉશ્કેર્યું. દરેક સૈનિકે કુરાન લઈ સોગન ખાધા અને તેમનામાં અપૂર્વ ઉત્સાહ આવ્યો. રજપુતો ઘણા શૌર્યથી લડયા પણ બાબરની વ્યૂહ-રચના અને તેના ઉંચા પ્રકારના તોપખાના આગળ તેઓનું કંઈ વળ્યું નહિ. વળી રાયસેનનો તુંવાર રાજા શિલાદિત્ય જે બાબર સાથે પ્રથમ સંધિ કરવામાં રોકાયો હતો ને જે રજપુત લશ્કરની હરોળમાં હતો તે દગો કરી બાબરને મળી ગયો. હરોળ તૂટવાથી રજપુતો ગભરાયા અને તેઓ હવે પાછા હટવા લાગ્યા, એટલે લશ્કરમાં ભંગાણ પડવાથી તેમની કતલ શરૂ થઈ. એટલે રજપુતોએ ચારે તરફ નાસવા માંડ્યું. લડાઈમાં ઘણા રજપુત સરદારો કપાઈ ગયા અને હજારો શૂરવા રજપુતો પડયા.

૪. **બીજા મુલક જીતવા.**—આ પ્રમાણે એક વર્ષની અંદર બાબરે અફઘાન અને રજપુતોની મહાન સત્તા તોડી આથી બાબરને પોતાનું રાજ્ય મજબુત કરવામાં કોઈ આડે આવનાર રહ્યું નહિ; એટલે તેણે જીતેલા રાજ્યનો પાકો બંદોબસ્ત કરી ચંદેરીના રાજા મેદનીરાય ઉપર ચડાઈ કરી. એ રાજા બહાદુરીથી લડયો ને કેસરીઆં કરી ઇ. સ. ૧૫૨૮માં મરણ પામ્યો. અને એ રાજ્ય બાબરને હાથ આવ્યું.

તે દરમિઆન અફઘાન સરદારોએ બંડ કર્યું તેથી બાબરે હુમાયુને તેની સામે મોકલ્યો. ચંદેરી જીત્યા પછી બાબર હુમાયુની મદદે ગયો એટલે અફઘાનો કનોજ આગળથી નાસી ગંગાને કિનારે લડવાને તૈયાર થયા. બાબરે હોડીનો પૂલ બાંધી તેમના ઉપર ઓચિંતો હલ્લો કર્યો એટલે અફઘાનો હાર્યા અને જીવ લઈ નાઠા. બાબરે હવે બિહાર પ્રાંત કબજે કર્યો. પણ ઇબ્રાહિમ લોદીના ભાઈ મહમદે બંડ કરવાથી તેને એકદમ આગ્રાથી કૂચ કરવી પડી. બિહાર અને બંગાળાનું અફઘાન લશ્કર ગોગ્રા ઉપર પડાવ નાખી પડ્યું હતું.

બાબરે સારી તૈયારી કરી કુનેહથી તેના ઉપર હલ્લો કરી તેને વિખેરી નાખ્યું; પછી બંગાળાના સુલતાન સાથે સલાહ કરી તે આગ્રે આવ્યો.

**૫. બાબરનું મરણ.**—એનો વહાલો દીકરો હુમાયુ માંદો પડયો, ત્યારે મુલ્લાંએ કહ્યું કે દીકરા કરતાં પણ વધારે વહાલી વસ્તુ ખુદાને અર્પણ કરવાથી તમારો દીકરો બચશે, માટે કોહીનુર અર્પણ કરો. એ સાંભળી બાબરે કહ્યું કે કોહીનુર કરતાં પણ વધારે વહાલો મારો પ્રાણ છે, એમ કહી હુમાયુ પાછળ પ્રદક્ષિણા કરી તેણે ખુદાની બંદગી કરી કે હુમાયુને બચાવી મને લો. આ અંતઃકરણની પ્રાર્થના પછી બાબર માંદો પડીને ૪૮ વરસની ઉમ્મરે મરણ પામ્યો ઇ. સ. ૧૫૩૦. એનું મડદું એની ઇચ્છા પ્રમાણે કાબુલમાં લઈ જઈને દાટયું. એના મરણ વખતે કાબુલથી બિહાર પ્રાંત સુધીનો મુલક એના તાબામાં હતો.

**૬. બાબરના ગુણ.**—થોડા વખતમાં બાબરે જે વિજય મેળવ્યો તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે એક યોદ્ધો હતો. તેની યુદ્ધકળા અજાયબ પમાડે તેવી હતી. એક નાના પણ કસાએલા લશ્કર વડે તેણે ચાર વરસમાં કાબુલથી બિહાર પ્રાંત સુધીનો મુલક જીતી લીધો હતો. આ ઉપરથી તેને એક મહાન વિજેતા ગણી શકાય; પણ રાજ્યની સુવ્યવસ્થા કરવાને તેને જોઇતો વખત મળ્યો નહિ. તેનું અંગબળ હેરત પમાડે તેવું હતું. એક માણસને બગલમાં રાખી કોટની દિવાલ ઉપર તે દોડી શકતો. તેની સહનશક્તિ અસાધારણ હતી. એક દિવસમાં તે ઘોડા ઉપર ૮૦ માઈલની સફર કરી શકતો. તેમજ તરવામાં પણ તે બાહોશ હતો. રસ્તામાં આવતી બધી નદીઓ તે તરી જતો. દારૂના વિલાસને લીધે તેમજ ઘણી મહેનતને લીધે પાછળથી તેનો બાંધો નિર્બળ થઈ ગયો હતો. બાબરે પોતાનું જન્મચરિત્ર પોતાને હાથે તુર્કી ભાષામાં લખ્યું છે તે અનુપમ છે. લડાઈ પ્રસંગે પણ તે કવિતા લખતો. તેનામાં શૌર્ય તેમજ ઉદારભાવ હતો. કોઈ પ્રસંગે તેને કઠોર થવું પડતું તો પણ તેનો સ્વભાવ ક્રૂર નહોતો. કુદરતનો તેને ઘણો શોખ હતો, તેથી તેણે કાબુલના બગીચામાં વહેતી નદી આગળ પોતાની કબર નક્કી કરી હતી. તે

સાહસિક હતો અને તેની સાથે દુઃખ સહન કરવાની તેની શક્તિ અપૂર્વ હતી. તેણે આખી જિંદગી લડાઈ લડવામાં ગાળી હતી. તે "મોગલ છતાં દયાળુ, મુસલમાન છતાં પરધર્મ સાથે પ્રીતિ રાખનાર, શૂરો, ઉદાર અને ગરીબનો બેલી તથા કુટુંબ પ્રત્યે વાત્સલ્યભાવ રાખનાર હતો," એવું એક ઇતિહાસકર્તાએ તેના વિષે લખ્યું છે.

---

## હુમાયુ

## પ્રકરણ ૨ જું

૧. મોગલાઇના ભાગ
૨. અફઘાનોના બળવા
૩. ગુજરાત ઉપર ચડાઈ
૪. ગુજરાતની જીત
૫. શેરખાંનું બંડ
૬. હુમાયુની નાસભાગ
૭. હુમાયુના ગુણદોષ

**૧. મોગલાઈના ભાગ.**—બાબરને ચાર દીકરા હતા. હુમાયુ, કામરાન, હિંદાલ અને મીરઝા અશ્કરી. તેમાં સૌથી મોટો હુમાયુ હતો. તે ૨૩ વર્ષની ઉમરે ગાદીએ બેઠો. બાબરે મરતી વખતે તેને તેના ભાઇઓ પ્રત્યે ભલમનસાઈ અને પ્રીતિથી વર્તવા કહ્યું હતું; તેથી તેણે કામરાનને કાબુલ અને પંજાબ પ્રાંત, હિંદાલને સંબેલ પ્રાંત અને મીરઝા અશ્કરીને મેવાડ પ્રાંત વહેંચી આપી પોતે દિલ્હી અને આગ્રા પ્રાંતનું રાજ્ય કરવા લાગ્યો. હુમાયુએ મોટા મનથી મોગલ સામ્રાજ્યના જે ભાગ કરી આપ્યા તે તેની રાજકીય દૃષ્ટિથી મોટી ભૂલ હતી.



હુમાયુ

આ પ્રમાણે મોગલાઈના કટકા થવાથી તે નિર્બળ બની ગઈ, એટલું જ નહિ પણ અફઘાનિસ્તાનના પહાડી પ્રદેશમાંથી જે બળવાન અને સાહસિક લડવૈયાની તાજી ભરતી મોગલ સૈન્યમાં થતી હતી તે અટકી પડી. આથી વારંવાર લડાઈઓ, ગરમ હવા અને એશઆરામને લીધે મોગલ લશ્કરનું બળ ઘટતું ગયું. પઠાણ તેમજ રજપુત રાજ્યો હજુ પુરેપરાં વશ થયાં નહોતાં એટલે તેમનું બળ તૂટયું નહોતું. તેઓ મોગલોને અંતઃકરણથી ધિક્કારતા હતા અને લાગ આવેથી બંડ કરવાનું ચૂકતા નહિ.

**૨. અફઘાનોના બળવા.**—હુમાયુ ગાદીએ આવ્યો ત્યારે તેને ત્રણ મોટી મુશ્કેલીઓ સાથે બાથ ભીડવાની હતી. વાયવ્ય સરહદમાં તેનો ભાઈ કામરાન ખટપટ કરતો હતો; બિહારમાં અફઘાનો મહમદ લોદીનો પક્ષ લઈ બંડની તૈયારી કરતા હતા; દક્ષિણમાં ગુજરાત અને માળવાનો બાદશાહ બહાદુરશાહ રજપુતોને જીતી આગ્રા ઉપર ધસારો કરવા તૈયાર થયો હતો. કામરાન પોતે વફાદાર હોય એમ ઉપર ઉપરથી બતાવતો, તેથી હુમાયુએ તેના તરફની બીક રાખી નહિ. અફઘાનોનો ભય વિશેષ હોવાથી તે પ્રથમ અફઘાનોને વશ કરવા રોકાયો. કેટલાક અફઘાન સરદારોએ કલિંજરનો કિલ્લો લઈ લીધો હતો. હુમાયુએ જાતે જઈને તે પાછો સર કરી લીધો. તેણે બિહારમાં જઈ મહમદ લોદીને ૧૫૩૧માં લખનૌ પાસેની લડાઈમાં પુરેપુરો હરાવ્યો; પણ તે પૂઠ પકડી તેમનો વિનાશ કરવાને બદલે ચુનાર (જે શેરખાનનું મજબુત થાણું હતું)-નો ઘેરો ઉઠાવી તે નામનો શરણે આવ્યો તેથી તેની જોડે સંધિ કરી. આ હુમાયુની મોટી ભૂલ હતી. શેરખાન કે જે એક બાહોશ, રાજ્યલોભી અને કપટી અફઘાન હતો તેને પુરેપુરો વશ કર્યો નહિ તેથી તેને પોતાની સત્તા જમાવવાની સારી તક મળી.

**૩. ગુજરાત ઉપર ચડાઈ.**—આ વખતે ગુજરાતનો પાદશાહ બહાદુરશાહ ઘણો બળવાન હતો. તેણે માળવાનું રાજ્ય જીતીને ખાનદેશ, વરાડ ને અહમદનગરના રાજાઓને તાબે કર્યા હતા, તથા તેણે ફિરંગીઓ સાથે યુદ્ધ કરીને વિજય મેળવ્યો હતો. તે મહત્ત્વાકાંક્ષી

હોવાથી તેનો ઈરાદો દિલ્હીની સલ્તનત હાથ કરવાનો હતો. એણે હુમાયુના એક બંડખોર સાળા મહમદ ઝમાનને આશ્રય આપ્યો હતો. તેને તે હુમાયુને સ્વાધીન કરતો નહોતો. તેણે પાછલા લોદી પાદશાહના વંશજ અલ્લાઉદ્દીન લોદીને લશ્કર તથા નાણાંની મદદ આપી દિલ્હીનું રાજ્ય જીતવા મોકલ્યો, અને પોતે લશ્કર લઈ ચિતોડ ઉપર ચડયો. સંગના મુઆ પછી રજપુતો નબળા પડી ગયા હતા, તેથી સંગના પુત્રને નસાડી તેણે ચિતોડ જીતી લીધું. બહાદુરશાહ ચિતોડ ઉપર ચડયો, ત્યારે સંગની રાણી કરૂણાવતીએ હુમાયુને ભાઈ તુલ્ય ગણી રક્ષા મોકલી ને તેને પોતાના કુંવરની મદદે બોલાવ્યો. કરૂણાવતીનો સ્વામી સંગ જો કે બાબર સામે લડયો હતો, તોપણ હુમાયુએ મોટા મનથી કરૂણાવતીની રક્ષા બાંધીને તેને પોતાની બેન પ્રમાણે ગણી તે તેના કુંવરની મદદે આવવા નીકળ્યો. એ વખતે હુમાયુ બંગાળામાં હતો. તે શેરખાનને હરાવીને ત્યાં પોતાનો અમલ બેસાડતો હતો. એવામાં અલ્લાઉદ્દીન લોદી આગ્રા ઉપર આવવાના તથા બહાદુરશાહ ચિતોડ ઉપર ચડવાના સમાચાર મળ્યા, તેથી તે તાબડતોબ આગ્રે આવ્યો ને અલ્લાઉદ્દીનને હરાવી ચિતોડ આવવા નીકળ્યો ઇ. સ. ૧૫૩૩.

**૪. ગુજરાતની જીત.**—બહાદુરશાહ ચિતોડ જીતીને મંદુસર આગળ છાવણી નાખી પડેલો હતો. મોગલોએ તેને ઘેરી લીધો એટલે તેને અન્નપાણીનો ટોટો પડવાથી તે નાસી ગયો. માળવાની રાજધાની માંડુ મોગલોએ ઇ. સ. ૧૫૨૫માં લઈ લીધી. પછી તેની પૂઠ પકડી ચાંપાનેર, ખંભાત અને અમદાવાદ કબજે કર્યાં. ચાંપાનેરમાંથી હુમાયુને ઘણો ખજાનો હાથ આવ્યો. પછી બહાદુરશાહે દીવમાં ફિરંગીઓનો આશ્રય લીધો. માળવા અને ગુજરાત જેવા બે પ્રાંત ઘણી સહેલાઈથી તેને તાબે થયા, પણ તેનો પાકો બંદોબસ્ત કરવાને બદલે તેણે ઘણો વખત એશઆરામમાં કાઢયો. તેનો ભાઈ અશ્કરી જે ગુજરાતમાં સુબો હતો. તે ગાફલ રહેવાથી બહાદુરશાહે બીજે વરસે હાંકી કાઢયો, તેમજ માળવા પણ મોગલો પાસેથી લઈ લેવામાં આવ્યું.

**૫. શેરખાનનું બંડ.**—શેરખાન ઘોરવંશના બાદશાહની સૂર જાતિનો એક અફઘાન હતો. જુવાનપુરના સુલતાનના તાબાની બિહાર પ્રાંતમાં આવેલી રોટાસ પાસેની સહસ્રામની જાગીર તેને વારસામાં મળી હતી. તે બાબરના વખતમાં બિહારના સુલતાનનો વઝીર થયો હતો. તેનું મૂળ નામ ફરીદખાન હતું. તે સુબાની સાથે એક વાર શિકારે ગયો હતો, ત્યાં તેણે વાઘને એકજ ઝટકાથી મારી નાખ્યો તેથી તેને શેરખાનનો ઇલ્કાબ મળ્યો. તે પ્રથમ બાબરને તાબે થયો હતો, અને ઇ. સ. ૧૫૨૯માં તેને ચુનારનો મજબુત કિલ્લો આપવામાં આવ્યો હતો. જ્યારે ઈબ્રાહિમ લોદીના ભાઈ મહમદ લોદીએ હુમાયુની સામે બંડ ઉઠાવ્યું ત્યારે તે તેમાં ભળ્યો, પણ પછીથી લડાઈ વખતે તેનું લશ્કર લઈને તે હુમાયુને મળી ગયો. જ્યારે ઇ. સ. ૧૫૩૩માં હુમાયુએ ચુનારગઢને ઘેરો ઘાલ્યો ત્યારે તે નામનો શરણે થયો હતો, પણ ફરીથી અફઘાન સામ્રાજ્ય સ્થાપવાની તેની અભિલાષા નષ્ટ થઈ નહોતી. જ્યારે હુમાયુ ગુજરાત અને માળવા તાબે કરવામાં રોકાયો હતો, ત્યારે તેણે યુક્તિપ્રયુક્તિથી પોતાનું રાજ્ય વધારી દીધું અને લશ્કરને મજબુત કર્યું. કનોજમાં મહમદને સુલતાન તરીકે જાહેર કર્યો હતો, પણ તેને હરાવી શેરખાંએ બંગાળા કબજે કર્યું; વળી તેણે દગો કરીને રોહતાનો કિલ્લો લઇ લીધો, અને તેમાં પોતાનું કુટુંબ રાખ્યું તથા ખજાનો અને લડાઈનો સરંજામ તેમાં ભર્યો. હુમાયુને શેરખાનના બંડના ખબર મળ્યા, ત્યારે એકદમ બંગાળા તરફ કૂચ કરવાને બદલે તેણે આગ્રામાં એક વરસ મોજમજામાં ગાળ્યું. ત્યારબાદ તેણે મોટા લશ્કરની મદદથી ચુનારગઢ જીતી લીધો. તેણે શેરખાનને જુવાનપુરની સુબાગીરી આપવા માંડી પણ તે તેણે સ્વીકારી નહિ. હુમાયુને બંગાળાની અંદર તેણે આવવા દીધો નહિ. તેણે બિહાર કબજે કર્યું અને ઇ. સ. ૧૫૩૦માં હુમાયુએ બંગાળાની રાજધાની 'ગૌડ' તાબે કર્યું. ચપળતા અને દૃઢતાથી શેરખાન જોડે લડવાને બદલે છ માસ મોજમઝામાં ગાળ્યા. તે દરમિઆન શેરખાને ઠેઠ કનોજ સુધીનો મુલક જીતી લઈ તેના બધા માર્ગ

બંધ કરી દીધા. ચોમાસાને લીધે તેમજ રોગ અને કડક તાપને લીધે તેનું લશ્કર કાયર થઈ ગયું હતું. આ અરસામાં હિંદાલ કે જેને લડાઈનો સરંજામ લઈ આવવા મોકલ્યો હતો, તેણે દિલ્હી જઈ પોતાને બાદશાહ જાહેર કર્યો; બંને ભાઇઓએ આ અણીના વખતે તેને મદદ કરી નહિ તેથી હુમાયુએ રાજધાની તરફ જવા માંડ્યું. પણ શેરખાને બકસર પાસે ચૌંસા આગળ હુમાયુને સખત હાર ખવરાવી. તેનું લશ્કર નાશ પામવાથી તે એકલો ભીસ્તીની મદદથી ગંગા ઓળંગી આગ્રે આવી પહોંચ્યો. તેની બેગમને શેરખાને માન સહિત આગ્રે મોકલી આપી. હવે શેરખાંએ બંગાળા કબજે કરી ગૌડ શહેરમાં સુલતાનપદ જાહેર કર્યું. ઇ. સ. ૧૫૩૯ માં તે બંગાળા અને જુવાનપુરનો સુલતાન થયો. બીજે વર્ષે ૧૫૪૦માં હુમાયુ ફરીથી લશ્કર લઈ કનોજ આગળ શેરખાન સામે થયો, પણ તેનું લશ્કર અવ્યવસ્થિત અને નિર્બળ હોવાથી બીલકુલ લડ્યું નહિ, એટલે હુમાયુ તદ્દન હારી ગયો અને જીવ લઈને નાઠો.

૬. **હુમાયુની નાસભાગ.**—કનોજની હાર પછી હુમાયુને પંદર વરસ જુદે જુદે ઠેકાણે રખડવું પડ્યું. કામરાને પંજાબ પ્રાંત શેરખાનને સોંપી દીધો; અને ત્યાં તેને કંઈ મદદ મળી નહિ તેથી તે સિંધ તરફ ગયો અને ત્યાં ઘણી મહેનત કરીને તેણે જોધપુરના રાજા માલદેવની મદદ માગી. તેમાં પણ તેનું કંઈ વળ્યું નહિ. ત્રણ વરસ સુધી રજપુતાના અને સિંધમાં અનેક દુઃખ વેઠવાથી તે કંટાળી ગયો. તે સાત માણસ સાથે ઉમરકોટ આવી પહોંચ્યો. ત્યાં તેની રાણી હમીદાએ મહાન અકબરને ઇ. સ. ૧૫૪૨માં જન્મ આપ્યો. તે ખુશાલીના પ્રસંગે તેની પાસે થોડીક કસ્તુરી હતી તે તેણે તેના નોકરોમાં વહેંચી આપી, અને કહ્યું કે કસ્તુરીની માફક તેની કીર્તિ બધે ફેલાશે. ઉમરકોટના રાજા રાણાપ્રસાદે તેને પંદર હજારનું લશ્કર સિંધ જીતવા આપ્યું, પણ તેમાં તે નિષ્ફળ જવાથી તે કંદહાર જવા નીકળ્યો. તેની બેગમ અને અકબરને અશ્કરીને સોંપી મહા મુશ્કેલીથી ચાળીસ પચાસ આદમી સાથે તે ઈરાન ગયો. ત્યાંના રાજા

શાહ તમસ્પે તેનો સારો આદરસત્કાર કર્યો અને સુન્ની મટી શિયા પંથ સ્વીકારવાની શરતે તેણે હુમાયુને મદદ કરી. હુમાયુએ અસ્કરી પાસેથી ઇ. સ. ૧૫૪૫માં કંદહાર જીતી લીધું. પછી તેણે કાબુલ સર કર્યું અને હિંદુસ્તાન જીતવાની તે તૈયારી કરવા લાગ્યો. પચીસ વર્ષ ઉપર બાબરની સ્થિતિ હતી તેવી હાલમાં હુમાયુની સ્થિતિ થઈ પડી હતી.

**૭. હુમાયુના ગુણદોષ.**—તે ગાદીએ આવ્યો તે વખતની લશ્કરી સ્થિતિ બરાબર સમજીને દૃઢતાથી તેને કામ કરવાનું હતું. તેનામાં લડાયક કુનેહ, અતિશય ઉત્સાહ અને સાહસની ખાસ જરૂર હતી; કારણ કે બાબરની કારકીર્દિના ટુંકા સમયમાં મોગલ સત્તા જામી નહોતી. હુમાયુને વિદ્યા ઉપર ઘણી અભિરુચિ હતી. તે શૂરવીર અને બહાદુર હતો, પણ સાથે સાથે તે આળસુ અને લહેરી હોવાથી તેના દુશ્મનોને તે દાબી શક્યો નહિ. તેની ભલમનસાઈને લીધે તેને રાજ્ય ખોવું પડયું એ નિઃસંશય છે. તેની ઉદારતા અને વાત્સલ્યનો દુરુપયોગ કરીને તેના ભાઈઓએ ખટપટ અને બંડ કર્યાં તેથી તેને ઘણું સહન કરવું પડયું. જો તે દૃઢ નિશ્ચય અને દીર્ઘદૃષ્ટિવાળો હોત તો પ્રથમથીજ શેરખાનને સજ્જડ હરાવી તે પોતાનો રસ્તો નિષ્કંટક કરત, તેમજ ગુજરાત અને માળવા પ્રાંતની વ્યવસ્થા કરી શકત; પણ ઉપર જણાવેલા દોષોને લીધે બાબરે મેળવેલું રાજ્ય તેણે દસ વર્ષમાં ખોઈ નાખ્યું.

---

## પ્રકરણ ૩ જું

### પુનઃ પઠાણ રાજ્ય

### सूरकुळना पादशाह १५४०–१५५५

| | |
|---|---|
| **૧. શેરશાહ** | **૪. સલીમશાહ** |
| **૨. શેરશાહની ચડાઇ** | **૫. આદીલશાહ** |
| **૩. શેરશાહની રાજ્યનીતિ અને સુધારા** | **૬. મોગલાઇ રાજ્યની પુનઃ સ્થાપના** |

**૧. શેરશાહ. ૧૫૪૦–૧૫૪૫.**—હુમાયુને કનોજ આગળ

સજ્જડ હાર ખવરાવી, શેરખાન શેરશાહના નામથી દિલ્હીનો બાદશાહ થયો. સાહસ, યુદ્ધકૌશલ્ય, બહાદુરી અને દીર્ઘદષ્ટિથી તે પઠાણ સરદારોમાં ધીમે ધીમે એક્તા સ્થાપી ફરીથી પઠાણ રાજ્યની સ્થાપના કરી શક્યો.

**૨. શેરશાહની ચડાઇ.**—શેરશાહનો ઇરાદો મોગલોને ફરીથી દિલ્હીની રાજગાદી લઈ લેતા અટકાવવાનો હતો, તેથી પ્રથમ તેણે પંજાબ કબજે કરી મોગલોને કાઢી મૂક્યા, અને રોહતાનો કિલ્લો મજબુત કરી દેશનું રક્ષણ કર્યું. બંગાળામાં ખીજરખાન નામના સરદારે બંડ કર્યું તેને તેણે હરાવ્યો અને ત્યાંની રાજ્યવ્યવસ્થા કરી. પછી તેણે ઇ. સ. ૧૫૪૨માં માળવા ઉપર ચડાઈ કરી, કારણ કે હુમાયુનો વિચાર ગુજરાત અને માળવા લઈ ફરીથી દિલ્હીનું તખ્ત તાબે કરવાનો હતો. તેથી તેણે માળવાનાં કેટલાંક થાણાં કબજે કરી રાયસેનગઢ ઉપર ૭ માસ સુધી ઘેરો ઘાલ્યો. ત્યાંનો સુબો પ્રાણમલ્લ ઘણા શૌર્ય અને હિંમતથી તેની સાથે લડયો, છેવટે ઘેરાએલા લશ્કરને અભયવચન આપવાથી તેને કિલ્લો સ્વાધીન કર્યો; પણ શેરશાહે દગો કરી નિર્દયતાથી રજપુતોને મારી નાખ્યા અને રજપુતાણીઓ બળી મરી. હવે તે મારવાડ જીતવા ગયો.

જોધપુરનો મહારાજા માલદેવ આ વખતે રજપુતાનામાં સર્વોપરિ હતો. તે હુમાયુ સાથે શેરશાહ વિરુદ્ધ ખટપટ કરતો હોવાથી તેણે જોધપુર પર ચડાઈ કરી દગા ફટકાથી ત્યાંના લશ્કરને હરાવ્યું. જોધપુરના સરદારો બહાદુરીથી લડયા અને ઘણી મુશ્કેલીથી મારવાડ તેના કબજામાં આવ્યું. માલદેવ નાસી જવાથી આખું રજપુતાના તેના તાબામાં આવ્યું. પછી રણથંભોરનો કિલ્લો સર કરી તેણે કલિંજરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. તે ગઢ મજબુત હતો તેથી સાત મહીના સુધી ઘેરો ઘાલ્યો. રજપુતોએ બહાદુરીથી કિલ્લાનું રક્ષણ કર્યું. એવામાં અચાનક એક ગોળો દારૂખાનામાં પડ્યો, અને તે એકદમ સળગી ઊઠવાથી શેરશાહ દાઝયો અને મરણ પામ્યો ઇ. સ. ૧૫૪૫.

**૩. શેરશાહની રાજ્યનીતિ અને સુધારા.**—શેરશાહે

પોતાની પાંચ વર્ષની કારકીર્દિમાં હિંદુસ્તાનનો ઘણો ભાગ તાબે કર્યો હતો. તે ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે તેનું યુદ્ધકૌશલ્ય, વ્યૂહરચના અને લશ્કરી છાપો મારવાની કળા ઉત્તમ પ્રકારની હતી. તેને લીધેજ તે હુમાયુને હરાવી શક્યો હતો. એવું કહેવાય છે કે ખુલ્લો મોરચો બાંધી લડવાને બદલે છાનામાના છાપો મારી દુશ્મનના લશ્કરને જેર કરવાની યુક્તિ પ્રથમ શેરશાહે અજમાવી હતી. તેની રાજ્યવહીવટની શક્તિ અસાધારણ હતી. તે બુદ્ધિશાળી અને ડાહ્યો હતો. તેની મહેસુલપદ્ધતિ અને બીજા સુધારાઓ ઉપરથીજ અકબરે ઘણા સુધારાઓ દાખલ કર્યાં હતા. તે ચૂસ્ત મુસલમાન હતો પણ તેણે હિંદુઓ ઉપર જુલમ કર્યો નથી, બીજા પઠાણ રાજાઓની માફક તેણે હિંદુઓનાં મંદિર તોડી મસ્જીદ બનાવી નથી તેમજ તેમની કતલ પણ કરી નથી. તે ન્યાયી અને ઉદાર હતો. તે રાતદિવસ પ્રજાના હિત માટે મહેનત કરતો. તેની સત્તા એટલી બધી જામી હતી કે તેના વખતમાં કોઈ અમીરે બંડ કે બખેડો કર્યો નથી, તેમજ પ્રજાના માલની કોઈ ચોરી કે લૂંટ થઈ નથી. તેનો ઇન્સાફ કડક હતો, કારણ કે કોઈ પણ ગુન્હેગારની તે શરમ રાખતો નહિ.

રાજ્યવહીવટમાં દિવાની અને ફોજદારી ખાતાં જુદાં કરી તેના જુદા જુદા અમલદારો નીમવાની પહેલ શેરશાહે કરી છે. વળી સરકારી નોકરીનાં જુદાં જુદાં ખાતાં માટે નિયમ ઘડી કાઢી તેને વ્યવસ્થિત કરી. નોકરો રૂશ્વત લઈ શકતા નહિ. તેની પહેલાંના સુલતાનોના વખતમાં જાગીરદારો લશ્કરની મદદ કરતા, પણ તે પદ્ધતિ કાઢી બાદશાહી લશ્કર ઉભું કરવામાં આવ્યું. દરેક લડવૈયાને દર મહીને ઠરાવેલો પગાર આપવામાં આવતો. સરદારોને જાગીર આપવામાં આવતી નહિ. તેના રાજ્યમાં હિંદુઓને પણ ઉંચી પદ્વી આપવામાં આવતી. તેણે નાણાના ચલણમાં મોટો સુધારો કરી ચાંદીના રૂપીઆ ચલાવ્યા. તેના વખતમાં રસ્તા નિર્ભય હતા, તેમજ સરહદ ઉપર જકાતનાં નાકાં હતાં તેથી વેપાર રોજગાર સારો વધ્યો. તેણે બંગાળાથી સિંધુ નદી સુધી બે હજાર માઇલ લાંબો રાજમાર્ગ

બનાવ્યો. તેની બે બાજુએ ઝાડો રોપાવી તથા ઠેકાણે ઠેકાણે ધર્મશાળા અને કુવા બંધાવી અન્નક્ષેત્ર મંડાવ્યાં હતાં. ઘોડાઓદ્વારા ટપાલ લઈ જવા માટે તેણે વ્યવસ્થા કરી. રાજા ટોડરમલની મદદથી તેણે જમીનની નવી માપણી કરાવી. જમીનના કસ પ્રમાણે દરેક ખેડુતે શું મહેસુલ આપવું તે નક્કી કરવામાં આવ્યું. ખેતીની પેદાશનો ચોથો ભાગ રાજ્યનો ઠરાવ્યો હતો. તેને સારી ઈમારતો બંધાવવાનો ઘણો શોખ હતો. સહસ્રગામમાં બંધાવેલી તેની કબરની ઉત્તમ મકાનોમાં ગણતરી થાય છે.

**૪. સલીમશાહ.**—શેરખાંના મોટા દીકરા આદિલમાં રાજ્ય કરવાનો દમ ન હોવાથી સરદારોએ શેરખાંના નાના દીકરા જલાલખાનને ગાદી આપી. તે સલીમશાહનું નામ ધારણ કરી બાદશાહ થયો. એ પાદશાહ શૂરો ને હોશિયાર હતો. એણે દિલ્હીમાં રાજમહેલ બંધાવ્યો. એણે એના બાપનું મેળવેલું રાજ્ય સાચવીને આબાદ કર્યું તથા શેરશાહનાં લોકોપયોગી કામો પુરાં કરી તેમાં વધારો કર્યો. એ પાદશાહ નવ વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૫૫૩માં મરણ પામ્યો.

**૫. આદિલશાહ.**—સલીમશાહના બાળકુંવરને મારીને તેનો મામો મુબારીઝખાન પોતે મહમ્મદશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો, પણ તે જાતે નબળો હતો. તેણે ભોગવિલાસમાં ખજાનો ખાલી કર્યો, તથા મોટા મોટા સરદારોની જાગીરો લઈ તે નાલાયક માણસોને આપવા માંડી, તેથી દેશમા બંડો ઊઠયાં. એના સાળા ઈબ્રાહિમસૂરે બળવો કરી દિલ્હી ને આગ્રા જીતી લીધાં. આદિલશાહ બંગાળામાં નાસી ગયો. ત્યાં ઇબ્રાહિમે તેના ઉપર સવારી કરી. આદિલશાહના વજીર હેમુએ તેને હરાવ્યો. પંજાબમાં શેરશાહનો ભત્રીજો અહમદખાં સુબો હતો તેણે બળવો કરી દિલ્હી ને આગ્રા લઈ લીધાં, ને સિકંદર નામ ધારણ કરી તે પાદશાહ થયો ઇ. સ. ૧૫૫૪.

**૬. મોગલાઈ રાજ્યની પુનઃ સ્થાપના.**—ઇ. સ. ૧૫૪૩માં હુમાયુ ઇરાનમાં નાસી ગયો હતો, ત્યાં તે માત્ર ત્રણ વરસ રહ્યો. ત્યાંના પાદશાહ તમસ્પે ચૌદ હજાર સવાર હુમાયુને મદદે આપ્યા હતા, તે વડે તેણે મીરજા અસ્કરી પાસેથી કંદહાર જીતી લીધું. બીજો

ભાઈ કામરાન કાબુલમાં હતો, તેણે હુમાયુની રાણી હમીદા તથા કુંવર અકબરને કેદમાં રાખ્યા હતા. હુમાયુએ તેના ઉપર સવારી કરી તેને હરાવ્યો ને તેની આંખો ફોડી નાખી. આ વખતે હિંદમાં ઘણી અવ્યવસ્થા ચાલતી હતી. તે તકનો લાભ લઈ હુમાયુ પંદર હજાર માણસની ફોજ લઈ પંજાબમાં પેઠો, ને તે પ્રાંત તેણે કબજે કર્યો. ત્યાંથી આગળ વધી સિકંદરસૂરને સરહિંદ આગળ હરાવી દિલ્હી તથા આગ્રા જીતી લીધાં ઇ. સ. ૧૫૫૫. અનેક કષ્ટ વેઠી મેળવેલી બાદશાહત હુમાયુ ભોગવી શક્યો નહિ. એક દિવસ સાંજે નિમાજની બાંગ સાંભળી તે નીસરણીએ ઉતાવળો ઉતાવળો ઉતરતો હતો, તેવામાં પગ લપસી જવાથી ૪૯ વરસની ઉંમરે તે મરણ પામ્યો.

---

## પ્રકરણ ૪ થું
## મોગલાઈ રાજ્ય
## महान अकबर

| | |
|---|---|
| ૧ હેમુની સવારી | ૧૬ અહમદનગરનું રાજ્ય |
| ૨ હેમુના ગુણ | ૧૭ અહમદનગરના રાજ્યની પુનઃ સ્થાપના |
| ૩ બહેરામની બરતરફી | ૧૮ આસીરગઢ અને ખાનદેશ ખાલસા કરવાં |
| ૪ શરૂઆતની મુશ્કેલીઓ | ૧૯ સલીમનો બળવો |
| ૫ મોગલ સરદારોને વશ કરવા | ૨૦ પાદશાહનું મરણ |
| ૬ અકબરનું ડહાપણ | ૨૧ અકબરના ગુણ |
| ૭ ચિતોડ ઉપર ચડાઇ | ૨૨ અકબરનો નવો પંથ |
| ૮ રાણો પ્રતાપસિંહ | ૨૩ હિંદુઓને હોદ્દા આપવા |
| ૯ ગુજરાતની જીત | ૨૪ પ્રજાપ્રેમ સંપાદન કરવો |
| ૧૦ બંગાળા | ૨૫ જમાબંધી |
| ૧૧ મીરજા હકીમનો બળવો | ૨૬ રાજ્યવહીવટ |
| ૧૨ કાશ્મિર | ૨૭ અકબરના વિદ્વાનો |
| ૧૩ યુસફ્જી લોકોનો બળવો | ૨૮ અકબરની મહત્તા |
| ૧૪ સિંધ | |
| ૧૫ દક્ષિણનાં રાજ્યો | |

૧. **હેમુની સવારી.**—હુમાયુ મરણ પામ્યો તે વખતે અકબર

પંજાબમાં હતો. રાજ્યનો મામલો એટલો બધો અસ્થિર હતો, કે પહેલાં તો તેને કાબુલ પાછા ફરવાની સલાહ આપવામાં આવી હતી, પણ બેહરામખાનની દઢતાથી અકબર આગળ વધ્યો. આદિલશાહનો વજીર હેમુ બાહોશ અને કાબેલ હતો. તેની પાસે મોટું લશ્કર હતું. તેની અભિલાષા ફરીથી હિંદુ મહારાજ્ય સ્થાપવાની હતી. તેણે મોગલો પાસેથી દિલ્હી ને આગ્રા પાછાં જીતી લેવા સવારી કરી. તેણે આગ્રા જીતીને દિલ્હીના કિલ્લેદાર તાર્દીબેગ પાસેથી દિલ્હી સર કર્યું, અને દિલ્હીના તખ્ત ઉપર બેસી વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું; પછી તે અકબરને હરાવવા પાણિપતના મેદાનમાં આવ્યો. આ સમાચાર સાંભળી અકબર પોતાનું સૈન્ય લઈ તેની સામે આવ્યો. રણક્ષેત્રમાં બંને વચ્ચે યુદ્ધ થયું. હેમુને ગજદળ ઉપર સારી આશા હતી, પણ તોપના અવાજથી તેના હાથીઓ ભડકીને નાઠા, અને મોગલોની ઉંચા પ્રકારની બ્યૂહરચના અને તોપખાનાથી તેમને વિજય મળ્યો. હેમુની આંખમાં એક તીર વાગ્યું તોપણ તે બહુ બહાદુરીથી લડયો, પણ અંતે તે બેભાન થઈ નીચે પડયો એટલે તેના લશ્કરમાં નાસભાગ થઈ અને તે કેદ પકડાયો. એ વખતે પાદશાહનો મુખ્ય મદદગાર તેનો વજીર બહેરામખાન હતો. તે પાદશાહ નાનો હોવાથી તેના રક્ષકનું ને રાજ્યના બંદોબસ્તનું કામ કરતો. બહેરામે પરધર્મી હેમુનો શિરચ્છેદ કરવાનું કહ્યું, ત્યારે અકબર મોટા મનથી પણ દઢતાથી બોલ્યો કે તાબે થએલા ઘાયલ શત્રુ ઉપર હું ઘા કરવાનો નથી. એથી બહેરામને માઠું લાગ્યું ને એણેજ તેનો શિરચ્છેદ કર્યો. આવી રીતે તેના સૌથી જબરા દુશ્મનનો નાશ થવાથી અકબર નિર્ભયપણે ભારે દબદબાથી દિલ્હીની ગાદી ઉપર બેઠો.

**૨. હેમુના ગુણ.**—હેમુ જાતનો વાણીઓ હોવા છતાં તે બહાદુર, બુદ્ધિવાન, દીર્ઘદષ્ટિવાળો ને શાણો હતો. તે હલકી પદ્દી ઉપરથી પોતાના સારા ગુણો વડે પાદશાહની વજીરાત પામ્યો એટલું જ નહિ; પણ પઠાણ જેવા અભિમાની ને તોફાની લોકોને વશ કરી તેનો સેનાપતિ થયો, અને પોતાના સ્વામીની વતી દિલ્હી ને આગ્રા

જીતીને મોગલોના બહાદુર સરદારો સામો થઈ શક્યો. પઠાણ પાદશાહોના સમયમાં હિંદમાંથી માત્ર હેમુજ એટલી ઉંચી પાયરીએ ચડયો હતો. એના મરણથી આદિલીનો મુખ્ય આધાર ગયો, ને તે પોતે પણ બંગાળાનું એક બંડ સમાવતાં મરણ પામ્યો. આવી રીતે દિલ્હીમાં ફરીથી હિંદુ મહારાજ્ય સ્થાપવાનો તેનો પ્રયત્ન લડાઈની જુની રીતને વળગી રહેવાથી નિષ્ફળ ગયો.

૩. **બહેરામની બરતરફી.**—જ્યારે અકબર ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમ્મર ફક્ત ૧૪ વર્ષની હતી. મોગલાઈની સત્તા બરાબર જામી નહોતી, અને અફઘાન સરદારો ફરીથી રાજ્ય સ્થાપવાને પ્રયત્ન કરતા હતા. આવા કટોકટીના પ્રસંગે બહેરામખાન તેની વતી રાજ્ય ચલાવતો હતો. તેણે પાંચ વર્ષમાં સરદારોનાં બંડ ઘણી ચાલાકીથી દબાવી દીધાં અને હુમાયુના વખતનું રાજ્ય પાછું મેળવી આપ્યું. તે નીમકહલાલ, બહાદુર અને કુનેહવાળો હતો, તેથી થોડા વખતમાં તેણે મોગલ પાદશાહત સજીવન કરી તેને સ્થિર કરી; પણ તે સ્વભાવે નિર્દય, તામસી અને ઉદ્ધત હતો. વળી તેણે શિયા પંથ સ્વીકારેલો હોવાથી તે તે પંથવાળાને ઉંચા હોદ્દા આપતો. હુમાયુની કનોજની હાર પછી તે તેના મરણ સુધી તેને બરાબર વફાદાર રહ્યો હતો. તેના મરણ પછી અકબરના વાલી તરીકે પણ તેણે નીમકહલાલીથી કામ કર્યું હતું. તે ન હોત તો હુમાયુને ફરીથી રાજ્ય મળત નહિ તેમજ અકબર લાંબો વખત રાજ્ય ટકાવી શકત નહિ. તે બહાદુર સૈનિક અને કુશળ રાજનીતિજ્ઞ હતો. બહેરામ બહાદુર પણ નિર્દય હતો. બાબરનો સોબતી ને હુમાયુને ઉપયોગી થઈ પડેલો દિલ્હીનો સુબો તાર્દીબેગ હતો તેને તેણે મરાવ્યો. તેમજ બીજા એક અમીરને પણ નાના સરખા અપરાધ માટે મરાવ્યો, તથા પાદશાહના ગુરુને દેશપાર કર્યો. આવી વર્તણુકથી અકબરને માઠું લાગ્યું. બહેરામના કઠણ સ્વભાવથી બીજા મોગલ સરદારો પણ તેનાથી કંટાળ્યા હતા. જ્યારે અકબર અઢાર વર્ષનો થયો ત્યારે તેને બેહરામની આપખુદ સત્તા અસહ્ય લાગી, તેથી એણે આગ્રેથી દિલ્હી જઈ ઢંઢેરો પિટાવ્યો

કે આજથી હું પાદશાહ છું. રાજ્યમાં મારા સિવાય કોઈનો હુકમ માનવો નહિ. રાજ્યસત્તા પોતાના હાથમાં લઈને અકબરે બહેરામને મક્કા જવા કહ્યું, તેથી તેને ઘણું માઠું લાગ્યું. પ્રથમ મક્કા જવાની હા કહી તેણે બળવો કર્યો, પણ પાદશાહે તેને હરાવ્યાથી તે શરણે આવ્યો. તેણે કરેલા મહાન ઉપકાર સંભારીને અકબરે તેનો ગુનો માફ કર્યો, ને તેને કહ્યું કે તમે કાંતો દરબારમાં મોટા અધિકાર ઉપર રહો, અથવા કોઈ પણ ઠેકાણે સુબાનું કામ કરો કે મક્કે જાઓ. બહેરામે મક્કે જવાનું પસંદ કર્યું, ને ત્યાં જવા તે ગુજરાત ભણી ચાલ્યો. તેણે પહેલાં કોઈ અફઘાનનો ઘાત કરાવ્યો હશે, તેથી તેના છોકરાએ આવીને તેને માર્ગમાંજ મારી નાખ્યો ઇ. સ. ૧૫૬૦.

**૪. શરૂઆતની મુશ્કેલીઓ.**—બહેરામથી છૂટયા પછી આખા રાજ્યનું જોખમ અકબરને માથે આવી પડયું. તે વખતે તે માત્ર ૧૮ વર્ષની કાચી વયનો હતો; પણ તે એટલો બુદ્ધિમાન, દીર્ઘદૃષ્ટિવાળો, ચપળ, બહાદુર ને દૃઢ હતો કે તે વડે તેણે પોતાનું રાજ્ય સાચવ્યું; એટલુંજ નહિ પણ તે પોતાનું નામ અમર કરી ગયો. ભરતખંડના સઘળા પાદશાહો કરતાં તે ઉત્તમ નીવડયો, અને દુનિયામાં પણ એના જેવા પાદશાહો થોડાજ થયા છે. મોગલો પરદેશી ને પરધર્મી હતા, તેથી ભરતખંડની પ્રજા તેમને ચાહતી નહોતી. વળી આગલા પઠાણ પાદશાહોની જાતના સિપાઇ, સરદાર ને લોક એકધર્મી છતાં હિંદુ કરતાં મોગલોને વધારે ધિક્કારતા; કેમકે મોગલો તેમનું રાજ્ય પચાવી પડનારા હતા. મોગલો પણ અકબર બાળક હોવાથી તથા બહેરામનો ભય ગયાથી સ્વતંત્ર થવાને ઇચ્છતા હતા. આ પ્રમાણે અકબરને હિંદુ, પઠાણ ને મોગલ સઘળા તરફથી ભય હતો, ને તે સઘળાનો તેને બંદોબસ્ત કરવાનો હતો ઘણી સમયસૂચકતા વાપરી અકબર તે સઘળામાંથી સલામતીથી પાર ઉતર્યો, ને તેણે મોગલાઈ રાજ્ય મજબુત કર્યું. પઠાણ ને તુર્ક પાદશાહોના વખતમાં અફઘાનિસ્તાન, ઇરાન ને તુર્કસ્તાનમાંથી ઘણા લોક આવી લશ્કરની ભરતી કરતા. આ દેશમાં પણ એ લોકોની વસ્તી ઘણી હોવાથી તેઓ પણ લશ્કરમાં નોકર

રહેતા; પણ અકબરને તો કોઈ તરફથી મદદની આશા નહોતી. તેના વખતમાં કાબુલ મીરજાહકીમ ( કામરાનના દીકરા ) ના તાબામાં હતું. અકબર નાનો હોવાથી તે તેની વિરુદ્ધ હતો તથા રાજ્ય પચાવી પડવાની તેની ઇચ્છા હતી, વળી બીજા કેટલાક મોગલ સરદારો સ્વતંત્ર થવા ઇચ્છતા હતા તેથી તેમની મદદની પણ આશા નહોતી. પરંતુ અકબર આ સર્વ સંકટને પૂરો પડે એવો હતો.

**૫. મોગલ સરદારોને વશ કરવા.**—અકબરે પ્રથમ મોગલ સરદારોનો બંદોબસ્ત કરવાનું ધાર્યું. તેના ખાનજમાન નામે સરદારે બળવો કર્યો; તથા માળવાના બંદોબસ્ત માટે મોકલેલો અદુબલ્લાખાન ગુજરાતના પાદશાહને મળી ગયો. ખાનજમાને અયોધ્યા ને પ્રયાગ જીતી લીધાં તેથી અકબરે પંડે થોડાજ લશ્કર વડે એકદમ ઓચિંતો જઈને છાપો મારી ખાનજમાનને હરાવ્યો ને માર્યો. બહાર પ્રાંતની ઉત્તરના સંબલ પ્રાંતના હાકેમ સુલતાન મિરજાના છોકરાઓએ બળવો કર્યો. પાદશાહે તે બળવો સમાવ્યો ને છોકરા ગુજરાતના પાદશાહને આશ્રયે ગયા. અકબરના ભાઈ મીરજાહકીમે આવી પંજાબ જીત્યું પણ અકબરે તેને હરાવીને પાછો કાબુલ કાઢ્યો. ઇ. સ. ૧૫૬૬. એ રીતે એણે છ વરસની અંદર પોતાના રાજ્યના સઘળા મોગલ બળવા સમાવી સમાધાની કરી, તથા બંડખોરો ઉપર દયા બતાવીને મોગલ સરદારોના મનમાં ભયની સાથે પ્રેમ ઉત્પન્ન કર્યો.

**૬. અકબરનું ડહાપણ.**—જ્યારે અકબરે રાજ્યવહીવટ પોતાના હાથમાં લીધો ત્યારે તેના સરદારો અંદર અંદર લડતા હતા. તેમના ઉપર વિશ્વાસ રાખી શકાય એમ નહોતું. અફઘાન સરદારો હજુ જોર પર હતા. કાબુલમાં મીરજાહકીમ તેની વિરુદ્ધ હતો; તેમજ બંગાળા, ગુજરાત, કાશ્મીર, ખાનદેશ જેવાં સ્વતંત્ર રાજ્યો તેની સામે ખટપટ કરી રહ્યાં હતાં. અકબરને હિંદમાં મોગલાઈ મજબુત કરવી હતી તેથી તેણે હિંદુઓને પોતાના પક્ષમાં લેવા પ્રયત્ન આદર્યો. અકબરની ધારણા એવી હતી કે હિંદુ પ્રજાને મુસલમાન પ્રજા સમાન પાળીને, તથા સઘળી પ્રજા તરફ સમાનદૃષ્ટિ રાખીને તેમનો પ્રેમ સંપાદન કરવો;

જેથી પઠાણ પાદશાહોના વારામાં જેમ હિંદુ પ્રજા વારંવાર સામી થતી તેમ સામી થાય નહિ; વળી તેમની સાથે સગપણની ગાંઠ બંધાય તો તેઓ જરૂર પડે તો પૂર્ણ પ્રેમથી પોતાને મદદ કરે. આ ધારણા પાર પાડવા તેણે પ્રથમ હિંદુઓ ઉપરના જાત્રા તથા જજીઆ વેરા કાઢી નાખ્યા. મનુષ્ય પોતાને પસંદ પડે તે ધર્મ પાળે, તેમાં રાજ્ય તરફથી અચડણ નાખવી કે જુલમ કરવો નહિ એવું જાહેર કર્યું. એણે રાજ્યધનથી મુસલમાની ધર્મને ઉત્તેજન આપ્યું નહિ ને હિંદુધર્મને અડચણ કરી નહિ, તેથી એની મુસલમાન પ્રજા એને નાસ્તિક કહેતી. પણ એની હિંદુપ્રજા સંતોષ પામી. સમદૃષ્ટિ, નિષ્પક્ષપાતપણું, અને જીતેલી પ્રજાને યોગ્ય માન આપી તેમને જીતી લેવી, એ તેના રાજ્યનીતિના મુખ્ય સિદ્ધાંતો હતા. હિંદુઓને વશ કરવાને એણે બીજી યુક્તિ આ પ્રમાણે કરી. પ્રથમ એણે જયપુરના રાજા બિહારીમલ્લ ઉપર સવારી કરી તેને હરાવ્યો ને તેની કુંવરી વેરે પોતે પરણ્યો, તેમજ જોધપુરના રાજા માલદેવની કુંવરી* વેરે પણ તે પરણ્યો પોતાના છોકરાને પણ રજપુત કન્યા પરણાવી હતી. એ પ્રમાણે રાજ્યસ્થાનનાં મોટાં રાજ્યો સાથે સગાઇ કરીને તેમને પોતાના પક્ષમાં લીધાં, એટલું-જ નહિ પણ ત્યાંના રાજાઓને પોતાના રાજ્યમાં સુબાઓની તથા સરદારોની જગા આપી. જયપુરના રાજા બિહારીમલ્લ પછી થએલા ભગવાનદાસને પંજાબની સુબાગીરી ઉપર નીમ્યો, તથા



જોધબા.

---

* કુંવરીનું નામ જોધબા હતું ને તેનો દીકરો સલીમ હતો.

# અકબરનું સામ્રાજ્ય ઈ. ૧૬૦૫




એ ભગવાનદાસના દીકરા માનસિંહને પોતાના લશ્કરમાં મોટા સરદારની

જગા આપી. એ સિવાય બીજાં રજપુત રાજ્યો પણ તાબે કર્યાં તથા તેમની સાથે સગપણ કરીને ત્યાંના રાજાઓને લાયકી પ્રમાણે સરદારો બનાવ્યા.

૭. **ચિતોડ ઉપર ચડાઈ.**—માત્ર ચિતોડના રાણા અકબર સાથે સગપણ કરવામાં ન ભળ્યા. મુસલમાનોને દીકરી દેવી એ હલકું કામ ગણી તેમણે પોતાની કન્યા દીધી નહિ, એટલુંજ નહિ પણ તેમના પટાવતોએ પણ ન દીધી. હિંદુસ્તાનમાં એક પ્રજાભાવ ઉત્પન્ન કરવાના અકબરના એ મહાન કાર્યમાં ચિતોડના સિસોદીઆ ભળ્યા નહિ, અને જે ભળ્યા હતા તેમને હલકા ગણી તેઓ તેમને અપમાન આપવા લાગ્યા. માળવાનો સુલતાન બહાદુર કે જેને માળવામાંથી મોગલ સૈન્યે કાઢી મૂકયો હતો, તેને ચિતોડના રાણા ઉદેસિંહે આશ્રય આપ્યો હતો. ઉદેસિંહ સંગનો પુત્ર હતો. અકબરને લાગ્યું કે જ્યાંસુધી ચિતોડ તાબે થશે નહિ ત્યાંસુધી રજપુતાનામાં મોગલ સત્તા જામશે નહિ, તેથી તેણે મોટું લશ્કર લઈને જાતે ચિતોડ ઉપર ચડાઈ કરી ઇ. સ. ૧૫૬૭. અકબર આવ્યાની વાત સાંભળી ઉદેસિંહ અરવલ્લીના ડુંગરમાં નાસી ગયો, પણ તેના સરદારો અને લશ્કર નાઠાં નહિ. અકબરે ચિતોડને ઘેરો ઘાલ્યો. ઘેરો ચાર મહીના સુધી ચાલ્યો. ચિતોડના રજપુતોએ અંત લગી ચિતોડનો બચાવ કરવાનો ઠરાવ કર્યો. રજપુતોની દૃઢતા આગળ અભેદ્ય ચિતોડગઢ હલ્લો કરીને લેવાય તેમ ન હોવાથી અકબરે સુરંગ ફોડવાનો ઠરાવ કર્યો. ઉદેસિંહ નાસી ગયો હતો, તેથી તેનો મુખ્ય પટાવત સલુંબરા ચિતોડી લશ્કરનો આગેવાન હતો. તે મરાયાથી તેની જગા તેના નાના ભાઈ પ્રતાપસિંહે લીધી. તે સોળ વરસનો હતો. તે અને તેની સ્ત્રી તથા માતા બહાદુરીથી લડતાં લડતાં રણમાં પડયાં. એ પ્રમાણે રાણાનાં સગાં મરાયાથી લશ્કરની સરદારી જયમલે લીધી. જયમલ બેદનુરનો મેડતીઆ જાતનો રાઠોડ પટાવત હતો. તેણે બહાદુરીથી અકબરના હુમલા પાછા વાળ્યા. સુરંગ ફૂટવાથી જે જગાએ કિલ્લો તુટયો હતો, તે જગા રાત્રે જયમલ સમી કરાવતો હતો, તેવામાં અકબરે ગોળી મારીને તેને મારી નાખ્યો. તેથી ચિતોડ જીતાયું.

ઇ.સ. ૧૫૬૮. થોડા મહીના પછીથી અકબરે રણથંભોર અને કલિંજરના કિલ્લા પણ જીતી લીધા, એટલે રજપુતાનાનો મોટો ભાગ તેની સાર્વભૌમસત્તા નીચે આવ્યો. સઘળા રજપુતો કેસરીઆં કરી રણમાં પડયા, ને સ્ત્રીઓ મહેલમાં આગ લગાડી બળી મરી. પ્રતાપે ને જયમલે પોતાના રાજાના નાઠા પછી જે પરાક્રમ કર્યું હતું, તે જોઈ અકબર તાજુબ થયો હતો. એ પરાક્રમી યોદ્ધાઓની યાદગીરી રાખવાને તેણે આગ્રાના પોતાના મહેલના દરવાજા આગળ બે બાજુએ બે હાથી ઉપર બે આરસનાં પુતળાં તૈયાર કરી બેસાડયાં. અકબરે ચિતોડ જીત્યું પણ સિસોદિઆ જીતાયા નહિ. એ પછી ચાર વરસમાં ઉદેસિંહ મરી ગયો. તે અરવલ્લીની ખીણમાં પોતાના નામથી ઉદેપુર નામે ગામ વસાવી રહેતો હતો, ત્યાંજ રાજગાદી કરી સિસોદીઆ રાણા રહેવા લાગ્યા.

**૮. રાણો પ્રતાપસિંહ.**—ફક્ત ઉદેસિંહજ અકબરને નમ્યો નહોતો. ઉદેસિંહ ઇ. સ. ૧૫૭૨માં મરી ગયો એટલે તેનો પુત્ર પ્રતાપસિંગ રાણો થયો. તે ઉદેસિંહ જેવો બીકણ નહોતો. તે એના વડવા કુંભા ને સંગ જેવો પરાક્રમી હતો. શૂરવીર પ્રતાપે મોગલ સૈન્ય સાથે લડવાનું ચાલુ રાખી ચિતોડની સ્વતંત્રતા જાહેર કરી. જોધપુર, બિકાનેર, અંબેર, બુંદી, વગેરે રજપુત રાજ્યોની અકબરને સારી મદદ હતી. જો કે પ્રતાપસિંહ સાધનહીન હતો, તેને અને તેના કુટુંબને વારંવાર ડુંગરમાં રખડવું પડતું હતું અને કેટલીક વખત તેમને ખાવાના પણ સાંસા પડતા; તોપણ તેણે ચિતોડ અને મેવાડ પાછું ન મળે ત્યાંસુધી દાઢી મુડાવવી નહિ, સોનારૂપાના થાળમાં જમવું નહિ, શૈય્યા ઉપર સુવું નહિ, અને મહેલમાં રહેવું નહિ એવી કઠણ પ્રતિજ્ઞા લીધી; અને તે તેણે જીવતાં સુધી પાળી.



**પ્રતાપસિંહ**

તે અકબરની સામે ૨૦ વરસ સુધી લડયો, પણ તેને જરા પણ નમતું આપ્યું નહિ. પ્રતાપસિંહે અકબરના વિશ્વાસુ સરદાર માનસિંહનું એક વખત અપમાન કર્યું, ( માનસિંહ સાથે તે જમવા બેઠો નહિ ) તેથી તેણે પ્રતાપને નમાવવા અકબરને સમજાવ્યો. અકબરે માનસિંહ અને શાહજાદા સલીમને મોટા સૈન્ય સાથે પ્રતાપની સામા મોકલ્યા. ઇ. સ. ૧૫૭૬. સિસોદિઆ ને તેમના મદદગાર પટાવતોનાં સૈન્ય પાછલી લડાઇમાં કપાઈ ગયાથી પ્રતાપસિંહ માત્ર બાવીસ હજારનું લશ્કર જમાવી શકયો. તેટલા વડે તેણે હલદીઘાટ* રોકયો. ત્યાંથી તેઓ મોગલોના જોરાવર લશ્કર ઉપર તૂટી પડયા તે વખતે દારૂણ યુદ્ધ ચાલ્યું. પ્રતાપે પોતાનો ઘોડો છેક સલીમના હાથી ઉપર કુદાવ્યો પણ તે ફાવ્યો નહિ. આ યુદ્ધમાં ઘણા રજપુતો કપાઈ ગયા અને પ્રતાપસિંહ મહા મુશ્કેલીથી તેના પ્રિય ઘોડા ચેતક ઉપર બેસી નાસી+ ગયો ઇ. સ. ૧૫૭૬. મુસલમાનો તેને પકડવા પાછળ પડયા પણ તે તેમના હાથમાં આવ્યો નહિ. પકડાઈ જવાના નિરંતર ભય વચ્ચે માત્ર પોતાના થોડાજ આગ્રહી સરદારો સાથે તે ઘણાં ઘણાં કષ્ટ વેઠી આ ડુંગરેથી આ ડુંગરે એમ ભટકયો. આખો મેવાડ અકબરે તાબે કર્યો હતો, અને અરવલ્લીના પર્વતીય પ્રદેશમાં ૫૦ થાણાં બેસાડયાં હતાં, તોપણ તે જરા ડગ્યો નહિ; અને અંતે આગ્રહ, ધીરજ, ઉદ્યોગ, દઢતા ને


માનસિંહ

* જુઓ પાંચમી ચોપડી પાઠ ૬૨ અને કવિ ખબરદારનું “ શૂરા બાવીસહજાર ” નામનું કાવ્ય.

+ જુઓ છઠ્ઠી ચોપડી પાઠ ૩, “ ઝાલારાણાનું પરાક્રમ. ”

બહાદુરીથી તેણે ચિતોડ, અજમેર, માંડલગઢ સિવાય પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. તે સમયે અકબરનું લક્ષ બીજાં રાજ્યો જીતવા તરફ હતું, તેથી તથા પ્રતાપ જેવા વીર પુરુષને હવે વધારે હેરાન કરવો નહિ એવું અકબરે મોટું મન રાખ્યું, તેથી પ્રતાપસિંહ મરતાં સુધી નિરાંતે રાજ્ય કરી શકયો તથા રજપુતોની આબરૂ જાળવી શકયો. ઇ. સ. ૧૫૯૭.

**૯. ગુજરાતની જીત.**—રજપુત રાજ્યો વશ કરીને તથા સગપણની સ્નેહગાંઠ બાંધી તેમની સહાય મેળવીને તેણે નર્મદાની ઉપરનાં સ્વતંત્ર થઈ ગએલાં મુસલમાની રાજ્યો જીતવા તરફ લક્ષ દોડાવ્યું. પ્રથમ તેણે પંજાબથી બહાર સુધીના નાના હાકેમોને જેર કર્યા; હવે તેને માળવા, ગુજરાત, ઓઢીઆ, બંગાળા કાશ્મિર ને સિંધ, એટલાં સ્વતંત્ર રાજ્યો જીતવાનાં હતાં. તેણે પ્રથમ માળવા જીત્યું ઇ. સ. ૧૫૭૨. તે વખતે ગુજરાતનો બાદશાહ મુજફ્ફરશાહ ત્રીજો નબળો હતો, તેથી ઘણા બંડખોરો ત્યાં એકઠા થએલા હતા. તેની પાસેથી ઇતિમાદખાન નામે ઉમરાવે રાજ્યસત્તા લઈ લીધી હતી. તે બંડખોરોનું સમાધાન કરી શકયો નહિ, તેથી તેણે ગુજરાત જીતવા અકબરને તેડું મોકલ્યું. વળી મુજફ્ફરશાહે મીરઝાઓને તેમજ માળવાના બંડખોરોને આશ્રય આપ્યો હતો, એટલે અકબર જાતે ૧૫૭૨માં ગુજરાત જીતવા આવ્યો. પાદશાહ મુજફ્ર શરણે થયો ઇ. સ. ૧૫૭૩. પછી મીરઝાને હરાવી અને સુરતનો કોટ જીતી લઈ ખંભાત થઈને અકબર પાછો સિક્રી ગયો. તેના ગયા પછી તરતજ બળવો થયો, તેથી ચોમાસામાં લાંબી લાંબી મજલો કરી, સાંઢણી ઉપર બેસી ૮૦૦ માઈલનું અંતર કાપી પાદશાહ નવ દિવસમાં આગ્રેથી ગુજરાતમાં આવ્યો; ને થોડું લશ્કર છતાં હિંમતથી ને ચતુરાઈથી બળવાખોરોને તેણે જેર કર્યા,તથા તેમની સાથે સમાધાની કરીને તે પાછો ગયો.આગળ જતાં મુજફ્રે બળવો કર્યો, પણ તે પકડાયો ને આગ્રે લઈ જતાં રસ્તામાંજ આપઘાત કરીને મરણ પામ્યો ઇ. સ. ૧૫૭૩. સિક્રીથી નીકળીને અકબરે આ જીત મેળવી હતી તેથી તેનું નામ ફતેહપુર સિક્રી પાડયું.

**૧૦. બંગાળા.**—બંગાળામાં શેરખાંના વંશજ સ્વતંત્રપણે રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૫૭૫માં દાઉદખાન નામે રાજા ત્યાં રાજ્ય કરતો હતો. તે મૂર્ખ અને ઉદ્ધત હોવાથી તેણે અકબરની સત્તા સ્વીકારી નહિ અને સ્વતંત્રતા જાહેર કરી, તેથી ગુજરાત જીત્યા પછી રાજા ટોડરમલને તેની સામે મોકલ્યો. અકબર પોતે પણ બંગાળામાં ગયો અને તેણે બિહાર સુધીનો મુલક જીતી લીધો. ઇ. સ. ૧૫૭૬માં અકબરના સરદાર ટોડરમલે તથા માનસિંહે બંગાળા ઉપર ચડાઈ કરી દાઉદને રાજમહાલ આગળ હરાવ્યો, અને તે પકડાઈ જવાથી તેને મારી એ પ્રાંત ખાલસા કર્યો. અકબરના અમલદારોની મહેસુલ સંબંધી સખ્તાઈ, અને તેના નવા પંથને લીધે બંગાળાના ઉમરાવો તેનો ભાઈ જે હકીમ ચૂસ્ત મુસલમાન હતો તેને ગાદી આપવા માગતા હતા, તેથી ત્યાં બંડ થયાં પણ તે સમાવી દીધાં. ૧૫૯૨માં ઓરીસા પ્રાંત ખાલસા કરી દીધો.

**૧૧. મીરજા હકીમનો બળવો.**—અકબરના સરદારો બંગાળામાં રોકાયા હતા, તેવામાં ઇ. સ. ૧૫૮૧માં કાબુલવાળા તેના ભાઈ મીરજા હકીમે પંજાબ ઉપર સવારી કરી ત્યાંના સુબાને કાઢી મૂક્યો, તેથી અકબરે પંડે પંજાબમાં આવીને હકીમને નસાડયો. અકબરે આગળ વધીને કાબુલ પણ જીતી લીધું. હકીમ શરણે આવ્યાથી તેને કાબુલનો સુબો બનાવી અકબર પંજાબમાં પાછો આવ્યો. પણ ૧૫૮૫માં હકીમનું મરણ થવાથી કાબુલ ખાલસા કરી ત્યાં રાજા માનસિંહને સુબો નીમ્યો. ત્યાંથી આવતાં સિંધુની આ પાર તેણે અટક નામે કિલ્લો બંધાવ્યો તે હજુ પણ છે. પંજાબમાં રાજા ભગવાનદાસને સુબો ઠરાવી પોતે રાજધાનીમાં આવ્યો.

**૧૨. કાશ્મિર.**—બાબર અને હુમાયુને કાશ્મિરનો મનોહર પ્રાંત જીતવાનો વખત મળ્યો નહોતો. સઘળો ઉત્તર હિંદુસ્તાન કબજે કર્યા પછી અકબરને કાશ્મિર જીતવાની ઇચ્છા થઈ. ત્યાંનો સુલતાન યુસુફ્ખાન અકબરની સત્તા સ્વીકારતો નહોતો, તેથી અકબરે રાજા ભગવાનદાસને મોટા લશ્કર સાથે કાસ્મીર મોકલ્યો, પણ તેમાં તેને

જશ મળ્યો નહિ. બીજે વરસે ફરીથી ચડાઈ કરી ત્યારે કાશ્મિરનો રાજા શરણે આવ્યો. અકબરે તેને બહાર પ્રાંતની જાગીર આપીને એ પ્રાંત ખાલસા કર્યો ઇ. સ. ૧૫૮૬.

**૧૩. યુસુફજી લોકોનો બળવો.**—હિંદની વાયવ્ય કોણમાં બાયજીદ નામે અફઘાને રોશનયે નામે એક નવો પંથ કહાડયો. તે લોકોનો જલાલ નામે એક સરદાર ઇ. સ. ૧૫૮૫માં કાબુલ તરફ લૂંટફાટ કરતો હતો. તેનો બંદોબસ્ત કરવાને અકબરે રાજા બીરબલ તથા પોતાના દૂધભાઈ જૈનખાંને લશ્કર આપીને મોકલ્યા ઇ. સ. ૧૫૮૬. એ સરદારોનું કંઈ ન ચાલ્યું ત્યારે અકબરે બીજું સૈન્ય તેમની મદદે મોકલ્યું. અફઘાનોએ તેમને ઓચિંતા ઘાટમાં ઘેરી લીધા. રાજા બીરબલ મરાયો ને અકબરના સઘળા સૈન્યનો નાશ થયો. જૈનખાં એકલો નાસીને અટક આવ્યો. એ સમાચારથી અને તેમાં પોતાના મિત્ર બીરબલના મોતથી અકબર બહુ ખિન્ન થયો. તેણે જૈનખાંનું મોં પણ ન જોયું. અકબરે તરતજ રાજા માનસિંહ તથા ટોડરમલને લશ્કર આપી જલાલના ઉપર મોકલ્યા, તેમણે કેટલીક વારે જલાલને હરાવીને તેનો પરાજય કર્યો ઇ. સ. ૧૫૮૫. પરંતુ તે ઇ. સ. ૧૬૦૦માં મરણ પામ્યો ત્યાંસુધી ટંટો કરતો બંધ પડયો નહિ. એ યુસુફજી અથવા રોશનયે લોકો પૂરેપૂરા કોઈને તાબે થયા નથી. તેઓ આજ સુધી સ્વતંત્ર છે.

**૧૪. સિંધ.**—સિંધમાં તે વખતે મુસલમાન થઈ ગએલો સુમાના જાતનો જામ રાજા રાજ્ય કરતો. તેના ઉપર અકબરે બે વાર લશ્કર મોકલીને એ પ્રાંત ઇ. સ. ૧૫૯૨માં ખાલસા કર્યો અને ત્યાંના રાજાને જાગીર આપી. અકબર ગાદીએ બેઠો એવામાં કંદહાર ઇરાની લોકોએ જીતી લીધું હતું. એ લોકોને આગળ જતાં માંહોમાંહે કજીઆ થવાથી એ પ્રાંત પણ અકબરને મળ્યો ઇ. સ. ૧૫૯૪.

**૧૫. દક્ષિણનાં રાજ્યો.**—એ પ્રમાણે નર્મદાની ઉત્તરનો સઘળો મુલક તાબે કર્યા પછી અકબરે દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો જીતવા તરફ લક્ષ દોડાવ્યું. એ સમયે દક્ષિણમાં બ્રાહ્મણીવંશનું રાજ્ય

તૂટી તેના પાંચ ભાગ પડી ગયા હતા. વરંગુળનું હિંદુરાજ્ય બ્રાહ્મણી રાજ્યમાં જોડાઈ ગયું હતું. વિજાપુરના સુલતાને વિજયનગરના રાજા રામરાજાને હરાવી તેનું રાજ્ય જીત્યું હતું, પણ વિજયનગરના તાબાના નાના નાના ખંડીઆ રાજા ખંડણી આપીને બચી ગયા હતા. ગાવિલગઢનું રાજ્ય અહમદનગરના સુલતાનોએ જીત્યું હતું. અકબરે દક્ષિણ જીતવાનો વિચાર કર્યો તે વખતે ત્યાં ખાનદેશ, અહમદનગર, ગોવળકોંડા, વિજાપુર ને બેદર એ પાંચ રાજ્યો હતાં.

**૧૬. અહમદનગરનું રાજ્ય.**—ઇ. સ. ૧૫૯૫માં અહમદનગરનો હાકેમ બુરહાન મરણ પામ્યાથી તેની ગાદીના દાવા માટે ચાર પક્ષ બંધાયા. તેમાંના બળવાન પક્ષે અકબરને દક્ષિણમાં તેડાવ્યો, તેથી તેણે પોતાનો દીકરો મુરાદ જે ગુજરાતનો સુબો હતો તેને અહમદનગર જવાનો હુકમ કર્યો. તે જતાં પહેલાં અહમદનગરમાં બહાદુર નામે એક છોકરો ગાદી ઉપર બેઠો, ને તેની ફોઈ ચાંદબીબી રાજ્યનો સઘળો કારભાર કરવા લાગી. એ બાઈ વિજાપુરના રાજા અલીઆદિલશાહની વિધવા હતી. તે બહાદુર હતી પણ અંદર અંદર કલહ અને કુસંપ હતો. અહમદનગરના રાજ્યમાં અકબરે પોતાનો પ્રથમ એલચી મોકલી ખાનદેશ, વિજાપુર, ગોવળકોંડા, અને અહમદનગરને તાબે થવા કહ્યું, પણ તેમાં ફક્ત ખાનદેશે અકબરને શહેનશાહ સ્વીકાર્યો હતો. મુરાદે આવીને અહમદનગરને ઘેરો ઘાલ્યો, પણ તેમાં તેનો કંઈ ઉપાય ચાલ્યો નહિ. તેના સઘળા હુમલા ચાંદબીબીએ બહાદુરીથી પાછા વાળ્યા. અહમદનગરના હાકેમે વરાડ પ્રાંત જીતી લીધો હતો, તે અકબરને આપવાની શરતે મુરાદે સલાહ કરી; પણ તે પ્રાંતની સરહદ બાબત તકરાર ઊઠતાં ફરીથી લડાઈ સળગી. ગોદાવરીને કાંઠે બંને લશ્કર વચ્ચે લડાઈ થઈ તેમાં મુરાદ જય પામ્યો. એવામાં અહમદનગરમાં ફાટફૂટ થઈ ને ચાંદબીબીને કોઈએ મારી નાખી. એ ચાંદબીબી જેવી બીજી કોઈ મુસલમાન સ્ત્રી બહાદુર થઈ નથી. તે ખૂબસુરત હતી ને જુવાનીમાં વિધવા થઈ હતી, છતાં પોતાનું શીઅળ સાચવી રહી હતી. વળી તેણે સમયસૂચકતા

વાપરી બહાદુરીથી પોતાના રાજ્યનું રક્ષણ કર્યું. ચાંદબીબી મૂઆ પછી અકબરના દીકરા દાનિઅલે અહમદનગર જીતી લીધું ઇ. સ. ૧૬૦૦. એવામાં અકબર પણ દક્ષિણમાં આવ્યો.

**૧૭. અહમદનગરના રાજ્યની પુનઃ સ્થાપના.**—અહમદનગર મોગલોએ લીધું, પણ તે રાજ્ય તેમનાથી જીતાયું નહિ. બાકી રહેલા રાજ્યનો કેટલોક ભાગ મલીકંબર નામે સરદારે કબજે કરીને મૂર્તિઝા નિઝામશાહને પાદશાહ ઠરાવી ઔરંગાબાદમાં ગાદીએ બેસાડયો. એ રાજ્ય ૧૬૩૭ સુધી સ્વતંત્ર રહ્યું હતું.

**૧૮. આસીરગઢ અને ખાનદેશનું ખાલસા થવું.**–ખાનદેશ પ્રથમ અકબરને તાબે થયું હતું. ત્યાંના નવા સુલતાન મીરાંબહાદુરે અકબરની સત્તા સ્વીકારી નહિ તેથી અકબરે અસીરગઢ કે જે દક્ષિણના માર્ગની ચાવી સમાન છે તેને ઘેરો ઘાલ્યો. ઘણી તૈયારી છતાં તે ઘેરો અગીઆર મહીના ચાલ્યો. અકબરે દગાથી અને લાંચ રૂસ્વતથી તે કિલ્લો કબજે કર્યો અને ખાનદેશ ખાલસા કર્યું ઇ. સ. ૧૬૦૧. ખાનદેશ, વરાડ અને અહમદનગરની સુબાગીરી પોતાના દીકરા દાનિઆલને આપી અકબર ઉત્તરમાં જવા નીકળ્યો, કારણ કે શાહજાદા સલીમે બંડ કર્યું હતું. અહમદનગર અને આસીરગઢની જીત સાથે અકબરની ૪૫ વર્ષની લાંબી વિજયયાત્રાનો અંત આવ્યો. તેના વખતમાં મોગલ સામ્રાજ્ય કાબુલથી બંગાળા અને હિમાલયથી અહમદનગર સુધી પહોંચ્યું હતું.

**૧૯. સલીમનો બળવો.**—પાદશાહના વડા દીકરા સલીમને અફીણ તથા દારૂનું વ્યસન લાગેલું હતું. પાદશાહ દક્ષિણમાં હતો ત્યારે તેને ઇ. સ. ૧૬૦૧માં ઉદેપુરના રાણા સામે લડવા હુકમ કર્યો હતો, પણ તેનો અનાદર કરી તેણે પ્રયાગ, બહાર ને અયોધ્યા પ્રાંતો કબજે કર્યા, તથા ખજાનામાંથી ત્રીસ લાખ રૂપીઆ ઉપાડયા. એ સાંભળી પાદશાહ દક્ષિણમાંથી ઉત્તરમાં આવ્યો ઇ. સ. ૧૬૦૧. તેણે સલીમને આગ્રે બોલાવી શિખામણ દીધી તથા તેને બંગાળા ને ઓઢીઆ પ્રાંતો આપવાના ઠરાવ્યા; પરંતુ સલીમના મનમાંથી કપટ ગયું

નહિ. તેણે અબુલફજલ દક્ષિણમાંથી ઉત્તરમાં આવતો હતો તેને બુંદેલખંડમાં મરાવી નાખ્યો. અબુલફજલ પાદશાહનો વજીર હતો. તે વિદ્વાન હોવાથી અકબર તેને બહુ ચાહતો. અબુલફજલના મોતથી પાદશાહ બહુ દીલગીર થયો અને તેણે બે દિવસ સુધી તો અન્ન પણ ખાધું નહિ. તે બોલ્યો કે "જો સલીમને બાદશાહ થવું હતું તો મને મારી નાખવો હતો." તેણે અબુલફજલને મારનાર ઉપર સૈન્ય મોકલીને તેનો નાશ કરાવ્યો; પણ એ મારનારને ઉશ્કેરનાર સલીમ હતો, એવું છેવટ સુધી અકબરના જાણ્યામાં ન આવ્યું. આગળ જતાં પાદશાહે સલીમ ઉપર વિશેષ પ્રીતિ બતાવીને તેને રાજ્યચિહ્ન ધારણ કરાવી પ્રયાગમાં સ્વતંત્રપણે રહેવાની છૂટ આપી; પણ ત્યાં અતિશય દારૂના વ્યસનમાં તેણે તેના વડા દીકરા ખુશરૂ સાથે કજીઓ કર્યો, તેથી ખુશરૂની મા ( માનસિંહની બહેન ) ઝેર ખાઈને મરણ પામી.

**૨૦. બાદશાહનું મરણ.**—અકબરનાં છેલ્લાં વર્ષો ઘણાં દુઃખમાં ગયાં. એના બે દીકરા મુરાદ ને દાનિઆલ દારૂના વ્યસનથી મરણ પામ્યા હતા, ને અબુલફજલનો કારી ઘા તો હતોજ. એ કારણને લીધે અકબરની પ્રકૃતિ બગડી. તેણે પોતાનો અંતકાળ સમીપ આવેલો જોઈ સલીમને બોલાવ્યો, ને પોતાના સરદારોને ભેગા કર્યા. સલીમને શિખામણ દીધી કે આ સરદારો, સગાંવહાલાં ને આશ્રિતોની સંભાળ રાખજે. સરદારોને તેણે કહ્યું કે આજ સુધી જેવા મારી સાથે એકનિષ્ઠાથી ચાલ્યા છો, તેવીજ રીતે મારા દીકરા સાથે પણ ચાલજો, એમ કહી પોતાની તરવાર સલીમની કમરે બંધાવી. તે પછી એક મુલ્લાંને બોલાવી તેની સાથે નમાજ પઢીને એક ખરા



અકબર

મુસલમાનની માફક તે મરણ પામ્યો ઇ. સ. ૧૬૦૫. તે વખતે તેના અમલનું ૫૦મું વરસ ચાલતું હતું ને તેની વય ૬૩ વરસની હતી.

**૨૧. અકબરના ગુણ.**—અકબર શરીરે ઘણોજ મજબુત હતો. તે રૂપાળો, શૂરો, ઉદ્યોગી અને માયાળુ હતો. તેની છાતી પહોળી ને હાથ લાંબા હતા. તેનું અંગબળ હેરત પમાડે તેવું હતું. તેને કસરત અને શિકારનો ઘણો શોખ હતો. તે શરીરકસરત માટે ઘોડા ઉપર લાંબી મજલ કરતો અને કોઈ વાર થાક્યા સિવાય દિવસમાં વીસ ગાઉ સુધી ચાલી જતો. સવારમાં રોજ વહેલા ઊઠી સાડા ત્રણ મણ લોઢાની સાંકળ લઈ તે કસરત કરતો. ગમે તેવો મસ્તીખોર હાથી તે તરતજ તાબે કરી શકતો. તે ઉત્તમ નિશાનબાજ હતો (જયમલ્લને તેણે સહજ પ્રકાશ પડતાં ઠાર કર્યો હતો). તેને ઘણી કારીગરીનું જ્ઞાન હતું. તેણે ઘણી શોધો કરી છે. તે ઉત્તમ સૈનિક અને સેનાધિપતિ હતો તે તેની જીતો ઉપરથી સ્પષ્ટ જણાય છે. તેનામાં માણસની પરીક્ષા કરવાની અદ્ભુત શક્તિ હતી, તેથી તેને ઘણા વફાદાર નોકરો મળી આવ્યા હતા. તે આત્મશુદ્ધિ માટે બાર મહીનામાં ત્રણ માસ માંસભક્ષણ નહિ કરતાં માત્ર અન્નનો મિતાહાર કરતો. તેનો ખોરાક સાદો હતો, પણ તેને નાનપણથી દારૂ અને અફીણનું વ્યસન લાગ્યું હતું. તે થોડું એટલે ચાર પાંચ કલાક ઊંઘતો. વખતના ભાગ પાડી નિયમસર કામ કરવાની ટેવને લીધે ઘણો વખત લડાઈમાં જવા છતાં, તેને વિદ્યાભ્યાસ અને વિદ્વાનોના વિવાદ સાંભળવાનો વખત મળતો. કેટલાક કહે છે કે એને લખતાં વાંચતાં આવડતું નહોતું, પણ નાનપણથી તેને વિદ્યા પર અભિરુચિ હતી તેથી પંડિતો રાખી તેમની પાસે તે હમેશ પુસ્તકો વંચાવતો. તેની યાદદાસ્ત જબરી હતી. એણે આવી રીતે ઘણા વિષયનું જ્ઞાન મેળવ્યું હતું. સ્થાપત્ય, કાવ્ય, સંગીત, ફીલસુફી અને ઇતિહાસના ગ્રંથોનો તેણે અભ્યાસ કર્યો હતો. તે વિદ્વાનોને સારૂં ઉત્તેજન આપતો. તેણે સંસ્કૃત પુસ્તકોનો ફારસી ભાષામાં તરજુમો કરાવ્યો હતો, અને ૨૪૦૦૦ હસ્ત લિખિત પુસ્તકો ભેગાં કર્યાં હતાં. તે ન્યાય અને ઉદાર દીલનો બાદશાહ હતો. તેની રાજ્યનીતિ, પ્રજા-

હિતની લાગણી, તેણે કરેલા સુધારા, ધર્મની બાબતમાં ઉદાર ભાવના વગેરે સદ્‌ગુણો ઉપરથી તેને એક મહાન સમ્રાટ્ ગણી શકાય.

**૨૨. અકબરનો નવો પંથ.**—અકબરને ધર્મની શોધ કરવાનો બહુ શોખ હતો. તેને ઇસ્લામના સંકુચિત વિચાર ઉપર વિશ્વાસ નહોતો, તેથી તેણે મુસલમાની ધર્મની કેટલીક રૂઢીઓ–દાઢી વધારવી, મણકા બાંધવા વગેરે–બંધ કરી. પરાયા ધર્મની ઉપર સરકારની જબરજસ્તી હતી તે અટકાવી. સર્વ કોઈ પોતાને સારો લાગે તે ધર્મ પાળવાને સ્વતંત્ર છે એવો એનો અભિપ્રાય હતો. અકબરે હિંદુઓની પણ કેટલીક રૂઢીઓ અટકાવી ને કેટલીક નવી ચલાવી. હોમમાં પશુવધ કરવાની, ખુશી વગર સતી થવાની, ને બાળલગ્ન કરવાની બંધી કરી તથા પુનર્લગ્ન કરવાની છૂટ આપી. બધા ધર્મોનું સંશોધન કરવાને અબુલફજલના ભાઇ ફૈઝી પાસે એણે વેદ, મહાભારત, રામાયણ વગેરે ગ્રંથોનો ફારસીમાં તરજુમો કરાવ્યો. અબુલફજલ પાસે બાઇબલનો તરજુમો કરાવ્યો હતો. ગોવેથી એક પાદરીને બોલાવી તેને ગ્રીકમાંથી કેટલાએક ગ્રંથોના ફારસીમાં તરજુમા કરવાનું કામ સોંપ્યું. શાસ્ત્રી, કાજી, ગોરજી, પાદરી ને મોબેદોને બોલાવીને ધર્મના વાદવિવાદ કરાવ્યા. તેનું મન નાનપણથીજ એકેશ્વરવાદ તરફ હતું. તેને ક્રિયાકાંડમાં શ્રદ્ધા નહોતી. અબુલફજલ અને ફૈઝીના સમાગમથી ઇસ્લામ ઉપરની તેની શ્રદ્ધા ઓછી થતી ગઈ. ઇસ્લામના જુના સાંકડા વિચાર તેને પસંદ પડયા નહિ તેથી તેણે **દીને ઇલાહી** નામનો સુફી મતને મળતો નવો પંથ જાહેર કર્યો: "પરમેશ્વર એક છે અને અકબર તેનો પ્રતિનિધિ છે" એ તેનો મુખ્ય વિચાર હતો. થોડા દરબારીઓ આ નવા પંથમાં ભળ્યા, પણ ધર્માંધ મુસલમાનોના વિરોધને લીધે તેના મરણ પછી તે પંથ નાશ પામ્યો. ખરી રીતે અકબર ઇસ્લામધર્મથી વિમુખ થયો નહોતો પણ તેમાં તેણે સુધારો કર્યો હતો. તેનો આંતર હેતુ હિંદમાં એકતા સ્થાપવાનો હતો.

**૨૩. હિંદુઓને ઓદ્ધા આપવા.**—અકબરે જાતિના તફાવત નહિ રાખતાં લાયકી પ્રમાણે ઓદ્ધા આપ્યા, તેથી એના રાજ્યમાં

હિંદુઓને પણ મુસલમાનોની માફક નાના મોટા હોદ્દા મળ્યા. એના પ્રધાનમંડળમાં, સરદારોમાં, સુબાઓમાં, ને વિદ્વાનમંડળોમાં હિંદુઓ પણ ઘણા હતા. તેણે ધર્મભેદ કાઢી નાખવાને હિંદુઓ ઉપરનો જજીઆ ને જાત્રાવેરો બંધ કર્યો.

**૨૪. પ્રજાપ્રેમ સંપાદન કર્યો.**—અકબર પ્રજાને પુત્ર સમાન પાળતો. તેણે પ્રજા ઉપરનો કરનો બોજો ઓછો કર્યો, તથા અધિકારીઓ પ્રજા ઉપર જુલમ ન કરે તેની સંભાળ રાખી. બરાબર ન્યાય મળે તેની તે દેખરેખ રાખતો. તેણે કાંડાં, નાક, કાન વગેરે અવયવો કાપવાની સજા બંધ કરી. તેની પરવાનગી વગર દેહાંતદંડ કરવાની કોઈને છૂટ નહોતી. લડાઈમાં પકડાએલા કેદીઓને ગુલામ કરવાની કે વેચવાની મના કરી. વળી કોઈ પણ અરજદારની અરજ સાંભળી તે ઉપર તરત ધ્યાન આપતો. એની પ્રજા એના ઉપર પ્રેમ રાખતી ને ગુન્હો કરતાં ડરતી.

**૨૫. જમાબંધી**—વેરો ઉઘરાવનાર વેરો વધારે લે નહિ ને રૈયતને માથે વધારે બોજો પડે નહિ માટે તેણે ટોડરમલ પાસે જમાબંધીની નવી રીત કરાવી. તેણે શેરશાહના વખતની જમાબંધી પ્રમાણે યોજના ઘડી કાઢી બધી જમીન ફરીથી મપાવી, અને છેલ્લાં વીસ વરસની ઉપજની સરાસરી કાઢી જમીનનું મહેસુલ નક્કી કર્યું. પાકનો ત્રીજો ભાગ સરકારમાં લેવાનો ઠરાવ્યો. એ સિવાય અમલદારોના સઘળા લાગા બંધ કર્યા. તેથી ખેડુતો સુખી થયા અને ખેતીમાં સુધારો થયો. સરકારમાં દાણા ન આપતાં રોકડ આપે તો તે લેવા માટે આંકડો નક્કી કર્યો. મહેસુલ માટે અપાતા ઇજારા બંધ કરવામાં આવ્યા, અને તે ઉઘરાવવાને માટે સરકારી અમલદારો નીમ્યા, તેથી અજ્ઞાન અને ગરીબ રૈયત ઉપર થતો જુલમ બંધ થયો.

**૨૬. રાજ્યવહીવટ.**—અકબરે તેના સામ્રાજ્યના અઢાર પ્રાંતો*

---

* કાબુલ, કાશ્મીર, લાહોર, મુલતાન, સિંધ, ગુજરાત, માળવા, અજમેર, દિલ્હી, આગ્રા, અલ્લાહાબાદ, અયોધ્યા, બિહાર, બંગાળા, વરાડ, ખાનદેશ, અહમદનગર, ને ઓરિસા.

પાડી તે ઉપર એક એક સુબો નીમ્યો હતો. તે પોતે શાહજાદા કે ઉમરાવને સુબા તરીકે નીમતો. તેની પાસે મુલ્કી અને લશ્કરી સત્તા હતી. તેના હાથ નીચે મહેસુલનું કામ કરવા બાદશાહ પોતે દિવાન નીમતો. દરેક પ્રાંતના પરગણામાં વિભાગ કરવામાં આવતા. સરકારના મુખ્ય અધિકારીને ફોજદાર અને પરગણાનાને ચૌધરી કહેતા હતા. ચોર વગેરેનો બંદોબસ્ત રાખવાને મૂલ્કી સીરબંદી રાખી હતી. એ સીરબંદીનો ઉપરી ફોજદાર હતો. ન્યાય કરવાને કાજી રાખેલા હતા, ને ગામનો બંદોબસ્ત રાખવાને કોટવાળ હતા. ફોજમાં દસ સવારોથી દસ હજાર સવારોના સરદારો કે મનસબદાર હતા. તેમાંથી ૮૦૦૦થી ૧૦૦૦૦ સવારોની સરદારી શાહજાદા પાસેજ હતી. અકબરના વખતમાં એવા મોટા સરદારો ૩૩ હતા. એથી ઉતરતા સરદારો ઘણા હતા. નોકરીના બદલામાં જમીન આપવાનો રિવાજ કાઢી નાખી એણે સર્વેના પગાર બાંધી આપ્યા. મુસલમાન રિવાજ અને મનુસ્મૃતિ પ્રમાણે સઘળા ગુન્હાની શિક્ષા ઠરાવવામાં આવી હતી. એટલે હિંદુ અને મુસલમાનનો ન્યાય તેમના કાયદા પ્રમાણે કરવામાં આવતો.

**૨૭. અકબરના વખતના વિદ્વાનો.**—એના દરબારમાં ઘણાં નરરત્નો હતાં. અબુલફઝલ અને અબુલફૈઝી, રાજા ટોડરમલ, રાજા માનસિંહ, બીરબલ, જગન્નાથ પંડિત, તાનસેન, કવિગંગ, ખાનખાનાન અજીતકોકા, વગેરે વિદ્વાનો અને શૂરા સરદારો હતા. **અબુલફજલ** મહાસમર્થ વિદ્વાન હતો. એણે " આઇને અકબરી " નામનો ગ્રંથ લખ્યો છે. તેમાં રાજ્યના દરેક ખાતાની સવિસ્તર હકીકત લખી છે. તેમાં અકબરના નિયમો અને કાનુનોની માહીતી મળે છે. તે સર્વે મંત્રીઓમાં વધારે માનીતો હતો, તેના સહવાસથી અકબર નવા પંથ તરફ વળ્યો હતો. તે સુફી ધર્મ પાળતો હતો. 'દીને ઇલાહી' સ્થાપવામાં તેણે **અકબર**ને ઘણી મદદ કરી હતી. ધર્મ પ્રત્યે તેની ઉદાર ભાવના હતી તેથી ધર્માંધ મુસલમાનો તેની વિરુદ્ધ પડયા હતા. **શેખ ફૈઝી** તેનો મોટો ભાઈ કવિ અને ફિલસુફ હતો. તેણે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો. **રાજા ટોડરમલ** અયોધ્યાનો ખત્રી હતો. તે

પ્રથમ શેરશાહના રાજ્યમાં નોકરી કરતો હતો. હિસાબી અને મહેસુલી કામમાં તે ઘણો કાબેલ હતો. ઉત્તર હિંદનો બંદોબસ્ત તેણે સારી રીતે કર્યો હતો. હિંદી ભાષામાંથી ફારસી ભાષામાં રાજ્યનો હિસાબ રાખવાની પદ્ધતિ તેણે દાખલ કરી હતી. એ એક યોદ્ધો અને રાજદ્વારી પુરુષ હતો. અકબરે તેની પાસે જમીનની માપણી કરાવી હતી. તેણે સઘળી જમીનની માપણી કરી તેમાં થતા પાક પ્રમાણે તેના ત્રણ વર્ગ પાડયા, અને તે બદલ લેવાનું મહેસુલ નક્કી કર્યું. **બીરબલ** અકબરનો ખાસ મિત્ર હતો. તેનું મૂળ નામ મહેશદાસ હતું. તે કાલ્પીનો રહીશ હતો. તે સંગીત, કથા અને હાસ્યવિનોદમાં એકકો હતો. તેની બહાદુરીથી ખૂશ થઈ અકબરે તેને રાજા બીરબલનો ખિતાબ આપ્યો હતો.

**રાજા માનસિંહ.**—રાજા માનસિંહ અણીને વખતે અકબરની પડખે રહી બહાદુરીથી લડ્યો હતો. રાજા ભગવાનદાસ અકબરના દરબારનો મુખ્ય અમીર હતો. બંને ચૂસ્ત હિંદુ રહ્યા હતા. તેઓ અકબરના નવા પંથમાં ભળ્યા નહોતા. માનસિંહની મદદથી અકબરે કંદહાર સર કર્યું હતું. ગુજરાત અને રજપુતાનની ફતેહ ખાસ માનસિંહને લીધે થઈ હતી. ચિતોડના રાણા પ્રતાપસિંહ સામે હલદીઘાટમાં તે લડ્યો હતો. તે ઉત્તમ સેનાનાયક અને રાજદ્વારી પુરુષ હતો.

**૨૮. અકબરની મહત્તા.**–સર્વ મુસલમાન પાદશાહોમાં અકબર શ્રેષ્ઠ ગણાય છે; કારણકે તેણે ઉદાર મનથી રાજ્યમાં ઘણા સુધારા કર્યા. હિંદુઓને અપમાનકારક જજીઆ વેરો તેણે માફ કર્યો. સતી થવાનો ચાલ બંધ કરવા માટે તેણે ઘણો પ્રયાસ કર્યો. બાળલગ્ન અટકાવ્યાં અને વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપી. જીતેલા દુશ્મનને ગુલામ કરવાનો રિવાજ બંધ કર્યો. તેની દીર્ઘદૃષ્ટિ, રાજ્યકૌશલ્ય, શૌર્ય અને ઉદાર દીલને લીધે તે એક મહાન સામ્રાજ્ય ઉપર રાજ્ય કરી શક્યો. તેની ધર્મ સહિષ્ણુતા તથા હિંદુઓનાં મન મેળવવાની તેની રાજ્યનીતિ, એક મહાન સમ્રાટ્ થવાની તેની લાયકાત સાબીત કરે છે. આખું હિંદુસ્તાન એક ચક્રવર્તી સત્તા નીચે આવે, અને હિંદુમુસલમાન તમામ લોકો દેશનું સામાન્ય હિત કરે

એવી તેની ઇચ્છા હતી. સલીમે તેની સામે બંડ કર્યું અને તેના વહાલા મિત્ર અબુલફઝલને મરાવ્યો, તોપણ તેનો પિતૃપ્રેમ ઓછો થયો નહોતો. સલીમ નઠારો નીવડવાથી તેના દીકરા ખુશરૂને અકબરની પાછળ ગાદી આપવાનો વિચાર તેના મામા માનસિંહ અને કેટલાક ઉમરાવોએ કર્યો હતો; પરંતુ અકબરે સલીમને શિખામણ દઈ પોતાની સમક્ષ તેનો રાજ્યાભિષેક કરાવ્યો.

## પ્રકરણ ૫ મું

## જહાંગીર

૧. જહાંગીરની વર્તણુક
૨. ખુશરૂનો બળવો
૩. નૂરજહાં અને તેનો કારભાર
૪. ખુરમનો બળવો
૫. મહોબતખાનનો બળવો
૬. અહમદનગર ઉપર ચડાઇ
૭. મલીકંબર ઉપર સ્વારી
૮. ઉદેપુર ઉપર ચડાઇ
૯. જહાંગીરના ગુણ
૧૦. સર ટોમસ રો

**૧. જહાંગીરની વર્તણુક.**—પાછળ જણાવ્યા મુજબ સલીમ જહાંગીર એટલે જગતનો જીતનાર નામ ધારણ કરીને ઇ. સ.૧૬૦૫માં તખ્ત પર બેઠો. અકબરે તેને સારી કેળવણી આપી હતી, પણ ગુણમાં તે પોતાના બાપથી ઉલટો હતો. રાજ્યની શરૂઆતમાં તે સારી રીતે વર્ત્યો. તેણે ફરિયાદીની અડચણ ટાળવા માટે પોતાની મહેલની દિવાલે એક ૬૦ ફુટ લાંબી સોનાની સાંકળ લટકાવી હતી. તે સાંકળ હલાવવાથી ઘરમાં ઘંટ વાગતો ને પાદશાહને જાહેર થતું; તેણે અકબરના સમયના કામદારો કાયમ રાખ્યા. અકબરના ચલાવેલા સુધારા જારી રાખ્યા તથા ધર્મની બાબતમાં પ્રજા ઉપર બળાત્કાર



જહાંગીર

ન કર્યો. એ પંડે ખૂબ દારૂ પીતો હતો, પણ લોકોને દારૂ પીવાની તેણે સખત મનાઈ કરી હતી. તે આળસુ અને મોજીલો હોવાથી રાજ્યકારભાર બીજાના હાથમાં ગયો હતો.

**૨. ખુશરૂનો બળવો.**—અકબરની હયાતીમાં જહાંગીરનો હક ડુબાવી ખુશરૂને ગાદી અપાવવાની ખટપટ થઈ હતી, પણ અકબરે જાતે જહાંગીરને ગાદી વારસ નક્કી કર્યો હતો, તે આપણે જોઈ ગયા છીએ. ખુશરૂને આગ્રામાં નજર કેદ રાખ્યો હતો, પણ ત્યાંથી નાસી પંજાબમાં જઈ તેણે બંડ કર્યું. કેટલાક અમલદારો તેમાં ભળ્યા હતા. જહાંગીરે તેની સામે લશ્કર મોકલ્યું. ખુશરૂના માણસો નાસી ગયા ને તે પોતે હારી જવાથી કેદ પકડયો. જહાંગીરે બંડખોરોને શૂળી પર ચડાવી ક્રૂર શિક્ષા કરી. જહાંગીર વિરુદ્ધ ખટપટ કરવાથી તેની આંખો ફોડી નાખી હતી. છેવટે શાહજાદા ખુરમે તેને મારી નંખાવ્યો.

**૩. નૂરજહાં અને તેનો કારભાર.**—અકબરના સમયમાં ગ્યાસુદ્દીન મહમદ નામનો ઈરાની પોતાના કુટુંબ સાથે એક વણઝારા સાથે હિંદુસ્તાન આવવા નીકળ્યો. રસ્તામાં તેની મિલ્કત લુંટાઈ ગઈ અને તેની સ્ત્રીએ એક છોકરીને જન્મ આપ્યો, પછી તે તરતજ મરી ગઈ. તેનો બાપ તેને જંગલમાં મૂકી આગળ ચાલ્યો, પણ એક વેપારીના સંઘની મદદથી તેણે તેને પાછી લઈ લીધી. તે મહા મુસીબતે દિલ્હી આવ્યો. ત્યાં અકબરે તેને એક સાધારણ નોકરી આપી, પણ ધીમે ધીમે તે ઉંચી પાયરીએ ચડયો. તેની છોકરીનું નામ મહેર-ઉન્-નિસ્સા પાડયું હતું, અને તેના દીકરાનું નામ અસફખાન હતું.



**નૂરજહાન**

મહેર-ઉન્ જનાનખાનામાં જતી આવતી હતી. તે વેળાએ જહાંગીરની

નજર તેના ઉપર પડતાં તે તેની ખૂબસુરતીથી મુગ્ધ થઈ ગયો. તેણે તેની સાથે લગ્ન કરવાની તીવ્ર ઇચ્છા દર્શાવી, પણ એ વાત અકબરને ગમી નહિ. અને શેરઅફ્ઘાન નામના અમલદાર સાથે તેનું લગ્ન કરાવી તે સરદારને બંગાળામાં બરદ્વાન જિલ્લામાં જાગીર આપી નૂરજહાનને તેની સાથે મોકલી દીધી. જ્યારે જહાંગીર ગાદી પર આવ્યો ત્યારે તેના ભાઈ કુતુબુદ્દીનને બંગાળાનો સુબો નીમ્યો. કુતુબુદ્દીને શેર અફ્ઘાનને નૂરજહાનના છૂટા છેડા કરવાનું કહ્યું, તેથી તે ગુસ્સે થયો પણ તેને મારી નાખ્યો. શેરઅફ્ઘાનના વધ થયા પછી નૂરજહાનને આગ્રે લાવવામાં આવી, પરંતુ ચાર વરસ પછી તેણે જહાંગીર સાથે લગ્ન કર્યું. જહાંગીરે તેને પટરાણી પદ આપી રાજ્યનો સઘળો કારભાર સોંપી દીધો. તેના ઉપર વિશ્વાસ રાખી તે મોજશોખમાં મશગુલ રહેતો. રાજ્યનાં બધાં ખાતાં ઉપર તેનો પ્રભાવ જોવામાં આવતો હતો. નૂરજહાન રાજ્યકારભારમાં કુશળ હતી. જ્યાંસુધી તેના હાથમાં કારભાર રહ્યો ત્યાંસુધી મોગલ સામ્રાજ્યમાં શાંતિ હતી. તેને રાજસત્તા ઘણી પ્રિય હતી. પોતાના ભાઈ અસફખાનને સરદારની જગા આપી ઉમરાવ બનાવ્યો. અસફખાન બહાદુર, ચતુર અને હોશિયાર હતો. તેના બાપને 'ઇતિમદૌલા'નો ઇલ્કાબ આપી ઉમરાવપદ આપ્યું. પોતાના બાપ તથા ભાઈની મદદથી નૂરજહાંએ રાજ્યકારભાર સારી રીતે ચલાવ્યો. તે શૂરવીર, ઉદાર અને દયાળુ હતી. નૂરજહાંને જહાંગીરની કેટલીક ટેવ સુધારી હતી. લગ્ન થયા પછી જહાંગીર ઓછો દારૂ પીતો થયો હતો. જહાંગીરનાં ફરમાનો અને સિક્કા ઉપર નૂરજહાંનું નામ જોવામાં આવે છે. નૂરજહાંમાં ઘણી મહત્ત્વાકાંક્ષા હતી. તેથી જહાંગીરના મરણ પછી પોતાની લાગવગવાળો વારસ ગાદી ઉપર આવે તો તેની સત્તા કાયમ રહે, તેથી તેણે ખુરમને અસફખાનની દીકરી (મુમ્તાઝ મહાલ) પરણાવી, અને તેની પ્રથમની દીકરી શહરિઆર સાથે પરણાવી. દક્ષિણ અને રજપુતાનાની ફતેહને લીધે શાહજાદા ખુરમની કીર્તિ વધી હતી, પણ નૂરજહાંને તેની અદેખાઇ આવી અને પોતાના જમાઇ શહરિઆરને ગાદી મળે એવી ખટપટ તેણે કરવા માંડી.

**૪. ખુરમનો બળવો:**—જહાંગીરને ચાર દીકરા હતા. ખુશરૂ, પરવીઝ, શાહજહાં ને શહરિઆર. તેમાંથી ખુશરૂ ઇ. સ. ૧૫૨૧ માં મરણ પામ્યો. શાહજહાં બહાદુર હોવાથી પાદશાહની તેના ઉપર વધારે પ્રીતિ હતી; પણ નૂરજહાંની શેરઅફ્ઘાનથી થએલી દીકરી શહરિઆર વેરે દીધેલી હોવાથી નૂરજહાંનું વલણ શહરિઆર તરફ હતું, તેથી જહાંગીરની પ્રીતિ શાહજહાં ઉપરથી કમી થાય એવો પ્રયત્ન નૂરજહાંએ આરંભ્યો. તેવામાં ઇ. સ. ૧૬૨૧ માં ઈરાની લોકે કંદહાર જીતી લીધું. શાહજહાંની દક્ષિણમાં સત્તા જામેલી હોવાથી તે તોડવા, અને કંદહાર પાછું લેવા સારૂ શાહજહાંને મોકલવાને નૂરજહાંએ જહાંગીરને સમજાવ્યો, તેથી પાદશાહે કંદહાર ઉપર ચડાઈ કરવા શાહજહાંને હુકમ કર્યો. શાહજહાં માંડુ સુધી આવ્યો; પણ ત્યાં તેને પાદશાહની મતલબ સમજાયાથી તેણે પાદશાહને લખ્યું, કે લશ્કર તૈયાર ન હોવાથી હું જઈ શકતો નથી; ત્યારે નૂરજહાંએ શાહજહાંનું લશ્કર મંગાવી શહરિઆરને મોકલવા કહ્યું, પણ શાહજહાંએ લશ્કર નહિ મોકલતાં બળવો કર્યો. જહાંગીર તથા શાહજહાંની ફોજો મેવાડના જંગલોમાં મળી. શાહજહાં હારીને બુરાનપુર આવ્યો. તેની પછવાડે પાદશાહે પરવીઝ, ખાનખાનાન ને મહોબતખાનને મોકલ્યા. શાહજહાં નાસીને બંગાળે ગયો ને બંગાળા ને બહાર પ્રાંતો જીતી લીધા. પરવીઝ ને મહોબતખાન તેની પછવાડે પડયાથી તે ફરીને દક્ષિણમાં આવ્યો ને મલીકંબરને મળી ગયો. છેવટે ઇ. સ. ૧૬૨૫ માં તે પાદશાહને શરણે ગયો. નૂરજહાંએ જહાંગીરને ભંભેરી શહરિઆરને ગાદી આપવા કબુલ કરાવ્યું હતું.

**૫. મહોબતખાનનો બળવો:**×—હવે નૂરજહાંએ પરવીઝ અને મહોબતખાન ઉપર આળ મૂકી તેનો જવાબ દેવાને હજુરમાં બોલાવ્યા. મહોબતખાન બંગાળામાં ગયો ત્યારે ત્યાંથી સરકારી રકમ તેણે ઉચાપત કરી હતી, એવું તેના ઉપર આળ હતું. આ નૂરજહાંનું

× મહોબતખાનનો બાપ સગર ઉદેપુરના રાણા પ્રતાપસિંહનો ભાઈ હતો, પણ મહોબતખાન મુસલમાન થઈ ગયો હતો.

કાવતરૂં છે એમ સમજાયાથી મહોબતખાન પોતાના પાંચ હજાર રજપુતો લઈ પંજાબમાં ગયો, ને પાદશાહને કેદ કરી તેના નામથી પોતે રાજ્ય ચલાવવા લાગ્યો; પરંતુ નૂરજહાંની હોશિયારીથી અને કપ-ટથી પાદશાહ જલદી છૂટો થયો, એટલે મહોબતખાન શરણે આવ્યો. પાદશાહે તેને દક્ષિણમાં શાહજહાં ઉપર મોકલ્યો, ત્યાં તેઓ બંને જણ મળી ગયા. નૂરજહાનનો ભાઈ અસફખાન પણ શાહજહાનના પક્ષમાં ગયો હતો, કારણ તે પોતાના જમાઈને ગાદી મેળવવા મદદ કરતો હતો. એવામાં પરવીઝ તથા મલીકંબર મરણ પામ્યા. ઇ. સ. ૧૬૨૬. મલીકંબર લડાઈમાં શૂરો ને રાજ્યખટપટમાં પૂરો હતો. તેના મરણથી અહમદનગરનું રાજ્ય નબળું થઈ ગયું. પાદશાહ પણ દમના રોગે કાશ્મિરથી લાહોર આવનાં રસ્તામાં મરણ પામ્યો. ઇ. સ. ૧૬૨૬. એને લાહોરમાં દાટવામાં આવ્યો. ત્યાં તેની સુંદર કબર છે.

**૬. અહમદનગર ઉપર ચડાઈઃ**—અકબરે અહમદનગરનું રાજ્ય ખાલસા કર્યું નહોતું. ત્યાંનો રાજા મૂર્તિજા નિજામશાહ કરીને હતો. તેને મલીકંબર નામે એક હબસી વજીર હતો. મલીકંબરે અહ-મદનગરના રાજ્યનો ઘણો ભાગ જીતીને ઔરંગાબાદમાં રાજધાની કરી હતી. તેણે દક્ષિણમાં જમાબંધીની રીત બાંધી હતી. એ રીત ઉત્તરમાં ટોડરમલે બાંધેલી રીતને મળતી હતી. એણે જહાંગીરના સરદાર ખાનખાનાનનો પરાજય કરી અહમદનગર જીતી લીધું. ઇ.સ. ૧૬૧૦. તેથી જહાંગીરે પોતાના દીકરા પરવીઝ તથા ખાનજહાન લોદી અને રાજા માનસિંહ, એ ત્રણેને મલીકંબર ઉપર મોકલ્યા તથા ગુજરાતના સુબા અબદુલ્લાખાનને પણ તેમની મદદે જવાનો હુકમ કર્યો. પણ અબદુલ્લા પહેલો જઈ પહોંચ્યો. તેને મલીકંબરે હરાવીને નસાડયાથી ઉપર કહેલા ત્રણે મોગલ સરદારો બુરાનપુરમાં છાવણી નાખીને રહ્યા. ઇ. સ. ૧૬૧૨.

**૭. મલીકંબર ઉપર સવારીઃ**—એવામાં માનસિંહ દક્ષિણમાં મરણ પામ્યો, તથા મલીકંબરને પાદશાહી લશ્કર જેર કરી શક્યું

નહિ તેથી પાદશાહે શાહજહાંને દક્ષિણમાં મોકલ્યો, ને પોતે પણ માળવામાં છાવણી નાખી પડયો. શાહજહાંએ દક્ષિણમાં જઈ વિજાપુરના રાજાને મલીકંબરના પક્ષમાંથી ફોડીને પોતાના પક્ષમાં લીધો; તેથી મલીકંબર તાબે થયો ને અહમદનગર વગેરે લીધેલો મુલક તેણે પાછો આપ્યો ઇ. સ. ૧૬૧૭. શાહજહાં આ જય મેળવી માંડુમાં જહાંગીરને જઈ મળ્યો. ત્યાંથી બંને ગુજરાતમાં ગયા. શાહજહાંને ગુજરાતનો સુબો બનાવી પાદશાહ કાશ્મિર ગયો, કેમકે એ દેશ જીત્યા પછી દિલ્હીના પાદશાહોએ હવા ખાવાની જગા ત્યાં ઠરાવી હતી. થોડાજ વખતમાં મલીકંબરે ખોએલો મુલક પાછો જીતી લીધાથી પાદશાહે શાહજહાંને ફરીથી દક્ષિણમાં મોકલ્યો. તેણે બીજી વાર મલીકંબરને હરાવી નમાવ્યો ઇ. સ. ૧૬૨૧.

૮. **ઉદેપુર ઉપર ચડાઈઃ**—ઉદેપુરનો રાણો પ્રતાપસિંહ ઇ.સ. ૧૫૯૭ માં મરણ પામ્યો, તેથી તેનો પાટવી પુત્ર અમરસિંહ ગાદીએ બેઠો. અકબરે મોટા મનથી પોતાના મરણ પર્યંત અમરસિંહનું રાજ્ય શાંતિમાં ચાલવા દીધું; પણ જહાંગીરે ઉદેપુરને વશ કરવાનું ધાર્યું. તેણે પ્રથમ શાહજાદા પરવીઝને મોકલ્યો, પણ તે રાજા સાથે સંધિ કરીને પાછો ગયો. બીજી વાર મહોબતખાન નામે સરદારને મોકલ્યો ઇ. સ. ૧૬૦૭. તેણે રાણા ઉપર જય મેળવ્યો. ગુજરાતના સુબા અબદુલ્લાખાને પણ રાણા ઉપર ચડાઇ કરી એક વાર જય મેળવ્યો, પણ એ કશાથી અમરસિંહ નમ્યો નહિ. તેણે પાદશાહ સાથે સગાઈ કરવાની તો નાજ પાડી, એટલુંજ નહિ પણ તાબેદારી સુદ્ધાં કબુલ કરી નહિ. આ ઉપરથી પાદશાહે પોતાના વહાલા અને બહાદુર બેટા ખુરમને એક જબરૂં લશ્કર આપી ઉદેપુર મોકલ્યો. અમરસિંહ નમ્યો ને શરણે આવ્યો. ખુરમે તેને તેનું રાજ્ય પાછું આપ્યું, ને તેના પાટવી કુંવરને પોતાની સાથે પાદશાહની હજુરમાં લઈ જઈ પોશાક અપાવ્યો, તથા લશ્કરમાં મોટા સરદારની જગા અપાવી. ખુરમના આ પરાક્રમથી પાદશાહે ખુશ થઈ તેને શાહનો ઇલ્કાબ

આપ્યો ને તેજ ઉપરથી તેનું નામ શાહજહાં પડ્યું ઇ. સ. ૧૬૧૪.

**૯. જહાંગીરના ગુણઃ**—જહાંગીર દારૂડીઓ સ્વચ્છંદી અને વિષયી હતો. નૂરજહાન માટે એણે શેર અફઘાનનું ખૂન કરાવ્યું હતું. યુદ્ધકળામાં તે બાહોશ હતો. યોગ્ય ન્યાય આપવાની તેની ઇચ્છા વખાણવાલાયક હતી. બધી પ્રજાને સરખો ન્યાય મળે એવી તેની તીવ્ર ઇચ્છા હતી. તેનું મન રાજ્યકારભાર ઉપર નહોતું તેથી રાજની બધી સત્તા નૂરજહાનને સોંપી તે ભોગવિલાસમાં પડ્યો હતો. તે વ્યસની હતો છતાં તેનું શરીર બળવાન હતું. જો તેને દારૂનું વ્યસન ન હોત તો તે એક સારો રાજકર્તા નીવડત. નૂરજહાન સાથે લગ્ન થયા પછી તેના કેટલાક દુર્ગુણો ઢંકાયા હતા અને પાછળના વખતમાં તેની ક્રૂરતા ઓછી થઈ હતી. ધર્મની બાબતમાં પ્રજાને પૂરેપૂરી છૂટ આપી ઉદ્યોગ અને કળાકૌશલ્યને તે ઉત્તેજન આપતો હતો. કુદરત અને કળાનો તેને ઘણો શોખ હતો. અકબરની રાજ્યનીતિને અનુસરી તેણે મોગલ સામ્રાજ્ય બરાબર જાળવી રાખ્યું.

**૧૦. સર ટોમસ રોઃ**—અંગ્રેજોના હિંદ સાથેના વેપારને લગતા બનાવોમાં વિલિઅમ હોકિન્સની આગ્રામાં મોગલ પાદશાહની થએલી મુલાકાત ખરેખર ઘણી ઉપયોગી બાબત છે. ઇંગ્લાંડના રાજાના એલચી તરીકે આવનાર તે પહેલવહેલો અંગ્રેજ હતો. પાદશાહે તેને ઇ.સ.૧૬૦૮માં હિંદુસ્તાનમાં વેપાર કરવાના કેટલાક હક આપ્યા. તેને સુરતમાં કોઠી ઘાલવાની પરવાનગી મળી હતી. ઇ. સ. ૧૬૧૫ માં કેટલાક વેપારી હક મેળવવા માટે સર ટોમસ રો નામે વકીલ જહાંગીરના દરબારમાં આવ્યો હતો. તે તેને અજમેર મુકામે મળ્યો હતો, પણ અંગ્રેજોની


સર ટોમસ રો

માગણી વધારે હોવાથી તે સ્વીકારવામાં આવી નહિ, તેથી તે સુરત થઈ વિલાયત પાછો ગયો. ઇ. સ. ૧૬૧૮. અંગ્રેજ એલચીઓએ જહાંગીરના રાજ્યવહીવટ અને દરબારનું વર્ણન કર્યું છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## શાહજહાં

| | |
|---|---|
| ૧. શાહજહાં ગાદીએ બેસે છે | ૮. શાહજહાંના શાહજાદા |
| ૨. ખાનજહાં લોદીનો બળવો | ૯. શાહજાદાઓના બળવા |
| ૩. અહમદનગરનું રાજ્ય જીત્યું | ૧૦. ઔરંગજેબ પાદશાહ થાય છે |
| ૪. ઔરંગઝેબનો દક્ષિણમાં જય | ૧૧. શાહજહાંનાં મકાનો |
| ૫. અલીમર્દાનખાન | ૧૨. શાહજહાંની રાજ્યવ્યવસ્થા અને તેના ગુણ |
| ૬. અફઘાનિસ્તાન ઉપર સવારી | |
| ૭. ફિરંગીની હાર | |

**૧. શાહજહાં ગાદીએ બેસે છે:—**ઇ. સ. ૧૬૨૭માં જહાંગીર મરણ પામ્યો, ત્યારે શાહજહાં દક્ષિણમાં હતો. તેના સસરા અસફખાંએ શાહજહાંના મોટા ભાઈ ખુશરૂના દીકરા દાવરને પાદશાહ ઠરાવી શાહજહાંને તેડું મોકલ્યું, ને નૂરજહાંને કેદ કરી. શહરિઆરને કેટલાક ઉમરાવોએ લાહોરમાં પાદશાહ બનાવ્યો, પણ અસફખાંને લાહોર જીતી લઈ શહરિઆરની આંખો ફોડી નાખી શાહજહાનને પાદશાહ જાહેર કર્યો. શાહજહાંએ આગ્રે આવીને રાજ્ય



શાહજહાં

સ્વાધીન લીધું. દાવર ઇરાનમાં નાસી ગયો. શહરિઆર તથા દાનિઆલના દીકરાઓએ પંજાબમાં બળવો કર્યો તેમને પાદશાહે મરાવી નાખ્યા. તેને રાજ્ય મેળવવામાં મદદ કરનાર અસફખાં તથા મહોબતખાનને તેણે જાગીરો આપી. નૂરજહાંને પચીસ લાખનું સાલિઆણું

બાંધી આપ્યું. તે અઢાર વર્ષ પછી મરી ગઈ. લાહોરમાં જહાંગીરની કબર પાસે તેને દફનાવવામાં આવી હતી.

**૨. ખાનજહાં લોદીનો બળવો:**—તે જાતે અફઘાન હતો. જહાંગીરના વખતમાં સારી નોકરી કરવાથી તેને દક્ષિણનો સુબો નીમ્યો હતો. તેણે અહમદનગરનો જીતેલો મુલક મલીકંબરને આપી દીધો. જ્યારે શાહજહાને તેને દિલ્હી બોલાવ્યો ત્યારે ત્યાં જવાને બદલે તેણે બંડ કર્યું. શાહજહાને ઇ. સ. ૧૬૨૯ માં જાતે લશ્કર લઈ તેને સજ્જડ હરાવ્યો. તે ઉત્તર ભણી નાઠો. કલિંજર પાસે મોગલો સામે લડતાં તે માર્યો ગયો. દક્ષિણના બીજા રાજાઓ શાહજહાનને તાબે થયા.

**૩. અહમદનગરનું રાજ્ય જીત્યું:**—મલીકંબરના મરણ પછી તેના પુત્ર ફતેહખાંએ સુલતાન મૂર્તઝખાનનું ખૂન કરી તેના સગીર પુત્ર હુસેનને ગાદીએ બેસાડયો. તેણે ખાનજહાંને આશ્રય આપ્યાથી મહોબતખાંએ તેને હરાવ્યો, તેથી તે તાબે થયો. એણે હુસેનને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કર્યો, અને ઇ. સ. ૧૬૩૩ માં અહમદનગર કબજે કર્યું. શાહજી ભોંસલેએ બીજા બાળકને ગાદી આપી અહમદનગરનો કેટલોક મુલક કબજે કર્યો તેથી શાહજહાં દક્ષિણમાં આવ્યો. તેણે વિજાપુર તથા ગોવળકોંડાના રાજાને જીતીને ખંડીઆ બનાવ્યા, તેથી શાહજી ભોંસલે પણ પાદશાહને શરણે આવ્યો. હવે અહમદનગરને સહાય કરનાર કોઈ ન રહ્યાથી પાદશાહે તે રાજ્ય ખાલસા કર્યું ઇ. સ. ૧૬૩૭. શાહજી વિજાપુરના રાજાની નોકરીમાં રહ્યો.

**૪. ઔરંગઝેબનો દક્ષિણમાં જય:**—અહમદનગરને મોગલ સામ્રાજ્ય સાથે જોડી દઈ ને જ્યારે શાહજહાં પાછો ફર્યો, ત્યારે તેણે ઔરંગઝેબને દક્ષિણમાં નીમ્યો હતો (૧૬૩૬–૧૬૪૪). તે દરમિઆન તેણે બાગલાણનો ફળદ્રુપ પ્રાંત જીતી લીધો. ઔરંગઝેબને ગોવળકોંડાનું સમૃદ્ધિવાળું રાજ્ય જીતવાનો લોભ થયો, તેથી તેણે બહાનું કાઢી ગોવળ-કોંડાને ઘેરો ઘાલ્યો અને તેના વઝીર મીરજુમલાને ફોડી પોતાના પક્ષમાં

લીધો. ઔરંગઝેબ તે મુલક ખાલસા કરવાનો હતો પણ શાહજહાં વચમાં પડવાથી દર વરસે એક કરોડ રૂપીઆ ખંડણી લેવાનું કબુલ કરાવીને સલાહ કરી, અને વળી તેની શાહજાદી ઔરંગઝેબના પુત્ર મહમદને પરણાવી. એજ રીતે વિજાપુરના રાજાને ઇ. સ. ૧૬૫૭માં હરાવ્યો અને મોટા દંડ સાથે ઘણો મુલક લઈ તેની સાથે સંધિ કરી. આ સમયે બેદરનું રાજ્ય ઘણી નબળી હાલતમાં હતું; તેથી તેના ઉપર સવારી કરીને તે રાજ્ય ઔરંગઝેબે ખાલસા કર્યું ઇ. સ. ૧૬૫૫. બ્રાહ્મણીરાજ્યના પાંચ ભાગ થયા હતા, તેમાંનાં હવે માત્ર બેજ રાજ્ય દિલ્હીના પાદશાહની તાબેદારીમાં હયાતી ભોગવતાં રહ્યાં.

૫. **અલીમર્દાનખાન:**—જહાંગીરના સમયમાં કંદહાર ઇરાની લોકોએ જીત્યું હતું. ત્યાં તેમનો સુબો અલીમર્દાનખાન હતો. તે તેમનાથી કંટાળીને શાહજહાંને આશ્રયે આવ્યો, તેથી કંદહાર દિલ્હીની પાદશાહતમાં ફરીથી આવ્યું. પાદશાહે અલીમર્દાનને મોટી સરદારી આપી. તે શિલ્પવિદ્યામાં કુશળ હતો. પાદશાહને ભવ્ય મકાનો બંધાવવાનો શોખ હતો, તેથી તે કામમાં એ બહુ ઉપયોગી થયો. મકાનો સિવાય તેણે દિલ્હીને પાણી પુરૂં પાડવા માટે જમનામાંથી એક નહેર બંધાવી હતી તે હજુ પ્રસિદ્ધ છે.

૬. **અફ્ઘાનિસ્તાન ઉપર સવારી:**—પાદશાહે અલીમર્દાનખાનને લશ્કર આપી બલ્ખ જીતવા મોકલ્યો. તે એ પ્રાંત લૂંટીને ટાઢને લીધે પાછો આવ્યો ઇ. સ. ૧૬૪૪. બીજે વરસે ઉદેપુરના કુંવર જગતસિંહને ૧૪૦૦૦ સવાર આપીને મોકલ્યો, ને પંડે પણ કાબુલ આવી શાહજાદા મુરાદ તથા અલીમર્દાનખાનને તેની સહાયે મોકલ્યા. રજપુતોએ બહાદુરીથી એ પ્રાંત જીત્યો ને પાદશાહે તે ખાલસા કર્યો. બીજે વરસે ઉઝબેગ લોકોએ બળવો કર્યો તે સમાવવા શાહજાદો ઔરંગઝેબ આવ્યો. તે બલ્ખમાં ઘેરાઈ ગયો ને મુશ્કેલીથી કાબુલ આવી શક્યો. કંદહાર વેપાર અને યુદ્ધની દૃષ્ટિએ ઘણું ઉપયોગી શહેર છે, અને ઇરાન અને હિંદુસ્તાનના જવાઆવવાના માર્ગમાં મુખ્ય મથક છે, તેથી તે લેવા માટે ઇરાની અને મોગલો વારંવાર લડતા હતા.

સને ૧૬૪૮ માં ઈરાનીઓએ કંદહાર જીતી લીધું, તે પાછું લેવાને સને ૧૬૫૩ સુધીમાં પાદશાહે ત્રણ જબરી સવારીઓ કરી, પણ તે પાછો ફર્યો. પહેલી બેમાં ઔરંગઝેબ અને છેલ્લીમાં દારા સેનાપતિ હતો. તેમણે શહેરને સખત ઘેરો ઘાલ્યો પણ તેઓ હારીને પાછા ફર્યા. એમ કહેવાય છે કે તેમાં આસરે ૧૨ કરોડ રૂપીઆ ખર્ચ થયું હતું. એ પછી કોઈ મોગલ પાદશાહે કંદહાર જીતવાનો ફરીને યત્ન કર્યો નહિ.

૭ **ફિરંગીની હાર:**—અકબર અને જહાંગીરના વખતમાં પરવાનગી લઈ ફિરંગીઓએ હુગલીમાં કોઠી ઘાલી હતી. વેપારમાં તેમને સારો લાભ થયો હતો. શાહજહાં પોર્ટુગીઝોને ધિક્કારતો હતો. જહાંગીરના વખતમાં જ્યારે શાહજહાં બળવો કરી બંગાળામાં આવ્યો, ત્યારે તેણે તેમની સહાય માગી, તે તેમણે આપી નહોતી; તેમને હુગલી નદી ઉપર થાણું બેસાડવાની પરવાનગી આપી હતી. પણ તેઓ દરિયા પર ચાંચીઆનો ધંધો કરતા અને જે લોકોને તેઓ પકડતા તેમને વટલાવતા અને ગુલામ તરીકે વેચતા હતા; આથી તથા હુગલીના બંદર ઉપર તેમણે તોપો ગોઠવી છે એવી શાહજહાનને ખબર મળવાથી તેણે હુગલી જીતી લઈ કબજે કર્યું. કેટલાક ફિરંગીઓ નાસી ગયા અને બીજાને કેદ પકડી આગ્રે મોકલી દીધા.

૮. **શાહજહાનના શાહજાદા:**—શાહજહાનને મુમતાઝમહાલથી ચાર પુત્રો થયા હતા. દારા, શુજા, ઔરંગઝેબ અને મુરાદ. દારા બહાદુર ને ઉદારવૃત્તિનો પણ ભોળો અને મિથ્યાભિમાની હતો. તે ઈસ્લામને માનતો પણ અકબરની માફક તેના વિચાર ઉદાર અને સ્વતંત્ર હતા. તેણે ઉપનિષદનો સારો અભ્યાસ કર્યો હતો. તેના ઉપર હિંદુધર્મ અને ઈસ્લામ બંનેના સંસ્કાર પડ્યા હતા. હિંદુઓનો તેના ઉપર સારો ભાવ હતો પણ મુસલમાનો તેને ધિક્કારતા હતા. શાહજહાંના ચારે દીકરામાં તે મોટો હોવાથી તે રાજ્યનો વારસ હતો. પાદશાહ તેને પોતાની પાસે રાખતો. તે રાજ્યકારભાર ચલાવતો હતો. ચારે ભાઈઓમાં સુલેહસંપ રહે માટે દરેકને જુદા જુદા પ્રાંતની સુબાગીરી આપવામાં આવી હતી.

જ્યારે શાહજહાં માંદો પડયો ત્યારે દારા કાબુલ અને પંજાબનો સુબો હતો. શુજા બંગાળાનો સુબો હતો. તે શૂરવીર અને હોશિયાર હતો તેમજ તેનામાં કાર્યકુશળતા હતી; પણ તે વિષયી, દારૂડીઓ અને બેદરકાર હતો. મુરાદ જેવો તે ભોળો નહોતો. તે શીઆપંથી હતો. ઔરંગઝેબનો જન્મ દાહોદમાં થયો હતો. તે અક્કલબાજ, બહાદુર અને રાજકાજમાં ચતુર હતો; પણ સ્વભાવે કપટી, લોભી અને ધર્માંધ હતો. દિલ્હીની ગાદી મેળવવાની તેને તીવ્ર અભિલાષા હતી. તે રાજખટપટમાં એકકો હતો. સંયમી હોવાથી તેને દારૂ ને બીજાં વ્યસન નહોતાં. તેને મોજમઝા ઉપર પ્રીતિ નહોતી. તે દંભ કરવામાં કુશળ હતો. બધા સાથે સભ્યતા અને નમ્રતાથી વર્તતો તેથી તે લોકપ્રિય હતો.

મુરાદ આ વખતે ગુજરાતનો સુબો હતો. તે બહાદુર પણ અક્કલહીન અને વિશ્વાસુ હતો શિકાર અને શરાબમાં તે ગુલતાન રહેતો. ઉદાર અને ભોળો હોવાથી તે ઔરંગઝેબની કપટજાળમાં ફસાયો.

**૯. શાહજાદાઓના બળવાઃ**—ઇ. સ. ૧૬૫૮ માં શાહજહાં માંદો પડયો તેથી એનો વડો પુત્ર દારા રાજ્યનો કારભાર કરવા લાગ્યો. પણ તે એના બીજા ભાઈઓને નહિ ગમવાથી તેઓ પોતપોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યા. શુજા રાજ્ય લેવાને બંગાળી લશ્કર લઈ કાશી સુધી આવ્યો, તેની સામા દારાએ પોતાના દીકરા સુલેમાનને જયપુરના રાજા જયસિંહ સાથે મોકલ્યો. તેમણે શુજાને બનારસ આગળ હરાવી પાછો કાઢયો. દારાએ મુરાદ તથા ઔરંગઝેબ સામા જોધપુરના રાજા જસવંતસિંહને મોકલ્યો. આણી તરફ ઔરંગઝેબે મુરાદને લખ્યુ કે "હું રાજપાટ ઇચ્છતો નથી, મારે તો મક્કે જઈ ખુદાની ભક્તિ કરવી છે, પણ આપણા પિતા પછી કાફરધર્મી દારા પાદશાહ થાય તે મને પસંદ નથી અને શુજા દારૂડીઓ હોવાથી રાજ્યને યોગ્ય નથી. તું ખરો મુસલમાન હોઈ રાજ્યને યોગ્ય છે; માટે મારો વિચાર તને સહાય કરવાનો છે. તારી મરજી હોય તો આપણે બંને એકત્ર થઈને દારાને હરાવીએ." ધર્મના કામમાં દારા અકબરની માફક

સ્વતંત્ર વિચારનો હોવાથી એના ભાઈઓ એને કાફર કહેતા હતા. ભોળો મુરાદ ઔરંગઝેબની કપટજાળમાં ફસાયો. બંનેએ ઐક્ય કરીને દારાને હરાવવાનું ઠરાવ્યું, ને પોતપોતાનાં લશ્કર લઈ તેઓ ઉત્તરમાં આવવા નીકળ્યા. મુરાદ માળવામાં પહેલો આવ્યો, તેને રોકવાને જશવંતસિંહ પડેલોજ હતો. તેણે મુરાદ એકલાને હરાવવાને બદલે ઔરંગઝેબને આવવા દઈ બંનેનું એકત્ર બળ થવા દેવાનો વખત આપ્યો એ મોટી ભૂલ કરી. બંનેને જુદા જુદા હરાવવાનો લાગ ગુમાવ્યો તે ફરીને મળ્યોજ નહિ. ઉજ્જન આગળ રજપુતોએ બંને લશ્કર ઉપર બહાદુરીથી ને દૃઢતાથી હુમલો કર્યો, પણ મુસલમાની ફોજનો સેનાધિપતિ કાસિમખાન લડ્યોજ નહિ. કેટલાક રજપુતો ઔરંગઝેબના તોપખાનાથી નાશ પામ્યા, ને થોડાક શાહજાદાનું લશ્કર ભેદીને જોધપુર પહોંચ્યા. ઇ. સ. ૧૬૫૭ માં આ જય મેળવી બંને ભાઈઓ આગ્રા તરફ ચાલ્યા. અહીં દારાનો દીકરો સુલેમાન શુજાને હરાવીને હજુ પાછો આવ્યો નહોતો, તેથી દારાના સલાહકારોએ તેના આવતાં સુધી રાહ જોવા કહ્યું, પણ અવિચારી ને ઉતાવળીઆ દારાને તે વાત ગમી નહિ. તે લશ્કર જમાવી આગ્રાની બહાર સમૂગઢ પાસે ઔરંગઝેબને અટકાવવા આવ્યો. બંને તરફનાં લશ્કરો આગ્રાના મેદાનમાં સામસામાં થયાં. બંને બાજુનાં સૈન્યો ને સરદારોએ બહાદુરી બતાવી. દારાના રજપુત લશ્કરે રાજ્યભક્તિ બતાવવામાં મણા રાખી નહિ. પણ લડાઈ વખતે તેના સલાહકાર ખલીલખાને વિશ્વાસઘાત કર્યો, તથા દારાના હાથીને બાણ વાગ્યાથી તે ઘોડા ઉપર બેઠો. પોતાના સરદારને હાથી ઉપર નહિ દીઠાથી તે મરાયાની બૂમ ચાલી ને લશ્કર ગભરાટમાં પડ્યું. સરદારનેજ માટે લડનારા લશ્કરે તેને ન દેખવાથી નાસવા માંડ્યું. જે રીતે અનંગપાળ પૂર જીતના સમયમાં હાર્યો હતો તેજ રીતે દારાનું પણ થયું, ને ઔરંગઝેબ જય પામ્યો.

**૧૦. આરંગઝેબ પાદશાહ થાય છેઃ**—ઔરંગઝેબ જય પામ્યા પછી મુરાદ પાસે ગયો તેને રાજ્ય મળવા બાબત મુબારકબાદી

આપી; પછી બંને ભાઈઓ આગ્રામાં પેઠા. ત્યાંથી બંને જણા દારાની પછવાડે દિલ્હી તરફ જવા નીકળ્યા. રસ્તામાં એક દિવસ મુરાદને ખૂબ દારૂ પાઈ ઔરંગઝેબે જાહેર કર્યું કે તે તો દારૂડીઓ છે, માટે મુસલમાની મહજબ પ્રમાણે તે રાજ્યને યોગ્ય નથી; એમ કહી તેને કેદ કરી દિલ્હી મોકલી દીધો; અને પોતાના પિતાને કેદ કરી તે પાદશાહ થયો ઇ. સ. ૧૬૫૮.

**૧૧. શાહજહાનનાં મકાનોઃ—**મોગલ પાદશાહો બાંધકામને સારૂં ઉત્તેજન આપતા હતા. શાહજહાને રાજ્યમાં શાંતિ અને આબાદી હોવાથી લોકોપયોગી કામોમાં અને ભવ્ય શોભાયમાન મકાનો બાંધવામાં રાજ્યધનનો ઉપયોગ કર્યો. તેનું રાજ્ય શિલ્પકળા અને સુંદર મકાનો માટે જાણીતું છે. એની વહાલી બેગમ મુમતાઝ મહાલે મરતી વખતે બીજી બેગમ નહિ કરવા અને પોતાની ઘોર ઉપર સુંદર રોજો બંધાવવાનું વચન શાહજહાન પાસે લીધું હતું. તેથી પાદશાહે તેની યાદગીરી કાયમ રાખવાને જમના ઉપર આગ્રામાં આરસનો એક અતિ ભવ્ય અને સુંદર કારીગરીનો મહેલ બંધાવ્યો. તે અપૂર્વ મકાન **તાજમહાલ**ના નામથી જગતમાં મશહૂર છે. તેને "આરસનું સ્વપ્ન" કહે છે. તે બાંધવાને દૂર દૂર દેશના કારીગરો બોલાવ્યા હતા. ઘણા કારીગરો રોકયા છતાં તે મકાન બાવીસ વર્ષે પૂરૂં થયું હતું, અને તેની પાછળ ત્રણ કરોડ રૂપીઆનું ખર્ચ થયું હતું. શાહજહાને દિલ્હી પાસે જમના નદીના તીરે **શાહજહાનાબાદ** નામનું



મુમતાઝ મહાલ

નવું શહેર વસાવ્યું. ત્યાં તેણે દિવાનેઆમ અને દિવાનેખાસ



તાજમહાલ.

બાંધ્યાં. વળી એણે ૬ાા કરોડ રૂપીઆ ખર્ચીને પોતાને બેસવા માટે



(દીવાને ખાસ.

રત્નજડીત મયૂરાસન (મોરના આકારનું આસન) કરાવ્યું. આ ઉપરાંત

તેણે આગ્રામાં **મોતી** મસ્જીદ બંધાવી તથા ઘણા ભવ્ય મહેલો, અને મસ્જીદો બંધાવ્યાં હતાં. જમના નદી ઉપરની જુની નહેર સુધારી, તથા બીજી ઘણી નવી નહેરો ખોદાવી, આથી ખેતી આબાદ થઈ. તેના સમયની સંપત્તિ, વૈભવ, અને જાહોજલાલીનો ખ્યાલ તેણે બંધાવેલાં મકાનો ઉપરથી આપણને સહજ આવે છે. જ્યારે તે પદભ્રષ્ટ થયો ત્યારે સોનું, હીરા વગેરે ઝવેરાત ઉપરાંત તેના ખજાનામાં ૨૫ કરોડ રૂપીઆ સિલકે હતા. મોગલાઈની કેવી આબાદી !

**૧૨. શાહજહાનની રાજ્યવ્યવસ્થા અને તેના ગુણ:—** અકબર અને જહાંગીરના સારા અમલના ફળ તરીકે શાહજહાનના વખતમાં મોગલાઈ પૂર્ણ જાહોજલાલીએ પહોંચી હતી. તેની રાજ્યવ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી. દેશભરમાં ચોર લુંટારાનો ભય નિર્મૂળ થયો હતો. અમલદારોનો જુલમ અટકયો હતો. પ્રજાની સમૃદ્ધિ ઘણીજ વધી હતી; કારણ કે ખેતી અને વેપાર ઘણાં આબાદ થયાં હતાં. તેના વજીર અસફખાન અને અબ્દુલ્લાખાન ઘણા બાહોશ અને વિશ્વાસુ હતા. મુલ્કી અને મહેસુલી બંદોબસ્તમાં તેના જેવો કોઈ બીજો બાદશાહ થયો નથી. તેના વખતમાં દેશમાં જે શાંતિ, સુવ્યવસ્થા અને આબાદી હતી તેવી પહેલાં કદી પણ નહોતી. એના સમયમાં દક્ષિણમાં કંદહાર અને બલખમાં થએલી લડાઈ એના રાજ્યની બહાર હતી. ખાનજહાન અને શાહજાદાઓના બળવા સિવાય તેની ત્રીસ વરસની કારકીર્દિમાં કોઈ લડાઈ થઈ નથી. તેણે ટોડરમલની મહેસુલ પદ્ધતિ આખા રાજ્યમાં દાખલ કરી અને ખેતીમાં સુધારો કર્યો હતો તેથી બાવીસથી છત્રીસ કરોડ સુધીની તેની આવક થઈ હતી. અકબર અને જહાંગીરના જેવો ધર્મની બાબતમાં તે ઉદારવૃત્તિનો નહોતો. કેટલાકના ઉપર તેણે ધર્મસંબંધી જુલમ કર્યો હતો ને નવાં મંદિરો બાંધવાની તેણે મના કરી હતી. તે બહુ એશઆરામી હતો. આરંભમાં તે ક્રૂર હતો પણ પાછળથી દયાળુ અને ઉદાર થયો હતો. એકંદરે તે પરાક્રમી અને બાહોશ પાદશાહ હતો. પ્રજાને તે પુત્ર સમાન પાળતો. શાહજહાને નજર કેદ થયા પછી બાકીનાં આઠ વરસ આગ્રાના મહેલમાં

કેદી તરીકે ગાળ્યાં. કેદી અવસ્થામાં તેની દીકરી જહાનઆરા તેની સેવા કરતી. તેનું મરણ થતાં તેને તાજમહાલમાં મુમતાઝ મહાલ પાસે દફનાવવામાં આવ્યો.

## પ્રકરણ ૭ મું

### ઔરંગઝેબ



**૧. ભાઈભત્રીજાઓનો નાશઃ**—પિતાને કેદ કરી આલમગીર નામ ધારણ કરીને ઔરંગઝેબ ગાદીએ બેઠો ઇ. સ. ૧૬૫૮. તેનાં શરૂઆતનાં ચાર વરસ પોતાના ભાઈભત્રીજાઓનો નાશ કરવામાં ગયાં. દારા દિલ્હી ભણી નાઠો તેની પછવાડે ઔરંગઝેબ પડયો. દારા પંજાબ અને સિંધમાં રખડીને અમદાવાદ આવ્યો, ત્યાંના સુબા અને જસવંતસિંહ તરફથી લશ્કરની મદદ મળવાથી તે અજમેર ગયો. ત્યાં આગળ દારુણ યુદ્ધ થયું તેમાં દારા હાર્યો એટલે તે સિંધમાં ગયો. કંઈ આશ્રય નહિ મળવાથી તે ત્યાંના એક જમીનદારને શરણે ગયો, તેણે તેને દગો કરી ઔરંગઝેબને સ્વાધીન કર્યો. ઔરંગઝેબે તેના ઉપર ઇસ્લામ અને રાજ્યનો શત્રુ છે એવો આરોપ મૂકી તેને મારી નંખાવ્યો. શુજા અલ્લાહાબાદ આગળ લશ્કર જમાવી પડયો હતો, ત્યાં શાહજાદો સુલેમાન તથા જસવંતસિંહ તેને જઈ મળ્યા, પણ આળસુ શુજા એ સમયનો લાભ લઈ શકયો નહિ. તેથી જશવંતસિંહ જોધપુર જતો રહ્યો ને શાહજાદો પાદશાહને જઈ મળ્યો; તેથી શુજા હારીને આરાકાનમાં નાઠો ને ત્યાં માર્યો ગયો.

ઇ. સ. ૧૬૦૬. દારાના દીકરા સુલેમાનને કેદ કરી ગ્વાલિઅરના કિલ્લામાં તેનો વધ કરાવ્યો. તથા મુરાદને કેદખાનામાંજ મરાવી નંખાવ્યો ઇ. સ. ૧૬૬૧. મુરાદના પુત્રો જે ગ્વાલિઅરના કિલ્લામાં કેદ હતા, તેમને પણ તેણે મરાવી નંખાવ્યા.



ઔરંગઝેબ.

**૨. ઉત્તરહિંદનો બંદોબસ્તઃ**— ગાદી ઉપર નિર્ભય થયા પછી ઔરંગઝેબે પ્રથમ ઉત્તર હિંદનો બંદોબસ્ત કરવામાં લક્ષ લગાડયું. મીરજુમલા કે જેણે ગોવળકાંડાનો પક્ષ તજી ઔરંગઝેબને દક્ષિણમાં મદદ કરી હતી અને શુજાને હરાવ્યો હતો તેને બંગાળાનો સુબો નીમ્યો. તેને આસામ અને કુચબિહાર જીતવા મોકલ્યો. તેણે આસામની રાજધાની કબજે કરી. પણ વર્ષાઋતુ અને દુશ્મનના પર તુટક તુટક છાપ મારવાની લડાયક રીતથી મોગલસૈન્ય નિરાશ થઇ ગયું. રસ્તામાં પાછા ફરતાં પાણી લાગવાથી મીરજુમલા મરણ પામ્યો. ઇ. સ. ૧૬૬૩.

આરાકાનનો પ્રાંત બંગાળાને ભય સમાન હતો. ચિતાગોંગ બદમાશો અને ચાંચીઆનું થાણું બન્યું હતું. તેઓ મોગલપ્રજા અને વેપારીઓને લૂંટી લઇ તેમને ઘણો ત્રાસ આપતા હતા. જ્યારે ઔરંગઝેબનો મામો સાઇસ્તખાન બંગાળાનો સુબો નિમાયો ત્યારે એક કાફલો તૈયાર કરી તેણે ચિતાગોંગ જીતી લીધું. આરાકાનના રાજાએ ફિરંગીઓને મદદ કરી હતી તેથી તે કબજે કરવામાં આવ્યું,

**૩. ઔરંગઝેબની ધર્માંધતાઃ**—ગાદીએ આવ્યા પછી ઔરંગઝેબની બે મુખ્ય મુરાદ હતીઃ (૧) અકબરના સમયથી જે ધર્મછૂટની

ઉદારવૃત્તિ અખ્તિયાર કરવામાં આવી હતી તે ઇસ્લામને ખરી રીતે અન્યાયરૂપ છે એમ તે માનતો હતો, તેથી એક ચૂસ્ત સુન્ની તરીકે ઇસ્લામનો પ્રચાર કરી રાજ કરવાની તેની અભિલાષા હતી; (૨) દક્ષિણમાં મોગલ સત્તા હજુ પૂરી જામી નહોતી તેથી વિજાપુર, ગોવળકોંડા અને મરાઠી રાજ્યો જીતીને એ બધો મુલક મોગલાઈમાં જોડી દેવાની તેની બીજી મુરાદ હતી. અકબરે પોતાની સર્વ પ્રજાને સમાન ગણી હિંદુપ્રજાનું મન વશ કરી લેવાની જે રાજ્યનીતિ ચલાવી હતી, તે શાહજહાં સુધી ચાલી. એ વખતમાં હિંદુઓએ ઇમાનદારીથી પાદશાહની નોકરી બજાવી; પણ આલમગીરે એ રીત તોડી. તેણે મંદિરોનો ઉદ્ધાર થતો અટકાવ્યો અને નવાં મંદિરો બાંધવા દીધાં નહિ. મંદિરો તોડી તેણે મસ્જીદો બંધાવી. રજપુત સિવાય બીજા હિંદુને પાલખીમાં બેસવાની મનાઈ કરી, હિંદુઓના મેળા અને તહેવારો ઉપર સખત જાપતો રાખવામાં આવ્યો. તેણે મુસલમાનોના કેટલાક વેરા માફ કર્યા, ને હિંદુઓના ન કર્યા. હિંદુઓને સરકારી નોકરી આપવી બંધ કરી તથા તેમની જાત્રાઓ ભરાતી તે બંધ પાડી. પઠાણ પાદશાહો હિંદુઓ પાસેથી જે જજીઆ વેરો લેતા હતા, તે અકબરે બંધ કર્યો હતો, તે વેરો ઔરંગઝેબે નાખ્યો. દિલ્હીના લોકો ટોળે મળી એ વેરો નહિ નાખવાની અરજ કરવા પાદશાહ પાસે ગયા, ત્યારે પાદશાહે ગુસ્સે થઈ એ લોકો ઉપર પોતાના હાથીઓ છોડી મૂકયા. તેમાં હજારો માણસો છુંદાઈ, ચગદાઈ મરણ પામ્યા. ઉદેપુરના રાણા જયસિંહે જજીઆ વેરો નહિ લેવા ઔરંગઝેબને સખત પત્ર લખ્યો, પણ ત્યારપછી તેણે ઉલટો વધારે જુલમ કરવા માંડયો. ધર્મમાં પક્ષપાત કર્યાથી એની હિંદુપ્રજા નારાજ થઈને એમણે મુસલમાનોથી છૂટા પડવાનું ધાર્યું. ઔરંગઝેબ યુદ્ધકળામાં કુશળ હોવાથી એના સમયમાં મોગલાઈ રાજ્ય સર્વ કરતાં વધારે વિસ્તાર પામ્યું હતું. તોપણ એના ધર્મપક્ષપાતથી એના મુઆ પછી એનું રાજ્ય જલદીથીજ પડી ભાગ્યું.

૪. **હિંદુઓના બળવાઃ**—ઔરંગઝેબના આવા ધર્મના જુલમથી આખા રાજ્યના હિંદુઓ ઉશ્કેરાઈ ગયા ને કેટલેક ઠેકાણે બંડ

પણ થયાં. પ્રથમ આગ્રા અને મથુરાના જાટ લોકોએ બંડ કર્યું પણ તેમને દાબી દીધા. દિલ્હી પાસેના નારનોલ ગામમાં સતનામી જાતના વેરાગીઓએ બળવો કર્યો ને તેમણે પાદશાહી લશ્કરને બે ત્રણ વાર હરાવ્યું. એ બળવો આલમગીરે મહા મુસીબતે અને ક્રૂરતાથી સમાવ્યો. રજપુતાનામાં રજપુત રાજ્યો સામે લડવાને તેને મોટાં મોટાં લશ્કર લાંબા વખત સુધી રોકવાં પડયાં. સીખગુરુ તેજબહાદુરને રિબાવી રિબાવીને મારી નાખ્યો, તેથી પંજાબમાં ગુરુગોવિંદસિંહે સીખ લોકોને હથિયાર બંધાવી લડવૈયા કર્યા, અને મોગલ સામે લડવા ઉશ્કેર્યા. તેઓએ ઔરંગઝેબ મરી ગયો ત્યાંસુધી તેની સામે યુદ્ધ કર્યું. પાછળથી જે સીખો બળવાન થયા તેમણે મોગલાઈ તોડી સીખરાજ્ય સ્થાપ્યાં. દક્ષિણમાં શિવાજીની સરદારી નીચે મરાઠા લોક મોગલાઈ સામા ઊઠયા. આલમગીરે ચપળતા, હોશિયારી ને યુદ્ધકૌશલ્યથી જો કે હિંદુઓને દાબમાં રાખ્યા તો પણ ખરી રીતે મોગલ રાજ્યની પડતી શરૂ થઈ ગઈ હતી.

**૫. મરેઠી રાજ્યની સ્થાપના:**—દક્ષિણમાં શિવાજીએ કોકણપટી ને ઘાટ ઉપરનો કેટલોક મુલક જીત્યો, તથા વિજાપુરના પાદશાહના લશ્કરનો પરાજય કરી તેના અફઝલખાન નામે સરદારને માર્યો. વળી ઔરંગઝેબના મામા સાઇસ્તખાનને પણ ઘાયલ કરી નસાડયો ને સુરત લૂંટયું. એજ સાલમાં શિવાજીનો બાપ શાહજી મરણ પામ્યાથી તેણે રાયગઢમાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. શિવાજીને બળવાન થતો જોઈ ઔરંગઝેબે તેનું જોર તોડવાને પોતાના સરદાર દીલીરખાનને જસવંતસિંહ, શાહજાદા મોઆજીમ, આજીમ વગેરેને લશ્કર આપી વારાફરતી મોકલ્યા, પણ શિવાજી તે સર્વને પૂરો પડયો. તેણે હિંદુઓમાં ધર્માભિમાન ઉત્પન્ન કર્યું તથા મોગલોને થકવવાની યુદ્ધકળા મરેઠાઓને શીખવી. એ યુદ્ધકળાથી શિવાજી મુઆ પછી પણ મરેઠા આલમગીર જેવા બળવાન પાદશાહને પુરા પડી શકયા. એણે મોગલો સામે ઉભા રહી ક્વચિતજ લડાઈ કરી છે, મોગલો ઘણા ને પોતાનું લશ્કર કમી હોવાથી તેમના ઉપર છાપો મારવાનું તેણે

દુરસ્ત ધાર્યું હતું. મોગલો સામા આવે તો ડુંગરમાં ભરાઇ જઇ ગામડાં લૂંટવાં, ને તેમને હેરાન કરી તેમને પાછા કહાડવાની યુક્તિ કરી. એ યુક્તિથી શિવાજી ફતેહ પામ્યો, તથા તે મરણ પામ્યો ત્યાંસુધીમાં એનું રાજ્ય મોગલાઈ સામું ટક્કર લેવા જેટલું બળવાન થયું.

**૬. રજપુતો સાથે લડાઈઃ**—જજીઆ વેરો નાખ્યાથી, જાત્રાઓ બંધ પડવાથી, હિંદુઓને સરકારી નોકરીમાંથી બાતલ કર્યાથી તથા ધર્મપક્ષપાત કરવાથી રજપુતો આલમગીર ઉપર ઘણા નારાજ તો હતાજ; એવામાં જોધપુરનો રાજા જસવંતસિંહ જે કાબુલમાં સુબો હતો, તે ત્યાંજ મરણ પામ્યો, તેથી તેનાં બૈરાંછોકરાં દિલ્હી આવ્યાં; ત્યાં પાદશાહે તેમને કેદ કર્યાં. જસવંતસિંહના બધા છોકરા પ્રથમ મરણ પામ્યા હતા. આ સમયે એક ધાવણો પુત્ર હયાત હતો. એ છોકરાને રજપુતોના સરદાર દુર્ગાદાસે યુક્તિથી બહાર મોકલી આબુમાં રખાવ્યો, ને તેની જગાએ એક બીજા છોકરાને ગોઠવ્યો. આલમગીરે તે છોકરાને માગ્યો ત્યારે તેને નહિ આપતાં રજપુતો સામા થયા. ઔરંગઝેબ સાથે લડતાં ઘણા રજપુતો મરાયા. જેટલા બચ્યા તેમણે જઈને પોતાના બાળારાજાને ઉછેરવા માંડયો. રજપુત સ્ત્રીઓ સર્વે જમના નદીમાં કૂદી પડીને મરણ પામી. એ સમયે ઉદેપુરની ગાદીએ રાણો રાજસિંહ હતો. તેણે જજીઆ વેરો નહિ લેવાને પાદશાહને શિખામણનો પત્ર લખ્યો, પણ આલમગીરે તે ઉપર લક્ષ આપ્યું નહિ. જસવંતસિંહે દારાનો પક્ષ લઈ તેની સામે યુદ્ધ કર્યું હતું, તેમજ શુજાને મદદ કરી હતી તે બાબત ઔરંગઝેબ ભૂલી ગયો ન હતો. વળી જોધપુરનું રાજ્ય આ વખતે આગળ પડતું હતું, તેથી જો તે હાથમાં આવે તો રજપુતાનાનાં બીજાં રાજ્યો સહેલાઈથી મોગલ સામ્રાજ્યની સત્તા નીચે આવી શકે; આ હેતુથી તેણે જોધપુરનું રાજ્ય ખાલસા કર્યું અને હિંદુઓ ઉપર જુલમ ગુજારવા માંડયો. રાઠોડ સરદારો એથી ગુસ્સે ભરાયા ને રાજસિંહ રાણો તેમની વહારે ચડયો. તેથી પાદશાહે જબરૂં લશ્કર જમાવી અજમેર આવી રાજ્યસ્થાન ઉજાડ કરવાનું ધાર્યું. રાજસિંહ સપાટ મુલક છોડી ડુંગરમાં ભરાયો ને રાઠોડો ખૂબ

જુસ્સાથી લઢી પાદશાહને થકવવા લાગ્યા. તેમનો સરદાર દુર્ગાદાસ હતો. તે શૂરો, વફાદાર, ઉદાર અને નીડર રજપુત હતો. તેણે યુક્તિથી શાહજાદા અકબરને ફોડયો ને તેના ૭૦ હજાર લશ્કર સાથે તેને પોતાના પક્ષમાં લીધો. એ સમયે આલમગીર બહુ સંકડામણમાં ફસાયો. જો એની જગાએ કોઈ થોડી ધીરજવાળો ને કમઅક્કલનો પાદશાહ હોત તો તેનો નાશ થયો હોત; પણ ધીરજ રાખી, ગભરાયા વગર શેરખાંએ માલદેવને ફસાવવાને જે યુક્તિ કરી હતી, તેવી જાતની યુક્તિ તેણે કરી. તેણે શાહજાદા અકબરને એક ભેદી કાગળ લખ્યો કે "તેં રજપુતોને ભોળવ્યા તે ઠીક કર્યું, તેમને લશ્કરને મોખરે રાખવા કે તેઓની તરતજ કતલ કરવામાં આવે." આ પત્ર દુર્ગાદાસના હાથમાં જાય એવી યુક્તિ તેણે કરી હતી. આથી રજપુતો રાતોરાત નાસી ગયા એટલે અકબરનું લશ્કર પાદશાહને મળી ગયું. તેમનો સરદાર તૈબરખાન માર્યો ગયો. અકબર નાસીને દુર્ગાદાસ પાસે આવ્યો. આ સમયે ઔરંગઝેબે દુર્ગાદાસને ફોડવાને તેને ઘણી લાલચો આપવા માંડી તથા રોકડ લાંચ મોકલી; પણ દુર્ગાદાસ અચળ રહ્યો. તેણે ઔરંગઝેબે મોકલેલી લાંચ અકબરને વાપરવા માટે આપી તથા તેને સલામત રાખવા સારૂ દક્ષિણમાં મરેઠા રાજાના આશ્રયમાં મૂકી આવ્યો ઇ. સ. ૧૬૮૧. એ વખતે શિવાજીનો દેહ પડયો હતો, ને તેનો પુત્ર શંભાજી ગાદીએ હતો, તોપણ પાદશાહના શત્રુને મરેઠા સલામત રાખી શકશે એવો રજપુતોના મનમાં મરેઠાના બળ વિષે વિશ્વાસ બેઠો હતો. થોડા વખત પછી અકબર શંભાજીથી કંટાળી ઇરાન ગયો ને ત્યાં થોડી મુદતમાં મરણ પામ્યો. અકબરનું બંડ સમાવ્યા પછી રજપુતોને વશ કરવામાં પાદશાહે બહુ જુલમ કર્યો. તેમનો મુલક લૂંટીને ઉજ્જડ કર્યો, રૈયતની કતલ કરાવી, તેમની સ્ત્રીઓને પકડી લઈ જવા માંડી, તથા હિંદુ દેવળો તોડીને મસીદો બનાવી. આ ક્રૂર કર્મોનો બદલો રજપૂતોએ પણ વાળવા માંડયો. તેમણે મસીદો લૂંટી મુલ્લાંઓની બેઆબરૂ કરી કુરાનો બાળી નાખ્યાં. આ પ્રમાણે કરતાં કોઈ થાકયું નહિ. છેવટે દક્ષિણમાં મરેઠી રાજ્ય

વધારે બળવાન થવાથી તથા બંડખોર શાહજાદો તેમને આશ્રયે જવાથી પાદશાહને ચિંતા પેઠી; કારણ કે મરાઠાઓ બળવાન થતા હતા. જસવંતસિંહનો કુંવર અજીતસિંહ મોટો થાય ત્યારે જોધપુરનું રાજ્ય તેને પાછું આપવાની શરતે ઔરંગઝેબે રજપુતો સાથે સંધિ કરી. પાદશાહ પોતાનું સર્વ સૈન્ય લઈ દક્ષિણ ઉપર ચડયો ઇ. સ. ૧૬૮૩. આલમગીરે ૪૯ વરસ રાજ્ય કર્યું. તેની અર્ધ મુદત એણે ઉત્તરમાં રહી લડાઈઓ કરી, ને દક્ષિણ દેશ વશ કરવાને સરદારો મોકલ્યા. પણ તેમનાથી તે કામ ન થયું ત્યારે પંડે દક્ષિણમાં આવ્યો તે મરતાં સુધી ત્યાંજ રોકાયો, આથી ઉત્તરહિંદનો રાજકારભાર ઢીલો થયો અને રજપુતો અને સીખોને મોગલ સામે થવાની સારી તક મળી. રજપુતોને વિરોધી બનાવવાથી ઔરંગઝેબને ઘણું ખમવું પડયું. અકબરના વખતમાં જે રજપુતો મોગલ સામ્રાજ્યના સ્તંભરૂપ હતા, તે મોગલોને કટ્ટા દુશ્મન ગણી તેમની સામે લડતા હતા. અકબરની રાજ્યનીતિ તોડવાથી હિંદુમુસલમાનને હાડવેર બંધાયાં તે મટયાંજ નહિ. આ લડાઈથી પાદશાહનાં માણસો, તેનો પૈસો, આબરૂ, બધું ગયું અને રજપુતોએ મરાઠાઓ જોડે સંધિ કરી મોગલાઈનો નાશ કરાવ્યો.

**૭. તે સમયે દક્ષિણનાં રાજ્યોઃ**—આલમગીર દક્ષિણમાં આવ્યો ત્યારે બ્રાહ્મણીરાજ્યનાં વિજાપુર અને ગોવળકોંડા એ બેજ રાજ્યો હયાતિમાં હતાં. મરેઠી નવું રાજ્ય બળવાન થયું હતું. એ સિવાય દક્ષિણમાં નાના નાના જાગીરદારો તથા વિજયનગરના હિંદુરાજ્યના વારસોમાં નાનાં રાજ્યો પણ હતાં. લોદી પાદશાહીની પડતીના સમયમાં પોર્ટુગીઝોએ ગોવામાં નાનું સરખું રાજ્ય સ્થાપ્યું હતું. અંગ્રેજ, ફ્રેંચ ને વલંદા લોકોએ વેપાર અર્થે સુરત, ભરૂચ, અમદાવાદ, મુંબઇ પોંદીચેરી, કારીકલ, માહી ને મદ્રાસમાં વખારો કરી હતી. મદ્રાસમાં તેમણે શાહજહાંના સમયમાં કિલ્લો પણ બાંધ્યો હતો, પણ તે વખતે તેઓ રાજ્ય મેળવવાની લાલચમાં પડયા નહોતા. માત્ર વેપાર ઉપરજ તેમનું લક્ષ હતું. તેથી પાદશાહનું ધ્યાન તેમના તરફ

ખેંચાયું નહિ. તે તો સુમારે દસ લાખનું સૈન્ય લાવી દક્ષિણમાં બે મુસલમાની રાજ્યો તથા મરેઠી રાજ્ય જીતવા આવ્યો હતો.

**૮. વિજાપુર ને ગોવળકોંડાની જીતઃ**—રજપુતો જોડે સલાહ કરી ઔરંગઝેબ દક્ષિણમાં આવ્યો. વિજાપુર અને ગોવળ-કોંડાનાં રાજ્યો જીતી અને મરાઠી સત્તાને છિન્નભિન્ન કરી આખા દક્ષિણને મોગલ સામ્રાજ્યમાં જોડી દેવાની ઘણા વખતથી તેની ઇચ્છા હતી, પણ આ મનોરથ નિષ્ફળ જવાથી તેનો કીમતી વખત અને શક્તિ નકામાં ગયાં, અને ઉલટી મરાઠી સત્તા દિનપ્રતિદિન વધવા લાગી. ઇ. સ. ૧૬૮૩માં અકબરના બંડ પછી તે જાતે દક્ષિણમાં ગયો. ત્યાં પાદશાહે શાહજાદા મોઆજીમને મરેઠા ઉપર ને આજીમને વિજાપુર ઉપર મોકલ્યો. મરેઠા રાજા શંભાજીએ મોઆજીમના લશ્કરનો નાશ કર્યો તેથી પાદશાહે તેને લશ્કર આપી ગોવળકોંડા ઉપર મોકલ્યો, ને આજીમે વિજાપુરને ઘેરો ઘાલ્યો હતો તેની મદદે પોતે ગયો. બિજાપુરના સરદારો અંદર અંદર લડી મરતા હતા, તેમને મોગલોએ લાંચ આપી ફોડયા; તોપણ ૧૭ મહીના સુધી રાજધાનીનો બચાવ કર્યો. છેવટે ખાવાપીવાનું ખૂટવાથી કંટાળી આજી-મને શહેરનો કબજો આપી દીધો. આ રીતે ઇ. સ. ૧૬૮૬માં વિજાપુર ખાલસા કરવામાં આવ્યું. ઇ. સ. ૧૬૮૫માં શાહજાદા શાહઆલમને ગોવળકોંડા ઉપર સવારી કરવા મોકલ્યો. તેણે ત્યાંના સેનાપતિને ફોડયો ને હૈદ્રાબાદ લૂંટી લીધું, તેથી ગોવળકોંડાના પાદશાહે એક કરોડનો દંડ ભરી તથા કેટલોક મુલક આપી સલાહ કરી. બીજે વરસે તે રાજ્ય ઉપર ઓચિંતો હલ્લો કરી હૈદ્રાબાદ લઈ લીધું. સુલતાન ગોવળકોંડા નાસી ગયો. ઔરંગઝેબના કેટલાક અમલદારો તેને ખાલસા કરવાની વિરુદ્ધ હતા, પણ મક્કમ રહી તેણે તેને ઘેરો ઘાલ્યો. તેનો કોટ મજબુત હોવાથી તે સર થઈ શકયું નહિ, પણ એક અફઘાનના દગાથી તે શહેરનો કબજો મળ્યો એટલે ગોવળકોંડાનું રાજ્ય ખાલસા કર્યું ઇ. સ. ૧૬૮૭.



ઔરંગઝેબના વખતનું
મુગલ રાજય ૧૭૦૦
ઝાડી કાળી લીટીઓથી રાજયનો
વિસ્તાર જણાવ્યો છે.
કાબુલ
મ્હૈસુર

**૯. શંભાજીનો નાશઃ**—દક્ષિણમાં મુસલમાની રાજ્યો જીત્યા પછી ઔરંગઝેબે પોતાનું સૈન્ય મરેઠાને તાબે કરવા રોકયું. મરાઠા રાજા શંભાજી આળસુ ને વિષયી થઈ છંદમાં પડયો હતો. તેનો સલાહકાર કલુષા નામે કનોજીઓ બ્રાહ્મણ હતો. શિવાજી જેવી ચંચળતા ને હોશિયારી ન રાખ્યાથી શંભાજી પાદશાહના સરદાર તુકારબખાનને હાથે પકડાયો. તેને પાદશાહે ઘાતકી રીતે મારી નાખ્યો ઇ. સ. ૧૬૮૯. આથી તમામ મરેઠી પ્રજા મોગલો સામે લડવા તૈયાર થઈ.

**૧૦. મરેઠા સાથે યુદ્ધ ચાલુ રહે છે:**—શંભાજી મરાયાથી મરેઠા નરમ પડશે એમ ધારી મોગલોએ ત્વરાથી મરાઠી કિલ્લા લેવા માંડયા. તેમણે તેમની રાજધાની રાયગઢ જીતી લીધું. તેમાં શંભાજીનો બાળક દીકરો શિવાજી કેદ પકડયો, તેથી શંભાજીનો ભાઈ રાજારામ શિવાજીને નામે રાજ્ય ચલાવવા લાગ્યો. તે ઇ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો. રાજારામની સ્ત્રી તારાબાઈએ પોતાના દીકરાને નામે હોશિયારીથી રાજ્યનું તથા લડાઈનું કામ ચલાવવા માંડયું. વીસ વરસ સુધી મરેઠાને વશ કરવાને પાદશાહે લડાઈ જારી રાખી, પણ તે ઇચ્છા પાર પડી નહિ. મરાઠાઓમાં શિવાજીએ આણેલું આર્યત્વનું અભિમાન ઔરંગઝેબથી તૂટયું નહિ, તેમજ મોગલો સામે લડવાની જે પદ્ધતિ શિવાજીએ મરાઠાઓને શિખવી હતી, તે પદ્ધતિ પ્રમાણે ચાલી તેમણે આલમગીરને કાયર કર્યો. મરેઠા પાદશાહનો ખજાનો લૂંટી લેવા લાગ્યા, ને પાદશાહી છાવણી ઉપર છાપો મારવા લાગ્યા, તેથી મોગલાઈ લશ્કર કંટાળી ગયું. તેમનો પગાર ચડવા લાગ્યો ને તેઓ એશઆરામમાં પડયા. અંતે પાદશાહે થાકીને મરેઠા સાથે સંધિ કરવાનું કહેણ મોકલ્યું, પણ મરેઠાની માગણી પાદશાહથી કબુલ થઈ નહિ, તેથી તે નિરાશ થઈ પાછો ફર્યો. મરેઠા તેની પાછળ પડયા. તે કેદ પકડાતાં મુશ્કેલીથી બચ્યો ને અહમદનગર પહોંચ્યો. ઔરંગઝેબનું લશ્કર દિલ્હીથી ઘણે દૂર હતું. ૨૫ વર્ષની સતત લડાઈને લીધે યુદ્ધનાં સાધનો ખૂટી ગયાં હતાં. દક્ષિણમાં લાંબી મુદ્દત લડાઈ ચાલવાથી તેમજ દેશ અપરિચિત હોવાથી લશ્કર કાયર થઈ ગયું હતું. સરદારો

પણ કંટાળી ગયા હતા; કારણકે તેમના ઉપર તેને અવિશ્વાસ હતો. ગોવળકોંડા અને વિજાપુરનું છુટું થએલું સૈન્ય મરાઠાને મળી જવાથી મોગલ રાજ્યને ભારે કનડગત થઈ. આ બધાં કારણને લીધે ઔરંગઝેબની દક્ષિણની ચડાઈ નિષ્ફળ ગઈ એમ કહી શકાય.

**૧૧. આલમગીરનું મરણ:**—આલમગીરે મોગલાઈ રાજ્ય વધાર્યું ખરૂં; પણ હિંદુઓ તે ટકવા દેશે નહિ, તથા પોતાના છોકરા માંહેમાંહે લડી રાજ્યની પાયમાલી કરશે, એવી ચિંતા તેને પેઠી. એવામાં અંતકાળ પાસે આવ્યો હોય એમ તેને જણાયું. તે વખતે તેને પોતાનાં કરેલાં પાતકો દૃષ્ટિએ પડયાં. પોતાના બાપને દુઃખ દીધું હતું, તથા ભાઈભત્રીજાઓનો નાશ કરાવ્યો હતો તે સર્વે તેને સાંભરી આવ્યું. મારૂં શું થશે, ખુદા મને શી શિક્ષા કરશે, ને મારાં પાપ કર્મોનો ખુદા આગળ હું શો જવાબ દઈશ, એવા પસ્તાવામાં ૮૯ વરસની ઉમ્મરે ૪૯ વરસ રાજ્ય કરી તે મરણ પામ્યો ઇ. સ. ૧૭૦૭.

**૧૨. આલમગીરના રાજ્યકૌશલ્યમાં ખામી:**—એણે દક્ષિણમાં સવારી કરી તે વખતે ત્યાં ત્રણ સત્તા હતી. વિજાપુર, ગોવળકોંડા ને મરેઠા. તેમાં વિજાપુર ને ગોવળકોંડા જીતવામાં પોતાનું બળ ગુમાવવાને બદલે તેમને મેળવી લઈ પ્રથમ મરેઠી બળ તોડયું હોત, તો પાછળથી તે બે મુસલમાની રાજ્ય જીતવાં એને ભારે પડત નહિ. એટલુંજ નહિ પણ એના પછી એના વંશજો મરેઠા આગળ નરમ પડી ગયા, ને મરેઠાને લીધેજ મોગલાઈ તૂટી તે વખત પણ કદાચ ન આવત. પણ બે મુસલમાની રાજ્યો જીતવાની ઇચ્છાને લીધે મરેઠી બળની ખરી તુલના એનાથી થઈ શકી નહિ એ તેની મોટામાં મોટી ભૂલ હતી. ગોવળકોંડા અને વિજાપુર જીતવાને તેણે ૨૫ વરસ દક્ષિણમાં કાઢયાં તે રાજકીય દૃષ્ટિથી મહાન દોષ હતો; કારણ તે દરમિઆન ઉત્તર હિંદમાં તેની સત્તા ઢીલી પડી, અને મરાઠાને તેથી લાભ થયો. બંને રાજ્યો નાશ થવાથી તે રાજ્યોના માણસો મરાઠાને મળ્યા, અને તેના ઉપર વેર લેવાને ઈંતેજાર થયા. હિંદુસ્તાન જેવા જુદા જુદા ધર્મ અને કોમનો રાજકર્તા ધર્માંધ ન હોવો જોઈએ. એણે

ધર્મની બાબતમાં જુલમ કર્યો એ તેની મોટી ભૂલ હતી. એ ભૂલને લીધેજ સીખ, રજપુત અને મરાઠાઓએ મોગલાઈ સામે સ્વતંત્રતાનો ઝૂંડો ઉઠાવ્યો.

**૧૩. આલમગીરના ગુણદોષ:**—ઔરંગઝેબ શૂરો, બુદ્ધિમાન, દઢ મનનો, ઉદ્યોગી, હિંમતવાન, દીર્ઘ દષ્ટિવાળો તથા યુદ્ધમાં કુશળ હતો; પણ તે કપટી, અણવિશ્વાસુ, સાંકડા મનનો, પક્ષપાતી, નિર્દય, પાપી ને ધર્માંધ હતો. ગમે તેવા સંકટમાં તેની ધીરજ અને હિંમત અજબ પ્રકારની હતી. તેને તેના પુત્રો ઉપર પણ ભરોસો નહોતો. કંઈ પણ ખાતા પહેલાં તે ખોરાક બીજાને ખવડાવતો. દરેકના ઉપર દેખરેખ રાખવાને એણે બાતમીદારોની જાળ ગૂંથેલી હતી, રાજ્યમાં બનતી દરેક બાબતથી તે માહીતગાર રહેતો. તે પોતાની મતલબ સાધવાને કપટ રચતાં કે પાપ કરતાં લગારે ડરતો નહિ. તે દેખાવમાં સાદો, શરીરે પાતળો પણ મજબુત બાંધાનો હતો. તેનું ખાનગી જીવન સાદું અને પવિત્ર હતું. આખા રાજ્યના દરેક કામ ઉપર તે જાતે નજર રાખી હુકમ આપતો. ઘડપણમાં પણ તે ચશ્મા વગર અરજીઓ વાંચી પોતાને હાથે શેરો કરતો. તેનો ચહેરો હંમેશાં હસમુખો રહેતો. તેની કર્તવ્યબુદ્ધિ ઉંચા પ્રકારની હતી. તેનાથી દરેક જણ ડરતા રહેતા, પણ એને કોઈજ ચાહતું નહિ. મુસલમાન પ્રજાને માટે એ બહુ સારો પાદશાહ હતો. એને મોજમઝાનો શોખ નહોતો. તે પોતાના ખાનગી કામમાં રાજ્યનો પૈસો વાપરતો નહિ, અને ટોપીઓ બનાવીને તથા કુરાન લખીને પોતાનું ખર્ચ નિભાવતો. તે ક્રૂર હતો. ભાઈ, ભત્રીજા, દીકરા અને દીકરી વગેરે સગાંવહાલાંનો ગુન્હો પણ તે માફ કરતો નહિ. દારા, શંભાજી વગેરેના વધમાં તેની ક્રૂરતા અમાનુષ હતી. વળી તે દુરાગ્રહી હતો. પોતાની ભૂલ સુધારવી એને એ નબળાઈ સમજતો. સુન્ની પંથ આખા હિંદમાં ફેલાવવો એ તેની ધર્મઘેલછા હતી અને તેને લીધે રજપુતો જોડે તેને અણબનાવ થયો. પોતાના ખર્ચ માટે તે ટોપીઓ બનાવતો. તે તખ્ત ઉપર ન હોય તે વખતે સાદો પોશાક પહેરતો. ગાયન, નૃત્ય વગેરે લલિતકળાને તે ધિક્કારતો.

હતો. લડાઈની વ્યૂહરચના એ જાતે તૈયાર કરતો. તેના દીકરા અને સરદારોની તે વારંવાર ફેર બદલી કરતો, અને સરદારોની વફાદારીના જામીન તરીકે તેમના છોકરાને તે તાબામાં રાખતો. આને લીધે તેના ઉપર તેના સરદારોની પ્રીતિ રહેતી નહિ. ધર્માંધતાથી તેણે મોગલાઈના નાશનાં બીજ રોપ્યાં.

---

# પ્રકરણ ૮ મું

## मोगलाई राज्यनी पडती

### આલમગીર પછીના પાદશાહ

૧. બહાદુરશાહ
૨. રજપુતો સાથે સંધિ
૩. સીખ લોકોનો બંદોબસ્ત
૪. જહાંદારશાહ
૫. ફરોખશિયર
૬. અંગ્રેજને બંગાળામાં જમીનદારી મળી
૭. મહમદશાહ
૮. સૈયદનો નાશ અને નિઝામુલ્મુલ્ક
૯. મોગલાઈના કડકા
૧૦. મરેઠાની ચડતી
૧૧. નાદિરશાહની સવારી
૧૨. રોહિલખંડ
૧૩. અહમદદુરાનીની સવારી
૧૪. અહમદશાહ
૧૫. આલમગીર બીજો
૧૬. અહમદઅબદલ્લીની ત્રીજી સવારી
૧૭. અહમદઅબદલ્લીની ચોથી સવારી
૧૮. પાદશાહીનો અંત

**૧. બહાદુરશાહ:**—આલમગીરના મરણ સમયે એના ત્રણ દીકરા અહમદશાહ મોઆજીમ, આજીમ ને કામબક્ષ હયાત હતા. તેના મોટા દીકરા સુલતાન મહમદ અને અકબર તેની હયાતીમાંજ મરણ પામ્યા હતા. મોઆજીમ કાબુલમાં ને કામબક્ષ વિજાપુરમાં સુબેદાર હતો. આજીમ પાદશાહની સાથે હતો. તે પોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યો ને આગ્રે જવા નીકળ્યો. ઉત્તરમાં જતી વખતે તેણે શંભાજીનો દીકરો શિવાજી જે કેદમાં હતો, તેને તે દક્ષિણમાં જઈ મરેઠી રાજ્યનો ધણી થાય

ત્યારે પોતાને મદદ કરે એ શરતથી છોડી મૂકયો. વળી મરેઠાને ચોથ ઉઘરાવવાનો હક પણ આપ્યો. મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજી ઔરંગઝેબના કેદખાના-માંથી નાસી ગયો હતો માટે મોગલો તેને ચોર કહેતા, અને આ શિવાજી નાસી ગયો નહિ માટે એને શાહુ કહેતા. એ નામ આગળ જતાં ગાદીએ બેઠા પછી પણ કાયમ રહ્યું. મોઆજીમે કાબુલમાં લશ્કર જમાવી આજીમ ઉપર ચડાઈ કરીને આગ્રા આગળ તેને હરાવી માર્યો. તે પછી તેણે


બહાદુરશાહ

દક્ષિણમાં સવારી કરી હૈદ્રાબાદ આગળ કામબક્ષને માર્યો. ઇ. સ. ૧૭૦૮. પરંતુ ગાદીએ બેઠા પછી એણે પોતાના ભત્રીજા તથા બંડખોર ભાઈઓના મળતીઆ સરદારો વગેરે સર્વેને માફી આપી. મોઆજીમ બહાદુરશાહ નામ ધારણ કરી પાદશાહ થયો ને જુલ્ફીકારખાનને તેણે પોતાનો વજીર ઠરાવ્યો.

**૨. રજપુતો સાથે સંધિઃ**—પાદશાહ દક્ષિણમાં હતો, તેવામાં પંજાબમાં નાનકપંથી સીખ લોકોએ બળવો કર્યો. તેમને સજા કરવાને તે ઉત્તરમાં ગયો. એ વખતે રજપુતોનો જજીઆ વેરો માફ કરી તથા અકબરના સમયની રાજ્યનીતિ ચલાવવાનું કબુલ કરી તેમને પોતાના પક્ષમાં લીધા

**૩. સીખ લોકોનો બંદોબસ્તઃ**—સીખ લોકોમાં ઔરંગઝેબના સમયમાં ગોવિંદસિંહે જે જુસ્સો આણ્યો હતો તે તેના મરણ પછી નાબુદ થયો નહોતો. બહાદુરશાહ ગાદીએ બેઠો ત્યારે સીખ લોકોનો ગુરુ બંદા હતો. તેણે પોતાના લોકોને ઉશ્કેરી મુસલમાનોની મસીદો ભાગી મુલ્લાંઓને માર્યા તથા જમના ને સતલજ વચ્ચેના મુસલમાનોનો સંહાર કર્યો, તેમજ લાહોરથી દિલ્હી સુધીનો મુલક લૂંટીને પોતાનો અમલ બેસાડયો. સીખ લોકોને સજા કરવા સારૂ રજપુતો સાથે સંધિ કરીને પાદશાહ પંજાબમાં આવ્યો. તેણે એ

લોકોને હરાવીને ઘેરી લીધા, તેથી બંદા નાસીને ડુંગરમાં જઈ ભરાયો. પરંતુ એટલામાં પાદશાહ લાહોરમાં ઇ. સ. ૧૭૧૨ માં ૭૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. સીખ લોકોના બળવા સિવાય એના રાજ્યમાં શાંતિ રહી હતી. એણે એના ભત્રીજાઓને જાગીરો આપી હતી. એ પાદશાહ આલમગીર જેવો ચપળ નહોતો, તેમ તેવો પાપી પણ નહોતો. એ દયાળુ, બુદ્ધિશાળી, અને વ્યવહારકુશળ હતો.

**૪. જહાંદારશાહ:**—બહાદુરશાહનો મોટો દીકરો મોઈઝુદ્દિન જહાંદારશાહ નામ ધારણ કરી પાદશાહ થયો. પણ તે દુરાચારી, ક્રૂર, ગર્વિષ્ઠ તેમજ નિર્બળ હતો. તેના ભત્રીજા ફરૂખશિયરે તેના બાપનું વેર લેવા બંડ કર્યું. સૈયદહુસેન અને સૈયદ અબ્દુલ્લાની મદદથી તેણે આગ્રા આગળ જહાંદારશાહને હરાવ્યો અને ગાદી મળ્યા પછી તેને અને ઝુલ્ફીકારખાનને મારી નાખ્યા ઇ. સ. ૧૭૧૨.

**૫. ફરૂખશિયરઃ**—તેણે સૈયદ ભાઈઓની મદદથી રાજ્ય મેળવ્યું હતું તેથી તેમને ઉંચી પદવીએ ચડાવ્યા. તેમાંનો અબદુલ્લા વજીર થયો ને હુસેન સેનાપતિ થયો. હુસેને જોધપુરના રાજા અજીતસિંહ સાથે સલાહ કરી તેની દીકરી સાથે પાદશાહનું લગ્ન કરાવ્યું. ત્યાંથી હુસેન પંજાબમાં ગયો ને સીખ સરદાર બંદા તથા તેના સાથીઓને પકડીને રિબાવી રિબાવી માર્યા. આ પ્રમાણે રિબાઈને મરવાનું સીખોએ કબુલ કર્યું. પણ તેમણે પોતાનો ધર્મ ન તજ્યો. સીખ લોકોનો બંદોબસ્ત કરી હુસેન દક્ષિણમાં ગયો. સૈયદભાઈઓના કારભાર વિરુદ્ધ ઘણી ખટપટો થવા લાગી. તેમના લોભ અને સત્તાને લીધે પાદશાહને શક ગયો કે તેઓ ગાદી પચાવી પડવા માગે છે. આ કારણથી તેમનો નાશ કરી તેમનાથી છુટા થવા પાદશાહે કાવતરાં અને ખટપટ કરવા માંડી. અબદુલ્લાને રજપુતાનામાં અને હુસેનને દક્ષિણમાં મોકલ્યો. ગુજરાતના સુબા દાઉદખાનને હુસેનને મારી નાખવા મોકલ્યો પણ તેમાં બુરાનપુર આગળ તે માર્યો ગયો.

હુસેન દક્ષિણમાં આવ્યો ત્યારે ત્યાંનો સુબેદાર ચીનકીલીચખાં

અથવા અસોફ્જા જેને નિજામઉલ્મુલ્ક કહે છે તે હતો. તેને પાદશાહ સાથે વેર હતું એટલે તે સૈયદના પક્ષમાં ભળ્યો. તેણે મરેઠા સાથે સંધિ કરી, એમાં એવું ઠર્યું કે મરેઠાએ આજ સુધીમાં જીતેલો મુલક તેમણે રાખવો, ને દક્ષિણની ચોથ તથા સરદેશમુખી એટલે કુલ ઉપજનો દશાંશ તેઓએ લેવો; અને તેના બદલામાં તેમણે પાદશાહને દર સાલ પંદર લાખ રૂપીઆ ખંડણી આપવી, ને પંદર હજાર સવારોથી ચાકરી કરવી. એ વખતે મરેઠાની ગાદીએ શાહુ રાજા હતો, ને તેનો મુખ્ય પ્રધાન બાલાજી વિશ્વનાથ નામનો મહા ચતુર પુરુષ હતો. મરેઠા સાથે ઉપર મુજબ કરાર કરી હુસેને પોતાનો પક્ષ સબળ કર્યો, અને પાદશાહ પાસે તે કરાર કબુલ કરાવવા માટે દશ હજાર મરેઠા સાથે બાલાજી વિશ્વનાથને લઈ પાદશાહ પાસે આવ્યો. પણ પાદશાહે એ કરાર કબુલ નહિ કર્યાથી તેણે તેની આંખો ફોડી નાખી તેને ઝેર દઈને મારી નાખ્યો ઇ. સ. ૧૭૧૯.

**૬. અંગ્રેજોને બંગાળામાં જમીનદારી મળવીઃ**—ફરૂખશિયરના વખતમાં ઇ. સ. ૧૭૧૫ માં વેપારના હક્ક મેળવવા અંગ્રેજ કંપનિના બે એલચી પાદશાહ પાસે આવ્યા. તેવામાં પાદશાહ માંદો હતો ને તેના હકીમો તેને આરામ કરી શક્યા નહોતા, તેથી આવેલા અંગ્રેજોમાંના ડાકટર હેમિલ્ટને દવા કરી પાદશાહને આરામ કર્યો. પાદશાહે તેને ઇનામ માગવા કહ્યું ત્યારે તેણે બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારી તથા કંપનીના માલના હાંસલની માફીની સનંદ માગી તે પાદશાહે આપી ઇ. સ. ૧૭૧૫.

**૭. અહમદશાહઃ**—ફરૂખશિયરના મુઆ પછી સૈયદભાઈઓએ પાદશાહી કુળના એક નાના બાળકને ગાદી આપી. તે ત્રણ માસમાં મરણ પામ્યો. તેથી તેમણે બહાદુરના એક પૌત્ર મહમદશાહને ગાદી આપી ઇ. સ. ૧૭૧૯.

**૮. સૈયદનો નાશ અને નિઝામુલ્મુલ્કઃ**—મહમદશાહે ગાદીએ બેઠા પછી એની માની મસલતથી સૈયદોનો નાશ કરી તેમનાથી છુટા થવા ધાર્યું. એ સૈયદના સામાવાળીઆમાં દક્ષિણનો સુબો અસો-

ફ્જા ને અયોધ્યાનો સુબો સાદતખાં મુખ્ય હતા. અસોફ્જાએ દક્ષિણમાં બળવો કર્યો. તેને સજા કરવાને પાદશાહને લઈ હુસેન દક્ષિણમાં આવ્યો, પણ રસ્તામાંજ પાદશાહે હુસેનને મરાવી નાખ્યો. તેનું વેર લેવાને સૈયદ અબદુલ્લા લશ્કર લઈ પાદશાહ સામો આવ્યો, તેને પાદશાહે હરાવી માર્યો ઇ. સ. ૧૭૨૦.


નિઝામુલ્મુલ્ક.

સૈયદભાઈઓના નાશ પછી પાદશાહે અસોફ્જાને વજીર નીમ્યો. તેનું મૂળ નામ કામરુદ્દીનખાન હતું. ઔરંગઝેબે તેને ચીનકીલીચખાંનો ઇલ્કાબ આપ્યો હતો. સૈયદભાઈ તરફથી તેને અસોફ્જા અને નિઝામુલ્મુલ્કના ખિતાબ મળ્યા હતા. જ્યારે દક્ષિણમાં એ સુબો હતો ત્યારે તેણે મોગલરાજ્યનો દક્ષિણ ભાગ તાબે કરવા ઘણો પ્રયત્ન કર્યો હતો. તેણે અસીરગઢ અને બુરાનપુર જીત્યા ત્યારે પાદશાહે તેને દિલ્હી બોલાવી વજીરાત સોંપી. તેણે ગુજરાતના સુબા હૈદરકુલીખાનને હરાવી સ્વતંત્ર થતાં અટકાવ્યો. વળી જોધપુરના મહારાજા અજિતસિંહને પણ સ્વતંત્ર થવા દીધો નહિ. પાદશાહને તેનો ભરોસો નહોતો તેમજ તેની વિરુદ્ધ ખટપટ થવાથી તે દક્ષિણમાં ગયો, અને ત્યાં તેનો સુબો મુબારીઝખાન તેની સામે થયો તેને મારી તે સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો ઇ. સ. ૧૭૨૪.

૯. **મોગલાઈના કડકા**:—અયોધ્યાનો સુબેદાર સાદતખાં પાદશાહનો વજીર થયો. પરંતુ તે પણ ઇ. સ. ૧૭૩૨થી સ્વતંત્રપણે અયોધ્યાની સુબેદારી કરવા લાગ્યો. બંગાળાના સુબેદાર મુર્શિદકુલીખાન ઢાકાથી મુર્શિદાબાદમાં ગાદી કરી ઇ. સ. ૧૭૨૫ થી સ્વતંત્ર થયો. કર્ણાટકનો નવાબ પણ દિલ્હીથી છૂટો થઈ નિઝામ અસોફ્જાને તાબે આવ્યો. અજમેરની આસપાસનો મુલક જોધપુરનો રાજા અજીતસિંહ પચાવી પડ્યો. તેમજ ત્રિચિનોપલ્લી, મ્હૈસુર, મલબાર, ત્રાવણકોર અને કોચીનમાં સ્વતંત્ર હિંદુ રાજ્યો થયાં.

**૧૦. મરેઠાની ચડતીઃ**—બાલાજી વિશ્વનાથ ઇ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યાથી તેનો દીકરો બાજીરાવ પેશ્વા થયો. તે બહુ બહાદુર ને રાજ્યનીતિજ્ઞ પુરુષ હતો. પિલાજી ગાયકવાડ, રાણુજી સિંધિઆ, ઉદ્ધવજી પરમાર ને મલ્હારરાવ હોલ્કર, એ એના મુખ્ય સરદારો હતા. જોધપુરના રાજા અજીતસિંહનો કુંવર અભેસિંહ ગુજરાતનો, ને જેપુર-નો રાજા જેસિંહ માળવાનો સુબેદાર હતો. ગાયકવાડ ગુજરાત, હોલ્કર માળવા, ને સિંધિઆ બુંદેલખંડ જીતવાને યત્ન કરવા લાગ્યા. તેમાંથી ગુજરાતનો થોડો ભાગ, માળવા અને બુંદેલખંડ એટલું મરાઠાઓને મળ્યું.

**૧૧. નાદિરશાહની સવારીઃ**—તેનું મૂળ નામ અલીકૂલી હતું. તે ઇરાનના શાહની નોકરીમાં હતો. શાહના મરણ પછી તેનો સગીર દીકરો ગાદી ઉપર આવ્યો તેની વતી તે રાજકારભાર કરતો હતો. તે મરી ગયો એટલે ઇ. સ. ૧૭૩૬ માં તે ઇરાનની ગાદીએ આવ્યો. તેણે એક જોરાવર સૈન્ય લઈ કાબુલ ને કંદહાર જીતી લીધાં ઇ. સ. ૧૭૩૭. કાબુલમાં હિંદની પાદશાહતની નબળી હાલત એના સાંભળવામાં આવી તેથી તેણે બીજે વરસે હિંદ ઉપર ચડાઈ કરી. કરનાલ આગળ હિંદી ને ઇરાની લશ્કરનો ભેટો થયો, તેમાં મોગલ સૈન્ય હાર્યું. ને પાદશાહ, નિઝામ ને સાદતખાં નાદિરશાહને શરણે આવ્યા ઇ. સ. ૧૭૩૯. નાદિરે દિલ્હી આવી લોકોને દુઃખ નહિ દેવાનો હુકમ કર્યો. પણ બીજે દિવસે નાદિર મરાયાની બૂમ ચાલ્યાથી શહેરના લોક ઇરાનીઓ ઉપર તૂટી પડયા ને તેમને મારી નાખ્યા, તેથી નાદિરે શહેરમાં કતલ ચલાવવા આજ્ઞા કરી, ને પાંચ કલાકની કતલેઆમમાં ૩૦ હજાર



નાદિરશાહ

માણુસોનો ધાણ કાઢ્યો. શહેરમાં લોહીની નીકો વહી. છેવટે મહમદશાહે માફી માગી ત્યારે તેણે કતલ બંધ કરાવી. નાદિરે પૈસા મેળવવાને આ સવારી કરી હતી. દિલ્હીમાં લગભગ બે માસ રહીને તેણે ખજાનામાંથી રોકડ, ઝવેરાત વગેરે લીધું, તથા બીજા અમીર ઉમરાવ ને રૈયતને લૂંટી તથા સુબેદારો પાસેથી ખંડણી મેળવી શુમારે ૨૦ થી ૩૦ કરોડ સુધીનું રોકડ, તથા મયૂરાસન ને કોહીનૂર હીરો લઈ તે પાછો ઇરાન ગયો. આવી અખૂટ દોલત મળવાથી તેણે ત્રણ વરસ સુધી ઇરાનમાંથી કંઇ ઉઘરાવ્યું નહિ. સિંધ, મુલતાન, કાબુલ ને કંદહારના મુલક તેણે પોતાના રાજ્યમાં ભેળવ્યા, પણ ઇરાન ગયા પછી નાદિરશાહ માર્યો ગયો, તેથી તેના એક સરદાર અહમદ દુરાનીએ કંદહાર ને ગીજની કબજે કરી ત્યાં દુરાની રાજ્ય સ્થાપ્યું. મોગલ રાજ્ય પડતીની અણી ઉપર હતું તેમાં નાદિરશાહની ચડાઇથી તે સલ્તનતને જબરજસ્ત ફટકો લાગ્યો અને ત્યારપછી તેનો નાશ થવા લાગ્યો.

**૧૨. રોહિલખંડ:**—મહમદશાહના વખતમાં યુસફજાઈ જાતના રોહીલા નામે પઠાણ લોક અયોધ્યા ને હિમાલયની વચ્ચેના પ્રદેશમાં આવી વસ્યા, ને લૂંટફાટ ચલાવી બરેલીમાં ગાદી કરી સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. પાદશાહે તેમના ઉપર સવારી કરી તાબે કર્યા ઇ. સ. ૧૭૪૫.

**૧૩. અહમદ દુરાનીની સવારી:**—ઇ. સ. ૧૭૪૮માં અહમદશાહ દુરાનીએ પંજાબ ઉપર ચડાઈ કરી ને સરહિંદ જીતી લીધું, તેથી શાહજાદો અહમદ તેની સામો ગયો ને તેને હરાવી પાછો કાઢ્યો. મોગલોએ આ છેલ્લોજ જય મેળવ્યો. તે પછી થોડીજ મુદતમાં મહમદશાહ મરણ પામ્યો. શાહજહાંના મયૂરાસન ઉપર બેસનાર ને તાજમાં કોહીનુર પહેરનાર છેલ્લો મોગલ પાદશાહ એજ હતો. એજ સાલમાં મરેઠાનો રાજા શાહુ તથા અસોફજા પણ મરણ પામ્યા ઇ. સ. ૧૭૪૮.

**૧૪. અહમદશાહ:**—મહમદશાહ પછી તેના શાહજાદા અહમદશાહે ગાદીએ બેસીને સાદતખાંના દીકરા સફદરજંગને વજીરાત આપી.

તે રોહીલાને વશ કરી શક્યો નહિ તેથી મલ્હારરાવ હોલ્કર તથા જયાપા સિંધિઆને ચોથ વસુલ કરવાની રજા આપી ત્યાં મોકલ્યા. તેમણે રોહીલાને વશ કર્યા ઇ. સ. ૧૭૫૨. એવામાં અહમદ દુરાની બીજી વાર હિંદ ઉપર ચઢી આવ્યો. પાદશાહે તેને પંજાબ પ્રાંત આપી પાછો કાઢયો. એ વાત સફદરજંગને નહિ ગમ્યાથી તે અયોધ્યા ને અલ્લાહાબાદ પ્રાંત લઈ છૂટો થયો, તેથી નિઝામ અસોફજાનો પાટવી પુત્ર ગાજીઉદ્દીન વજીર થયો. તેને પાદશાહ સાથે અણબનાવ થવાથી તેને તેણે મારી નાખ્યો ને પાદશાહના કાકાને આલમગીર બીજો એવું નામ આપી ગાદીએ બેસાડયો. ઇ. સ. ૧૭૫૪.

**૧૫. આલમગીર બીજો:**—હવે પાદશાહના હાથમાં સત્તા રહી નહિ. જે બળવાન હોય તે વજીર થઈ પાદશાહને કબજે રાખે કે ગમે તેને પાદશાહ બનાવે એવી સ્થિતિ થઈ. મોગલાઈ નબળી થઈ, સુબા સ્વતંત્ર થયા ને પાદશાહી ખંડણી અટકી. મરેઠા બળવાન થયા ને આખા હિંદમાં લૂંટફાટ કરીને પોતાની સત્તા બેસાડવા લાગ્યા. બીજો આલમગીર માત્ર નામનો પાદશાહ હતો. સઘળી સત્તા ગાજી-ઉદ્દીનના હાથમાં હતી. તે સ્વભાવે ચપળ, અવિચારી ને ઉતાવળીઓ હતો. તેણે દુરાની પાસેથી પંજાબ જીતી લીધું.

**૧૬. અહમદ અબદલ્લીની ત્રીજી સવારી:**—ઇ. સ. ૧૭૫૬–૧૭૫૭. પંજાબનું વેર વાળવાને અબદલ્લી હિંદ ઉપર ચઢી આવ્યો તેણે લૂંટ ચલાવી ધન મેળવ્યું, અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલા પાસેથી ખંડણી લીધી, તથા ભરતપુરના જાટ રાજા ઉપર સવારી કરીને મથુરાના હજારો જાત્રાળુઓને વિના વાંકે માર્યા. તેણે લાહોર, દિલ્હી ને મથુરાં ખૂબ લૂંટયાં અને પંજાબમાં પોતાનાં થાણાં મૂક્યાં, તથા નજીબુદ્દૌલા નામના એક રોહીલા સરદારને પાદશાહનો સેનાપતિ ઠરાવી તે પાછો ગયો ઇ. સ. ૧૭૫૬–૫૭.

**૧૭. અબદલ્લીની ચોથી સવારી:**—અબદલ્લી ગયા પછી ગાજીઉદ્દીને રઘુનાથરાવ પેશ્વાની મદદથી દિલ્હી લીધું ને નજીબુદ્દૌલાને નસાડયો. પેશ્વા ત્યાંથી પંજાબ ગયો ને તે પ્રાંત જીતી ત્યાં એક

મરેઠા સરદારને સુબો નીમી પોતે દક્ષિણમાં ગયો. તેણે ઠેઠ અટક સુધી મુલક સર કર્યો. આ રીતે મરાઠી વાવટો આખા હિંદુસ્તાનમાં ફરકવા લાગ્યો. પેશ્વાએ પંજાબ લીધાના સમાચાર સાંભળી તેને સજા કરવાને અબદલ્લીએ ચોથી સવારી કરી. એવામાં ગાજીઉદ્દીને બીજા આલમગીરને મારી નાખ્યો ને એક બીજા છોકરાને ગાદીએ બેસાડયો ઈ.સ. ૧૭૫૮. પણ તેને કોઈએ માન્ય કર્યો નહિ. વડો શાહજાદો શાહ-આલમ નાસી ગયો. તે આગળ જતાં પાદશાહ થયો. દક્ષિણમાં મરેઠાએ નિઝામને હરાવી તાબે કર્યો હતો. હવે મરેઠાનો કોઈ શત્રુ રહ્યો ન હતો, તેથી તેમણે અબદલ્લીને હરાવી મોગલાઈ ઉંધી વાળવાની જબરી તૈયારી કરી પાણિપતના રણક્ષેત્રમાં અબદલ્લી સાથે યુદ્ધ કર્યું, પણ તેમાં તેમનો નાશ થયો.


અબદલ્લી

**૧૮. પાદશાહીનો અંતઃ—** અબદલ્લીએ પાછા જતાં શાહઆલમને ગાદી આપી હતી, તેથી એ શાહઆલમ પાદશાહ થયો. તેને પણ દસ વરસ બહાર રહેવું પડયું હતું. ઈ. સ. ૧૭૭૧માં મરાઠાઓની મદદથી તે દિલ્હીમાં આવી શકયો. એ સમયે અયોધ્યા ને પ્રયાગ


શાહઆલમ

સરદાર નજીબુદૌલા પચાવી પડયો અને સ્વતંત્ર થયો. પાદશાહ ઇ. સ. ૧૭૬૪માં બકસર આગળ હારી ગયો, તેથી તેણે બંગાળા, બિહાર અને ઓરિસાની દીવાનીનો પટો કંપનિને આપ્યો. દક્ષિણમાં નિઝામ અને કર્ણાટક તથા બંગાળાના નવાબ સ્વતંત્ર થયા, હૈદરઅલીએ મ્હૈસુરમાં એજ અરસામાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું. ગુજરાત, માળવા, બુંદેલખંડ, ઓઢીઆ ને મહારાષ્ટ્ર પેશ્વાને તાબે હતાં. સિંધમાં જુદા જુદા અમીરો સત્તાધારી હતા ને તેઓ અબદલીના ખંડીઆ હતા. કાબુલ, કંદહાર, પંજાબ ને મુલતાન અબદલીના તાબામાં હતાં; એટલે દિલ્હી ને આગ્રા એ એજ પ્રાંતો પાદશાહના તાબામાં હતા ને તે પણ માત્ર નામના હતા, કારણ કે મોગલ રાજધાની મરાઠી સત્તા નીચે આવી હતી અને શાહઆલમ ઇ. સ. ૧૭૮૪માં મહાદજી સિંધિઆના રક્ષણ નીચે ગયો હતો. સિંધિઆની ગેરહાજરીમાં ગુલામકાદરે ઈ. સ. ૧૭૮૬માં પાદશાહને આંધળો કરી કેદ કર્યો; તેને સિંધિઆએ છોડાવી પોતાને કબજે લીધો. સિંધિઆ પાસેથી દિલ્હી અને આગ્રા અંગ્રેજોના કબજામાં ગયાં એટલે અંધ પાદશાહ અંગ્રેજને શરણે આવ્યો. તે ઈ. સ. ૧૮૦૬માં મરણ પામવાથી તેનો શાહજાદો અકબર નામનો પાદશાહ થયો. અંગ્રેજ સરકાર એને જે આપતા તે ખાઇને તે બેસી રહેતો. તેની પાસે કાંઈ રાજ્ય નહોતું. ઇ. સ. ૧૮૩૭માં તે મરણ પામ્યાથી તેની જગાએ મહમદ બહાદુરશાહ થયો. તેણે ઇ. સ. ૧૮૫૭ના બળવામાં ભાગ લીધાથી અંગ્રેજોએ તેને પકડી રંગુનમાં કેદ કર્યો. તે ઇ. સ. ૧૮૬૨માં મરણ પામ્યો. તેના બે દીકરા ને એક પૌત્રને ઇ. સ. ૧૮૫૭માં રાજદ્રોહના ગુના માટે ઠાર કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે મોગલાઈનો અંત આવ્યો.



# પ્રકરણ ૯ મું

## मोगलाई राज्यनुं पुनरावलोकन

| | |
|---|---|
| ૧. મોગલાઈની પડતીનાં કારણ | ૩. વેપારનો વધારો |
| ૨. મોગલાઈથી થએલા લાભ | ૪. હિંદનો ધણી કોણ થાય ? |

**૧ મોગલાઈની પડતીનાં કારણઃ**—(૧) અકબરે સર્વને સરખા ગણી ધર્મભેદ કાઢી મોગલાઈ મજબુત કરવાને જે રીત ચલાવી હતી, તે ઔરંગઝેબે તોડી. તેણે હિંદુઓ ઉપર જજીઆવેરો નાખ્યો, જુલમ કર્યો, ને તેમને નોકરીમાંથી બાતલ કર્યા. આ પ્રમાણે ધર્મભેદ પ્રસિદ્ધ કરવાથી હિંદુઓ તેમના ઉપર ક્રોધે ભરાયા; ઔરંગઝેબ યુદ્ધકૌશલ્યમાં કુશળ હોવાથી સમયસૂચકતા ને ચપળતા વાપરી પોતાનું રાજ્ય સાચવીને વધારી શકયો, પણ એણે કુસંપનાં જે બીજ રોપ્યાં તેનાં કડવાં ફળ એના વંશજોને ચાખવાં પડયાં. (૨) ઔરંગઝેબ પછીના મોગલ પાદશાહો નબળા અને મોજીલા હોવાથી તેમના સરદારો માંહોમાંહે લડી મરવા લાગ્યા, ને તેમાંના જે જોરાવર હોય તે વજીર થઈ પાદશાહને રમકડા માફક નચાવવા લાગ્યા; તથા પોતાની મરજીમાં આવે તેને પાદશાહ બનાવે ને ઉઠાડે એવી સ્થિતિ થઈ. એવા વજીર પાદશાહ બનાવનાર કહેવાતા. પાદશાહ બનાવનાર વજીરોમાં જુલ્ફીકારખાં, બે સૈયદ ભાઈઓ, ને ગાજીઉદ્દીન ગણાય છે. (૩) પાદશાહો નબળા ને વજીરો કુસંપી ને આપમતલબીઆ હોવાથી તેઓ માંહોમાંહે લડતા. આથી ઘણા ઉમરાવો અને સરદારોનો નાશ થયો, તેથી પરદેશીઓ અને મરાઠા સામે લડવાને ચાલાક ને બુદ્ધિશાળી સરદારો મળી શકયા નહિ; (૪) ઈરાન, તુર્કસ્તાન અને અફઘાનિસ્તાનમાંથી સાહસિક અને બહાદુર સૈનિકો હિંદમાં આવતા અટકી ગયા, અને મોગલ સૈન્ય નિર્બળ અને એશઆરામી થવાથી તથા પાદશાહો શક્તિહીન હોવાથી સુબાઓ સ્વતંત્ર થઈ ગયા. (૫) ધર્મના અત્યાચારને લીધે રજપુતો, સીખ, જાટ અને મરાઠાઓ મોગલો સામે ઉશ્કેરાયા હતા. પ્રજામાં રાષ્ટ્રીય ભાવના ઉત્તેજિત થવાથી તેણે મોગલાઈને હચમચાવી નાખી; (૬) પાદશાહત આવી સ્થિતિમાં આવી છતાં

બહાદુરશાહ સિવાય કોઈ પણ પાદશાહે હિંદુઓને મેળવી લેવાની મહેનત કરી નહિ; ખરૂં કહીએ તો તેમનામાં દીર્ઘદષ્ટિ ને રાજકૌશલ્ય હતુંજ નહિ. પાદશાહતની પડતીના સમયમાં જો કે રજપુતોની પડતી થઈ હતી, પણ મરેઠા પોતાનું બળ નિરંતર વધાર્યા જતા હતા તેથી તેમણે મોગલાઈ વૃક્ષનું મૂળ કાપ્યું; (૭) નાદિરશાહ અને અહમદશાહ અબદલ્લીના હુમલાથી મોગલાઈ જમીનદોસ્ત થઈ ગઈ.

**૨. મોગલાઈથી થએલા લાભઃ**—ઈ. સ. ૧૫૫૬ થી ૧૭૦૭ સુધીમાં આપણો દેશ જાહોજલાલીની ટોચે પહોંચ્યો હતો. તેની સમૃદ્ધિ, અને વૈભવ જગમશહુર થયાં હતાં. પરદેશી મુસાફરોના વર્ણન ઉપરથી માલમ પડે છે કે તે સમયમાં પ્રજા એકંદર સુખી હતી. અનેક લડાઈઓ થતી છતાં ખેતી આબાદ હતી. મોગલ બાદશાહો અને ઉમરાવો દેશના હુન્નરઉદ્યોગને ઉત્તેજન આપતા, તેથી વેપાર સારો ચાલતો. દેશમાં એકચક્રી રાજ્ય, એક (ઉર્દુ કે ફારસી) ભાષા અને એક જાતની રાજ્યવ્યવસ્થાને લીધે પ્રજામાં એકતાની લાગણી ફેલાઈ હતી. અકબર અને જહાંગીરની ધર્મ પરત્વેની ઉદારવૃત્તિને લીધે જમાનાને અનુસરી હિંદુધર્મ અને ઇસ્લામમાં ધર્મસુધારણાના પ્રયાસો થયા હતા, અને તેના ફળરૂપે કબીર અને નાનકના પંથો થયા, અને હિંદુ અને મુસલમાનોનો વિરોધ કમી થયો. મોગલોની યુદ્ધકળા તેમજ કોટનો બચાવ કરવાની કળા સુધરેલી હતી. મોટા લશ્કરની સરદારી અને સારી વ્યૂહરચનાનું જ્ઞાન આપણા દેશને તેમની પાસેથી મળ્યું છે. તેમણે ગજદળ કરતાં હયદળ વધારે ઉપયોગી ગણ્યું હતું. ચિત્રકળા, બગીચાઓ, ફળફૂલનું વાવેતર, જાનવરની ઉછેર, પોષાક વગેરેમાં દેશ આગળ વધ્યો. આપણા દેશને ઈરાન, તુર્કસ્તાન, અરબસ્તાન અને ઇરાકના લોકોના સહવાસમાં આવવાનો યોગ મળ્યો તેથી તેમની સંસ્કૃતિ સાથે આપણો સંબંધ જોડાયો. સંગીત સારૂં ખીલ્યું હતું. ઉર્દુની ખીલવણી થઈ અને ફારસી રાજભાષા હોવાથી તેને ઉત્તેજન મળ્યું. આઇને અકબરી, જહાંગીરનું આત્મવૃત્તાંત, દારાનું ઉપનિષદનું ભાષાંતર, બદુનીનો ઇતિહાસ વગેરે ઘણાં પુસ્તકો એ સમયમાં રચાયાં.

તે વખતે ટપાલની વ્યવસ્થા સારી થઈ. મોગલ બાદશાહનું શિલ્પ અને સ્થાપત્ય હજુ પણ અજાયબી પમાડે તેવું છે. દિલ્હી, આગ્રા, ફતેહપુર, સિક્રી, લાહોર, વગેરે સ્થળોએ તેમણે બંધાવેલી મસ્જીદો અને મહેલો તેમની જાહોજલાલીનું આપણને ભાન કરાવે છે. તેમણે મજબુત રસ્તા બંધાવ્યા હતા, તથા કુવા, વાવ, જેવાં લોકો ઉપયોગી ઘણાં કામ તેમણે કર્યાં હતાં.

૩. **વેપારનો વધારો**:—મોગલાઈ વારામાં પહેલાં કરતાં યુરોપ સાથે વેપારનો ઘણો વધારો થયો. એ વધારો આ દેશના વેપારીઓએ પરદેશમાં જઈને કર્યો નહોતો, પણ પરદેશી વેપારીઓ આ દેશમાં આવવાથી થયો હતો. સિકંદર લોદીના સમયમાં પોર્ટુગીઝો આ દેશમાં આવી યુરોપ સાથેનો વેપાર ચલાવવા લાગ્યા. તેમને નફો મળતો જોઈ યુરોપના બીજા દેશના લોક પણ આ દેશમાં વેપાર કરવાને આવવા લલચાયા, ને અકબર તથા જહાંગીર પાદશાહના સમયમાં તેઓ આ દેશમાં આવવા લાગ્યા; તેથી આ દેશના માલનો પુષ્કળ ઉઠાવ થવા માંડયો, કારીગરો કમાવા લાગ્યા ને તેથી તેઓ નવા બર ઉત્પન્ન કરી આ દેશની કારીગરી ખીલવવા લાગ્યા.

૪. **હિંદનો ધણી કોણ થાય ?**—મોગલ પાદશાહો નબળા થયા, સરદારો કુસંપી થયા ને સુબાઓ સ્વતંત્ર થયા; તથા તેઓ મોગલાઇનું ધણીપણું રાખવાને ઇચ્છતા ન હતા. મોગલની નબળાઈ જોઇ તથા તેમનો પોતાના તરફ ધર્મભેદ ને જુલમ જોઈ હિંદુઓ તરફથી લડનાર માત્ર મરેઠા હતા. તેમણે સંપ કરી હિંદુબળ એકત્ર કર્યું નહિ. રજપુતોને લૂંટીને પાયમાલ કર્યાથી તેઓ તેમની સહાયે આવે તેવી સ્થિતિ નહોતી, તેથી હિંદુ તરફથી મરેઠા એકલા મોગલાઈ સામા થયા. એ રીતે હિંદુ-મુસલમાન માંહોમાંહે લડીને નબળા થયા અને અંતે એની લડાઈમાં ત્રીજાને ફાવ્યું. સને ૧૭૬૧ ની હિંદુ મુસલમાનો વચ્ચેની મોટી લડાઈમાં મરેઠી બળ તૂટયું, અને મોગલાઈનો તો અંતજ આવ્યો. એ લડાઈઓ એક ત્રીજી પ્રજા તટસ્થપણે જોતી હતી. તે પ્રજાનો તે વખતે પૂર્વમાં સૂર્યોદય થયો હતો. યુરોપથી વેપાર કરવાને જે

પ્રજા આ દેશમાં આવી હતી, તેમાં અંગ્રેજ ને ફ્રેંચ મુખ્ય હતી. તે પણ હિંદનું ધણીપણું મેળવવાને ઉત્સાહી હોવાથી પોતપોતાની સત્તા જમાવવાને માંહોમાંહે લડી મરી. ફ્રેંચોને હરાવીને અંગ્રેજોએ હિંદનું ધણીપણું મેળવવાને યત્ન કર્યો. તેમાં આખરે અંગ્રેજ લોકો ઇ. સ. ૧૭૬૧માં ફતેહ પામ્યા. માંહોમાંહે લડીને નબળા થએલા હિંદના જુદા જુદા મુસલમાન હાકેમોને તેમણે પ્રથમ હરાવ્યા, પછી મરેઠાને અને છેવટે સીખને હરાવી તેઓ હિંદના ધણી થયા.

---

# भाग ४ थो

## मरेठी राज्य

## પ્રકરણ ૧ લું

## महाराजा शिवाजी

ઇ. સ. ૧૬૨૭-૧૬૮૦



**૧. મહારાષ્ટ્ર:**—મહારાષ્ટ્ર એ મરાઠાનું રાષ્ટ્ર છે. તેની ઉત્તરે સાતપુડા પર્વત અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. પૂર્વમાં વૈનગંગા અને વર્ધા નદીથી માંડી તે દક્ષિણે ગોવા સુધી તેની હદ આવેલી છે. તે ત્રિકોણ આકારના પ્રદેશમાં સહ્યાદ્રિના પહાડો આવેલા છે અને પશ્ચિમ કિનારે કોકણપટ્ટી છે. આ પ્રદેશમાં વસતા મરાઠાઓ શરીરે ઠીંગણા, મજબુત બાંધાના, બહાદુર અને સાહસિક છે. ત્યાંના ડુંગરી પ્રદેશ-માંનાં જંગલો ને કિલ્લાઓને લીધે તેનામાં લડાયક જુસ્સો અને હિંમત

આવ્યાં હતાં. તેઓની લડવાની કળા જુદાજ પ્રકારની હતી.

**૨. મુસલમાન રાજ્ય અને હિંદુ જાગૃતિઃ**—મહારાષ્ટ્રમાં પહેલાં શાલિવાહન, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ, અને યાદવવંશીઓનું રાજ્ય હતું. યાદવો દેવગિરિ કે દોલતાબાદમાં રાજ્ય કરતા હતા. એ રાજ્ય પ્રથમ અલાઉદ્દીન ખીલજીએ તોડયું, અને પછી ઘણોખરો દક્ષિણનો મુલક મલિકંબરે જીતી લઈ દિલ્હીની શહેનશાહતમાં ભેળવી દીધો એ વાત આગળ આવી ગઈ છે. પછી મહમદ ગાંડાના વખતમાં ઇ. સ. ૧૩૪૭માં હુસેનગંગુએ બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું ત્યારે મહારાષ્ટ્ર દેશ તેના તાબામાં આવ્યો. તેના વંશજોની નબળી સ્થિતિને લીધે પંદરમા સૈકામાં એ રાજ્યના સરદારોએ સ્વતંત્ર થઈને પાંચ રાજ્યો સ્થાપ્યાં હતાં. તે વખતે મહારાષ્ટ્ર દેશ અહમદનગર ને વિજાપુરના રાજાના તાબામાં વહેંચાઈ ગયો. તોપણ જુના રાજ્યકુળના વંશજો ને નાના નાના જાગીરદારો રહ્યા હતા. તેઓ જાગીર ખાઈ એ મુસલમાની રાજ્યોમાં નોકરી કરતા. વળી મુસલમાની લશ્કરમાં પણ ઘણા મરેઠા નોકર હતા. મૂલ્કી કારભાર ત્યાંના બ્રાહ્મણો કરતા હતા.

આ પ્રમાણે તેઓ સેનાપતિ, કારભારી અને મુત્સદ્દીના ઉંચા હોદ્દાઓ ભોગવતા હતા, તેથી તેમનામાં સાહસ, પરાક્રમ અને લડાયક જુસ્સો હતો. વળી જ્ઞાનદેવ, તુકારામ, એકનાથ અને રામદાસ જેવા સમર્થ અને દેશભક્ત સંતોના ઉપદેશથી તેમનામાં દેશાભિમાન અને ધર્મઝનુનની લાગણી ઉત્પન્ન થઈ હતી. હિંદુધર્મનું રક્ષણ કરવા રાષ્ટ્ર-ધર્મના પ્રચાર માટે તેઓ સતત પ્રયાસ કરતા હતા, તેથી બધા લોકોમાં અજબ ધર્મજાગૃતિ જણાતી હતી. શિવાજીને હિંદુરાજ્ય સ્થાપવાને આવી રીતે અનુકૂળ સંજોગો હતા.

**૩. શાહજીઃ**—અહમદનગરના મલિકંબરના લશ્કરમાં જાદવરાય કરીને એક જાદવકુળનો દસ હજાર સવારનો સરદાર હતો. તેની સહાયથી ભોંસલે કુળના માલોજીને પ્રથમ નાયકની જગા મળી, પણ તેની વફાદારી અને સાહસથી તે પાંચ હજાર સવારોનો સરદાર થયો.

તેને પુના અને સુપાની જાગીર મળી હતી. એમ કહેવાય છે કે ઉદેપુરના રાણા અજેસિંહનો જે કુમાર દક્ષિણમાં જતો રહ્યો હતો તેના વંશનો એ માલોજી હતો. એ કુંવરથી માલોજી× દસમો પુરુષ હતો. માલોજીને શાહજી નામે દીકરો હતો, તેનો વિવાહ જાદવરાયની દીકરી જીજીબાઈ વેરે થયો હતો, તેથી શાહજી અહમદનગરના રાજ્યમાં આગળ પડતો થયો. ઇ. સ. ૧૬૩૩માં જ્યારે શાહજહાંને અહમદનગર ઉપર ચડાઈ કરી હતી ત્યારે તેણે તેનો સારો બચાવ કર્યો હતો. ત્યારબાદ મલીકંબરના મરણ પછી તેનો દીકરો ફતેહખાન શાહજહાંને તાબે થયો, એટલે શાહજીએ એક બીજા રાજાને ગાદીએ બેસાડયો, ને અહમદનગરનો કેટલોક મુલક પાછો મેળવ્યો; તેથી શાહજહાં પંડે દક્ષિણમાં આવ્યો. તેણે વિજાપુરનું રાજ્ય ખંડીઉં બનાવ્યું ને અહમદનગરનું રાજ્ય ખાલસા કર્યું, તેથી શાહજી વિજા-પુરની નોકરીમાં રહ્યો. એ શાહજીને બે જાગીર મળેલી હતી. એક સતારા પાસે ને બીજી તંજાવરમાં. શિવાજીને તેની મા પણ એક રજ-પુતાણીને છાજે એવો ઉપદેશ આપતી. શિવાજીના ગુરુ રામદાસ સ્વામી હતા.

**૪. શિવાજીનું બાળપણઃ**—તેનો જન્મ ઇ. સ. ૧૬૨૭માં જુન્નર પાસે શિવનેરીના કિલ્લામાં થયો હતો. શાહજીને જીજીબાઈ સાથે બનતું નહિ હોવાથી નાનપણમાં શિવાજીને પિતાનું સુખ મળ્યું નહિ. એને કેળવણી આપવાનું કામ કોંડદેવ નામના બ્રાહ્મણને સોંપ્યું હતું. તે ધામિક, પ્રમાણિક અને વીરપુરૂષ હતો. તેણે શિવાજીને સાક્ષર+ નહિ કરતાં યુદ્ધકળા અને રાજનીતિ સારી રીતે શીખવી. નાનપણથી

---

× અલ્લાઉદ્દીન સામા થનાર ઉદેપુરના રાણા ભીમસિંહના દીકરા અજે-સિંહનો કુંવર સજ્જનસિંહજી દક્ષિણમાં ગયો હતો. એ સજ્જનસિંહથી દસમી પેઢીએ માલોજી થયો; સજ્જનસિંહ, દુલીપજી, શિવાજી, ભોરાજી, દેવરાજ, ઉગ્રસેન મોકલજી, ખેલજી, જનકોજી, માલોજી.

+ કેટલાકનું કહેવું એવું છે કે શિવાજીને લખતાં વાંચતાં આવડતું ન હતું.

તેને તીર, તરવાર, ભાલો, બંદુક વગેરે હથિયાર વાપરતાં શીખવ્યું હતું, અને ઘોડે બેસવાની તથા મલકુસ્તીની તાલીમ આપી હતી. રામાયણ



શિવાજી

અને મહાભારતની કથા સાંભળવાનો તેને બહુ શોખ હતો. તેમાં

વર્ણવેલાં પરાક્રમ અને સાહસની હકીકત સાંભળી તેવાં વીરરસનાં કામ કરવાની તેનામાં લાગણી થઈ હતી. કોંડદેવ બ્રાહ્મણના ઉપદેશથી તથા તેની મા અને ગુરુની શિખામણથી શિવાજીમાં આર્યત્વનું અભિમાન આવ્યું હતું. નાનપણથી આર્યધર્મ તારવાની અને મુસલમાની ધર્મનો નાશ કરવાની તેને ઉત્કંઠા થઈ હતી. જે અભિમાન અને ઉત્કંઠા એનામાં આવ્યાં હતાં, તે એણે પોતાના લશ્કરમાં ને લોકમાં આણ્યાં; તેથી તેના લોકો પણ તેની સાથે શુભ પ્રેરણાથી દોરાયા, અને એથી એણે આખા મહારાષ્ટ્રમાં જાગૃતિ પ્રદિપ્ત કરી. તેણે પોતાનું કાર્ય સાધવાને જ્યાં બળ ચાલે એવું નહોતું ત્યાં આરંભમાં છળ ને કપટ વાપર્યાં. જો કે મહાન કાર્ય કરનારને કોઈ કોઈ વાર એવાં છળભેદયુક્ત કર્મો કરવાની ફરજ પડે છે; પણ તેથી એ કાર્ય સ્તુત્ય તો નજ ગણાય.

**૫. શિવાજીનો ઉદય**:—શિવાજી મોટો થતો ગયો તેમ તેમ એણે પોતાનું પરાક્રમ બતાવવા માંડયું. એણે આસપાસના ઘાટી લોકોને પોતાના લશ્કરમાં એકઠા કર્યા. એ લોક ખેતીનું કામ કરતા ને શિવાજી બોલાવે ત્યારે આવીને તેના હુકમમાં રહી આસપાસના મુલકો લૂંટી લેતા. એ લૂંટમાંથી શિવાજી તેમને ભાગ આપતો તેથી તેમને પગાર આપવાની ગરજ પડતી નહિ, એટલુંજ નહિ પણ શિવાજી બોલાવે ત્યારે લૂંટની લાલચે તેઓ ખુશીથી હાજર થતા. આ પ્રમાણે મરેઠી રાજ્ય સ્થાપનાર મૂળ પુરુષે પ્રથમ માવલી લોકોને પોતાના પક્ષમાં લઈ આસપાસના પ્રદેશમાં લૂંટનો ધંધો શરૂ કર્યો. અને વિજાપુર રાજ્યના મુલક ઉપર હુમલો કરવા માંડયો. તેણે પુનાથી વીસ માઈલ દૂર નૈઋત્યમાં આવેલો તોરણાનો કિલ્લો ઓગણીસ વરસની ઉમરે સર કર્યો. તેમાંથી તેને ઘણો ખજાનો મળી આવ્યો, એટલે તેણે લડવાનાં હથિયાર ખરીદી બીજા કિલ્લા બંધાવ્યા, અને ત્યાં પોતાનો લૂંટનો ખજાનો ભરવા માંડયો. આ વખતે શાહજી વિજાપુરના રાજ્યમાં નોકર હતો. તેથી તેના ઉપર વિજાપુરવાળાએ દબાણ કર્યું, ત્યારે શિવાજીએ મોગલાઈ મુલક ઉપર લૂંટ ચલાવી. એ પ્રમાણે એક વખત મોગલોનો તો

બીજી વખત વિજાપુરનો મુલક લૂંટવા લાગ્યો. બહાદુર માવલીઓની મદદથી તેણે પુરંધર, સિંહગઢ, લોહગઢ, પ્રતાપગઢ, રાયગઢ, સુપા, તોરણા વગેરે કિલ્લાઓ સર કરી પોતાની સત્તા ઠેઠ કલ્યાણ સુધી જમાવી. આવી રીતની શિવાજીની ઉપરાઉપરી લૂંટફાટ અને જીતને લીધે વિજાપુરના સુલતાનને ભય લાગ્યો, તેથી તેણે શાહજીને દગાથી પકડી વિજાપુરમાં કેદ કર્યો. જ્યાંસુધી શિવાજી તાબે થાય નહિ ત્યાં સુધી તેને કેદ રાખવાનું જણાવ્યું, અને વળી તેને મારી નાખવાની ધમકી પણ આપી. ચતુર શિવાજી હવે મોગલ પાદશાહ શાહજહાંને શરણ ગયો, અને તેની મદદથી તેના બાપને છુટો કરાવ્યો. પ્રથમની માફક હવે તેણે લૂંટફાટ અને મુલક જીતવાનું શરૂ કર્યું. જાવલીનું રાજ્ય શિવાજીના રાજ્યને કંટકરૂપ હોવાથી પ્રથમ તેણે તેના સરદારનું ખૂન કરાવી તેની જાગીર હાથ કરી. હવે વિજાપુરનો સુલતાન શિવાજીની દિન પર દિન ચઢતી જોઈને ખૂબ ગુસ્સે થયો, અને તેથી તેને પૂરેપૂરો તાબે કરવા અફઝલખાન નામના એક ચતુર અને બાહોશ સેનાપતિને ૧૮૦૦ ઘોડેસ્વાર અને ૭૦૦૦ પાયદળ સાથે મોકલ્યો. તેની સાથે રણક્ષેત્રમાં યુદ્ધ કરી જય મેળવાય તેમ નહિ હોવાથી તેણે યુક્તિથી વિજય મેળવવા યત્ન કર્યો. તેણે સલાહનું કહેણ મોકલી પ્રતાપગઢ પાસે અફઝલખાનની ખાનગી મુલાકાત લેવાનું ઠરાવ્યું. અફઝલખાનનો વિચાર શિવાજીને એકાંતમાં કેદ પકડી લેવાનો હતો. ચતુર શિવાજીને દગો માલમ પડવાથી તેણે બખ્તર, વાઘનખ, તરવાર વગેરે સાધન બચાવ માટે રાખ્યાં હતાં. મેળાપ દરમિઆન એકબીજાને ભેટતી વખતે અફઝલખાને તેને મારવા પ્રયત્ન કર્યો, એટલે શિવાજીએ તેના પેટમાં વાઘનખ ભોંકી તેને મારી નાખ્યો. સંકેત મુજબ ઝાડીમાંનું શિવાજીનું લશ્કર અસાવધ વિજાપુરી સૈન્ય ઉપર તૂટી પડયું અને તેનો નાશ કર્યો. તેના હાથમાં પુષ્કળ લૂંટ આવી. ઇ. સ. ૧૬૫૯. શિવાજીની સત્તા નાશ કરવાની વિજાપુરના સુલતાનની ઉમેદ નિષ્ફળ ગઈ. પછી તેણે કલ્યાણથી ગોવા સુધીનો મુલક જીતી લીધો આથી તેનું રાજ્ય વધારે મજબુત થયું. અફઝલખાન

મરાયાથી વિજાપુરને વધારે ભય પેઠો ને શિવાજી જોરપર આવ્યો. બીજા મરેઠા સરદારો તેને આવી મળ્યા અને તેની સત્તા આસપાસના બધા પ્રદેશ પર ફેલાઈ. તેણે લશ્કરનો જમાવ કરી મોગલાઈ લશ્કરમાં લૂંટ ચલાવી. એ સમયે દિલ્હીની ગાદીએ ઔરંગઝેબ હતો. તે પોતાના ભાઈઓનો નાશ કરવામાં રોકાએલો હોવાથી તેણે શિવાજીને છેડયો નહિ, પણ તેમાંથી પરવાર્યા પછી તરતજ સાઈસ્તખાનને જોરાવર સૈન્ય આપી શિવાજીનો નાશ કરવા મોકલ્યો. શિવાજી મોગલો સામા નહિ થતાં ડુંગરોમાં ભરાયો. મોગલોએ પુના જીતીને શિવાજીના મહેલમાંજ મુકામ કર્યો. શિવાજીએ વરઘોડાના વેષમાં આવીને રાત્રે તેમના ઉપર છાપો માર્યો, તેથી મોગલો ગભરાયા. પણ સાહિસ્તખાં નાઠો. શિવાજી તેની પૂંઠે પડયો. તે મહા મુશીબતે મરતાં બચ્યો પણ શિવાજીની તરવારના ઝટકાથી તેની ત્રણ આંગળીઓ કપાઈ ગઈ. એ પ્રમાણે વિજાપુર અને બાદશાહી લશ્કર ઉપર જય મળ્યાથી મરાઠા લશ્કર વધારે તેજી પર આવ્યું અને શિવાજીની કીર્તિ ચોમેર ફેલાઇ ઈ. સ. ૧૬૬૨.

**૬. શિવાજી રાજા થાય છેઃ**—એ વખતે પશ્ચિમ હિંદુસ્તાનમાં સુરત એક મોટું બંદર હતું. તે અરબી સમુદ્રનું બંદર હતું. મોટા મોટા વેપારીઓ અને શાહુકારો ત્યાં રહેતા હતા. તેઓ દુનિયાના ઘણાખરા જાણીતા દેશો સાથે વેપાર કરતા હતા. ત્યાં ચોરાશી બંદરના વાવટા ઉડતા હતા, ને ત્યાં બે લાખ માણસની વસ્તી હતી. આજનું મુંબઇ તે તે વખતનું સુરત હતું. સુરત લૂંટવાની શિવાજીએ હિંમત કરી. ને એકદમ સુરત ઉપર ચડયો ને તે છ દિવસ સુધી લૂંટીને ખૂબ ધન તથા માલ લઈ ગયો. અંગ્રેજોની કોઠી ઉપર તેણે હલ્લો કર્યો હતો, પણ તેમાં એ ફાવ્યો નહોતો. વળી એણે વહાણના મોટા કાફલા વડે મક્કે હજ કરનારા મુસલમાનોને લૂંટી લીધા. એવામાં એનો બાપ શાહજી મરણ પામ્યાથી શિવાજીએ પોતાનો રાજ્યાભિષેક કરાવી રાયગઢમાં રાજધાની કરીને પોતાના નામના સિક્કા પડાવ્યા ઇ. સ. ૧૬૬૪.

**૭. શિવાજી કેદ પકડાય છે:**—શિવાજી બળવાન થવાથી મોગલ પાદશાહને તથા વિજાપુરવાળાને તેનો ડર લાગ્યો અને બંને તેનો નાશ કરવાનું ઇચ્છવા લાગ્યા. તેણે મોગલાઈ ને વિજાપુરનાં ગામ લૂંટયાં, જીત્યાં ને તાબે કર્યાં; તેમના કિલ્લા લીધા ને બીજા કેટલાક નવા બંધાવ્યા. શિવાજીની આવી ચડતી કળા જોઈ ને તથા મોગલ સલ્તનતને સખત ફટકો માર્યો, તેથી પાદશાહ ઘણો ગુસ્સે થયો, અને તેની સત્તા નાબુદ કરવા માટે તેણે જોધપુરના રાજા જસવંત-સિંહને તેની સામે મોકલ્યો; પણ એ રજપુત રાજા અંદરખાનેથી શિવાજીની ચડતી ને મુસલમાનોની પડતી ઇચ્છતો હતો, તેથી તે શિવાજીને મળી ગયો. આ સાંભળી ઔરંગઝેબે જસવંતસિંહને ત્યાંથી ખસેડી પ્રથમ પંજાબમાં ને પછી કાબુલમાં સુબો બનાવ્યો, અને જેપુરનો રાજા જે એક બાહોશ અને મુત્સદ્દી સરદાર હતો તેને શિવાજીને તાબે કરવા મોકલ્યો. જયસિંહ પાસે મોટું મોગલ સૈન્ય હતું. તેણે શિવાજીના કેટલાક કિલ્લાઓ સર કર્યા. શિવાજીએ સમય વર્તીને મોગલો સાથે સલાહ કરી. પુરંધરનું તહનામું થયું, તેમાં તેણે વીસ કિલ્લાઓ પાદશાહને આપ્યા અને બાકીના બાર કિલ્લા પોતે જાગીર તરીકે રાખ્યા. આના બદલામાં વિજાપુર રાજ્યના કેટલાક ભાગમાં તેને ચોથ ઉઘરાવવાનો હક મળ્યો. ઔરંગઝેબે દિલ્હી બોલાવ્યાથી શિવાજી તથા તેનો કુંવર શંભાજી દિલ્હી ગયા. ત્યાં ટુંકી દૃષ્ટિવાળા ધર્મઝનુની ઔરંગઝેબે શિવાજીનું ભર દરબારમાં અપમાન કર્યું, અને તેને કેદમાં નાખ્યો.

**૮. શિવાજીનું કેદમાંથી છૂટવું અને તેનો રાજ્યાભિષેક:**— જયસિંહની બાંહેધરીથી શિવાજી આવ્યો હતો. શિવાજીને કેદ કર્યો એ વાત જયસિંહને ગમી નહોતી, તેથી તે તેનો છૂટકારો ચાહતો હતો. શિવાજી કપટમાં ઔરંગઝેબથી ઉતરે એવો નહોતો. તેણે પોતાનો છૂટકારો થવાનો માર્ગ મોકળો કર્યો ને તેમાં જયસિંહે સહાય કરી. શિવાજી માંદો થયો હોય એવો ઢોંગ કરી સાધુ–સંતોને મોટા મોટા ટોપલામાં મિઠાઈ વહેંચવા લાગ્યો. પ્રથમ બાદશાહે મિઠાઈના ટોપલાની

બરાબર સંભાળ રખાવી હતી. પરંતુ કેટલીક મુદતે દેખરેખ નરમ પડી એટલે શિવાજી અને તેનો પુત્ર બંને મિઠાઈના ટોપલામાં બેસી નાસી ગયા. એ રીતે કપટથી છૂટીને શિવાજી અને તેનો પુત્ર બાવાને વેષે રાયગઢ આવ્યા. ત્યાં આવી તેણે મુલકો લૂંટવાનું તથા જીતવાનું કામ વધારે જોસથી ચલાવ્યું. હવે ઔરંગઝેબે તેને કેટલોક મુલક આપી તેને 'રાજા'નો ઇલ્કાબ આપ્યો. પણ શિવાજી અને મોગલો વચ્ચે યુદ્ધ તો ચાલુજ રહ્યું. તેમાં શિવાજીએ ગુમાવેલા કિલ્લા પાછા સર કર્યા અને મોગલ રાજ્યમાં ઘણી લૂંટફાટ કરવા માંડી. તેણે ઇ. સ. ૧૬૭૦માં બીજી વાર સુરત લૂંટ્યું, અને વિજાપુર અને ગોવળકોંડા પર હુમલા કરી તેમની પાસેથી ખંડણી લીધી. ઇ. સ. ૧૬૭૪માં શિવાજીનો રાજ્યાભિષેક ઘણી ધામધૂમથી ધાર્મિક રીત પ્રમાણે કરવામાં આવ્યો. તેણે સ્વતંત્ર રાજપદ ધારણ કરી પોતાની સોનાથી તુલા કરાવી ને તે સોનું દાન કર્યું. તેણે ૧૬૭૭માં કર્ણાટક ઉપર મોટી સવારી કરી જીંજી, વેલોર, બલ્લારી અને તાંજોરના કિલ્લાઓ સર કર્યા. રાયગઢમાં ૧૬૮૦માં ૫૩ વરસની ઉંમરે શિવાજીનો સ્વર્ગવાસ થયો. આ વખતે તેનું રાજ્ય ગણદેવીથી ગોવા સુધી પહોંચ્યું હતું, અને તેનો વિસ્તાર ૩૦૦ માઇલ લાંબો અને ૫૦ થી ૧૦૦ માઇલ પહોળો હતો.

**૯. શિવાજીની રાજ્યવ્યવસ્થાઃ**—શિવાજી જેવો લડાઇમાં શૂરો, કામ કાઢી લેવામાં ચતુર ને મુલકો જીતવામાં ચપળ હતો, તેવોજ તે રાજ્યનો બંદોબસ્ત રાખવામાં હોશિયાર ને કાળજીવાળો હતો. પોતાની રૈયત દુઃખી ન થાય તેવી તે કાળજી રાખતો. મુલક લૂંટીને, જીતીને અને યુક્તિપ્રયુક્તિથી પોતાનું કામ કાઢીને શિવાજી જેટલો પ્રખ્યાત થયો છે; તેટલો કે તેથી વધારે પ્રખ્યાત તે મુલક સાચવવાની વ્યવસ્થા કરવામાં ચતુરાઈ બતાવ્યાથી થયો છે. તેણે સારા વહીવટ માટે રાજ્યના ચૌદ પ્રાંત પાડી દરેક પ્રાંતમાં એક સુબો નીમ્યો હતો, તે ફોજદારી મુકર્દમા પણ ચૂકવતો. દિવાની કામ-કાજ પંચાયતો પતાવતી. પ્રાંતિક સુબા નીચે જિલ્લાનો કમાવીસદાર,

તાલુકાનો પાટીલ, અને ગામડાનો કુલકર્ણી એવા અમલદારો હતા. તેઓ મહેસુલ ઉઘરાવતા. મોગલાઈમાં ચાલતી ઈજારાની પદ્ધતિને લીધે રૈયત ઉપર ઘણો જુલમ થતો હતો, તેથી તે પદ્ધતિ બંધ કરાવીને મહેસુલ ઉઘરાવવા માટે તેણે સરકારી અમલદારો નીમ્યા હતા; વળી જમીનની માપણી કરાવી ખેતરની પેદાશ પ્રમાણે સરકારી ધારા નક્કી કર્યા હતા. ઉપજનો ⅖ ભાગ સરકારમાં લેવાનું ઠરાવ્યું. મોગલ પ્રાંતમાંથી ચોથ ઉઘરાવવામાં આવતી તેથી ત્યાં લૂંટફાટ કરવામાં આવતી નહિ.

**૧૦. અષ્ટપ્રધાન મંડળઃ**—શિવાજીની અદ્‌ભુત બુદ્ધિ અને દૂરંદેશીપણું તેની અષ્ટપ્રધાનની સંસ્થા ઉપરથી જણાઈ આવે છે. રાજાની ગેરહાજરીમાં અથવા તેના મરણ વખતે રાજ્યવહીવટ સરળ રીતે ચાલે તેને માટે તેણે આ યોજના કરી હતી. રાજ્યના કામના આઠ ભાગ પાડી દરેક ભાગ એક પ્રધાનને સોંપ્યો હતો. મુખ્ય પ્રધાનને પેશ્વા કહેતા. તેના તાબામાં અગત્યનું ખાતું રેહેતું. પ્રધાનોની સંમતિથી શિવાજી રાજકારભાર ચલાવતો. રાજસત્તાને ભય રહે નહિ તેથી પ્રધાનોની નીમણુક વંશપરંપરાની થતી નહોતી. આવી રીતે અધિકારીઓ ઉપર રાજાનો અંકુશ રહેવાથી રાજવહીવટનું કામ સારી રીતે ચાલતું.

**અષ્ટપ્રધાન મંડળ** નીચે પ્રમાણે હતું:—

| પ્રધાન. | ખાતું. |
|---|---|
| (૧) પંત પ્રધાન (પેશ્વા). | દિવાનગીરી. |
| (૨) પંત અમાત્ય. | મહેસુલનું હિસાબી ખાતું. |
| (૩) પંત સચિવ. | દફતરની સંભાળ. |
| (૪) મંત્રી. | સ્વદેશકારોબાર. |
| (૫) સુમંત. | પરરાજ્યનો સંબંધ. |
| (૬) સેનાપતિ. | લશ્કરી ખાતું. |
| (૭) પંડિતરાવ. | શાસ્ત્રાર્થ અને દાનધર્મ. |
| (૮) ન્યાયાધીશ. | ન્યાયખાતું. |

**૧૧. લશ્કરી વ્યવસ્થાઃ**—શિવાજી પાસે તરી અને ખુશ્કી એમ બે પ્રકારનું લશ્કર હતું. તરીના લશ્કર ઉપર તેણે ખાસ ધ્યાન

આપી એક મોટો કાફલો કોલાબાના મુખ્ય મથકમાં રાખ્યો હતો.દરિયાની લડાઈમાં ફતેહ મેળવનાર પ્રસિદ્ધ આંગ્રે શિવાજીના નૌકાસૈન્યનો ઉપરી હતો. ખુશ્કીના લશ્કરમાં પાયદળ મોટા પ્રમાણમાં હતું. નાયકથી માંડીને સેનાપતિ સુધી તેની સારી વ્યવસ્થા કરી હતી. ઘોડેસ્વારમાં શિલેદાર અને બારગીર એવા બે ભાગ હતા. બારગીર સરકારના નોકરો હતા, પણ શિલેદાર ઘોડા તથા હથિયાર પોતાનાં લાવતા. લશ્કરી તેમજ મૂલ્કી નોકરોને તે જાગીરને બદલે પગાર આપતો. ચોમાસામાં લશ્કરનાં માણસો ઘેર જઈ ખેતી કરતાં. લડાઈમાં મેળવેલી લૂંટ શિવાજીને આપવામાં આવતી. તેનું યુદ્ધકૌશલ્ય અજબ તરેહનું હતું. દક્ષિણની ભૂમિરચનાને અનુસરી તેણે રણક્ષેત્રમાં મોરચો બાંધી ખુલ્લા મેદાનમાં લડાઈ કરી નથી, પણ દુશ્મન ઉપર એકાએક છાપો મારી તેના લશ્કરને હંફાવવાની યુક્તિથી તે લડતો. સાદું અને સખત જીવન ગાળનાર શિવાજીના પહાડી લશ્કર આગળ એશઆરામમાં મશ્ગુલ રહેતું મોગલસૈન્ય થાકીને કંટાળી ગયું.

**૧૨. શિવાજીના ગુણઃ**—શિવાજીએ એક નાના જાગીરદારમાંથી વધીને ઔરંગઝેબ જેવા બાહોશ અને સમર્થ પાદશાહના વખતમાં, એક બળવાન મરાઠી રાજ્ય પોતાના પુત્રો માટે વારસામાં મૂક્યું, એ તેના તન, મન અને હૃદયના ઉત્તમ પ્રકારના ગુણ બતાવે છે. તેનું શરીર મજબુત અને કસાએલું હતું. તે સારો ઘોડેસ્વાર હતો. તેની હિંમત, સાહસ અને શૌર્ય દરેક માણસને ચકિત કરે એવાં હતાં. તેનું જીવન સાદું અને પવિત્ર હતું. તેની યુદ્ધરીતિ તથા અષ્ટપ્રધાન-મંડળની વ્યવસ્થા ઉપરથી તેની અસાધારણ બુદ્ધિ માલમ પડે છે. તે સ્ત્રીઓને સારૂં માન આપતો. તેણે કુરાનનું અપમાન કરી ઈસ્લામને હલકો પાડયો નથી. તે ખરેખર ગૌબ્રાહ્મણ પ્રતિપાલક હતો. તેણે અદ્ભુત વીરતા, અપૂર્વ સાહસ અને અસાધારણ હિંમતથી હિંદુરાજ્ય સ્થાપી હિંદુધર્મ અને સંસ્કૃતિનું રક્ષણ કર્યું, એ તેની મહત્તા સાબીત કરે છે. તે કેવળ મુલક જીતનાર નહોતો પણ ઉત્તમ રાજ્યકર્તા પણ હતો. તે દુનિયાનો એક ઉત્તમ સેનાનાયક હતો. આ બધા ગુણોને લીધે

તે ડુંગરાઉ ઉંદર અથવા લુંટારો નહોતો, પણ રાજ્યસંસ્થાપક તેમજ કુશળ રાજ્યવહીવટ કરનાર હતો તે સિદ્ધ થાય છે. તેણે મરાઠામાં શૌર્ય, સાહસ, યુદ્ધકળા, આર્યાભિમાન, અને આત્મગૌરવ જેવા ગુણ ઉત્પન્ન કર્યા, આથી લાંબા વખત સુધી તેનું રાજ્ય રહી શકયું.

## પ્રકરણ ૨ જું
## शिवाजी पछीना राजाओ

૧. શંભાજી.
૨. રાજારામ.
૩. તારાબાઈ.
૪. મરેઠી રાજ્યના બે ભાગ.
૫. શાહુરાજા.
૬. રામરાજા.
૭. મરેઠી રાજ્યની આખર.

**૧. શંભાજી** ઇ. સ. ૧૬૮૦–૧૬૮૯:—શિવાજીને બે પુત્ર હતા, શંભાજી ને રાજારામ. શિવાજીના મરણ વખતે શંભાજી કેદમાં હતો. તે દારૂડીઓ અને દુરાચારી હોવાથી મરાઠી સરદારોએ તેના નાના ભાઈ રાજારામને ગાદીએ બેસાડવા ખટપટ કરી; પણ શંભાજીએ રાયગઢનો કબજો લીધો અને સામા પક્ષને હરાવી તેમના માણસોને ઘાતકી રીતે મારી નાખ્યા. ગાદી ઉપર આવ્યા પછી તેણે અષ્ટપ્રધાનની સત્તા લઈ લીધી અને મુખ્ય પ્રધાન પેશ્વાને કેદ કરી કલુશા નામના નીચ માણસને તેણે પ્રધાન બનાવ્યો. વધારે કર નાખીને રૈયતને તેણે દુઃખ દીધું. લશ્કરને બરાબર પગાર નહિ મળવાથી તેમણે લૂંટફાટ ચલાવી. શિવાજી જેવો તે પરાક્રમી, બહાદુર અને નીડર હતો પણ તેનામાં સમયસૂચકતા નહોતી, તેમજ તે અભિમાની અને ઉતાવળીઓ હતો. ૧૬૮૩ માં ઔરંગઝેબ દક્ષિણ જીતવા આવ્યો, કારણ કે તેના દીકરા અકબરે રજપુતોની મદદથી બંડ કર્યું હતું, અને પછી તે વીર દુર્ગાદાસની મદદથી મરાઠાને આશ્રયે આવ્યો હતો. પાંચ વરસમાં તેણે વિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્ય જીત્યાં ત્યાંસુધી શંભાજી સુસ્ત થઈ બેસી રહ્યો. મુસલમાનોની માંહોમાંહેની લડાઈનો લાભ એણે લીધો નહિ. વળી વિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો ખાલસા થવાથી તે બંને રાજ્યના

સિપાઈઓ મરેઠાને આવી મળ્યા, તોપણ શંભાજીએ એના બાપ જેવી ચપળતા ને હોશિયારી રાખીને તેનો ઉપયોગ કર્યો નહિ. એ અમૂલ્ય સમય એણે મોજમઝામાં અને દારૂના નિશામાં ચકચુર રહેવામાં ગુમાવ્યો. મોગલોએ આવી સ્થિતિનો લાભ લઈ મરાઠાનો ઘણો મુલક જીતી લીધો. એક દિવસ શંભાજી સંગમેશ્વરના મહેલમાં નિશામાં મસ્ત થઈ પડેલો હતો, તેવામાં પાદશાહના સરદાર તકરીબખાને છાપો મારી તેને કેદ પકડી પાદશાહ આગળ ખડો કર્યો. પાદશાહે તેને મુસલમાન થવાનું કહ્યું, ત્યારે તેણે કહ્યું કે તારી શાહજાદી પરણાવે તો થાઉં, એમ કહી તેણે પેગંબરને ગાળો દીધી, તેથી પાદશાહે બંનેને ઘાતકી રીતે મરાવી નાખ્યા. શંભાજી પકડાયા પછી મોગલોએ રાયગઢ જીતી લઈ તેના દીકરા શાહુ અને તેની સ્ત્રીને પકડી દિલ્હીમાં કેદ રાખ્યાં ઇ. સ. ૧૬૮૯.

**૨. રાજારામ:**—મરેઠાનો રાજા પકડાયાથી પાદશાહ ખૂશ થયો. તે સમજ્યો કે હવે મરેઠી રાજ્યનો નાશ નજીક આવ્યો; પણ તે એની ભૂલ હતી. રાજા પકડાયાથી મરેઠા નાઉમેદ થયા નહિ. શિવાજીએ આણેલું આર્યત્વનું અભિમાન અને જુસ્સો હજુ નરમ પડયાં નહોતાં. સઘળા મરેઠા સરદારોએ પક્ષાપક્ષી છોડી એક મતથી શંભાજીનો દીકરો શિવાજી કે જે મોગલ દરબારમાં હતો, તેની વતી કારભાર કરનાર શંભાજીના ભાઈ રાજારામને ઠરાવ્યો. મોગલોએ રાયગઢ કબજે કર્યું, ત્યારે રાજારામ ભિખારીના વેષમાં જીંજી નાસી ગયો. તેણે ઔરંગઝેબ સામા શિવાજીની પદ્ધતિ પ્રમાણે લડાઈ ચલાવી. પાદશાહ સામો આવે તો નાસી જવું ને બીજે ઠેકાણે જઈ તેના લશ્કર ઉપર છાપો મારવો, ને તેનો ખજાનો લૂંટી તેને નાણાંની તાણ પાડવી, પાદશાહ મરેઠી કિલ્લા જીતે તો મરેઠા મોગલાઈ મુલકમાં જઈ લૂંટ કરે, આ પ્રમાણે મરેઠા મોગલોને હેરાન કરવા લાગ્યા. મોગલ સિપાઈઓ પહેલાં જેવા ચંચળ નહોતા; તેમના સરદાર મોજીલા ને આળસુ થઈ ગયા હતા. વળી મોગલ સરદારો લાંચીઆ પણ હતા, તેથી વખત આવે મરેઠા તેમને લાંચ આપીને છૂટી જતા.

મોગલાઈની લૂંટ કરી તેજ પૈસા મરેઠા લાંચમાં આપતા. એક તરફ મોગલો મરેઠી મુલક જીતતા, તો બીજી તરફથી જઇ તેમનો જીતેલો મુલક મરેઠા પાછો લેતા. મહારાષ્ટ્રના ઘણા કિલ્લા મોગલોએ સર કર્યા હતા તેથી મરેઠાએ રાજારામને કર્ણાટકના જીંજીગઢમાં રાખ્યો હતો. મોગલોએ જીંજીને ઘેરો ઘાલ્યો ઇ. સ. ૧૬૯૪. ઘેરો ઘાલનાર કામબક્ષ ને જુલ્ફીકારખાં હતા. તેમને અણબનાવ થવાથી મરેઠાએ તેમને હેરાન કર્યા, તેથી તેઓ ઘેરો ઉઠાવી વાંદિવાસ ગયા. એ ઉપરથી પાદશાહે શાહજાદા કામબક્ષને બોલાવી લીધો ને જુલ્ફીકારખાંને જીંજી જીતવા હુકમ કીધો. તેણે જીંજીગઢ જીત્યો, પણ લાંચ લઈ રાજારામને નાસી જવા દીધો. ઇ. સ. ૧૬૯૮. રાજારામે જીંજીથી સતારે આવી રાજધાની કરી ને ગોદાવરી સુધીના મોગલ મુલકોમાંથી ચોથ ઉઘરાવી, એવામાં તે મરણ પામ્યો. ઇ. સ. ૧૭૦૦.

**૩. તારાબાઈ:**—પોતાના પુત્ર શિવાજીને ગાદીએ બેસાડી રાજારામની સ્ત્રી તારાબાઈ રાજ્યકારભાર કરવા લાગી. એ બાઈએ પણ બહાદુરી ને ચપળતાથી લડાઈનું કામ આગળ ચલાવી મોગલોને કાયર કરવા માંડયા. તેણે ધીમે ધીમે ઘણા કિલ્લા પાછા લઈ લીધા. પાદશાહને પોતાનું કેટલુંક લશ્કર ઉત્તરમાં મોકલવું પડયું તેથી દક્ષિણમાં તેનું લશ્કર કમી થયું. પગાર ચડી ગયાથી લશ્કરના લોક બૂમ મારવા લાગ્યા. આથી અંતે ઔરંગઝેબે થાકીને સલાહનું કહેણ ચલાવ્યું. તેથી મરેઠા ઉન્મત્ત થયા ને મોટી માગણી કરવા લાગ્યા; તે પાદશાહથી કબુલ ન થઈ અને તે નિરાશ થઇ પાછો ફર્યો. મરેઠા તેની પાછળ પડયા, તેથી તે કેદ પકડાતો મુશ્કેલીથી બચી અહમદનગર પહોંચ્યો, ને થોડી મુદતમાં ત્યાંજ મરણ પામ્યો. તે પછી નવા પાદશાહ બહાદુરશાહે શંભાજીના દીકરા શિવાજી (શાહુ) ને છોડી મૂકયો. તારાબાઈ વીરાંગના હતી. તે રાજકાજમાં કુશળ હતી, પણ રાજલોભી અને સ્વાર્થી હતી તેથી મરાઠામાં અંદર અંદર કુસંપ અને તકરાર થયાં.

**૪. મરેઠી રાજ્યના બે ભાગ:**—શાહુએ દક્ષિણમાં આવી

મરેઠી રાજ્યનો દાવો કર્યો; પરંતુ તારાબાઈએ વાંધો ઉઠાવ્યો કે એ શંભાજીનો ખરો દીકરો નથી કોઈ ધુતારો છે. ઘણા મરેઠી સરદારો શાહુને આવી મળવાથી તેનું જોર વધ્યું, તેથી તારાબાઈ કોલ્હાપુરમાં જઈ રહી. એ પ્રમાણે શિવાજીના રાજ્યના બે ભાગ થયા. મોટા દીકરાના વંશજ સતારામાં ને નાનાના વંશજ કોલ્હાપુરમાં રાજ્ય કરવા લાગ્યા.

**૫. શાહુરાજાઃ**—ઈ.સ.૧૭૦૮–૧૭૪૮. શાહુને ઇ.સ.૧૭૦૮માં ગાદી મળી. શાહુ મોગલ દરબારમાં ઉછરેલો હોવાથી તેને મોજ-મઝા ભોગવવાનો શોખ હતો. તે રાજ્ય કરવાને નિર્બળ અને નાલાયક હોવાથી રાજ્યની તમામ સત્તા બાલાજી નામના પેશ્વાના હાથમાં ગઈ. શાહુએ રાજ્ય ઉપર લક્ષ આપ્યું નહિ. તેણે સઘળો કારભાર પેશ્વાને સોંપ્યો તેથી તેઓ રાજ્યમાં કરતા કારવતા થયા. બાલાજી ઈ. સ. ૧૭૨૦ માં ગુજરી ગયાથી શાહુએ તેના મોટા દીકરા બાજીરાવને પેશ્વાઈ આપી. બાજીરાવ પણ એના બાપ જેવો બહાદુર હતો. તે રાજાનો મત લઈ તેની આજ્ઞા પ્રમાણે પણ પોતાનું ધાર્યું તેના મનમાં ઉતારીને કામ કરતો. તે રાજાને નામે કારભાર કરતો તેથી સઘળા મરેઠી સરદારો તે માન્ય કરી તેની આજ્ઞામાં રહેતા. તે ઈ. સ. ૧૭૪૦માં મરણ પામવાથી તેનો વડો પુત્ર બાલાજી પેશ્વા થયો. બાલાજીને પેશ્વાઈ ન મળે માટે કેટલાક મરેઠા સરદારો સામા થયા; પણ બાલાજીએ ચતુરાઈથી તેમનું કંઈ ચાલવા દીધું નહિ. શાહુરાજા ઈ. સ. ૧૭૪૮ માં અપુત્ર મરણ પામ્યો.

**૬. રામરાજાઃ**—શાહુને કાંઈ સંતાન ન હોવાથી તેના નામનું એક વસીઅતનામું બાલાજી પેશ્વાએ રજુ કર્યું. તેમાં લખ્યું હતું કે શિવાજીના વંશમાં ગાદી રાખી રાજાની વતી રાજ્યનો કુલ કારભાર પેશ્વાએ કરવો. એ રીતે બાલાજીએ રાજાની મંજુરીથી પેશ્વાઈ વંશ-પરંપરાની કરવાનો યત્ન કર્યો. મરેઠી રાજ્યમાં બે પક્ષ હતા, મરેઠા ને બ્રાહ્મણ. પેશ્વાઈ વંશપરંપરાની થાય તો રાજ્યમાં બ્રાહ્મણોનું ચલણ થાય, તેથી મરેઠા સરદારો સામા થયા; પણ અંતે એ વસી-

અતનામું મંજુર રહ્યું ને પેશ્વાઈ વંશપરંપરાની થઈ. પેશ્વાએ રાજારામના દીકરા શિવાજીના પુત્ર રામરાજાને ગાદીએ બેસાડયો. એ રામરાજાએ સ્વતંત્રપણે રાજ્ય ચલાવવાનો યત્ન કર્યો; પણ તે નિષ્ફળ થયો; તેથી સતારાની આસપાસનો કેટલોક મુલક રાખી બાકીના રાજ્ય ઉપર પેશ્વાને કારભાર કરવા દીધો. નવા પેશ્વાને પાઘડી બંધાવવાનું કામ માત્ર રાજા પાસે રહ્યું. રામરાજા ઇ. સ. ૧૭૭૮ માં મરણ પામ્યો.

**૭. મરેઠી રાજ્યની આખરઃ**—રામરાજાને કાંઈ સંતાન ન હોવાથી તેણે ભોંસલે કૂળના એક શાહુ નામે છોકરાને દત્તક લીધો. તે બીજા શાહુને નામે રાજા થયો. તેણે ઇ. સ. ૧૮૦૧માં પેશ્વાથી સ્વતંત્ર થવા મહેનત કરી પણ પેશ્વાએ તેને તથા તેના બે દીકરાને કેદ કર્યા. શાહુ કેદમાંજ મરણ પામ્યો. પણ જ્યારે ઇ. સ. ૧૮૧૮માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારે લીધું ત્યારે અંગ્રેજ સરકારે સતારાની ગાદીએ શાહુના દીકરા બાળાસાહેબ ઉર્ફે પ્રતાપસિંહને બેસાડયો, ને તેને પંદર લાખની ઉપજનો મુલક આપ્યો. ઇ. સ. ૧૮૩૭માં તેના ઉપર ફીતુરનું તહોમત આવ્યાથી તેને ગાદીએથી ઉઠાડી તેના ભાઈ આપાસાહેબને બેસાડયો. તે ઇ. સ. ૧૮૪૮માં અપુત્ર મરણ પામવાથી તેનું રાજ્ય ઇ. સ. ૧૮૪૯માં અંગ્રેજ સરકારે ખાલસા કર્યું. એ રીતે શિવાજીએ સ્થાપેલા મરેઠી રાજ્યની આખર આવી. એ રાજ્ય ૧૮૫ વરસ ચાલ્યું. મરેઠી રાજ્યની કોલ્હાપુરની શાખા અદ્યાપિ હયાત છે.

---

## પ્રકરણ ૩ જું

## પેશ્વાનું સ્વતંત્ર થવું

| | |
|---|---|
| ૧. બાલાજી વિશ્વનાથ પેશ્વા | ૪. બાજીરાવના ગુણ |
| ૨. બાજીરાવ | ૫. બાલાજી |
| ૩. મરેઠી સત્તાનો વધારો | |

**૧. બાલાજી વિશ્વનાથ પેશ્વાઃ**—૧૭૧૪–૨૦. શિવાજીએ રાજ્યની વ્યવસ્થા કરી જે આઠ પ્રધાન નીમ્યા હતા, તેમાં પેશ્વા

સર્વનો ઉપરી હતો. શાહુ ગાદી ઉપર આવ્યો ત્યાંસુધી પેશ્વા માત્ર નોકરી કરતા. રાજા મરજીમાં આવે તેને પેશ્વાની જગા ઉપર નીમી શકતો. પણ શાહુરાજા મોજશોખમાં પડ્યો. તેણે રાજ્ય ઉપર લક્ષ આપ્યું નહિ, ને સર્વ રાજ્યકારભાર પેશ્વાને સોંપ્યો, તેથી પેશ્વાનું બળ વધ્યું. પહેલો પેશ્વા બાલાજી વિશ્વનાથ બહુ બુદ્ધિમાન ને પહોંચેલો હતો. તે પ્રથમ તલાટીનું કામ કરતો; ત્યાંથી વધતાં વધતાં તે પોતાની હોશિયારી વડે પેશ્વા થયો. તેણે પોતાની સત્તા મજબુત કરવાને પોતાની જાતના ઘણા બ્રાહ્મણોને નોકર રાખ્યા. મરેઠા કંઇ ભણેલા નહોતા, તેથી મૂલ્કી તથા હિસાબકિતાબ ને લખાણ વગેરેનું કામ કરવાને બ્રાહ્મણ વગર તેમને ચાલે તેમ નહોતું. અંદર અંદરના કુસંપને લીધે થતા ઝઘડા તથા ગેરવ્યવસ્થા દૂર કરી તેણે આખા મહારાષ્ટ્રમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપ્યાં. આમ પોતાની સત્તા મજબુત થયા પછી બાલાજીએ મરેઠી રાજ્ય વધારવા તરફ લક્ષ દોડાવ્યું. એ સમયે દિલ્હીના પાદશાહ નબળા હતા, ને તેમના સરદારોમાં ફાટફૂટ ચાલતી હતી. સૈયદહુસેને મોગલ પાદશાહ ફરૂખશિયરથી બચવા બાલાજીની મદદ માગી. બાલાજી દશ હજાર મરેઠા લઇને તેની મદદે ગયો, અને પાદશાહને હરાવી મારી નાખ્યો. એ મદદના બદલામાં તેણે આખા દક્ષિણમાં ચોથ ને સરદેશમુખી લેવાનો કરાર કરાવી લીધો. આ પ્રમાણે મરાઠી સત્તાની સર્વોપરિપણાની શરૂઆત થઈ. પાદશાહી નબળી થવાથી મરેઠા બીજા પ્રાંતોમાં પણ ચોથ ઉઘરાવવા લાગ્યા. એ રીતે મરેઠી રાજ્યની ચડતી કરી બાલાજી ઇ. સ. ૧૭૨૦માં ગુજરી ગયો. બાલાજીના વખતમાં મરેઠી લશ્કરનો સેનાપતિ ખંડેરાવ દાભોડે હતો. તેનો એક બહાદુર સરદાર દામાજીરાવ ગાયકવાડ કરીને હતો. તેની બહાદુરીથી રાજી થઈ દાભોડેએ તેને સારી નોકરી આપવાને શાહુને ભલામણ કરી. શાહુએ તેને સમશેર બહાદુરનો ઇલ્કાબ અને સેનાપતિથી ઉતરતા દરજ્જાની સેનાખાસખેલની જગા આપી.

**૨. બાજીરાવઃ**—ઇ. સ. ૧૭૨૦–૧૭૪૦–બાલાજીને બે દીકરા

હતા. બાજીરાવ ને ચીમનાજી. તેમાંના મોટા દીકરા બાજીરાવને શાહુએ પેશ્વા બનાવ્યો. સેનાપતિની જગા ખંડેરાવના દીકરા ત્ર્યંબકરાવને અને સેનાખાસખેલની જગા દામાજીના ભત્રિજા પિલાજીને આપી. બહાદુર અને શૂરા બાપનો પુત્ર બાજીરાવ પણ બહાદુર ને શૂરો હતો. શિવાજીની ધારણા ભરતખંડમાંથી મુસલમાની રાજ્ય કાઢી આર્યરાજ્ય સ્થાપવાની હતી. તે ધારણા બર લાવવાને બાજીરાવે મહેનત કરી. આ સમયે મોગલાઈ પડતી સ્થિતિમાં હતી. તેમના પાદશાહ બુદ્ધિહીન ને નબળા હતા, અને તેમના સરદારોમાં ફાટફૂટ હતી. બાજીરાવે આવી સ્થિતિનો લાભ લેવાનો વિચાર કર્યો. મરેઠી દરબારમાં મોગલાઈ તોડવાને બે અભિપ્રાય હતા. એક પક્ષનો અભિપ્રાય એવો હતો કે મોગલાઈ સુબાનાં રાજ્યો જીતી લઈ પાદશાહીનો નાશ કરવો. બીજા પક્ષનો અભિપ્રાય એવો હતો કે થડ કાપ્યું એટલે ડાળાં પાંખડાં એની મેળે ખરી પડશે.પાદશાહી જીતી એટલે સુબાનાં રાજ્ય જીતવાં મુશ્કેલ નહિ પડે. બાજીરાવ આ બીજા પક્ષના અભિપ્રાયનો હતો. તે ભર્યા દરબારમાં બોલ્યો કે " મહારાજ, ભરતખંડમાંથી પરદેશીઓને હાંકી કાઢી આર્યરાજ્ય સ્થાપી અમર નામ કરવાનો સમય હમણાં આવ્યો છે. ઉત્તર ભરતખંડમાં સવારી કરી પાદશાહી તોડયાથી મહારાજનો ભગવો ઝૂંડો અટક સુધી ઊડશે. મહારાજા સાહેબ, ક્ષય પામતા ઝાડને થડમાંથી કાપ્યું એટલે એનાં ડાળાંપાંખડાં આપોઆપ ખરી પડશે." બાજીરાવનાં આ શૂરભર્યાં વચનોથી રાજા પણ આવેશમાં આવ્યો ને બોલ્યો, કે " શાબાશ, શાબાશ, બહાદુર પિતાના બહાદુર બેટા, ધન્ય છે તને. તું મારા ભગવા ઝૂંડાને હિમગિરિથી પણ પેલે પાર ઉડાવશે." એમ બોલી તેણે પેશ્વાનો વિચાર મંજુર કર્યો.

**૩. મરેઠી સત્તાનો વધારોઃ**—રાજાએ મંજુરી આપ્યાથી બાજીરાવે મરેઠી લશ્કર તૈયાર કરી મરેઠી રાજ્ય શી રીતે વધારવું તેની વ્યવસ્થા કરી. પ્રથમ મરેઠી લશ્કર ગુજરાતમાં પેઠું. ગુજરાતમાં પાદશાહી સુબેદાર જોધપુરનો અભેસિંહ હતો. તેની પાસેથી પિલાજી ગાયકવાડે અને તેના પછી તેના બહાદુર પુત્ર દામાજી ગાયકવાડે

ગુજરાત અને કાઠિઆવાડ જીતી લીધાં. ગુજરાતમાં મરાઠી સત્તા સ્થાપ્યા પછી માળવા અને બુંદેલખંડ પ્રાંતો તાબે કર્યા. બાજીરાવનો સામાવાળીઓ નિઝામઉલ્મુલ્ક હતો, તેનાથી બાજીરાવનો અટકાવ ન થયો ત્યારે તેણે મરેઠા રાજ્યની બે શાખા (સતારા ને કોલ્હાપુર)ને લડાવી મારી. પણ બાજીરાવે ચપળતાથી કોલ્હાપુરના સૈન્યને હરાવી શાંત પાડયું, એટલે નિઝામે બ્રાહ્મણોની સામે મરેઠાને ઉશ્કેર્યા. મરેઠી ટોળાનો આગેવાન સેનાપતિ ત્ર્યંબકરાવ દાભોડે હતો. તે નિઝામની મદદથી વંશની વિરુદ્ધ ખટપટ કરતો હતો. બાજીરાવ લશ્કર લઈ ગુજરાતમાં દાભોડેને શિક્ષા કરવા આવ્યો ને તેને ડભોઈ આગળ ઇ. સ. ૧૭૩૫માં માર્યો. જીતાએલા શત્રુ ઉપર વેર લેવાને બદલે તેમને શાંત પાડવા બાજીરાવે ત્ર્યંબકરાવના દીકરાને સેનાપતિ નીમ્યો, ને તે બાળક હોવાથી ગાયકવાડ પિલાજીને તેનો રક્ષક ઠરાવ્યો. હવે બાજીરાવ મોટું સૈન્ય લઈ ઉત્તરમાં ચાલ્યો, તેથી પાદશાહે ડરીને નિઝામની મદદ માગી. નિઝામ ભોપાળ આગળ બાજીરાવની સામો થયો ઇ. સ. ૧૭૩૬. એ લડાઈમાં નિઝામ હાર્યો તેથી તેણે માળવા તથા નર્મદા ને ચંબલ વચ્ચેનો મુલક અને ૫૦ લાખ રૂપીઆ એટલું પાદશાહ પાસેથી અપાવવાનું કબુલ કર્યું. નિઝામ એ કરાર કબુલ કરાવવા પાદશાહ પાસે ગયો, પણ એવામાં નાદિરશાહ આવ્યાથી દિલ્હીમાં અનર્થ થયો, તેથી એ કરાર બાજીરાવના મરણ પર્યંત મંજુર થયા નહિ. ભોપાળથી બાજીરાવ દક્ષિણમાં આવ્યો, એવામાં એના ભાઈ ચીમનાજી આપાએ યુદ્ધ કરી પોર્ટુગીઝો પાસેથી સાષ્ટી, વસાઈ વગેરે જીતીને આખા કોકણમાં મરેઠી સત્તા બેસાડી. પેશ્વાના સરદાર રાઘોજી ભોંસલેએ કટક સુધી લૂંટ ચલાવી. એ પ્રમાણે મરેઠા સર્વત્ર લૂંટ ચલાવીને ચોથ ને* સરદેશમુખી ઉઘરાવવા લાગ્યા. પછી બાજી-રાવ મોટું લશ્કર લઈ મોગલ સત્તા તોડવા દિલ્હી જવા નીકળ્યો, પણ રસ્તામાં નર્મદા તીરે તેનું મરણ થયું ઇ. સ. ૧૭૪૦.

---

* જે મુલક ઉપર મરાઠી સત્તા નહોતી ત્યાંથી ચોથ એટલે જમીન મહેસુલનો ચોથો ભાગ, અને સરદેશમુખી એ ચોથાઈ ઉપરાંત $\frac{1}{10}$ વધારાનો ભાગ.



મલ્હારરાવ હોલ્કર

૪. **બાજીરાવના ગુણઃ**—બાજીરાવ ભણેલો ને સમર્થ બુદ્ધિમાન પુરુષ હતો. વળી તે શૂરો, ચતુર ને સ્વદેશાભિમાની હતો. તે નિષ્પક્ષપાત હોઈ ગુણવાનની બુજ કરી તેને લાયકી પ્રમાણે ઉંચે દરજ્જે ચડાવતો. એ પ્રમાણે એના હાથ નીચેના ઘણા માણસો હલકે દરજ્જેથી ઉંચા પાયરીએ ચડયા હતા. મલ્હારરાવ હોલ્કર ને રાણોજી સિંધીઆ તેમાં મુખ્ય છે. એ બંને પોતાની લાયકી વડે બાજીરાવના સરદારો થયા, ને આગળ જતાં રાજ્યસ્થાપક થયા. મલ્હારરાવના વંશજો ઈંદોરમાં ને રાણોજીના વંશજો ગ્વાલિઅરમાં હજુ પણ રાજ્ય કરે છે. એ સિવાય પણ જે જે લાયક માણસો હતા, તે સર્વને બાજીરાવે જાગીરો આપી યોગ્ય દરજ્જે ચડાવ્યા. વરાડમાં રાઘોજી ભોંસલે, ગ્વાલિઅરમાં રાણોજીનો પુત્ર જયાપા સિંધિઆ, ઈંદોરમાં મલ્હારરાવ હોલ્કર, ધારમાં આનંદરાવ પુવાર, વડોદરામાં પિલાજીનો પુત્ર દામાજી ગાયકવાડ, અકલકોટમાં ફતેસિંહ ભોંસલેને તેમના પ્રાંતમાં ચોથ ઉઘ-

રાવવાનું કામ વહેંચી આપ્યું. તે સરદારો બાહોશ અને આગળ પડતા હતા તેથી મરાઠી સામ્રાજ્યની એકતા સાચવવાને તેમને જુદા પાડયા, અને આવી રીતે તેમના ઉપર પેશ્વાની સત્તાનો કાબુ બેસાડયો. એ સરદારો પોતાની જાગીરના બદલામાં પોતાનાં સૈન્ય લઈ પેશ્વાની સહાયે આવતા. બાજીરાવ સાદો હતો. તે બાહોશ લડવૈયો અને રાજ-કાજમાં મુત્સદ્દી હતો. તેણે દીર્ઘદૃષ્ટિ અને સમયસૂચકતા વાપરી જીર્ણ થએલી મોગલાઈને સખત ફટકો મારી મરેઠી રાજ્યની સીમા અને કીર્તિ વધારી. તે ખરેખર મહાન પેશ્વા હતો. મરેઠામાં શિવાજી ને બ્રાહ્મણમાં બાજીરાવ જેવા મરેઠી રાજ્યમાં બીજા પુરુષો થયા નથી.

**૫. બાલાજી**:—ઇ. સ. ૧૭૪૦–૬૦. બાજીરાવના મરણ સમયે તેને બે દીકરા હતા. બાલાજી ને રઘુનાથરાવ કે રાઘોબા. તેમાં મોટો બાલાજી પેશ્વા થયો. એને પેશ્વાઈ ન મળે માટે રાઘોજીએ અને બીજા મરેઠા સરદારોએ મહેનત કરી, પણ તે બાલા-જીની ચતુરાઈથી વ્યર્થ ગઈ; પરંતુ તેથી રાઘોજી ને બાલાજી વચ્ચે અણબનાવ થયો. દક્ષિણમાં સમાધાની કરીને ભોપાળ મુકામે બાજી-રાવ સાથે નિજામે જે સંધિ કરી હતી, તે કરાર મંજુર કરાવવાને પેશ્વાએ ઉત્તર હિંદુસ્તાનમાં સવારી કરી. પાદશાહે કરાર મંજુર રાખ્યા. તેવામાં ઇ. સ. ૧૭૪૨માં રાઘોજી ભોંસલે ઓરિસા ઉપર સવારી કરી ઠેઠ ગંગા સુધીના પ્રદેશ ઉપર ફરી વળ્યો. જ્યારે બંગાળા ઉપર સવારી કરી, ત્યારે ત્યાંના સુબેદાર અલીવર્દિખાને પાદશાહની મદદ માગી; તે ઉપરથી તેણે બાલાજીને તેની કુમકે મોકલાવ્યો, તે વખતે રાઘોજીથી બચવા માટે અંગ્રેજોએ ડરીને કલકત્તાની આસપાસ ખાઈ ખોદાવી હતી. તે હજી મરેઠા ખાઈ કહેવાય છે. પેશ્વાએ બંગાળે જઈ રાઘોજીને નસાડી મૂકયો ને પછી પોતે સતારે ગયો. ઇ. સ ૧૭૪૫માં શાહુરાજા ગુજર્યા પછી મરેઠા ફરીને બ્રાહ્મણોની સત્તાની સામા થયા. વિરુદ્ધ પક્ષનો આગેવાન રાઘોજી હતો; તેનું સમાધાન કરવાને બાલાજીએ રાઘોજીને બંગાળા, બહાર, વરાડ અને ઓરિસ્સા

પ્રાંતની ચોથ ઉઘરાવવાની સ્વતંત્રતા આપી. તેણે બંગાળાના નવાબ પાસેથી ચોથને બદલે દર વરસે બાર લાખ રૂપીઆ લેવાના ઠરાવ્યા. ઇ. સ. ૧૭૫૧.

---

## પ્રકરણ ૪ થું
## પેશ્વાઈનો મધ્યાહ્ન

| | |
|---|---|
| ૧. પેશ્વા સ્વતંત્ર થાય છે | ૫. મરેઠી સરદારો |
| ૨. પેશ્વાઇનો વિસ્તાર | ૬. હૈદરઅલ્લી |
| ૩. પાણિપતનું યુદ્ધ | ૭. અહલ્યાબાઈ |
| ૪. માધવરાવ | ૮, મરેઠાની પુનઃકળા |
| | ૯. માધવરાવના ગુણ |

**૧. પેશ્વા સ્વતંત્ર થાય છેઃ**—બાલાજીએ યુક્તિથી પોતાનો પ્રતિપક્ષ તોડીને સ્વપક્ષ મજબુત કર્યો, તથા ડરવાનું કારણ ગયું એટલે તેણે પોતાની ગાદી પુનામાં કરી ને સતારાના રાજાથી તે સ્વતંત્ર થયો ઇ. સ. ૧૭૫૧. તેનો શનવારવાડોમહેલ આજે પણ છે.

**૨. પેશ્વાઈનો વિસ્તારઃ**—સને ૧૭૫૮માં પેશ્વાએ પોતે કર્ણાટક ઉપર ચડાઈ કરીને ત્યાંના નવાબ પાસેથી તથા મ્હૈસુરના હિંદુ રાજા પાસેથી ખંડણી લીધી; વળી એજ સાલમાં દામાજી ગાયકવાડે અમદાવાદ જીતીને ગુજરાતનો પૂર્ણ કબજો લીધો. ઇંદોરવાળા મલ્હારરાવ હોલ્કરે બુંદેલખંડ જીતી લીધું. રાણોજી સિંધિઆ નર્મદાની ઉત્તરના પ્રદેશમાં પોતાની સત્તા જમાવતો હતો. તેણે રજપુતોનાં ઘણાં રાજ્યો તાબે કર્યાં. એવામાં પાદશાહના વજીર ગ્યાસુદ્દીને પેશ્વાની સહાય માગ્યાથી રાઘોબા એક બળવાન મરેઠી સૈન્ય લઈ ઉત્તર હિંદમાં ગયો. તેણે દિલ્હી જઈ અહમદ દુરાનીએ મૂકેલા સેનાપતિ નજીબુદૌલાને નસાડી મૂક્યો. ત્યાંથી તે પંજાબ ગયો અને દુરાનીના સુબાને નસાડી તે પ્રાંત જીતી લીધો. તે લાહોરમાં ઠાઠમાઠથી દાખલ થયો અને ત્યાં પોતાનો સુબો મૂક્યો ઇ. સ. ૧૭૫૮. એ પ્રમાણે પચીસ વરસમાં બાજીરાવનું ભવિષ્ય ખરૂં પાડી મરેઠાએ અટક સુધી પોતાનો ઝૂંડો રોપ્યો. દક્ષિ-

ણુમાં પેશ્વાનો મુખ્ય શત્રુ નિજામ હતો. તેના ઉપર ચીમનાજી આપાના પુત્ર સદાશિવ ભાઉને જોરાવર સૈન્ય આપી મોકલ્યો. તેણે ઈ. સ. ૧૬૭૦માં અહમદનગર પાસે ઉદગીર આગળ નિજામને સખત હરાવ્યો; તથા તેની પાસેથી પુષ્કળ ધન તથા દૌલતાબાદ, અસીરગઢ, બરહાનપુર, બિજાપુર અને અહમદનગરના પ્રાંતો લઈને નબળો કરી નાખ્યો. એ રીતે ઉત્તરમાં ચંબલ અને જમના નદીથી દક્ષિણમાં ગોદાવરી સુધી અને પૂર્વમાં અરબી સમુદ્રથી પશ્ચિમમાં બંગાળી ઉપસાગર સુધી મરાઠી રાજ્યનો વિસ્તાર હતો. આ ઉપરાંત મોગલાઈમાં તેઓ ચોથ ઉઘરાવતા. આ પ્રમાણે પેશ્વાઈ પૂર્ણ જાહોજલાલી અને સત્તાની ટોચે પહોંચ્યું હતું.

૩. **પાણિપતનું યુદ્ધ**:—અહમદ દુરાનીનો પંજાબ પ્રાંત પેશ્વાએ લીધો હતો, તેથી પેશ્વાને સજા કરવાને બળવાન પઠાણ લશ્કર લઈને ભરતખંડમાં આવ્યો. આ તરફ આખા ભરતખંડમાં પેશ્વાની સત્તા જામી હતી. પેશ્વાએ સઘળા નાના મોટા રાજા ને નવાબને હરાવી તાબેદાર બનાવ્યા હતા. તેઓ ભરતખંડમાંથી મુસલમાની રાજ્ય કાઢી હિંદુરાજ્ય સ્થાપવાને તૈયારી કરતા હતા; તેથી મુસલમાનો અહમદશાહના પક્ષમાં ભળવાને તૈયાર થયા ને હિંદુઓ પેશ્વાની સહાયે આવવાને તત્પર થયા. મરેઠા ને અબદલીની આ લડાઈ તે હિંદુ-મુસલમાનની લડાઈ હતી. હિંદની પાદશાહત કોને હાથ જશે એ નક્કી કરવાની આ લડાઈ હતી, તેથી બંને પક્ષે એક મહાયુદ્ધ કરવાને જબરી તૈયારી કરી. પેશ્વા પાસે ૧૫૦૦૦ કવાયતી લશ્કર હતું, ને તેનો સરદાર ઈબ્રાહિમખાં ગાર્દી હતો. એ સિવાય તેમની પાસે ૨૦૦ તોપો, ૫૫ હજાર સવાર, ને બે લાખ લુંટારા તથા નોકરો હતા. અહમદશાહ પાસે ૪૬,૮૦૦ સવાર, ૩૮૦૦૦ પાયદળ ને ૭૦ તોપો હતી, તથા નજીમુદૌલા ને અયોધ્યાનો નવાબ તેની મદદમાં હતા. હોલ્કર, સિંધિઆ, ગાયકવાડ વગેરે પેશ્વાના સરદારો ઉપરાંત રજપુત રાજાઓ ને જાટોનો રાજા સુરજમલ પેશ્વાના પક્ષમાં હતા. મરેઠી સૈન્ય પહેલાંના જેવું લુંટારા લોકોનું બનેલું નહોતું. તે કવાયતી, કસાએલું ને




નિજામને ઉદગીર આગળ હરાવી જીતમાં ઉન્મત્ત થએલું હતું.' એ સૈન્યનો સેનાપતિ સદાશિવ ભાઉ હતો. તે ઉદગીરના યુદ્ધમાં જય

પામ્યાથી ઉન્મત્ત થયો હતો. તે અભિમાની, અવિચારી ને સ્વેચ્છાચારી હતો. સદાશિવરાવે દિલ્હી જઈ રાજમહેલ લૂંટયો તથા પેશ્વાના દીકરા વિશ્વાસરાવને પાદશાહની ગાદીએ બેસાડવાનો એણે વિચાર કર્યો. પણ એ વિચાર એના સલાહકાર તથા મદદગારને ગમ્યો નહિ. એમ ઉતાવળ કરી હિંદની આખી મુસલમાન કોમને ગુસ્સે કરવામાં ડહાપણ નથી એ સલાહ મળવાથી ભાઉ તેમ કરતો અટકયો. હવે લડાઈ કેમ ચલાવવી તે બાબત વિચાર ચાલ્યો. સુરજમલ, રજપુતો ને કેટલાક મરેઠા સરદારોનો વિચાર એવો હતો કે શિવાજીની પદ્ધતિ પ્રમાણે લડાઈ કરવી. અબદલ્લી સામા રણયુદ્ધ ન કરતાં આસપાસનો મુલક ઉજ્જડ કરવો ને તેને ઘાસદાણાનો ટોટો પાડવો, એટલે તે આપોઆપ કાયર થઈ પાછો જશે. અબદલ્લી ચતુર લડવૈયો છે ને તેનું લશ્કર કસાયલું ને બળવાન છે, તેના સામા આપણું સૈન્ય ટકી શકશે નહિ; એવી વ્યાજબી સલાહ ઉદગીરની લડાઈના જયથી ઉન્મત્ત થએલા ભાઉને ગમી નહિ. તેણે તો રણક્ષેત્રમાં અબદલ્લીને હરાવી અમર કીર્તિ કરવાનું ઇચ્છયું. આ વખતે રાઘોબા જેવો અનુભવી ને ઠરેલ સરદાર મરેઠાને માથે ન હોવાથી ભાઉના અવિચારી ને ઉદ્ધતપણાનું ફળ તેમને મળ્યું. હિંદી સૈન્યમાં મતભેદ પડયાથી સુરજમલ તથા રજપુતો ગુસ્સે થઈ ચાલ્યા ગયા. એક તો મરેઠા લુંટારા હતા ને તેમના તરફથી તેમને બહુ સોસવું પડયું હતું, તેથી તેમના ઉપર તેમને થોડો ભાવ હતો. તેમાં ભાઉ જેવો અવિચારી ઉપરી હોવાથી જે સ્વદેશાભિમાનના આવેશથી તેઓ મરેઠાની મદદે આવ્યા હતા તે અભિમાન જતું રહ્યું ને તેઓ મરેઠાની દૂર જઈ તટસ્થ ઉભા. પાણિપતના રણક્ષેત્રમાં જ્યાં પહેલાં પાંડવ ને કૌરવ, શાહબુદ્દીન ને પૃથુરાજ, ઇબ્રાહીમ ને બાબર, તથા હેમુ ને અકબર લડયા હતા ત્યાંજ હિંદુ મુસલમાનનાં સૈન્ય સામસામાં થયાં; અને સને ૧૭૬૧ના જાન્યુઆરિની ૧૪ મી તારીખે દારૂણ સંગ્રામ ચાલ્યો. સવારથી તે બપોર સુધી મરાઠી લશ્કરે અને તોપખાનાએ અફઘાન લશ્કરનો ઘાણ કાઢી નાખ્યો. બંને પક્ષ ઘણી બહાદુરીથી લડયા.

અબ્દલ્લીના લશ્કરના જમણા અને મધ્ય ભાગ ઉપર સખત મારો પડયો અને મરાઠાઓ જીતશે એમ લાગતું હતું; પણ અબ્દલ્લીએ અલાયદી રાખેલી ઘોડેસ્વાર લશ્કરી ટુકડી લઈને તેમના ઉપર ઓચિંતો હલ્લો કર્યો, એટલે મરાઠા લશ્કરના મધ્ય ભાગની હરોળ તૂટવા લાગી. એવામાં વિશ્વાસરાવને ગોળી વાગવાથી તે નીચે પડયો. તેનો કંઈ પત્તો લાગ્યો નહિ. હવે ભયભીત થએલા મરાઠી સૈનિકોએ નાસભાગ કરી પણ અબ્દલ્લીએ તેમને પ્રથમથીજ ઘેરી લીધા હતા, એટલે તેમની પૂંઠે પડી સંખ્યાબંધ મરાઠાઓને કાપી નાખ્યા. કેટલાક નાસી ગયા અને કેટલાકને ગુલામ કરી પરદેશમાં વેચ્યા. આવી રીતે અહમદશાહને તેની લડાયક ચતુરાઈને લીધે વિજય મળ્યો. આ ઘોર યુદ્ધમાં બે લાખ હિંદુઓનો ઘાણ નીકળી ગયો. એક ભેદી કાગળ પેશ્વાને મળ્યો હતો તેમાં લખ્યું હતું કે "બે મોતીનો નાશ થયો છે, સત્તાવીસ સોનામહોરો ગુમ થઈ છે, અને રૂપીઆ પૈસાનો તો કંઈ અંદાજ થઈ શકે એમ નથી." અબ્દલ્લી જય પામ્યો પણ તેના લશ્કરનો ઘાણ નીકળી ગયો હતો. તે મરેઠાનાં સરદાર ભાઉ તથા પેશ્વાનો વિજય મેળવી પાછો વળ્યો તે ફરી હિંદમાં આવ્યોજ નહિ. મરેઠી સૈન્યનો એ પ્રમાણે નાશ થવાથી આખા મહારાષ્ટ્રમાં ઘેર ઘેર રડારોળ થઈ રહી. પેશ્વા પણ આ હારથી બહુ ખિન્ન થયો. હિંદમાં હિંદુ ચક્રવર્તી રાજ્ય સ્થાપવાની તેની આશા ભંગ થઈ. તેના મોટા મોટા સરદારો, ભાઈ ને દીકરો મરણ પામ્યા અને તેનું અનુભવી સૈન્ય નાશ પામ્યું. હવે શું થશે, એવી હાયવરાળમાં તે પણ તેજ સાલમાં મરણ પામ્યો. એ પેશ્વા બહાદુર, મુત્સદ્દી પણ આળસુ ને રંડીબાજ હતો. સન ૧૭૪૮ની સાલ હિંદના ઇતિહાસમાં જાણવાલાયક થઈ; કેમકે તે સાલમાં દિલ્હીનો પાદશાહ મહમદશાહ, સતારાનો રાજા શાહુ, ને નિઝામઉલ્‌મુલ્ક મરણ પામ્યા, ને અહમદશાહ અબ્દલ્લીએ પંજાબ ઉપર સ્વારી કરી. વળી તે સાલમાં અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે સલાહ થવાથી મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું. એજ રીતે ઇ. સ. ૧૭૬૧ની સાલ પણ હિંદના ઇતિહાસમાં જાણવાજોગ

થઈ. એ સાલમાં પાણિપતના મેદાનમાં મરેઠા હાર્યા; તથા હિંદના ધણીપણા માટે અંગ્રેજ ને ફ્રેંચો લડી મુઆ તેમાં ફ્રેંચ હાર્યા; નિજામની ગાદીએ સલાબતજંગને મારી નિજામઅલ્લી બેઠો અને મ્હેસુરમાં હૈદર પાદશાહ થયો.

**૪. માધવરાવ ઇ. સ. ૧૭૬૧–૭૨.**—બાલાજીના મરણ સમયે તેના બે દીકરા હયાત હતા, માધવરાવ ને નારાયણરાવ. તેમાંથી મોટો દીકરો માધવરાવ પેશ્વા થયો. એ વખતે એની ઉંમર ૧૭ વરસની હતી, તેથી તેનો કાકો રાઘોબા રાજ્યનો સઘળો કારભાર કરવા લાગ્યો; પણ જુવાન પેશ્વા પોતાના કાકાના તાબામાં રહેવાને ચાહતો નહોતો, તેથી રાજ્યમાં કુસંપ પેઠો. પાણિપતમાં મરેઠી સૈન્યનો નાશ થવાથી હિંદમાં તેમનું વજન ઘટયું હતું. તથા તેમનામાં કુસંપ પેઠો હતો. આ તકનો લાભ લઈ નિજામે રાઘોબાના કહેવાથી પુના ઉપર ચડાઈ કરી તે લૂંટયું. મરેઠાઓએ માંહોમાંહેનો કુસંપ કાઢી નાખી નિજામને રાક્ષસભુવનની લડાઈમાં હરાવી વેર લીધું. એ યુદ્ધમાં જુવાન પેશ્વાએ બહુ બહાદુરી દેખાડી. પછી રાઘોબાને નાસિકમાં નજરકેદ કરી રાજ્યનો સઘળો કારભાર તેણે હાથમાં લીધો.

**૫. મરેઠી સરદારો:**—માધવરાવ નાનો હોવાથી મરેઠા સરદારોએ બ્રાહ્મણોની સત્તા તોડવા ફરી યત્ન કર્યો. તેમનો આગેવાન રાઘોજીની ગાદીએ થએલો જાનોજી ભોંસલે હતો; પણ માધવરાવે તેને હરાવીને તાબે કર્યાથી વિરુદ્ધ પક્ષનું બળ તૂટયું. રાઘોબાએ તેની સ્ત્રી આનંદીબાઈની શિખામણથી માધવરાવ પાસે અર્ધું રાજ્ય માગ્યું; પણ પેશ્વાએ તેને હરાવીને કેદ કર્યો. રાણોજીનો પુત્ર જંકોજી સિંધિઆ પાણિપતના યુદ્ધમાં મરાયાથી પેશ્વાએ મહાદજી સિંધિઆને ગ્વાલીઅરની ગાદી આપી. મલ્હારરાવ હોલ્કર ઇ. સ. ૧૭૬૬માં મરણ પામ્યો. તેનો પુત્ર ખંડેરાવ તેની પહેલાંજ ઇ. સ. ૧૭૫૪માં કુંભેરના ઘેરામાં મરણ પામ્યો હતો; તેથી તેનો પૌત્ર માલેરાવ ગાદીએ બેઠો. તે પણ તરતજ મરણ

પામ્યો. રાજ્યની હકદાર માલેરાવની મા અહલ્યાબાઈ હતી, તેણે પેશ્વાની પરવાનગીથી તુકાજીને દત્તક લીધો. તુકાજી લડાઈનું કામ કરતો ને અહલ્યાબાઈ બાહોશીથી રાજ્યકારભાર ચલાવતી. આ વખતે ગાયકવાડ માત્ર ગુજરાતના રાજ્યની વ્યવસ્થા કરવામાં ધ્યાન આપતા. તેમણે ગુજરાતની ઉપજ પેશ્વાને પહોંચાડી ને તેમનું ઉપરીપણું બહાલ રાખ્યું. એ રીતે માધવરાવે ચપળતા, ચતુરાઈ ને યુદ્ધ-કૌશલ્ય બતાવી મરેઠી સરદારો કબજે રાખી તેમના ઉપર દાબ બેસાડયો.

૬. **હૈદરઅલ્લી:**—આ વખતે હૈદરઅલ્લી નામનો મુસલમાન સરદાર મ્હૈસુરમાં ઘણો બળવાન થઈ પડયો હતો. તે પ્રથમ મ્હૈસુરના રાજ્યની નોકરીમાં હતો, પણ તે બાહુબળ અને યુદ્ધકૌશલ્યથી ત્યાંનો રાજા થઈ ગયો. પાણિપતની હારને લીધે મરાઠી રાજ્યને જે સખત આઘાત થયો હતો, તેનો લાભ લઈ તેણે કૃષ્ણા અને તુંગ-ભદ્રા નદી વચ્ચેનો મુલક કે જ્યાં શાહજીની જાગીર હતી તે જીતવાને પ્રયત્ન કર્યો. તેણે બેદનુર જીતીને તે લૂંટયું. હવે યુવાન માધવરાવે જાતે લશ્કર લઈ હૈદરને હરાવ્યો. હૈદરે જીતેલો



હૈદરઅલ્લી

મુલક પાછો સોંપવા તેમજ રૂ. ૩૨ લાખ ખંડણી પેટે આપવા કબુલ કર્યું. પાછળથી રાઘોબા અને પેશ્વા વચ્ચે ચાલતા કલહનો લાભ લઈ તેણે મુલક પાછો લીધો અને ખંડણી ભરી નહિ, તેથી ફરીથી માધવરાવે કર્ણાટક ઉપર ચડાઈ કરી; પણ મંદવાડને લીધે તેને પાછા આવવું પડયું. બહાદુર સેનાપતિ ત્રંબકરાવે હૈદરને હરાવી બેંગલોર

અને શ્રીરંગપટ્ટણુ સિવાય બધો મુલક સર કર્યો અને શ્રીરંગપટ્ટણુનો ઘેરો ઘાલ્યો, એટલે હૈદરે સલાહ કરી શાહજીની બધી જાગીર પાછી આપી.

**૭. અહલ્યાબાઈ:**—અહલ્યાબાઈ બાળવિધવા હતી. તે બહુ પવિત્ર ને ધાર્મિક હતી. તેણે ઠામ ઠામ બંધાવેલાં ધર્મક્ષેત્રો હજુ સુધી તેની પવિત્રતા દર્શાવે છે. એ બાઈ ભણેલી, સદ્ગુણી, દયાળુ ને હિંમતવાન હતી. તે ખુલ્લે મોઢે (કંઈ પણ પડદા સિવાય) દરબારમાં રાજકાજ કરતી. તેણે રૈયતને ન્યાય આપી તથા તેનું સંરક્ષણ કરી અને સુખી કરીને તેમનો પ્રેમ સંપાદન કર્યો. તેની રાજધાની ઈંદોર એક નાના ગામડામાંથી વધીને આબાદ શહેર થયું. તેણે પોતાની પ્રજાને પુત્ર સમાન પાળી હતી, તેથી તે દેવી તરીકે આખા હિંદમાં આજ પર્યંત પુજાય છે. એણે પસંદ કરેલો સેનાપતિ તુકાજી પણ લડાઈમાં અનુભવી ને બહાદુર હતો. અહલ્યાબાઈ ૧૭૯૫માં ગુજરી ગઈ. તેણે આદર્શ રાજ્યકર્તા તરીકે ૩૦ વરસ રાજ્ય કર્યું.



અહલ્યાબાઈ.

**૮. મરેઠાની પુનઃ પૂર્ણકળા:**—મરેઠાઓનો માંહોમાંહેનો વિગ્રહ પતાવ્યા પછી માધવરાવે ઉત્તર ભરતખંડમાં મરેઠાની ગએલી આબરૂ પાછી મેળવવા માટે યત્ન કર્યો. તેણે પોતાના સરદાર વિસાજી કૃષ્ણને મરેઠી સૈન્ય આપી ઉત્તરમાં મોકલ્યો. સિંધિઆ ને હોલ્કરે તેની સહાયે જઈ રજપુત રાજ્યો પર સવારી કરી. રજપુત, જાટ

વગેરે પાસેથી ખંડણી લીધી, તથા રોહિલાનો મુલક લૂંટીને ઉજ્જડ કર્યો. વળી દિલ્હી તથા આગ્રા જીતીને શાહઆલમ પાદશાહ જે અંગ્રેજોને આશ્રયે અલ્લાહાબાદમાં હતો, તેને પોતાના આશ્રયમાં લઈ પાછો દિલ્હીની ગાદી ઉપર બેસાડયો ઇ. સ. ૧૭૭૧. એ પ્રમાણે મરેઠાએ ઉત્તર હિંદમાં મોગલાઈને પુરેપુરી વશ કરી પોતાની ગએલી આબરૂ પાછી મેળવી. આવી રીતે માધવરાવના વખતમાં મરાઠા સામ્રાજ્ય પાછું સજીવન થયું. પણ તે કાબેલ અને બુદ્ધિશાળી પેશ્વા ક્ષયની બિમારીથી ૨૮ વરસની નાની ઉંમરે ગુજરી ગયો. પાણિપતની હાર કરતાં પણ તેનું મરણ મરાઠી રાજ્યને વધારે નુકસાનકર્તા હતું એવો વિદ્વાનોનો મત છે. જો તેનું અકાળ મરણ થયું ન હોત, તો તે મરાઠી સત્તાને સંગીન રીતે સુવ્યવસ્થિત કરી શકત.

૯. **માધવરાવના ગુણઃ**—માધવરાવ પણ બાજીરાવની માફક માણસ પસંદ કરવામાં ચતુર હતો. તે પોતાના સરદારોને તાબે રાખતો ને નહિ રહેનારને શાસન કરતો. એણે કેટલાક પ્રકારની વેઠ કરાવવાની બંધ કરી, તથા પ્રજાનું રક્ષણ કર્યું, વળી ન્યાય આપી જુલમ અટકાવ્યો; તેથી મરેઠી પ્રજા એનાં વખાણ કરવા લાગી. તે યુદ્ધમાં કુશળ, ચતુર ને શૂરો હોવાથી મરેઠી રાજ્યને તારી શકયો; જો તે વધારે જીવ્યો હોત તો કદાચ મરેઠી રાજ્ય વધારે મજબુત કરી શિવાજી જેવો તે નામજાદો થાત. પણ મરેઠી રાજ્યને કમનસીબે તેનું અકાળ મૃત્યુ થયું ને એ રાજ્યની ખરાબી થઈ. માધવરાવનો દાબ જવાથી મરેઠામાં લોભ ને દ્વેષ પ્રદીપ્ત થઈ કુસંપ પેઠો, ને તેમની પડતી થઈ. માધવરાવના સમયમાં રામશાસ્ત્રી કરીને ન્યાયાધીશ, ત્ર્યંબકમામા ને હરિપંત સરદારો, તથા સખારામભાઉ ને નાનાફડનવીસ જેવા પ્રખ્યાત કારભારીઓ હતા.

# પ્રકરણ ૫ મું
## પેશ્વાઈની પડતી ને અંત

| | |
|---|---|
| ૧. નારાયણરાવ | ૯. ખરડાની લડાઈ |
| ૨. રાઘોબા | ૧૦. નાનાફડનવીસ |
| ૩. સુરતની સંધિ | ૧૧. સવાઈ માધવરાવનો આપઘાત |
| ૪. પુરંધરની સંધિ | ૧૨. બાજીરાવ બીજો |
| ૫. મરેઠા સાથે પહેલું યુદ્ધ | ૧૩. નાનાફડનવીસનું મરણ |
| ૬. લડાઈની પુનઃ શરૂઆત | ૧૪. વસાઈની સંધિ |
| ૭. રાઘોબા | ૧૫. મરાઠી રાજ્યની પડતીનાં કારણ |
| ૮. મહાદજી સિંધિઆ | |

**૧. નારાયણરાવ**:—૧૭૭૨–૭૩. માધવરાવ પેશ્વાને કંઈ સંતાન ન હોવાથી તેનો ભાઈ નારાયણરાવ ૧૭ વરસની ઉંમરે પેશ્વા થયો. તે સગીર હોવાથી તેનો કાકો રાઘોબા રાજકારભાર કરતો હતો. પણ તેને પેશ્વા થવાનો લોભ હતો, એટલે તે નિઝામ, હૈદર અને ભોંસલે સાથે મળી પેશ્વા વિરુદ્ધ ખટપટ કરતો, તેથી તેને કેદ કરવામાં આવ્યો. રાઘોબાની સ્ત્રી આનંદીબાઈ અદેખી અને ખટપટી હતી. તેની શીખવણીથી રાઘોબાએ નારાયણરાવને પદભ્રષ્ટ કરવાનું કાવતરૂં રચ્યું. રાઘોબાએ પોતાના સાગરીતોને નારાયણરાવને પકડવા ચિટ્ઠી લખી, પણ એમ કહેવાય છે કે પાપી આનંદીબાઈએ તે ચિટ્ઠીમાં ફેરફાર કર્યો તેથી પેશ્વાનું ખૂન કરવામાં આવ્યું.

**૨. રાઘોબા**:—માધવરાવ પેશ્વાના ખૂન પછી તરતજ રાઘોબાએ પેશ્વાઈ હાથમાં લીધી. લોકો તેના દુષ્ટ કૃત્યથી ઘણા નારાજ થયા. આ વખતે કુટુંબકલેશનો લાભ લઈ નિઝામ અને હૈદરે મરાઠી રાજ્ય ઉપર હુમલા કર્યા. રાઘોબા કર્ણાટકમાં હતો તે વખતે નાનાફડનવીસ, સખારામ બાપુ, હરિપંત ફડકે, ત્ર્યંબકરાવમામા વગેરે પુરુષોએ તેને પદભ્રષ્ટ કરી માધવરાવની સ્ત્રી ગંગાબાઈ જે ગર્ભવતી હતી તેને નામે રાજકારભાર ચલાવવા માંડયો. રાઘોબાએ ઇ. સ. ૧૭૭૪માં પંઢરપુરની

લડાઇમાં તેમના લશ્કરને હરાવ્યું. પણ નાનાફડનવીસ સામા પક્ષનો આગેવાન હોવાથી તેની બીકને લીધે તે પુના આવી શક્યો નહિ. તે માળવા તરફ નાઠો, પણ સિંધિઆ અને હોલ્કરે તેને મદદ કરી નહિ, તેથી તે ગુસ્સે થઈને સુરત મુકામે અંગ્રેજોને મળ્યો. તે અરસામાં ગંગાબાઈને પુત્ર સાંપડયો, તેનું નામ સવાઈ માધવરાવ પાડયું. કારભારી મંડળે સવાઈ માધવરાવના નામથી ઉત્સાહથી કારભાર કરવા માંડયો.

**૩. સુરતની સંધિઃ**—રાઘોબાએ રાજ્ય પાછું મેળવવા માટે અંગ્રેજોની મદદ માગી. પશ્ચિમ હિંદમાં અંગ્રેજોના તાબામાં મુંબઈ સિવાય બીજો મુલક ન હોવાથી ગુજરાતનો રસાળ પ્રદેશ મેળવવાની તેમની ઇચ્છા હતી. મરેઠી રાજ્યમાં ચાલતા કુસંપનો લાભ લઈ તેમણે વચમાં માથું માર્યું અને સુરત મુકામે રાઘોબા સાથે સંધિ કરી ઇ. સ. ૧૭૭૫. અંગ્રેજોએ રાઘોબાને પેશ્વાઈ અપાવવા ૩,૦૦૦ લશ્કરની મદદ કરવી; અને તે બદલ તેણે અંગ્રેજોને સાષ્ટિ, વસાઇ, સુરત, ભરૂચ વગેરે પરગણાંમાંથી ૧૯ લાખની ઉપજ થાય એટલો મુલક આપવો, અને લશ્કરના ખર્ચ માટે દર મહીને દોઢ લાખ રૂપીઆ આપવા.

**૪. પુરંધરની સંધિઃ**—આ વખતે અંગ્રેજ કંપનિના બંધારણમાં ફેરફાર થયો હતો. પ્રથમ મુંબઈ, મદ્રાસ ને કલકત્તાના ગવર્નરો એક બીજાથી સ્વતંત્ર હતા, પણ રેગ્યુલેટિંગ એકટના નવા ઠરાવથી મુંબઈ ને મદ્રાસના ગવર્નરો કલકત્તાના ગવર્નર જનરલના તાબામાં આવ્યા હતા. મુંબઈ સરકારે કલકત્તાના ગવર્નર જનરલને પૂછયા સિવાય સુરતની અયોગ્ય અને અન્યાયી સંધિ કરી હતી, તેથી તેણે તે નામંજુર કરી અને પેશ્વાના કારભારી મંડળ સાથે પુરંધર મુકામે સંધિ કરી. તે મુજબ અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો ને તેને ત્રણ લાખનું પેન્શન આપવું, ને પેશ્વાએ અંગ્રેજોને સાષ્ટિ આપવું, એમ ઠર્યું. પણ કલકત્તા સરકાર ઇંગ્લાંડની કંપનિના ડિરેકટરોની સભાના તાબામાં હતી. એ સભાએ પુરંધરની સંધિ નાકબુલ કરી સુરતની સંધિ મંજુર રાખી.

**૫. મરેઠા સાથે પહેલું યુદ્ધ:**—સુરતની સંધિ મંજુર રાખ્યાનો કંપનિના ડિરેકટરોનો હુકમ આવ્યાથી અંગ્રેજોએ રાઘોબાને ગાદીએ બેસાડવાને લશ્કર મોકલ્યું. મદદ માટે કલકત્તેથી નીકળેલા લશ્કરની રાહ નહિ જોતાં મુંબઈ સરકારે મરેઠાની સાથે યુદ્ધ આરંભ્યું ઇ. સ. ૧૭૭૮. લડાઈના આરંભમાં મુંબઈ સરકારના સેનાપતિ કર્નલ કિટિંગે ગુજરાતમાં મહી નદી ઓળંગી અડાસ આગળ મરાઠી લશ્કરને હરાવ્યું, પણ નવા વરસની શરૂઆતમાં મરેઠી લશ્કર તેમના ઉપર તૂટી પડવાથી અંગ્રેજી લશ્કર ઘેરાઈ ગયું અને તળેગાંવ આગળ તેની હાર થઈ. તેથી મહાદજી સિંધિઆની મદદથી વડગામ મુકામે તેમને નામોશીભરેલી સંધિ કરવી પડી. તેમાં એવું ઠર્યું કે રાઘોબાને સિંધિઆના તાબામાં સોંપવો, અંગ્રેજોએ લીધેલો તમામ મુલક પાછો આપવો, ભરૂચ સિંધિઆને આપવું, બંગાળેથી આવતું લશ્કર પાછું વાળવું, ને એ શરતો અમલમાં લાવતા સુધી બે અધિકારીઓ બાંહેધરીમાં આપવા. ઇ. સ. ૧૭૭૯.

**૬. લડાઈની પુનઃ શરૂઆત:**—એવામાં મરેઠા, નિઝામ ને હૈદરઅલીએ અંગ્રેજને હિંદમાંથી કાઢવાને ઐક્ય કર્યું, તેમ અંગ્રેજોને વડગામની સંધિ પસંદ પડી નહિ; તેથી તેમણે એ અધિકારીઓને સંધિ કરવાનો અધિકાર નહોતો એમ કહી તે કરાર નામંજુર કરી, કરાર કરનાર અધિકારીઓને બરતરફ કર્યા; અને બંગાળેથી જનરલ ગોડાર્ડ લશ્કર લઈ આવતો હતો તેને મરેઠી રાજ્ય ઉપર જવાનો હુકમ કર્યો. તેથી ફરીને લડાઈ શરૂ થઈ. ગોડાર્ડનું સૈન્ય કલકત્તાથી સુરત સુધીમાં સિંધિઆ, હોલ્કર અને ભોંસલેના મુલકમાં પસાર થયું. ભોંસલે અને ગાયકવાડ અંગ્રેજોને મળી ગયા હતા તેથી તેણે ઇ. સ. ૧૭૮૧માં અમદાવાદ લીધું. ઉત્તર હિંદમાં કર્નલ પોપહામે ગ્વાલિયરનો કિલ્લો જીતી લીધો, અને ગોડાર્ડે વસાઈનો કિલ્લો સર કર્યો. નાનાફડનવીસે નિઝામ અને હૈદર સાથે સંધિ કરી. અંગ્રેજો હૈદર સાથે લડતા હતા તેથી તેમણે મહાદજી સિંધીઆની મારફત ઇ. સ. ૧૭૮૨માં માલબાઈ મુકામે સંધિ કરી. તેમાં એવું ઠર્યું કે અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો, રાઘોબાએ દર વર્ષે

ત્રણ લાખ રૂપીઆ લઈ કોપરગામમાં રહેવું, સાષ્ટિ અંગ્રેજોએ લઈ બીજા જીતેલા મરેઠી મુલક ઉપરથી દાવો છોડવો, સિંધિઆને ભરૂચ આપવું; પેશ્વાએ અંગ્રેજ સિવાય બીજા યુરોપીઅનને નોકરીમાં રાખવા નહિ; ગાયકવાડ રિવાજ મુજબ પેશ્વાને ખંડણી ભરે; માધવરાવને અંગ્રેજોએ પેશ્વા તરીકે સ્વીકારવો. સાલબાઈના કરારથી અંગ્રેજો અને મરાઠા વચ્ચેના વિગ્રહનો અંત આવ્યો. નાનાફડનવીસની રાજ્યકુનેહ આગળ અંગ્રેજો ફાવ્યા નહિ. તેમને એકે નવો મુલક મળ્યો નહિ. હવે સિંધિઆએ રજપુત, જાટ અને રોહિલા ઉપર પોતાની સત્તા જમાવી. ઉત્તર હિંદમાં અંગ્રેજો અને સિંધિઆ વગર કોઈ જબરી સત્તા રહી નહિ.

૭. **રાઘોબાઃ**—રાઘોબા શૂરો પણ રાજ્યલોભી ને સ્ત્રીમતથી ચાલનારો હતો. તેણે મરેઠામાં કલહ ઉત્પન્ન કરી રાજ્ય નબળું કર્યું, તેથી મરેઠી સરદારોને કબજે રાખનાર કોઈ ન રહ્યું. તેઓ હવે સ્વતંત્રપણે વર્તવા લાગ્યા, રાઘોબા ઇ. સ. ૧૭૮૩માં મરણ પામ્યો.

૮. **મહાદજી સિંધિઆઃ**—રાણોજી સિંધિઆએ પેશ્વાના જોડા ઉંચકવાની હલકી નોકરી પરથી બાહુબળ અને સાહસથી બાજીરાવના વખતમાં ગ્વાલીઅરની જાગીર મેળવી. ઇ. સ. ૧૭૫૦માં તેના મરણ પછી એના અનૌરસ દીકરા મહાદજીએ ઉત્તરમાં બળવાન સત્તા જમાવી. અંગ્રેજોની વતી તેની દરમિઆનગીરીથી વડગામના કરાર થયા હતા, તથા સાલબાઈની સંધિ પણ તેના મધ્યસ્થપણાથી થઈ હતી. તે મુખ્ય મરાઠી સરદાર થયો અને મુત્સદી તરીકે આગળ આવ્યો. તેણે ડિબોઈન નામે ફ્રેન્ચ સરદારને નોકર રાખી પોતાના લશ્કરને યુરોપી યુદ્ધકળા શીખવી એક કવાયતી મોટું બળવાન સૈન્ય તૈયાર કર્યું. તેણે શાહઆલમ પાદશાહને બ્રિટિશ રક્ષણમાંથી છોડાવી તેને ફરીથી દિલ્હીની ગાદી આપી. તે હવે દિલ્હીમાં રાજ્યકર્તા થયો. દિલ્હી ને આગ્રા પ્રાંતો શાહઆલમે તેને લશ્કરના ખર્ચ પેટે આપ્યા. તેણે રોહિલખંડ ઉપર સવારી કરીને તે લૂંટી લીધો; પછી તેણે રજપુતાનામાં ખંડણી લીધી અને ગોહદ (ધોળપુર) ના રાણા પાસેથી

# મરાઠાનું રાજ્ય ઈ. ૧૭૯૫.


ગ્વાલિયર જીતી લીધું. ઇ. સ. ૧૭૮૪માં રોહિલા સરદાર ગુલામકાદરે

શાહઆલમની આંખો ફોડી નાખી તેના કુટુંબ ઉપર જુલમ કર્યો. મહાદજીએ દિલ્હી જીતી લઈ કાદરનો વધ કરી પાદશાહને પોતાના આશ્રય નીચે લીધો. આ પ્રમાણે માધવરાવ પેશ્વાનું અધુરૂં કામ મહાદજીએ પુરૂં કર્યું. ઉત્તરહિંદમાં બળવાન મરાઠી સત્તા જમાવી તે કરતો કારવતો થયો. તેની વધેલી સત્તાથી નાનાફડનવીસને બીક લાગતી હતી, તે પેશ્વાઈ પચાવી પડશે એમ નાનાફડનવીસ ધારતો હતો, તેથી તેણે તુકોજી હોલ્કર વગેરે સરદારોને ઉત્તરમાં મોકલ્યા. પણ અજમેર આગળ હોલ્કર હારી ગયો, પછી બંને વચ્ચે સમાધાન થયું. ઇ. સ. ૧૭૯૨માં બાદશાહ પાસેથી પેશ્વા માટે વકીલ–ઈ–મુતલિકનો ઇલ્કાબ અને પોશાક લઈ તે પુના આવ્યો અને ભવ્ય દરબારમાં પેશ્વાએ તેનો સ્વીકાર કર્યો. ઇ. સ. ૧૭૯૨માં તે મરી ગયો. તેના પછી દોલતરાવ સિંધિઆ આવ્યો.

૯. **ખરડાની લડાઈ:**—ઉદગીરની લડાઈમાં કબુલ કરેલી ખંડણી નિજામે આપે નહોતી, અને જ્યારે તેની માગણી કરી ત્યારે તેણે ભર દરબારમાં નાનાફડનવીસનું અપમાન કર્યું. તેને અંગ્રેજોની મદદ હતી તેથી તે કંઈ ગણકારતો નહિ. ખંડણી વસુલ કરવા માટે પેશ્વાએ નિજામ ઉપર ચડાઈ કરી. મહાદજીના મરણ પછી મરેઠી રાજ્યમાં કરતો-કારવતો નાનાફડનવીસ હતો. તેણે નિજામને વશ કરવા દોલતરાવ સિંધિઆ,તુકોજી હોલ્કર,ગોવિન્દરાવ ગાયકવાડ વગેરે સરદારોને બોલાવ્યા. નિજામ અને મરેઠા વચ્ચે ખરડા આગળ યુદ્ધ થયું. તેમાં નિજામ સખત હાર્યો ને તેણે ત્રણ કરોડ રૂપીઆ ને કેટલોક મુલક આપી સંધિ કરી. મરેઠાનો આ છેલ્લોજ જય હતો; તેમજ સઘળા મરેઠી સરદારો આ છેલ્લીજ વખતે પેશ્વાના વાવટા નીચે એકદીલથી લડવાને આવ્યા હતા. મરાઠી સત્તા આ વખતે પૂર્ણ જાહોજલાલીએ પહોંચી હતી. સખારામ, રામશાસ્ત્રી, હરિપંત, ત્રંબકમામા ઇત્યાદિ ચતુર ને શૂરવીર માણસો મરણ પામ્યા હતા. તેમની જગાએ તેવા બીજા પુરુષો થયા નહિ તેથી તથા મરેઠી સરદારો આપઅખત્યાર થઈ

પોતપોતાની ચડતી કરવાને માંહોમાંહે લડી નબળા પડવાથી મરેઠી રાજ્યની પડતી થઈ.

**૧૦. નાનાફડનવીસઃ**—તેનું ખરૂં નામ બાલાજી જનાર્દનભાનુ હતું. પાણિપતની લડાઈ વખતે તે હાજર હતો. મરાઠાની હાર થવાથી તેના મન ઉપર ઘણી અસર થઈ હતી. તેણે મરાઠી રાજ્યની ઉન્નતિ કરવા નિશ્ચય કર્યો હતો. માધવરાવ પેશ્વાએ કર્ણાટક ઉપર સવારી કરી ત્યારે તેણે નાનાને મંત્રી બનાવ્યો. ત્યારથી લગભગ ચાળીસ વર્ષ સુધી તેણે એકનિષ્ઠાથી રાજ્યની સેવા કરી. તેને આંતર અને બાહ્ય શત્રુ જેવા કે રાઘોબા, મહાદજી, નિજામ, હૈદર, અને અંગ્રેજો સામે બાથ ભીડવાની હતી. તેની



નાનાફડનવીસ

અસાધારણ રાજ્યકુનેહ અને બુદ્ધિબળથી પેશ્વાઈ લાંબો વખત ટકી શકી. મરેઠી રાજ્યની પડતી જલદી થતી અટકાવનાર ચતુર પુરુષ માત્ર તેજ હતો. રાજ્યનીતિજ્ઞ મરેઠામાં એ છેલ્લો પુરુષ હતો. મરેઠી રાજ્યનું ઐક્ય ને સ્વતંત્રતા સાચવવાને એ પુરુષ અથાગ મહેનત કરતો. મહાદજી તેમાં આડે આવતો હતો, પણ તેના મરણ પછી પોતે જીવ્યો ત્યાંસુધી તેણે મરેઠી રાજ્યની પડતી થતી અટકાવી. તેના મરણ સાથે મરાઠી રાજ્યનું ડહાપણ જતું રહ્યું એમ કહેવાય છે, તે અક્ષરે અક્ષર ખરૂં છે.

**૧૧. સવાઈ માધવરાવનું મરણઃ**—પેશ્વા માધવરાવ કે નાનો માધવરાવ ૨૧ વરસનો થયો, પણ નાનાફડનવીસે તેને સ્વતંત્ર અધિકાર આપ્યો નહિ. રાઘોબાના દીકરા બાજીરાવ ને ચિમનાજીને અહમદનગરમાં કેદ કર્યા હતા, તેમને છોડાવી પોતાની પાસે રાખવાની

તેની મરજી છતાં નાનો તેમ કરવા દેતો નહિ. માધવરાવ અને બાજી-રાવ વચ્ચે મિત્રભાવ વધતો જતો હતો, અને છાનો પત્રવહેવાર પણ ચાલતો હતો. નાનાને આ વાત પસંદ નહિ હોવાથી તેણે બાજીરાવ ઉપર સખત પેરો મૂકયો, તેથી માધવરાવ બહુ નારાજ થયો. એક દિવસ મહેલની અગાશી પરથી તેણે પડતું મૂકયું અને પછી તે મરી ગયો. હવે પેશ્વાઇ માટે પાછો કજીઓ થયો અને તેથી મરાઠી રાજ્યની એકતા નાશ પામી.

**૧૨. બાજીરાવ બીજો:**—હવે પેશ્વાઈનો હકદાર માત્ર બાજી-રાવ હતો, કેમકે માધવરાવને કંઈ સંતાન નહોતું. બાજીરાવનો જન્મ ધારના કિલ્લામાં ઇ. સ. ૧૭૭૫માં થયો હતો. તે બહુ મીઠાબોલો, પણ પ્રપંચી, બીકણ અને અવિચારી હતો. તેનામાં પેશ્વાઈ ગુમાવવાનાં સઘળાં અપલક્ષણ હતાં; અને તેથીજ માધવરાવને તેનો ચેપ લાગશે એ દહેશતથી નાનો એ બંનેને મળવા દેતો નહોતો. બાજીરા-વને પેશ્વાઈ નહિ આપવાને નાનાએ ઘણી મહેનત કરી, પણ જ્યારે દોલ-તરાવે બાજીરાવને કેદ કરી તેના ભાઈ ચિમનાજીને પેશ્વા બનાવ્યો, ત્યારે દોલતરાવ સિંધિઆ તથા પોતે મળીને તેને ગાદીએ બેસાડયો સન ૧૭૯૬.



બાજીરાવ બીજો

**૧૩. નાનાફડનવીસનું મરણ:**—બાજીરાવ પેશ્વાએ સિંધિઆની મદદથી તેના કટ્ટા દુશ્મન નાનાને અહમદનગરમાં કેદ કર્યો ઇ. સ. ૧૭૯૭. તેની જગાએ દોલતરાવનો સસરો કારભારી થયો. તેની ક્રૂરતા અને લૂંટફાટથી કંટાળીને બાજીરાવે નાનાને ફરીથી કારભાર સોંપ્યો પણ તે ઇ. સ. ૧૮૦૦માં મરણ પામ્યો. એ મરી ગયો ત્યારપછી મરેઠી સરદારો ઉપર જે થોડોઘણો અંકુશ હતો તે જતો રહ્યો.

**૧૪. વસાઈની સંધિઃ—** ઇ. સ. ૧૭૯૭માં તુકાજી હોલ્કરના મરણ પછી જસવંતરાવ હોલ્કર ગાદીએ આવ્યો. બાજીરાવે તેના ભાઈ વિઠ્ઠોજી હોલ્કરને મારી નંખાવ્યો અને તેના ભત્રીજા ખંડેરાવને કેદ કર્યો, તેથી તે મોટું સૈન્ય લઈ દક્ષિણમાં આવ્યો અને દોલતરાવને પુના આગળ હરાવ્યો. પેશ્વા સિંધિઆના પક્ષમાં હતો. હોલ્કરે પુના જીત્યું ને બાજીરાવના ભત્રીજાને પેશ્વા બનાવ્યો ઇ સ. ૧૮૦૨. બાજીરાવ નાસીને વસાઈ આવ્યો ને તેણે મુંબઇના અંગ્રેજો સાથે સંધિ કરી. તેમાં એવું ઠર્યું કે અંગ્રેજો બાજીરાવને ગાદીએ બેસાડે, તેના બદલામાં તેણે પુનામાં અંગ્રેજી લશ્કર રાખી તેના ખર્ચ બદલ ૨૬ લાખનો મુલક આપવો, સુરત ઉપરનો દાવો છોડવો, અંગ્રેજના શત્રુને નોકર રાખવા નહિ, ને નિઝામ તથા ગાયકવાડના વાંધા અંગ્રેજ મારફત પતાવવા. આવી રીતે બાજીરાવે તેની સ્વતંત્રતા ગુમાવી. ઇ.સ. ૧૮૧૮માં અંગ્રેજોએ તેને હરાવી તેનું રાજ્ય ખાલસા કર્યું; પછી આઠ લાખનું પેન્શન આપી તેને બિથુરમાં રાખ્યો હતો. તે ઇ. સ. ૧૮૫૩માં મરણ પામ્યો.

**૧૫. મરાઠી રાજ્યની પડતીનાં કારણઃ—**(૧) શિવાજીની રાજ્યપદ્ધતિ પ્રમાણે કારભાર નહિ કરવાથી સિંધિઆ, હોલ્કર, ભોંસલે અને ગાયકવાડે સ્વતંત્ર રાજ્ય સ્થાપી મરાઠી સામ્રાજ્યની એકતા નષ્ટ કરી; (૨) તેમની સ્વરાજ્યની કલ્પના જુદી હોવાથી તેઓ રજપુતોને મિત્ર કરી શક્યા નહિ. તેમણે દેશમાં ચડાઈ કરી લૂંટ-ફાટ અને કાપાકાપી કરી. તેમનાથી ચોથ ઉઘરાવવા ઉપરાંત રાજ્ય-વ્યવસ્થા સારી થઈ શકી નહિ. વિદ્યા, હુન્નરઉદ્યોગ, નહેર, રસ્તા વગેરે પ્રજાકીય વિકાસનાં સાધન ઉપર તેમણે લક્ષ આપ્યું નહિ; (૩) તેમની યુદ્ધકળા જમાનાને અનુસરતી ઉંચા પ્રકારની નહોતી, તેથી અંગ્રેજો સામે તેઓ ટક્કર ઝીલી શક્યા નહિ. ડુંગરાઉ યુદ્ધપદ્ધતિથી તેઓ મોગલ સૈન્યને હંફાવી શક્યા, પણ ખુલ્લા મેદાનમાં વ્યવસ્થિત લડાઈ લડવાને માટે જે હિંમત, ધીરજ, દઢતા અને ખંતની જરૂર છે તે તેમનામાં નહોતી, તેથી પાણિપતના યુદ્ધમાં તેમને

સખત ફટકો લાગ્યો અને મરાઠી સામ્રાજ્ય ડોલમડોલ થઈ ગયું. (૪) પેશ્વાઇ વંશપરંપરા થવાથી નારાયણરાવ અને બીજા બાજીરાવ પેશ્વાના સમયમાં મરાઠા સરદારોની અંદરઅંદરની અદેખાઇ, દ્વેષ, દ્રોહ અને કુસંપને લીધે અંગ્રેજો તેમની રાજ્યકુનેહ, દીર્ઘદષ્ટિ, અને શૌર્યથી તેમના સર્વોપરિ થયા.



# ભાગ ૫ મો

## બ્રિટિશ રાજ્ય

## પ્રકરણ ૧ લું

## યુરોપી પ્રજાનું વ્યાપારાર્થે હિંદમાં આગમન

૧. હિંદમાં આવવાના જળમાર્ગની શોધ
૨. હિંદમાં પ્રથમ પોર્ટુગીઝ આવ્યા.
૩. પોર્ટુગીઝનું રાજ્ય
૪. પોર્ટુગીઝોની પડતી
૫. વલંદાલોક વેપાર કરવા આવે છે
૬. વલંદાની ચડતી
૭. વલંદાની પડતી
૮. હિંદમાં અંગ્રેજ મુસાફર
૯. વેપાર કરનારી અંગ્રેજ કંપનિઓ
૧૦. અંગ્રેજ કંપનિનાં થાણાં ને વખારો
૧૧. ફ્રેંચ લોકોની વેપારી કંપનિ
૧૨. બીજી યુરોપી વેપારી કંપનિઓ

**૧. હિંદમાં આવવાના જળમાર્ગની શોધઃ**—ઘણા જુના વખતથી હિંદ અને યુરોપ વચ્ચે સારો વેપાર ચાલતો હતો. આપણે ત્યાંથી ગળી, તજ, લવંગ, એલચી, સૂંઠ, નાળિએર, ખાંડ, ઝીણું સુતરાઉ અને રેશમી કાપડ અને જવાહીર પરદેશ મોકલવામાં આવતું; તેના બદલામાં યુરોપથી, સોનું, રૂપું, તાંબું, કલાઈ, સીસું, પારો, હાથીદાંત વગેરે ચીજો આવતી. પંદરમા સૈકાની આખર સુધી નીચે પ્રમાણે વેપારના માર્ગ હતા.

(૧) પશ્ચિમ હિંદનાં સુરત, ભરૂચ, ખંભાત, ઘોઘા વગેરે બંદરેથી

અરબી અને રાતા સમુદ્રમાં થઈને એલેકઝાંડ્રિઆ અને ત્યાંથી વેનિસ. જેનોઆ બંદર, (૨) કંદહાર, ઇરાન, મેસોપોટેમિઆ થઈ ને એશિઆ-માઈ નોર અને ત્યાંથી ભૂમધ્ય સમુદ્રનાં બંદરો, (૩) કંદહાર અને કાબુલ થઈ ઑકસસ નદીને કાંઠેથી અને પછી કાસ્પિઅન અને કાળા સમુદ્રને માર્ગે થઈ કોન્સ્ટાન્ટિનોપલ મારફત યુરોપમાં, આ રસ્તેથી ગ્રીસ ને ઈટાલીના વેપારીઓ માલ ખરીદ કરી યુરોપના બીજા દેશોમાં વેચતા. તેઓ મોં માગ્યા દામ લેતા. એ સમયે યુરોપના બીજા દેશોને ભરતખંડમાં વેપાર કરવાની ઇચ્છા થઈ, કારણકે તુર્ક લોકોએ જ્યારે ઇ. સ. ૧૪૫૩માં કોન્સ્ટાન્ટિનોપલ જીતી લીધું, ત્યારે આ ત્રણ રસ્તાઓમાં ખલેલ પડયું અને તેથી ઇટલિનાં બંદરનો વેપાર પડી ભાગ્યો. તે કાળે સુવેજની નહેર ખોદાએલી નહોતી, તથા એ માર્ગે લુંટારાનો ને માલ બગડવાનો ભય હતો, તથા ખર્ચ વધારે લાગવાનો સંભવ હોવાથી તેઓ આ દેશમાં આવવાનો જળમાર્ગ ખોળવા લાગ્યા. દરિઆઈ મુસાફરી કરવામાં પોર્ટુગાલ ને સ્પેનની પ્રજા આ સૈકામાં આગળ પડતી હતી. વળી એ બંને દેશના રાજા પણ ભરતખંડમાં આવવાનો જળમાર્ગ શોધવાને ઈન્તેજાર હતા. પોર્ટુગલનો રાજા સરકારી વહાણો આપીને મોટા મોટા નાવિકોને એ માર્ગ શોધવાને મોકલતો હતો. પોર્ટુગીઝ નાવિકો આફ્રિકાનો પશ્ચિમ કિનારો શોધતા આગળ ચાલ્યા. ઇ સ. ૧૪૮૬–૮૭માં બાર્થોલોમ્યુડીઆઝ કેપ ઑાવ ગુડ હોપ સુધી આવ્યો. સ્પેનના રાજાને ઇટાલીના જીનોઆ બંદરના વહાણવટી કોલંબસે આટલાન્ટિક ઓળંગીને ભરતખંડમાં આવવાનો ટુંકો માર્ગ શોધી આપવાનું કહ્યું. તેથી તેણે તેને વહાણો આપીને મોકલ્યો. તેણે ઇ. સ. ૧૪૯૨માં અમેરિકા ખંડ શોધી કાઢયો. આ નવા મુલકની શોધ લાગ્યાથી સ્પેનના લોકોનું ધ્યાન તે તરફ વળ્યું. પોર્ટુગાલ ને સ્પેનના રાજાઓનો દાખલો થઈ ઇંગ્લાંડના રાજાએ અમેરિકાની ઉત્તરમાં થઈને ભરતખંડમાં આવવાનો માર્ગ શોધવા માટે રોબર્ટ, હડસન, બાફીન, ડેવીસ વગેરેને મોકલ્યા; પણ તેમાં તેઓ નિષ્ફળ થયા. તે પછી યુરોપ ને એશિઆની ઉત્તરમાં થઈ, બેહરીંગની

સામુદ્રધુની પસાર કરી, પાસિફિકમાં થઈ ભરતખંડનો માર્ગ ખોળવાને સર હ્યુ નામે અંગ્રેજને મોકલ્યો; પણ તે ઉત્તર મહાસાગરના બરફ-વાળા દરીઆમાં દુઃખી થઈ મરણ પામ્યો. હોલાંડના વલંદા લોકોને પણ ભરતખંડનો વેપાર કરી કમાવાનો લોભ થવાથી યુરોપ ને એશિઆની ઉત્તરમાં થઈ ભરતખંડમાં આવવાનો માર્ગ શોધવાનો તેમણે પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ફતેહ પામ્યા નહિ.

**૨. હિંદમાં પ્રથમ પોર્ટુગીઝ આવ્યાઃ**—ભરતખંડમાં



વાસ્કો–ડી–ગામા

આવવાનો ટુંકો જળમાર્ગ શોધવામાં માત્ર પોર્ટુગીઝ ફતેહ પામ્યા. તેમનો વાસ્કોડીગામા નામે શૂરો નાવિક આફ્રિકાની દક્ષિણે કેપ ઑવ ગુડ હોપની પ્રદક્ષિણા કરીને ભરતખંડની દક્ષિણના કાલિકટ બંદરમા આવ્યો ઇ. સ. ૧૪૯૮. કાલિકટમાં આરબ ને મૂર લોકો વેપાર કરતા હતા. તેમના હાથમાં અરબી સમુદ્રનો બધો વેપાર હતો, તેથી તેમને આ યુરોપી વેપારીઓ ગમ્યા નહિ. તેમણે પોર્ટુગીઝો સાથે

કબજીઓ કર્યો, પણ ગામા તેથી ડર્યો નહિ. તેણે ૭ માસ સુધી ત્યાં રહી ત્યાંના રાજા ઝામોરિનને મેળવી લીધો. આરબો અને પોર્ટુગીઝને વેપાર સંબંધી વારંવાર ઝઘડો થવાથી તેને હિંદી માલ લઈ પોતાને દેશ જવું પડયું ઇ. સ. ૧૪૯૯. આ વેપારમાં ઘણો નફો થવાથી ઇ. સ. ૧૫૦૦માં પોર્ટુગાલના રાજાએ કાબ્રાલને મોટા કાફલા સાથે હિંદ મોકલ્યો. તેને પણ આરબ લોકો જોડે લડવું પડયું, અને પોર્ટુગીઝોને કાલિકટ છોડવું પડયું; પણ તેઓ ઝામોરીનના દુશ્મન કોચીનના રાજાની મદદથી કોચીન અને કાનાનુરમાં કોઠી બાંધી શકયા.

**૩. પોર્ટુગીઝનું રાજ્યઃ**—હવે પોર્ટુગાલના રાજાને વેપારની સાથે રાજ્યલોભ પણ થયો. હિંદમાં ને તેની આસપાસના બેટોમાં પોતાનું રાજ્ય સ્થાપવાની તેને ઇચ્છા થઈ. અરબ લોકો તેમને સુખે વેપાર કરવા દેતા નહોતા તેથી તેમને હવે લડવાની જરૂર લાગી. વાસ્કોડી ગામા ફરીથી હિંદ આવ્યો. તેણે ઝામોરીનને હરાવ્યો અને યુક્તિપ્રયુક્તિથી મલબારકાંઠાના ઘણા રાજાઓ સાથે સંબંધ બાંધ્યો. ઇ. સ. ૧૫૦૫માં આલ્મોદા નામનો પ્રથમ પોર્ટુગીઝ ગવર્નર આવ્યો. તેણે દીવ પાસે આરબના કાફલાને હરાવી દરિઆઈ માર્ગ ઉપર કાબુ મેળવી પોર્ટુગીઝ સત્તા સ્થાપી. પછી આલ્ફાન્ઝો આલ્બુકર્ક નામે સરદારને ગવર્નર ઠરાવી હિંદમાં મોકલ્યો. ઇ. સ. ૧૫૦૯. આલ્બુકર્ક આ કામને યોગ્ય પુરુષ હતો. તેણે પોર્ટુગીઝ સત્તા વધારવા તથા જમાવવા માંડી. તેણે બહાદુરી, ડહાપણ ને હોશિયારીથી હિંદના પશ્ચિમ કાંઠા ઉપર પોર્ટુગીઝોની સત્તા બેસાડી. તેણે પ્રથમ બિજાપુરના સુલતાનના તાબાનું ગોવા જીતીને ત્યાં રાજધાની કરી ઇ. સ. ૧૫૧૦, પછી ૧૫૧૧માં તેણે મલાકા કબજે કર્યું. તેથી ચીન, જાપાન અને મસાલાના ટાપુનો વેપાર તેના હાથમાં આવ્યો. તેણે ઈરાની અખાતમાંનો હોર્મઝ બેટ જીતી તે તાબે કર્યો. ઇ. સ. ૧૫૧૫માં તેણે વેપાર વધારવાને ઘણી કોઠીઓ અને કિલ્લા બાંધ્યા, અને પાડોશનાં દેશીરાજ્યો સાથે મિત્રાચારીનો સંબંધ બાંધી પોર્ટુગીઝ સત્તા દૃઢ કરી. તેણે હિંદમાં દીવ, વસાઇ, સુરત, ખંભાત, મુંબઈ વગેરે સ્થળો કબજે કર્યાં. તેની

દીર્ઘદષ્ટિ, સાહસ અને ડહાપણભરેલી રાજ્યનીતિથી પોર્ટુગીઝ સત્તાની હિંદમાં સ્થાપના થઈ. તેનું ઇ. સ. ૧૫૧૫માં ગોવામાં મરણ થયું. ત્યારપછી આફ્રિકા, અરબસ્તાન, લંકા, સુમાત્રા, માડાગાસ્કર, જાવા વગેરે જગાએ પોર્ટુગીઝ સત્તા જામી. હિંદમાં સારા સ્થળે ત્રીસેક કોઠીઓ સ્થાપી હતી. આખા હિંદી મહાસાગર ઉપર તેમની કુલ સત્તા ચાલતી હતી. આવી રીતે તેમણે સો વરસ સુધી દરિઆઈ સત્તા જમાવી પૂર્વ અને પશ્ચિમ વચ્ચે ધમધોકાર વેપાર ચલાવ્યો. આલ્બુકર્કની અદ્દભુત બુદ્ધિ અને કાર્યશક્તિને લીધે પોર્ટુગીઝોની જાહોજલાલી થઈ હતી. તેણે હિંદુ અને પોર્ટુગીઝનાં અંદરઅંદરનાં લગ્નને ઉત્તેજન આપ્યું. દેશી લોકને કવાયત શીખવી લશ્કર તૈયાર કર્યું, વેપારના રક્ષણ માટે કોટ બાંધ્યા અને હિંદી પ્રજાને ખ્રિસ્તી બનાવવા યત્ન કર્યો.

**૪. પોર્ટુગીઝોની પડતી:**—સાહસિકતા, સારૂં તોપખાનું અને દેશી રાજ્યના અંદરઅંદરના કુસંપ તથા આલ્બુકર્ક જેવા બાહોશ અને કાર્યકુશળ ગવર્નરની રાજ્યનીતિથી પોર્ટુગીઝોની ચડતી થઈ હતી, પણ તેઓ ભરતખંડમાં રાજ્ય સ્થાપવાને યોગ્ય નહોતા.

(૧) તેઓ ધર્માંધ હોવાથી હિંદના મૂર્તિપૂજકોને ધિક્કારતા ને શત્રુ ગણતા. તેમણે જીતાએલી પ્રજાને મેળવી લેવાનો યત્ન કરવાને બદલે તેમના ઉપર ક્રૂરતા વાપરી તથા હિંદી રાજાઓ સાથે કજીઆ કર્યા, તેથી હિંદી રાજા ને પ્રજા તેમને દુશ્મન તુલ્ય ગણતા. પોર્ટુગીઝ ગવર્નરોમાં માત્ર આલ્બુકર્કજ પોતાની પ્રજાને રાજી કરી, તેની પ્રજા તેને પૂજ્યભાવથી માન આપી સંભારતી. (૨) ઇ. સ. ૧૫૮૦માં સ્પેને પાર્ટુગાલ લઈ લીધું એટલે તેનો સઘળો મુલક સ્પેનના તાબામાં આવ્યો તેથી તેમની સત્તા નબળી થઈ. (૩) સોળમા સૈકાની આખરે પોર્ટુગીઝોની માફક બીજી યુરોપી પ્રજા પણ આફ્રિકા ફરીને ભરતખંડમાં વેપાર કરવા આવવા લાગી. તેમાં ડચ (વલંદા), ફ્રેન્ચ ને અંગ્રેજ મુખ્ય હતા. એ લોકોને હિંદી મહાસાગરમાં આવતા અટકાવવાને પોર્ટુગીઝોએ યત્ન કર્યો; પણ તેમાં તેમનું કાંઈ વળ્યું નહિ. એ સમયે

નૌકાયુદ્ધમાં પોર્ટુગીઝો કરતાં વલંદા, ફ્રેન્ચ ને અંગ્રેજ ચઢિઆતા થયા હતા. તેમણે ધીરે ધીરે પોર્ટુગીઝોનાં થાણાં જીતી લીધાં તથા તેમનો વેપાર તોડી પોતાને હાથ કરી લીધો. (૪) આલ્બુકર્ક જેવા હોશિયાર અને દીર્ઘદષ્ટિવાળા ગવર્નરો તેની પછી આવ્યા નહિ, તેમજ પાર્ટુગીઝ પ્રજા એશઆરામ અને દુર્ગુણમાં ગર્ક થવાથી તેમની પડતી થઈ. હાલમાં પોર્ટુગાલના રાજાને તાબે હિંદમાં માત્ર દીવ, દમણ ને ગોવા એ ત્રણ ગામ છે. (૫) મોટા સામ્રાજ્યના પ્રમાણમાં પોર્ટુગાલના માણસોને પૂરતાં સાધનો નહોતાં.

**૫. વલંદા લોક વેપાર કરવા આવે છેઃ**—પોર્ટુગીઝ લોક હિંદી માલ બ્રુજ, આન્ટવર્પ ને આમસ્તર્ડામમાં વેચતા, ને એ ત્રણ શહેરોના વેપારીઓ યુરોપમાં વેચતા. ફિરંગી લોકની કમાઈ જોઈ વલંદાએ એક કંપનિ કરી અને હિંદમાં માલ લેવાને કાર્નિલિયમ હૌટમાનને મોકલ્યો. તે આફ્રિકા ફરીને ઇ. સ. ૧૫૯૬માં સુમાત્રાના બંત્તામ બંદરે આવ્યો. વલંદા મૂળથી સારા ખલાસી હતા. તેમણે સ્પેનની ઝૂસરી નાખી દઈ સ્વતંત્રા પ્રાપ્ત કરી દરિઆઈ સત્તા જમાવી હતી. તેમણે ફિરંગીની દરિઆઈ સત્તા નાબુદ કરી, તેથી ફિરંગીનું દરિઆઈ બળ કમી થયું હતું. વલંદા લોકની ઘણી કંપનિઓ હિંદી મહાસાગરમાં વેપાર કરવાને ઊભી થઈ. તે સર્વ ઇ. સ. ૧૬૦૨માં જોડાઈ ગઇ, તે "ડચ ઇસ્ટ ઇંડિઆ કંપનિ"ના નામથી ઓળખાઈ. એ કંપનિના માણસોએ ઇ. સ. ૧૬૦૫માં પોર્ટુગાલના તાબાનું આંબોયના બંદર જીતી લીધું. પછી તેમણે પોર્ટુગીઝ લોકોના ફાર્મોસા, મલાકા, લંકામાંનો જાફનાબાદ કિલ્લો, મક્કાસર ને મલબાર કાંઠાનાં સંસ્થાનો જીતી લઈ હિંદી મહાસાગરમાંથી પોર્ટુગીઝ સત્તાનો અંત આણ્યો. તેથી સત્તરમા સૈકામાં એશિઆ અને યુરોપનો સઘળો વેપાર વલંદાના હાથમાં આવ્યો.

**૬. વલંદાની ચડતીઃ**—ઇ. સ. ૧૬૦૦–૧૭૦૦. ડચ લોકોનો વેપાર હિંદ કરતાં મસાલાના બેટોમાં વધારે હતો. તેમણે નવાં નવાં સંસ્થાનો વસાવ્યાં તથા મુલક ખોળી કાઢ્યા. ઇ. સ. ૧૬૧૯માં

તેમણે જાવામાં બતેવીઆ શહેર વસાવ્યું. તે તેમના પૂર્વ તરફનાં સંસ્થાનોની રાજધાની થઈ. તે પછી તેમણે એક મોટો બેટ ખોળી કાઢયો તેનું નામ ન્યુહોલાંડ પાડયું, તેને આજે આસ્ટ્રેલિઆ કહે છે. વળી ઉત્તર અમેરિકામાં તેમણે ન્યુઆમસ્તર્ડામ નામે શહેર વસાવ્યું, તે આજે ન્યુયોર્ક કહેવાય છે. એ વગર સુમાત્રા, જાવા, સીલીબીસ વગેરે મસાલાના બેટોમાં તેમણે પોતાનાં થાણાં બેસાડી સત્તા જમાવી. આફ્રિકાની દક્ષિણે કેપ ઑવ ગુડ હોપ પાસે તેમણે એક ડચ સંસ્થાન વસાવ્યું. તે હજુ છે.* ભરતખંડમાં તેઓ વેપાર કરતા હતા. દક્ષિણમાં પલાર નદીને કાંઠે સાદ્રસમાં તેઓ ૧૬૪૭માં વેપાર કરવાને આવ્યા ને તે પછી મદ્રાસ કાંઠે પુલિકટ અને નેગાપટ્ટમમાં કોઠી કરી. વળી બંગાળામાં હુગલી નદીને કાંઠે ચિન્સુરામાં, ને ગુજરાતમાં ભરૂચ, સુરત ને અમદાવાદમાં તેમની વખારો હતી.

૭. **વલંદાની પડતી:**—ડચ લોક પૂર્વ તરફના દેશોમાં વેપાર કરવા આવ્યા, તે વખતે અંગ્રેજો પણ આવ્યા હતા. વેપારની ચડસાચડસીમાં એ બે પ્રજાને લડાઈઓ ચાલી. આમ્બોયનામાં અંગ્રેજનું થાણું હતું. ત્યાંના અંગ્રેજોની ડચ લોકે કતલ કરાવી ઇ. સ. ૧૬૨૩. તેથી અંગ્રેજો મસાલાના બેટોમાં વેપાર કરવાનું છોડી દઈ ભરતખંડમાં આવ્યા ને માત્ર ત્યાંજ વેપાર કરવા લાગ્યા. તોપણ હિંદી મહાસાગરના ધણીપણા માટે એ બંને પ્રજા ઘણાં વરસ સુધી લડી. એ લડાઈઓ ૧૬૮૯ સુધી ચાલી. એ સાલમાં ઓરેંજનો વિલિયમ બંને દેશનો પાદશાહ થયો ત્યારે બંને વચ્ચે સમાધાની થઈ. આગળ જતાં બંને દેશ જુદા પડવાથી વળી લડાઈઓ ચાલુ થઈ. તેમાં અંગ્રેજોએ વલંદાની સત્તા બીલકુલ તોડી નાખી. હિંદમાં વલંદાનું મુખ્ય સંસ્થાન ચિન્સુરામાં હતું, તે ૧૭૫૮માં અંગ્રેજો

* ટ્રાન્સવાલ ને ઓરેંજ નદીના કાંઠા ઉપરનાં સંસ્થાન. ત્યાંના ડચ લોકોને બોર કહે છે, ને તે જીતાયાથી હાલ અંગ્રેજ સરકારના તાબામાં રહી સ્વરાજ્ય ભોગવે છે.

જીત્યું. આગળ જતાં ફ્રાન્સના મહાન પાદશાહ નેપોલિયન બોનાપાર્ટે હોલાંડ દેશ જીત્યો, ત્યારે હોલાંડનાં સંસ્થાનો ફ્રેંચોના તાબામાં આવ્યાં, પણ અંગ્રેજોએ તે સર્વે જીતી લીધાં. ફ્રેંચ ને ઇંગ્લાંડ વચ્ચે ૧૮૧૬માં સંધિ થઈ ત્યારે જાવા બેટ હોલાંડને પાછો મળ્યો. સન ૧૮૨૪માં સુમાત્રા વલંદાને આપી મલાકા અંગ્રેજોએ લીધું. આજે વલંદાનું એકે સંસ્થાન હિંદમાં નથી. આવી રીતે પૂર્વનો તમામ વેપાર વલંદાએ એક હથ્થુ કરવાથી બીજી યુરોપી પ્રજાઓ વેપાર કરવાને લલચાઈ, અને તેથી અંગ્રેજો જોડે તેમને લડવું પડયું. યુરોપમાં તેમની સત્તા નબળી પડવાથી તેઓ હારી ગયા.

૮. **હિંદમાં અંગ્રેજ મુસાફર**:—હિંદથી અઢળક દોલત યુરોપમાં આવવાથી અંગ્રેજો વેપારાર્થે કેપ ઑવ ગુડ હોપને રસ્તે ભરતખંડમાં આવવાને ઉશ્કેરાયા; તે પહેલાં કેટલાક મુસાફર આ દેશમાં આવી ગયા હતા. અકબર પાદશાહના વખતમાં ટોમસ સ્ટીવન્સ નામે અંગ્રેજ ૧૫૭૯માં પહેલવહેલો હિંદમાં આવ્યો હતો. તે પછી ચોથા વરસે ફીચ, ન્યુબરી ને લીડસ નામે ત્રણ અંગ્રેજો આવ્યા, પણ પોર્ટુગીઝોએ તેમને કેદમાં નાખ્યા. તેમાંથી છૂટીને ન્યુબરીએ ગોવામાં દુકાન માંડી; લીડ્સ અકબર પાદશાહ પાસે નોકર રહ્યો; ને ફીચ બંગાળા, પેગુ, લંકા વગેરે ઠેકાણે મુસાફરી કરીને ઇંગ્લાંડ પાછો ગયો.

૯. **વેપાર કરનારી અંગ્રેજ કંપનિઓ**:—હિંદમાં અકબર પાદશાહ રાજ્ય કરતો હતો તે વખતે ઇંગ્લાંડમાં ઇલિઝાબેથ રાણી રાજ્ય કરતી હતી. તેના વખતમાં લંડનના કેટલાક વેપારીઓએ સભા બોલાવી ભરતખંડ સાથે વેપાર કરવાને એક કંપનિ ઉભી કરી. તેનું નામ "ઇસ્ટ ઈંડિઆ કંપનિ" પાડયું. ઇ. સ. ૧૫૯૯ ને છેલ્લે દિવસે ઇલિઝાબેથ રાણીએ કંપનિને સનંદ આપી. તે પછી ઇ. સ. ૧૬૩૫, ૧૬૫૦, ૧૬૫૫ ને ૧૬૯૮માં જુદી જુદી કંપનિઓ ઉભી થઈ. તેમને માંહોમાંહે ઘણી ચડસાચડસી ચાલતી હતી, તેથી એ સર્વ કંપનિઓ ૧૭૦૯માં જોડાઈ ગઈ, ને "યુનાઈટેડ ઇસ્ટ ઇંડિઆ કંપનિ"ને નામે વેપાર કરવા લાગી.

**૧૦. અંગ્રેજ કંપનિનાં થાણાં ને વખારો:**—ઈસ્ટ ઇંડિઆ કંપનિનાં વહાણો પ્રથમ સુમાત્રાના પ્રાચીન બંદરમાં આવ્યાં. વળી તેમણે બંતામ બંદરમાં પણ કોઠી ઘાલી. ત્યાં તેમના દુશ્મન વલંદા તેમને નડતા હતા. ઇ. સ. ૧૬૨૩માં આંબોયનામાં વલંદાએ અંગ્રેજોની કતલ કરાવ્યાથી તેઓ એ તરફના બેટોમાં વેપાર કરવો બંધ કરી ભરતખંડમાં આવ્યા. પશ્ચિમ કાંઠે પોર્ટુગીઝો તેમને કનડતા, તોપણ ૧૬૧૧માં તેમના મીડલ્ટન નામે કપ્તાને ખંભાતથી માલ ભરી લીધો, તથા તેમણે ૧૬૧૨માં સુરતમાં વખાર ઘાલી. તાપીના મુખથી થોડે દૂર સુવાળીબેટ પાસે કપ્તાન બેસ્ટે પોર્ટુગીઝોને દરિઆઈ યુદ્ધમાં હરાવ્યા. ઈ. સ. ૧૬૧૫. ઈંગ્લાંડમાં એ સાલમાં પહેલો જેમ્સ પાદશાહ હતો; તેણે જહાંગીર પાદશાહ પાસે સર ટોમસ રોને વકીલ ઠરાવીને મોકલ્યો. તેણે પાદશાહ પાસેથી કંપનિના વેપારને લગતી કેટલીક લાભકારી શરતો કરાવી લીધી. હિંદને પૂર્વ કાંઠે અંગ્રેજ વેપારીઓનો અટકાવ કરનાર કોઈ નહોતું, તેથી પ્રથમ તેમણે મછલીપટ્ટણમાં આડત બાંધી ઇ. સ. ૧૬૧૧. ૧૬૩૨માં ગોવળકોંડાના પાદશાહની પરવાનગીથી વખાર કરી. પહેલાં આર્માગામમાં ૧૬૨૬માં વખાર કરી હતી. ત્યાંના ઉપરી ફ્રાન્સિસ ડેએ ચંદ્રગીરીના રાજા પાસેથી મદ્રાસની જમીન વેચાતી લીધી, ને ત્યાં ગામ વસાવી ફોર્ટ સેન્ટ જ્યોર્જ નામે કિલ્લો બાંધ્યો ઇ. સ. ૧૬૩૯. એજ પ્રમાણે હિંદના બીજા ભાગોમાં પણ તેમણે વખારો કરી હતી. અજમેર, આગ્રા ને પાટણમાં સુરતની શાખાઓ હતી. શાહજહાંની પરવાનગીથી તેમણે હુગલીમાં ને બાલાશોરમાં કોઠી ઘાલી હતી. શાહજહાંની શાહજાદી દાઝયાથી તેની દવા કરવા સુરતથી અંગ્રેજ ડાકટર બોલાવ્યો. તેણે શાહજાદીને આરામ કર્યો તેથી ડા. બાઉટનની માગણીથી પાદશાહે ફક્ત અંગ્રેજ કંપનિ એકલીનેજ બંગાળામાં વેપાર કરવાની સનંદ આપી. તેથી તેમણે ઈ. સ. ૧૬૫૦માં હુગલી, કાસિમબજાર, માલ્દા, ઢાકા વગેરે ઠેકાણે દુકાનો કરી. ઇ. સ. ૧૬૮૬માં બંગાળાના નવાબ સાઇસ્તખાંએ અંગ્રેજ

વેપારીઓ ઉપર ગુસ્સે થઈ સર્વ દુકાનો જપ્ત કરી, તેથી હુગલીના અંગ્રેજ વેપારીઓ નદીના મુખ તરફ સુસાંતી નામે ગામમાં ગયા, ને ત્યાં જમીન વેચાતી લઈ ફોર્ટ વિલિયમ નામે કિલ્લો બાંધ્યો ઇ. સ. ૧૬૯૦. એ સુસાંતી હાલમાં કલકત્તાનું એક પરૂં છે. કિલ્લો બાંધ્યા પછી શાહજાદા આજીમ પાસેથી સુસાંતી, કાલિકટ ને ગોવિંદપુર એ ત્રણે વેચાતાં લીધાં. પશ્ચિમકાંઠા ઉપર તેમનું મુખ્ય મથક સુરતમાં હતું. ત્યાંથી તેઓ ખંભાત, અમદાવાદ વગેરે ઠેકાણે વેપાર ચલાવતા. ઇ. સ. ૧૬૬૧માં પોર્ટુગાલના રાજાએ પોતાની કન્યા ઈંગ્લાંડના રાજાને પરણાવી, તેની પહેરામણીમાં મુંબઇ બેટ આપ્યો. એ બેટ રાજાએ ઇ. સ. ૧૬૬૯માં દર વરસે સો રૂપીઆ લેવાના ઠરાવી કંપનિને આપ્યો. ઈ. સ. ૧૬૬૪માં શિવાજીએ સુરત લૂંટયું ત્યાર–પછી સુરતની વખાર મુંબઈ લઈ જવાનું ઠરાવ્યું, અને સન ૧૬૬૭માં મુંબઈમાં કોઠી ઘાલી. મુંબઈ બેટ હોવાથી મરેઠી ઘોડેસ્વાર ત્યાં લૂંટવાને જઈ શકે તેમ નહોતું, તેથી એ જગા સુરત કરતાં વધારે સલામત હતી. આ વખતે મુંબઈ એક નાનું ગામડું હતું, ને ત્યાંનાં હવાપાણી સારાં ન હતાં. એ પ્રમાણે જે કંપનિ આગળ જતાં ભરતખંડની માલિક થઈ, તે કંપનિ મુંબઈ, મદ્રાસ ને કલકત્તા વગેરે સ્થળે વખારો કરી વેપાર કરવા લાગી. એ સમયે તેની પાસે કોઈ સંસ્થાન નહોતું. હિંદના ફરોખશિયર પાદશાહે ડોકટર હેમિલ્ટનની માગણી ઉપરથી કંપનિને બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારીની સનંદ આપી, તથા બંગાળામાં કંપનિના માલ ઉપર જે દાણ લેવાતું તે માફ કર્યું; તેથી ત્યાં તેમનું બળ વધ્યું ને તેમના વેપારને ઉત્તેજન મળ્યું.

**૧૧ ફ્રેન્ચ લોકની વેપારી કંપનિઃ**—વલંદા અને અંગ્રેજોની માફક ઇ. સ. ૧૬૦૮માં ફ્રેંચ લોકની એક કંપનિ પૂર્વના દેશમાં વેપાર કરવા ઉભી થઈ. તેણે માડાગાસ્કર અને મોરિશિયસના ટાપુ જીતી લઈ ત્યાં હિંદી મહાસાગરમાંના વેપારનું મથક કર્યું. પછી ઇ. સ. ૧૬૬૪માં બીજી કંપનિ ઉભી થઈ, તેણે ૧૬૬૪માં સુરતમાં

કોઠી ઘાલી, અને ૧૬૬૯માં મછલીપટ્ટણમાં વખાર ખોલી. ફ્રેન્ચ ગવર્નર માર્તિને ૧૬૭૪ માં પાંદીચેરી વસાવ્યું. તેના વખતમાં ભરૂચ, ચંદ્રનગર, કાલિકટ, બાલાસોર, ઢાકા, પટણા અને કાસીમબજારમાં ફ્રેન્ચ વખારો હતી. ઇ. સ. ૧૭૨૫માં માહીમ અને ઇ. સ. ૧૭૩૯માં કારિકલમાં ફ્રેન્ચ સંસ્થાન થયાં. માર્તિન પછી દુમાસ ગવર્નર થયો. તે બાહોશ અને ડાહ્યો હતો. રાજ્યમાં ખટપટ કરી વચ્ચે પડી ફ્રેન્ચ સત્તા સ્થાપવાનો વિચાર પ્રથમ તેને થયો હતો, આ વખતે ફ્રેન્ચોની સત્તા સારી વધી હતી.

**૧૨. બીજી યુરોપી વેપારી કંપનિઓઃ**—ઇ. સ. ૧૬૧૨માં એક ને ૧૬૭૦માં બીજી એવી ડેન લોકોની બે કંપનિ થઈ. તેમણે બંગાળામાં શ્રીરામપુર, પૂર્વ કાંઠે ત્રાંકવીબાર ને પોર્ટોનોવો ને મલબાર કાંઠે ઈડોવા ને હોલ્ચેરીમાં સંસ્થાનો કર્યાં હતાં. તે ૧૮૪૫માં અંગ્રેજ કંપનિએ વેચાતાં લીધાં. વળી ૧૭૨૩માં ઓસ્ટન્ડ શહેરમાં એક કંપનિ થઈ હતી. પણ તેણે ૧૭૮૪માં દેવાળું કાઢવાથી તે બંધ પડી. પૂર્વ તરફના બેટોમાં વેપાર કરવાને સ્વીડનના સ્ટોકહોમમાં એક કંપનિ થઈ હતી, તથા ફિલિપ્પાઇન સાથે વેપાર કરવાને સ્પેનના લોકોની એક કંપનિ થઈ હતી; પણ તેમણે ભરતખંડમાં કોઈ સંસ્થાન કર્યાં નહોતાં.

---

## પ્રકરણ ૨ જું

| | |
|---|---|
| ૧. હિંદી રાજ્ય | ૬. ફ્રેંચોની ચડતી |
| ૨. કર્ણાટકના નવાબો | ૭. રોબર્ટ ક્લાઇવ |
| ૩. ડુપ્લેના ગુણ | ૮. ક્લાઇવનો જય અને મહમદ-અલ્લીનો છૂટકો |
| ૪. અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે પ્રથમ ઝઘડો | ૯. ફ્રેંચ સત્તાનો નાશ |
| ૫. નિઝામની ને કર્ણાટકની ગાદી માટે વાંધો | |

**૧. હિંદી રાજ્યઃ**—અઢારમા સૈકાની અધવચમાં દિલ્હીમાં

મહમદશાહ પાદશાહ હતો, તેની નબળાઈને લીધે પાદશાહી સુબાઓ સ્વતંત્ર જેવા હતા. તેમાં અયોધ્યાનો સફદરજંગ, બંગાળાનો અલીવર્દીખાન, દક્ષિણમાં નિજામઉલ્‌મુલ્ક, ને કર્ણાટકનો દોસ્તઅલ્લી મુખ્ય હતા. વળી ઉત્તર હિંદમાં રોહિલા લોકોએ બળવાન થઈ પોતાનું સ્વતંત્ર સંસ્થાન સ્થાપ્યું હતું. મરેઠાનો રાજા શાહુ સતારામાં હતો. પણ એ રાજ્યનો કરતાહરતા પેશ્વા બાલાજી બાજીરાવ હતો. તંજાવરમાં વ્યંકાજીના વંશજો રાજ્ય કરતા હતા. મ્હૈસુર ને ત્રિચિનાપલ્લીમાં હિંદુરાજા રાજ્ય કરતા હતા; તે સિવાય વિજયનગરના હિંદુ રાજ્ય સમયના પોલિગાર કે નાયર લોક અર્ધા સ્વતંત્ર જેવા હતા. અંગ્રેજોનાં કોરોમાંડલ કાંઠે મદ્રાસ ને ફોર્ટડેવિડ, પશ્ચિમ કાંઠે મુંબઈ, અને બંગાળામાં કલકત્તા, એ મુખ્ય થાણાં હતાં. ફ્રેન્ચોએ વિજાપુરના સુલતાન પાસેથી જમીન વેચાતી લઈ મદ્રાસની દક્ષિણે પોંદીચેરીમાં થાણું કર્યું હતું, તથા ઔરંગઝેબ પાસેથી જમીન વેચાતી લઈ બંગાળાના ચંદ્રનગરમાં પણ થાણું કર્યું હતું. એ વખતે રાજ્યસ્થાનના રાજાઓ મરેઠાના હુમલાથી નબળા થઈ ગયા હતા. હિંદી રાજ્યોમાં અંદર અંદર ઇર્ષા અને કલહ ચાલતાં. બંદોબસ્ત તથા તાલીમબદ્ધ લશ્કરનો અભાવ, તેમજ રાષ્ટ્રભાવનાની ઉણપને લીધે પ્રદીપ્ત થએલો સ્વાર્થ, દ્રોહ અને લોભ, આ સર્વ જાતની નિર્બળતા દેશમાં હતી. આ કારણથી કોઈ સાહસિક અને બાહોશ વિદેશી વીરને હિંદમાં રાજ્ય સ્થાપવાનું અઘરૂં નહોતું. આ સમયે હિંદમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે રાજ્ય સ્થાપવાની હરિફાઇ ચાલતી હતી. બંને પ્રજા વચ્ચે સૈકા થયાં હાડવેર ચાલતું હતું, વળી હિંદમાં રાજ્ય સ્થાપવાનો લોભ જાગૃત થવાથી એક મ્યાનમાં બે તરવાર રહી શકે એમ નહોતું, તેથી બંને પ્રજા એક બીજાની સત્તા તોડી પોતાની એક હથ્થુ સત્તા વધારવાની રાહ જોતી હતી.

**૨. કર્ણાટકના નવાબો**:—કર્ણાટકના નવાબ દોસ્તઅલ્લીને ચંદાસાહેબ નામે જમાઈ હતો, તે પોંદીચેરીના ગવર્નર દુમાસનો મિત્ર હતો. તેણે ફ્રેન્ચોની મદદથી ત્રિચિનાપલ્લીનું રાજ્ય જીત્યું, તથા તંજાવરના રાજા

કનેથી કારીકલ બંદર જીતી ફ્રેન્ચોને આપ્યું. તે ઉપરથી રાઘોજી ભોંસલે અને મોરારીરાવ નામે મરેઠી સરદારોએ કર્ણાટક ઉપર ચડાઈ કરી. અંબુર આગળ લડાઈ થઈ તેમાં નવાબ દોસ્તઅલ્લી હાર્યો અને મરાયો, તથા ચંદાસાહેબને પકડી સતારે મોકલી દીધો, અને દોસ્તઅલ્લીના દીકરા સફદરઅલ્લીને નવાબ ઠરાવ્યો ઇ. સ. ૧૭૪૧. એજ સાલમાં ડુપ્લે નામે નવો ગવર્નર આવ્યો. સફદરઅલ્લીને તેના કોઈ સરદારે માર્યાથી તેની બેગમ અને કુંવર મદ્રાસના અંગ્રેજોને આશ્રયે ગયાં; પણ દક્ષિણના સુબા નિઝામઉલ્‌મુલ્કે કર્ણાટકમાં આવી એ છોકરાને નવાબ ઠરાવી તેના રક્ષક તરીકે પોતાના અનવરૂદ્દીન નામે સરદારને નીમ્યો; પણ એ બાળક નવાબ થોડી મુદતમાં મરણ પામ્યાથી અનવરૂદ્દીન નવાબ થયો.

૩. **ડુપ્લેના ગુણ:**—હિંદના બધા ફ્રેન્ચ ગર્વનરોમાં ડુપ્લે સૌથી મોટો હતો. તેના મનમાં હિંદમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાનો વિચાર ઉત્પન્ન થયો. દેશી રાજ્યોમાં ચાલતી તકરારનો લાભ લઈ અમુક પક્ષને મદદ કરી સારા હક્ક મેળવી શકાશે, અને પછી મુલક મળી આવશે, એ અભિલાષાથી તેણે ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાનો સબળ યત્ન કર્યો.


ડુપ્લે

ડુપ્લે બુદ્ધિશાળી, સાહસિક, ચતુર, ઉત્સુક અને મુત્સદ્દી હતો; પણ તેનામાં યુદ્ધકૌશલ્ય નહોતું. એના હાથ નીચે બુસ્સી નામે એક સરદાર હતો તે લડાઈનું કામ કરતો. દેશી લોકોને યુરોપી લોકોની માફક કવાયત શીખવવાથી તેઓ યુરોપી લોકોની પેઠે યુદ્ધ કરી શકે એવા છે, એવું જણાયાથી પ્રથમ એણે દેશી સિપાઇઓને કવાયત શીખવીને એક લશ્કર તૈયાર કર્યું. યુરોપી કરતાં દેશી લશ્કર

સરતુ પડતું. હિંદી સૈન્યની સહાયથી હિંદી રાજ્ય સંપાદન કરવાની બુદ્ધિશાળી યોજના પ્રથમ એણે કરી.

**૪. અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે પ્રથમ ઝઘડો:—પહેલો કર્ણાટક વિગ્રહ ( ઈ. સ. ૧૭૪૪–૪૯ ).** એ સમયે યુરોપમાં અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે લડાઈ ચાલતી હતી. ઇર્ષ્યા અને સ્વાર્થને લઈને ડુપ્લેએ એ લડાઈ હિંદમાં ઘાલીને હિંદમાં ફ્રેંચ રાજ્ય સ્થાપવાનો તેણે વિચાર કર્યો. દક્ષિણમાં ફ્રેંચ રાજ્ય સ્થાપવામાં તેમને આડે આવનાર માત્ર અંગ્રેજો હતા. તેમને હાંકી કાઢયા વગર પોતાની ઉમેદ પાર નહિ પડે એમ તેને જણાયું, તેથી તેણે અંગ્રેજ કંપનિ સાથે લડાઈ જોડી. તેણે પ્રથમ અંગ્રેજના મુખ્ય મથક મદ્રાસ ઉપર હુમલો કર્યો. એ વખતે હિંદી મહાસાગરમાં બુર્બોન વગેરે બેટો ફ્રેંચોને તાબે હતા, ત્યાંનો ગવર્નર લેબોર્ડુ ડુપ્લેની સહાયે આવ્યો. તેણે મદ્રાસ જીત્યું. તેથી અંગ્રેજો શરણે આવ્યા ઇ. સ. ૧૭૪૫. ડુપ્લે ને લેબોર્ડુનની વચ્ચે સંપ ન હોવાથી તેમણે ઐકયથી પોતાનું કામ ચલાવ્યું નહિ. ડુપ્લેનો વિચાર હિંદમાંથી અંગ્રેજોનું મૂળ કાઢવાનો હતો, તેથી તે અંગ્રેજોને મદ્રાસ પાછું આપવાની વિરુદ્ધ હતો; પણ લેબોર્ડુન ૪૪ લાખ રૂપીઆ લઈ મદ્રાસ પાછું આપવાની શરત કરી બુર્બોન ગયો. નવાબ અનવરૂદ્દીને મદ્રાસ માગ્યું, તે ડુપ્લેએ ન આપ્યું. ત્યારે તે દસ હજાર સૈન્ય સાથે મદ્રાસ લેવા આવ્યો; પણ તેને ફ્રેંચના હજાર માણસે સેંન્ટથોમ આગળ ( મદ્રાસ પાસે ) હરાવ્યો તેથી નવાબ અંગ્રેજોના પક્ષમાં ગયો. પછી ડુપ્લેએ 'ફોર્ટસેન્ટડેવિડ' ઉપર હલ્લો કર્યો, પણ તેમાં તે નિષ્ફળ થયો. અંગ્રેજોને ઈંગ્લાંડથી નવી કુમક આવી, તે વડે તેમણે પોંદીચેરી જીતવા પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ ગયો. એવામાં યુરોપમાં બંને પ્રજા વચ્ચે સલાહ થઈ, તેથી સૌને પોતપોતાનો મુલક પાછો મળ્યો. ઇ. સ. ૧૭૪૮. આ લડાઈથી ફ્રેંચોની કીર્તિ હિંદી રાજાઓમાં ઘણી વધી.

**૫. નિજામની ને કર્ણાટકની ગાદી માટે વાંધો:—ઇ. સ.**

૧૭૪૮માં મહમદશાહ, નિજામઉલ્મુલ્ક ને શાહુ રાજા મરણ પામ્યા. નિજામનો પાટવી કુંવર ગ્યાસુદીન પાદશાહ બનાવનાર વજીર હતો. તેણે પોતાના બાપની જગા લેવાની ના કહી. તેનો પુત્ર મુજફ્ફરજંગ ખરો વારસ હતો, પણ તેનો કાકો નાસિરજંગ તેની સામે થયો ને ગાદીએ બેઠો. એ સમયે તેની ગાદી ઔરંગાબાદમાં હતી. મુજફ્ફર-જંગ મરેઠાની સહાય મેળવવા સતારે ગયો. ત્યાં શાહુની જગાએ રાજારામ ગાદીપતિ હતો, અને તેના રાજ્યની કૂલ લગામ બાલાજી પેશ્વાના હાથમાં હતી. સતારામાં મુજફ્ફરજંગને ચંદાસાહેબ સાથે પ્રીતિ થઈ. નિજામના રાજ્યનો ઉમેદવાર મુજફ્ફર ને કર્ણાટકની નવાબીનો ઉમેદવાર ચંદાસાહેબ હતો. તેમણે પાંદીચેરીના દુપ્લેની મદદ માગી. દુપ્લે એક વખત ફતેહ મેળવવાથી ફુલાઈ ગયો હતો, અને ફ્રેંચ સત્તા વધારવા દેશીરાજ્યોમાં માથું મારવાની તક ખોળતો હતો. તેણે સાત લાખ રૂપીઆ આપી ચંદાસાહેબને છોડાવ્યો. હવે મુજ-ફ્ફરજંગ, ચંદાસાહેબ ને ફ્રેંચનાં લશ્કર કર્ણાટક ઉપર ચાલ્યાં.

**૬. ફ્રેંચોની ચડતીઃ—બીજો કર્ણાટક વિગ્રહ (૧૭૫૧-૧૭૫૫).** કર્ણાટકનો નવાબ અનવરૂદ્દીન અંબુર આગળ ચંદાસાહેબની સામે લડયો, તેમાં તે મરાયો ને તેનો જીજીગઢ ફ્રેંચ સરદાર બુસ્સીએ જીત્યો ૧૭૪૯. તેથી દુપ્લેએ ચંદાસાહેબને કર્ણાટકનો ને મુજફ્ફરને દક્ષિણનો સુબેદાર ઠરાવ્યો. તેના બદલામાં ચંદાસાહેબે પાંદીચેરી પાસેનાં ૮૧ ગામ ફ્રેંચને આપ્યાં.

અનવરૂદ્દીનનો દીકરો મહમદઅલ્લી ત્રિચિનાપલ્લીમાં ભરાઈ બેઠો. આ સમાચાર સાંભળી દક્ષિણના સુબેદાર નાસિરજંગે બળવાન લશ્કર સાથે દક્ષિણમાં આવીને મુજફ્ફરને હરાવ્યો ને કેદ પકડયો. એવામાં બુસ્સી ફ્રેંચ ફોજ લઈને આવ્યો ને તેણે નાસિરજંગને કડપા આગળ હરાવી મુજફ્ફરને છોડાવ્યો.બુસ્સી તેને લઈને ઔરંગાબાદ જવા નીકળ્યો. ત્યાં માર્ગમાં મુજફ્ફર મરાયાથી બુસ્સીએ નિજામઉલ્મુલ્કના બીજા કુંવર સલાબતજંગને ઔરંગાબાદની ગાદીએ બેસાડયો ઇ. સ. ૧૭૫૧; ને તે ફ્રેંચ ફોજ સાથે તેના રક્ષણાર્થે ત્યાં રહ્યો. એ નોકરીના બદલામાં

નિજામે ઉત્તર સરકાર પ્રાંત તથા મછલીપટ્ટણ ફ્રેંચને આપ્યાં. એ રીતે દક્ષિણ હિંદમાં ફ્રેંચ સત્તાનો સૂર્ય માથે આવ્યો. કર્ણાટક ને ઔરંગાબાદના બે મોટા નવાબો તેમના તાબામાં આવ્યા; તથા તેમની પાસેથી તેમને કેટલોક મુલક પણ મળ્યો. અંગ્રેજની પાસે માત્ર મદ્રાસ ને ફોર્ટડેવિડ હતાં. તેમનો મિત્ર મહમદઅલી ત્રિચિનાપલ્લીમાં ચંદાસાહેબના લશ્કરથી ઘેરાઈ પડયો હતો; એટલે ડુપ્લેએ ધાર્યું કે આપણી ધારણા ફળીભૂત થવાને હવે વાર નથી ઇ. સ. ૧૭૫૧.

**૭ રોબર્ટ કલાઈવ:**—એવામાં હિંદમાં અંગ્રેજી સત્તાનો ઉદય કરનાર ને અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર વીર પુરુષ મદ્રાસમાં ઉત્પન્ન થયો. એ પુરુષ તે રોબર્ટ કલાઇવ નામે જુવાન અંગ્રેજ હતો. તેનો જન્મ ૧૭૨૫ માં થયો હતો. નાનપણમાં તે ઘણો તોફાની હોવાથી તેને હિંદમાં કંપનિની નોકરી કરવા મોકલ્યો હતો. પ્રથમ તે વેપારખાતામાં કંપનિના તાબામાં કારકુન હતો, પણ એનો ઉછાંછળો સ્વભાવ કલમ કરતાં બરછીને વધારે યોગ્ય હતો. તેણે ફોર્ટ સેંટ ડેવિડના બચાવ વખતે બહાદુરી બતાવી હતી. તેણે આજીજી કરીને લશ્કરી ખાતામાં નોકરી માગી લીધી. લોરેન્સ નામે સેનાપતિ એની લશ્કરી કળાનો ગુરુ હતો. કલાઈવ ડુપ્લેની માફક સાહસિક, ચતુર, બુદ્ધિવાન ને કપટી હતો. ડુપ્લેમાં યુદ્ધકૌશલ્ય ને શૂરાતન નહોતાં, તે કલાઇવમાં હતાં. ફ્રેંચની ચડતી ને અંગ્રેજોની પડતી વખતે, તથા મહમદઅલી ત્રિચિનાપલ્લીમાં ઘેરાઈ પડયો હતો, તે વખતે કલાઇવ મદ્રાસમાં હતો. તેણે મદ્રાસના ગવર્નરને સૂચવ્યું કે મહમદઅલીને ઉગારવાનો માત્ર એકજ ઉપાય છે. જો આપણે ચંદાસાહેબની રાજધાની ઉપર હુમલો લઈ જઈએ તો તે તેનો બચાવ કરવા આવશે, એટલે મહમદઅલી છૂટો થશે. જો તમે મને થોડું લશ્કર આપી મોકલો તો હું આ કામ બજાવું.

**૮. કલાઇવનો જય ને મહમદઅલ્લીનો છૂટકારો:**—કલાઇવના કહેવા ઉપરથી ગવર્નરને હિંમત તો ન આવી, પણ "વાગ્યું તો તીર નહિ તો તુક્કો" કરી જોવાનો તેણે નિશ્ચય કર્યો, અને ૨૦૦ ગોરા ને ૩૦૦

કાળા સિપાઈનું લશ્કર આપી તેણે ક્લાઈવિને મોકલ્યો. તે પાધરોજ આર્કોટ ઉપર આવ્યો. ત્યાંનું લશ્કર નાસી ગયું ને કર્ણાટકની રાજધાની ક્લાઈવિને હાથ આવી ઇ. સ. ૧૭૫૧. ક્લાઈવે તરતજ કિલ્લો સમો કરાવ્યો અને ઘેરો ખમવાની તૈયારી કરી. આ સમાચાર સાંભળી ચંદા-સાહેબે પોતાના પુત્ર રાજાસાહેબને દસ હજારની ફોજ આપી આર્કોટ લેવા મોકલ્યો. રાજાસાહેબે ૫૦ દિવસ સુધી ઘેરો ઘાલ્યો પણ ક્લાઈવ તાબે થયો નહિ. ક્લાઈવિને ઘણી લાલચો આપી પરંતુ તે કશાથી ડગ્યો નહિ; છેવટે રાજાસાહેબે એક જબરો હલ્લો કર્યો, પણ તેમાં તેનાં ૪૦૦ માણસ મરાયાં તેથી તે હિંમત હારી ગયો, ને ઘેરો ઉઠાવી ચાલ્યો ગયો. એટલામાં ક્લાઇવને મદ્રાસથી નવી મદદ આવી મળી, તરતજ તે રાજાસાહેબની પૂંઠે પડયો ને તેને આર્ની ને કાવેરેપાક આગળ હરાવ્યો અને તેના લશ્કરનો નાશ કર્યો ઇ. સ. ૧૭૫૨. એવામાં ઇંગ્લાંડથી સૈન્ય લઈ લોરેન્સ આ દેશમાં આવ્યો. એટલે ગુરુ ને શિષ્ય મહમદઅલ્લીને છોડાવવા ત્રિચિનાપલ્લી ગયા; તેમાં ચંદાસાહેબ હાર્યો અને નાસીને તાંજોરના રાજાને શરણે ગયો. ત્યાં તેને દગાથી મારી નાખ્યો, એટલે અંગ્રેજોએ મહમદઅલ્લીને કર્ણાટકની ગાદીએ બેસાડયો. એ રીતે કર્ણાટકમાં દુપ્લેની ધારણા ધૂળ મળી; તોપણ હિંમત નહિ હારતાં તેણે ફરીને ત્રિચિનાપલ્લીને ઘેરો ઘાલ્યો. લોરેન્સે ફ્રેંચોને હરાવ્યા. આ લડાઇથી કંટાળીને અંગ્રેજોએ ખટપટ કરી ફ્રેંચ સરકાર કને દુપ્લેને બોલાવી લેવરાવ્યો, એટલે કટોકટીના પ્રસંગે નામોશી સાથે તેને ફ્રાન્સ જવું પડયું. તેની જગાએ ફ્રેન્ચોએ ગોધ્યુ નામે શાંત પ્રકૃતિનો ગવર્નર મોકલ્યો. તેણે હિંદમાં આવી પોંદીચેરીની સંધિ કરી કે કર્ણાટકનો ખરો નવાબ મહમદઅલ્લી છે, એક બીજાનો લીધેલો મુલક પાછો આપી હવેથી બેમાંથી એકે પ્રજાએ હિંદની માંહોમાંહેની લડાઈમાં માથું મારવું નહિ એવું ઠર્યું ઇ. સ. ૧૭૫૫. હવે હિંદમાં સ્વતંત્ર ફ્રેન્ચરાજ્ય સ્થાપવાનો મનોરથ માર્યો ગયો. ફ્રેંચ સત્તા કમી થઈ અને અંગ્રેજોની અભિલાષા પૂર્ણ થઈ.

**૯. ફ્રેંચ સત્તાનો નાશઃ–ત્રીજો કર્ણાટક વિગ્રહ (૧૭૫૭-૬૧).**

ગોડ્યુએ કરેલી સંધિ લાંબી મુદત ચાલી નહિ. બંને પ્રજાને હાડવેર બંધાયાં હતાં, ને બંનેને રાજ્ય મેળવવાનો લોભ હતો. ઇ. સ. ૧૭૫૬માં યુરોપમાં ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે સાત વરસનો વિગ્રહ ચાલ્યો તેથી બંને વચ્ચે હિંદમાં લડાઈ ચાલી. અંગ્રેજોએ કલાઈવને મદ્રાસનો ગવર્નર ઠરાવી નૌકાસૈન્યાધિપતિ વોટસન સાથે હિંદમાં મોકલ્યો. ફ્રેંચોએ લાલી નામે સરદારને લશ્કર આપી મોકલ્યો. લાલી બહાદુર, ચપળ, ઉત્સુક પણ અવિચારી હતો. તેણે આવતાંની વાર ફ્રેન્ચ કીર્તિ પાછી સંપાદન કરવા ફોર્ટ સેન્ટ ડેવીડને ઘેરો ઘાલી તે સર કર્યું. તે સમયે કર્ણાટકના દરબારમાં ફ્રેંચ સત્તા બીલકુલ નહોતી, પણ નિઝામના દરબારમાં બુસ્સી જે ફ્રેંચ વગ સાચવી રહ્યો હતો, તેને લાલીએ અવિચારીપણાથી બોલાવી લીધો. બુસ્સીનો વિચાર તેથી વિરુદ્ધ હતો, પણ અંગ્રેજને ભરતખંડમાંથી બીલકુલ હાંકી કાઢવાની હોંસમાં લાલીએ તેનો વિચાર લક્ષમાં લીધો નહિ. બુસ્સી નિઝામના દરબારમાંથી ગયો તેની સાથે ત્યાંની ફ્રેંચ સત્તાનો નાશ થયો; કારણ કે ઉત્તર સરકારમાં ત્યાંના રાજાએ બળવો કર્યો અને અંગ્રેજોએ મદદ કરી એટલે તેમના તાબામાંથી ઉત્તર સરકાર ગયો. વળી સલાબત-જંગે અંગ્રેજોની મદદ માગી તેથી તેમણે તેની જોડે મિત્રાચારીનો સંબંધ બાંધ્યો. લાલી ને બુસ્સી બંને એક વિચારના ન હોવાથી તથા બંને વચ્ચે મતભેદ પડવાથી તેઓ ઐકયથી વર્ત્યા નહિ. ફ્રેન્ચોએ મદ્રાસને ઘેરો ઘાલ્યો. એવામાં અંગ્રેજોને વિલાયતથી કુમક આવી; એટલે લાલી અને બુસ્સીએ મદ્રાસનો ઘેરો ઉઠાવી ઇ. સ. ૧૭૫૯માં વાંદિવાસને ઘેરો ઘાલ્યો. તે વખતે અંગ્રેજ સેનાપતિ આયરકૂટ હતો. તેણે ફ્રેંચોને હરાવ્યા ને બુસ્સી કેદ પકડાયો. આથી ફ્રેંચો નિરાશ થયા ને અંગ્રેજોમાં જુસ્સો આવ્યો. તેમણે ૧૭૬૧ સુધીમાં ફ્રેંચોનાં એક પછી એક આર્કાટ, કારિકલ, પોંડિચેરી વગેરે થાણાં લીધાં. લાલીને યુદ્ધના કેદી તરીકે વિલાયત મોકલ્યો હતો. ફ્રેન્ચ સરકારે દેશદ્રોહના ગુન્હા બદલ તેને ફાંસી દીધી. કલાઇવે બંગાળામાં ચંદ્રનગર જીત્યું, તથા કર્નલ ફોર્ડે નિઝામે આપેલો ઉત્તર સરકાર તથા

મછલીપટ્ટણનો મુલક જીત્યો. એ રીતે હિંદમાંથી ફ્રેંચ સત્તાનો ઇ. સ. ૧૭૬૧માં અંત આવ્યો. હિંદનું ધણીપણું મેળવવાની અણી ઉપર આવેલા મરેઠાને જે સાલમાં અહમદશાહ અબ્દલ્લીએ પાણિપતના રણમાં હરાવીને તેમની સત્તાની ખાખાવીખી કરી નાખી; તેજ સાલમાં હિંદમાં રાજ્ય સ્થાપવાની ઉમેદ રાખનાર ફ્રેન્ચોની સત્તાનો અંગ્રેજોએ નાશ કર્યો. એ પછી સલાહ થઈ, ત્યારે ફ્રેંચોનાં થાણાં તેમને પાછાં મળ્યાં, પણ તેમણે ફરીથી હિંદમાં રાજ્ય સ્થાપવાનો વધારે યત્ન કર્યો નહિ. ફ્રાન્સના રાજાએ ફ્રેંચ કંપનિની રાજ્યસત્તા લઈ તેમનાં થાણાં ખાલસા કર્યાં. ૧૭૯૬માં એ કંપનિ હિંદમાં વેપાર કરતી પણ બંધ પડી. હવે યુરોપી પ્રજામાં માત્ર અંગ્રેજો રહ્યા. તેમણે હિંદમાં કેવી રીતે મહાન રાજ્યની સ્થાપના કરી તે આગળ આવશે.

**ફ્રેંચોની હારનાં કારણો:—** (૧) બુદ્ધિ અને યુદ્ધકળામાં ફ્રેન્ચ સેનાપતિઓ અંગ્રેજોના કરતાં ઉતરતા નહોતા, પણ તેમના અંદરઅંદરના કલહને લીધે તેમનામાં એકતા નહોતી. (૨) ફ્રેન્ચ સરકારે તેમની સાથે યોગ્ય સહકાર કર્યો નહિ. તેમના ઉપર અવિશ્વાસ હોવાથી ડુપ્લે અને લાલી જેવા સરદારો અને બીજા અમલદારોને અત્યંત દુઃખ ખમવું પડ્યું એટલે તેઓ ઉત્સાહભંગ થયા. (૩) ફ્રેન્ચ કંપનિની પૈસા સંબંધી સ્થિતિ ખરાબ હોવાથી તેમને જોઈતી મદદ મળી નહિ. બંગાળા જેવા રસાળ પ્રદેશમાંથી અંગ્રેજોને સંગીન મદદ મળી. (૪) ઈંગ્લાંડનું નૌકાબળ ઘણું સારૂં હતું.



# પ્રકરણ ૩ જું

## बंगाळामां अंग्रेजी राज्यनी स्थापना



**૧. સિરાજઉદ્દૌલ્લાઃ**—અંગ્રેજોએ હિંદનું ધણીપણું મેળવવાને તૈયાર થઈ બંગાળામાં પ્રથમ તેનો પાયો નાખ્યો, તે વખતે ત્યાં નવાબ અલીવર્દીખાન ઇ. સ. ૧૭૪૦થી સ્વતંત્ર રાજ્યકર્તા હતો. તે સારૂં રાજ્ય કરી ઇ. સ. ૧૭૫૬માં ગુજરી ગયો. તેની જગાએ તેનો દૌહિત્ર સિરાજઉદ્દૌલ્લા ચોવીસ વરસની ઉંમરે નવાબ થયો. આ જુવાન નવાબ અવિચારી, જુલમી અને દુરાચારી હતો. રાજ્ય સાચવવાનું એક પણ લક્ષણ એનામાં નહોતું. અલીવર્દીખાનના વખતમાં હુગલી, કાસિમબજાર વગેરે ઠેકાણે અંગ્રેજોની કોઠી હતી.

**૨. નવાબની કલકત્તા ઉપર ચડાઈ:**—અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે દક્ષિણમાં લડાઈ ચાલતી હતી, ત્યારે ચંદ્રનગરના ફ્રેન્ચોના ભયથી કલકત્તાના ગવર્નરે ફોર્ટ વિલિયમ કિલ્લો સુધારી મજબુત કર્યો. સિરાજઉદ્દૌલ્લાએ કિલ્લેબંધીનું કામ બંધ કરવાને કહેણ મોકલ્યું પણ અંગ્રેજોએ તે ઉપર કંઈ ધ્યાન આપ્યું નહિ, તથા ઢાકાથી નાસી આવેલો નવાબનો એક સગો કલકત્તે અંગ્રેજોને શરણે જઈ રહ્યો હતો તેને અંગ્રેજોએ પાછો સોંપ્યો નહિ,

તેથી તેણે મોટું લશ્કર લઈ કાસિમબજારની કોઠી લૂંટી અને પછી કલકત્તા ઉપર ચડાઈ કરી તે જીતી લીધું. કેટલાક અંગ્રેજ નદીમાર્ગે નાસી ગયા ને ૧૪૬ કેદ પકડાયા. નવાબે તે બધાને વીસ ચોરસ ફુટની એક નાની કોટડીમાં પૂર્યા. ઇ. સ. ૧૭૫૬. ઉનાળાના તાપની ગરમીથી તથા હવા આવવાનાં બે નાનાં જાળીઆં સિવાય બીજું કંઈ પણ સાધન ન હોવાથી, અને પીવાનું પુરતું પાણી ન મળવાથી સવાર સુધીમાં ૧૪૬ માંના માત્ર ૨૩ જીવતા રહ્યા. તે પણ અર્ધા મુઆ જેવા હતા. આ *બનાવને કલકત્તાનું કારાગૃહ કહે છે. નવાબે મરનારની દયા ખાધા વગર કે કારણ જાણવાની ચિંતા કર્યા વગર માત્ર ધનની ખોળ કરવા માંડી, આ ઉપરથી તેનો નિર્દય સ્વભાવ જણાઈ આવે છે. તે જુલમ કરી તેની રૈયત પાસેથી પૈસા કઢાવતો.

**૩. અંગ્રેજો કલકત્તા પાછું લે છે:**—આ માઠા સમાચાર મદ્રાસ પહોંચ્યા ત્યારે નૌકાસૈન્યપતિ વૉટસન સાથે બન્યું તેટલું સૈન્ય જમાવી કલાઇવ વેર લેવાને જમીન માર્ગે બંગાળે આવ્યો, ને તેણે કલકત્તા તથા હુગલી જીતી લીધાં. નવાબ ફરીને કલકત્તા લેવા આવ્યો, પણ કલાઇવે તેને પાછો હઠાવ્યો. ચતુર કલાઇવને લાગ્યું કે કળ વગર એકલા બળથી કામ થાય તેમ નથી, તેથી સમય વર્તી તેણે નવાબ સાથે સંધિ કરી. ફોર્ટ વિલિયમ અંગ્રેજોને કિલ્લેબંધી સહિત પાછો આપવો, અંગ્રેજોની લીધેલી મિલ્કત પાછી આપવી, અને તેમને થએલું નુકશાન અને ખર્ચ ભરપાઈ કરી આપવું,


કલાઇવ

* આ દુઃખદ બનાવ કેટલે દરજ્જે સાચો છે એ વિષે વિદ્વાનોમાં મતભેદ છે.

આવી શરત થઈ. દક્ષિણમાં કર્ણાટક ને નિજામની ગાદીએ પોતાના મળતીઆને બેસાડી ફ્રેંચોએ જે રીતે પોતાની સત્તાનો પાયો નાખ્યો હતો, તે રીતે કલાઈવે બંગાળામાં પોતાની સત્તા બેસાડવાનો યત્ન કર્યો. સિરાજઉદૌલ્લાને તેના નોકર કે પ્રજામાંથી કોઈ ચાહતું નહોતું, તેથી કલાઇવે તેમને લલચાવ્યા. તેનો સેનાપતિ મીરજાફર પાછલા નવાબ અલીવર્દિખાનનો બનેવી હતો તેને નવાબની ગાદી આપવાની લાલચ આપી. નવાબનો ખજાનચી રાયદુર્લભ ને મુર્શિદાબાદનો જગતશેઠ એ બંને સંકેતમાં ભળ્યા. મીરજાફરને ગાદી મળે તેના બદલામાં તેણે કંપનિને, કલાઈવને, ગવર્નરને, અને બીજા અંગ્રેજ અધિકારીઓને અને સૈન્યને નાણું આપવાનું કબુલ કર્યું; તથા કંપનિને અને કલકત્તાની પ્રજાને થએલું નુકસાન ભરી આપવાનું સ્વીકાર્યું. આ ઠરાવ નક્કી થયા તે વખતે અંગ્રેજોનો એક દલાલ અમીચંદ કરીને ત્યાં હાજર હતો. તેણે માગણી કરી કે મીરજાફર જેટલી રકમ આપે તે ઉપર સેંકડે પાંચ ટકા મને દલાલીના આપવા. એ રીતે ગણતાં ૨૦ લાખ રૂપીઆ દલાલી થતી હતી. એવડી મોટી રકમ આપવાની કલાઈવની ઇચ્છા નહોતી. અમીચંદે કહ્યું કે જો મારી દલાલી કબુલ નહિ કરો તો હું સઘળી વાત નવાબને જાહેર કરી દઈશ. કલાઇવ જેવો શૂરો હતો તેવોજ વિચારવાળો પણ હતો, તેથી તેણે અમીચંદનું મન મનાવવા બે દસ્તાવેજ કર્યા; એક ધોળો અને બીજો લાલ. ધોળો દસ્તાવેજ ખરો હતો અને લાલ દસ્તાવેજ અમીચંદના નામ વગરનો હતો, તેમાં ૨૦ લાખ રૂપીઆ આપવાની શરત લખી હતી. તે ઉપર વોટસને સહી કરી નહિ, ત્યારે કલાઈવે તેના નામની પોતે સહી કરી, તેથી અમીચંદ રાજી થયો અને કાવતરૂં કંઈ હરકત સિવાય પાર પડયું.

**૪. પ્લાસીનું યુદ્ધઃ**—આ વખતે બંગાળામાં ત્રણ યુરોપી પ્રજાનાં થાણાં હતાં. કલકત્તામાં અંગ્રેજોનું, ચંદ્રનગરમાં ફ્રેંચોનું, ને ચિન્સુરામાં વલંદાનું. તેમાંથી અંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકવાને દક્ષિણમાં ફ્રેંચોનો આગેવાન લાલી તથા બુસ્સી મંડયા હતા. નવાબ સિરાજઉદ્દૌલા ફ્રેંચોને




મળીને બંગાળામાંથી અંગ્રેજોને કાઢી મૂકવાની તયારી કરવા લાગ્યો.

તેથી કલાઈવે ફ્રેંચોનું ચંદ્રનગર જીતી લીધું. નવાબે તેમ કરવાની મના કરી, ને કહ્યું કે મારા રક્ષણમાં રહેલી પ્રજા ઉપર તમારે હુમલો કરવો નહિ. તેનો જવાબ આપવાને કલાઇવે તૈયારી કરેલીજ હતી. તે પોતાનું સૈન્ય લઈ મુર્શિદાબાદ ઉપર ચઢયો. નવાબ પણ પોતાનું લશ્કર લઈ તેની સામે આવ્યો. નવાબ પાસે ૫૦ હજાર પાયદળ, ૧૮,૦૦૦ હયદળ અને ૨૦૦૦ બીજું સૈન્ય મળી કુલ ૭૦,૦૦૦નું લશ્કર હતું, અને ૫૦ તોપો હતી. કલાઇવ પાસે માત્ર ૩૦,૦૦૦ લશ્કર ને ૮ તોપો હતી. આવા મોટા લશ્કર સામા આટલા થોડા લશ્કરથી જવું કે નહિ, તેની કલાઈવને ગડભાંજ થવા લાગી. મીરજાફર હજુ ફૂટીને કલાઈવને આવી મળ્યો નહોતો. તેને માત્ર એકલે હાથે લડવાનું હતું. કલાઈવે એકાંતમાં જઈ લડવાનો નિશ્ચય કર્યો, અને બપોરે નવાબનાં માણસો રાંધવામાં રોકાયાં હતાં તે વખતે પ્લાસીના રણમાં તેની છાવણી ઉપર હુમલો કર્યો. તેમાં નવાબનો સરદાર મીરમદન મરાયો ને મીરજાફર તટસ્થ જઈ ઉભો, એટલે નવાબ ગભરાયો. તે લડવા ઉભો નહિ રહેતાં નાઠો, ને તેનું લશ્કર પણ નાઠું. એ રીતે કલાઈવને વિજય મળ્યો ઈ. સ. ૧૭૫૭. તે પછી મીરજાફર કલાઈવને આવી મળ્યો.

**૫. મીરજાફર નવાબ થાય છે:**—મીરજાફરને લઈ કલાઈવ મુર્શિદાબાદ ગયો, ને તેને ગાદીએ બેસાડયો. તેના બદલામાં નવાબે ખજાનો ઉઘાડી રૂપીઆ વહેંચવા માંડયા. એકલા કલાઈવને ૩૦ લાખ રૂપીઆ આપ્યા અને બીજા અમલદારોને દરજ્જા પ્રમાણે બક્ષીસ આપી. અમીચંદે પોતાની દલાલી માગી, પણ કલાઈવે તેને કંઈ પણ આપ્યું નહિ તેથી તે ગાંડો થઈ મરણ પામ્યો. એ સમયે નવાબે કલકત્તાની આસપાસ ૮૮૨ ચોરસ માઈલ જમીનની જમીનદારી એટલે વસુલાત લેવાનો હક્ક કંપનિને આપ્યો. એ જમીનને હાલ ૨૪ પરગણાં કહે છે. તેની વાર્ષિક આવક દસ લાખ જેટલી હતી. આવી રીતે અંગ્રેજો બંગાળાના ખરા ધણીરણી થયા; કારણકે ખરો નવાબ તો કલાઈવ હતો. નવાબ સિરાજઉદ્દૌલ્લા પકડાયો ને તેને મીરજાફરના દીકરા મીરાને મારી નાખ્યો.

**૬. એ વખતે હિંદની સ્થિતિઃ—**હવે કર્ણાટકનો નવાબ મહમદઅલ્લી ને બંગાળાનો નવાબ મીરજાફર કલાઇવના પરાક્રમથી અંગ્રેજોના આશ્રયગત થયા. દિલ્હીનો પાદશાહ બીજો આલમગીર ગ્યાસુદ્દીન વજીરના હાથમાં રમકડા જેવો હતો. પંજાબ પ્રાંત દુરાનીના તાબામાં હતો, ને દુરાની હિંદ ઉપર સવારીઓ કરી ખરાબી કરતો હતો. મરેઠામાં પેશ્વા બાલાજી પૂર જોર પર હતો. એજ વરસમાં તેણે દક્ષિણમાં સવારી કરી કર્ણાટકના નવાબ ને મ્હૈસુરના હિંદુ રાજા પાસેથી ખંડણી લીધી હતી, ને તેના સરદારો ઉત્તર હિંદમાં મરેઠી સત્તા જમાવતા હતા. દક્ષિણમાં ફ્રેંચોએ અંગ્રેજોને હાંકી કાઢવાને જબરી બાથ ભીડી હતી, ને મ્હૈસુરમાં હૈદરઅલ્લી મુસલમાની રાજ્ય સ્થાપવા પોતાનું બળ જમાવતો હતો. એ પ્રમાણે સર્વત્ર કુસંપ ને દ્વેષથી માંહોમાંહે લડાઈઓ ચાલતી હોવાથી હિંદની સત્તા નબળી થતી હતી, તે વખતે કલાઈવે સિરાજઉદ્દૌલાને હરાવી બંગાળામાં અંગ્રેજી સત્તાનો પાયો નાખ્યો. ત્યારપછી તેણે તે ઉપર ઇમારત ચણવાનું કામ ચલાવ્યું.

**૭. કલાઈવ બંગાળાનો ગવર્નર થાય છેઃ—**પ્લાસીના રણમાં વિજય મેળવ્યાથી કલાઇવ કલકત્તાનો ગવર્નર થયો. એવામાં દિલ્હીના શાહજાદા અલીગૌહરે (શાહઆલમે) અયોધ્યાના વજીર સુજાઉદ્દૌલ્લાની મદદથી પટના ઉપર ચડાઈ કરી. પાદશાહની સવારીથી મીરજાફર ડર્યો; પણ કલાઈવ પોતાના બેસાડેલા નવાબની મદદે આવ્યો. તેણે મોગલોને પૈસા આપી પાછા કાઢયા. તે પછી કલાઇવે ફ્રેંચ તાબાના ઉત્તરસરકાર તથા મછલીપટ્ટણ જીતવા કર્નલ ફોર્ડને મોકલ્યો. તેણે ઇ. સ. ૧૭૫૮માં એ મુલક જીતી લીધો. અંગ્રેજે મછલીપટ્ટણ પોતાની પાસે રાખી બાકીનો મુલક પોતાના મળતીઆ વિજાગાપટ્ટણના રાજાને આપ્યો. હવે મીરજાફર અંગ્રેજોથી ડરવા લાગ્યો તથા તેમનાથી છૂટો થવાનું ઇચ્છવા લાગ્યો. તેને મદદ કરે એટલી ફ્રેંચોની સત્તા બંગાળામાં નહોતી. ચિન્સુરાના વલંદા નવાબને મદદ આપવા તૈયાર થયા. બટેવીઆ-થી એક ડચ કાફલો તેને મદદ કરવા આવ્યો. આ વાત સાંભળતાંજ

ક્લાઇવે કર્નલ ફોર્ડને ચિન્સુરા ઉપર મોકલ્યો. તેણે તે થાણું જીતી લીધું. આ પ્રમાણે ક્લાઇવ દક્ષિણ અને બંગાળામાં અંગ્રેજોની સત્તા તથા કીર્તિ વધારીને પોતાના દેશની સેવા બજાવી ઇ. સ. ૧૭૬૦માં ઇંગ્લાંડ ગયો. તેની જગાએ વાંસીતાર્ત નામે ગવર્નર થયો. ક્લાઇવ ખરેખર બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નાખનાર હતો.

**૮. મીરજાફરને પદભ્રષ્ટ કરે છેઃ**—મીરજાફર નિર્બળ અને એશઆરામી નવાબ હતો. તેણે લશ્કરને પુરો પગાર આપ્યો નહિ તેથી તેમણે બૂમરાણ કરી મૂકી. વળી મીરજાફર પાસેથી અંગ્રેજોને ધાર્યાં જેટલું નાણું મળ્યું નહિ તથા બાકી રહેલું તે આપી શક્યો નહિ. તેણે ઇજારદાર, અમલદાર અને શાહુકારને લૂંટયા, રૈયત ઉપર બહુ જુલમ કર્યો, પણ તેથી તે પુરૂં થયું નહિ. તે વખતના કલકત્તાના અંગ્રેજો પણ લોભી અને લાંચીઆ હતા. અંગ્રેજના નામને લજવે તેવા પૈસાના લાલચુ તેઓ હતા. તેઓ ખાનગી વેપાર કરી તેમજ રૂશવત લઈ પૈસા ભેગા કરતા હતા; જેમ બને તેમ ઓછા વખતમાં ધનાઢ્ય થવાની તેમની અભિલાષા હતી, એટલે અનેક ખોટા રસ્તે તેમણે પૈસા ભેગા કરવા માંડયા. તેઓ મીરજાફરનાં આપેલાં નાણાંથી ધરાયા નહિ, તેથી તેમણે પૈસા આપી શકે એવા નવાબને ગાદી આપવા વિચાર કર્યો. મીરજાફરનો જમાઈ મીરકાસમ ધનવાન હતો. તેની પાસેથી પૈસા લઈ તેને ગાદી આપી, ને મીરજાફરને પદભ્રષ્ટ કર્યો. ઈ. સ. ૧૭૬૦. મીરકાસમે કંપનિના દેવા પેટે ૫૦ લાખની ઉપજનાં મિદનાપુર, ચિતાગાંગ ને બર્દવાન, એ ત્રણ પરગણાં તથા પાંચ લાખ રૂપીઆ આપ્યા; તથા ગવર્નરને છ લાખ ને બીજા અમલદારોને ચૌદ લાખ એમ મળીને કુલ વીસ લાખ રૂપીઆ આપ્યા. આવી રીતે અંગ્રેજોના તાબામાં લગભગ અર્ધો બંગાળા પ્રાંત આવ્યો.

**૯. નવાબ મીરકાસમઃ**—એ નવાબ બહાદુર, હોશિયાર, પોતાનું માન સમજનાર, ને રૈયતની દાઝ જાણનારો હતો. તેણે નકામું ખર્ચ કમી કર્યું, ને ન્યાય, ડહાપણ ને ચંચળાઈથી ચાલી રાજ્ય આબાદ કરી ખજાનો ભર્યો, અને મીરજાફરના વખતનું દેવું આપી દીધું.

તેણે લાંચીઆ અને લોભી અમલદારોને કાઢી મૂકી રાજ્યની વ્યવસ્થા સુધારી. તે મુર્શિદાબાદથી મોંગીરમાં રાજધાની કરી કલકત્તાથી દૂર ગયો, અને લશ્કરને યુરોપી કવાયત શીખવવા સમરૂ નામે આર્મિનિયનને રાખ્યો. મીરકાસમને સ્વતંત્રતા પ્રિય હોવાથી તેને અંગ્રેજોની સત્તા નીચે રહેવું ગમતું નહિ, તેથી તેણે કવાયતી સૈન્ય તૈયાર કર્યું. એવામાં શાહઆલમ પાદશાહ બહાર પ્રાંત ઉપર ચડી આવ્યો. અંગ્રેજે તેને હરાવ્યો, પણ તેને મેળવી લઈ પટણે બોલાવ્યો, અને બંગાળાના નવાબ પાસે શાહઆલમ આગળ નજરાણું મુકાવ્યું તથા તાબેદારી કબુલાવી. પાદશાહે તે સ્વીકારી, અને બંગાળા, બહાર ને ઓઢીઆની નવાબીનો તેને શિરપાવ આપ્યો. એ રીતે મીરકાસમ પાદશાહી પરવાનાથી બંગાળાનો નવાબ થયો.

**૧૦. મીરકાસમ સાથે અણબનાવ**:—બંગાળામાં કંપનિના રાહદારી દાણની માફી હતી, પણ કંપનિના સઘળા નોકરો એ માફીનો લાભ લઈ પોતાનો ખાનગી વેપાર કરતા, તથા કંપનિના તાબાના દેશી વેપારીઓ પણ એ છૂટનો લાભ લેતા. તેથી નવાબને દાણનું બહુ નુકસાન થયું તથા રૈયતનો વેપાર બંધ પડયો, કેમકે દાણ વગરના કંપનિના વેપારીઓના માલ કરતાં દાણવાળા વેપારીઓનો માલ મોંઘો પડવાથી તે ખપતો નહિ, ને ઉલટી ખોટ જતી. આ અન્યાય માટે રૈયતે નવાબને ફરિયાદ કરી, તેથી નવાબે રાહદારી દાણ બંધ કરી નાકાં ઉપાડી લીધાં. એ કામ કંપનિના નોકરોને પસંદ પડયું નહિ, કેમકે તેથી તેમના માલની ખપત ને નફો ઘટી નુકસાન ગયું, તેથી તેમણે નવાબ જોડે લડાઈ જોડી ઇ. સ. ૧૭૬૩.

**૧૧. મીરકાસમ સાથે લડાઈ**:—પ્રથમ અંગ્રેજોએ પટણા કબજે કર્યું પણ કાસમના સુબાએ પટણા પાછું જીતી લીધું, અને ત્યાંના સર્વ અંગ્રેજોને કેદ કર્યા, તથા અંગ્રેજ પક્ષના દેશીઓને પણ લૂંટી લઈ કેદ કર્યા; એટલે મીરકાસમને પદભ્રષ્ટ કરીને સીત્તેર વર્ષના ઘરડા મીરજાફરને પાછો નવાબ બનાવ્યો. ત્યારપછી અંગ્રેજી

સૈન્ય લઈ મેજર આદમ્સ મીર કાસમ સામો ચાલ્યો. તેણે મોંગીર અને ઘેરીઆ આગળ સમરૂના કવાયતી સૈન્યને હરાવ્યું; મોંગીર અંગ્રેજોના હાથમાં ગયું તેથી મીર કાસમ નાસીને પટણે ગયો. અંગ્રેજી સૈન્ય તેની પાછળ પટણે આવ્યું. પટણામાં ૧૫૦ અંગ્રેજ કેદી હતા. કાસમે ધમકી આપી કે જો તમે પટણા ઉપર આવશો તો આ કેદીઓનો જીવ લઈશ. પણ એ ડરથી નહિ ગભરાતાં અંગ્રેજો પટણા ઉપર ચઢી આવ્યા, એટલે મીર કાસમે તે કેદીઓનો સુમરૂ કને જીવ લેવરાવ્યો. આ બનાવ ઇતિહાસમાં "પટણાની કતલ"ને નામે પ્રસિદ્ધ છે. હવે અંગ્રેજો ઉશ્કેરાઇ ગયા અને કતલનું વેર લેવા તેમણે પટણા સર કર્યું, તેથી કાસમે નાસીને અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાની ને શાહઆલમ પાદશાહની મદદ માગી. એ ત્રણે એકઠા થઈ અંગ્રેજોની સત્તા નાશ કરવા બંગાળા ઉપર ચઢ્યા; એવામાં અંગ્રેજ લશ્કરમાં બળવો થયો. બળવાખોરોના ૨૦ આગેવાનને તોપને મોઢે ઉડાડી હેકટર મનરોએ બળવો સમાવ્યો, ને અંગ્રેજ લશ્કર વડે ત્રણે એકત્ર સૈન્યને બકસર આગળ હરાવ્યું. ઇ. સ. ૧૭૬૪માં સુજાઉદ્દૌલા મરેઠાની મદદ લઈ ફરીથી લડવા આવ્યો. અંગ્રેજે અલ્હાબાદ જીતીને કોરા આગળ સુજાને ઇ. સ. ૧૭૬૫માં હરાવ્યો. આથી પાદશાહ અને સુજા અંગ્રેજને શરણે આવ્યા અને મીરકાસમ નાસી ગયો. આ લડાઈઓથી મોગલો ઉપર અંગ્રેજી બળની છાપ એવી સજ્જડ બેઠી કે તેમના લશ્કરનું નામ સાંભળી તેઓ નાસવા લાગ્યા. હિંદના ઇતિહાસમાં બકસરની લડાઇ ઘણી અગત્યની છે. પ્લાસીની જીતથી અંગ્રેજો બંગાળાના ધણી થયા હતા,


સુજાઉદ્દૌલા

પણ હવે તેઓ બંગાળા, બહાર અને ઓરિસાના માલિક થયા, કારણ કે તે જીતથી ત્યાંની મુગલાઈ સત્તા નાશ પામી, અને હવે શાહઆલમે અંગ્રેજોના આશ્રિત રાજા તરીકે રહેવા માંડ્યું એટલે ખરેખરા રાજકર્તા અંગ્રેજ થયા.

**૧૨. કલાઇવ બીજી વાર ગવર્નર થઈ આવ્યોઃ**—બંગાળાનો ઘરડો નવાબ મીરઝાફર ઇ. સ. ૧૭૬૫માં મરણ પામ્યાથી તેના દીકરા નજીબુદ્દૌલાને અંગ્રેજોએ ગાદીએ બેસાડી પુષ્કળ ધન લીધું. આ પ્રમાણે કંપનિના નોકરો વેપાર કરતા હતા, પૈસા લઈ એક પછી એક નવા નવાબને ગાદીએ બેસાડતા હતા, જુલમ કરતા હતા ને કંપનિને નુકસાન કરતા હતા. જ્યારે તેઓ ઇંગ્લાંડ પાછા ફરતા ત્યારે તેમની અઢળક દોલત જોઈ કંપનિના વહીવટદારો અજાએબ થતા. તેનો બરાબર બંદોબસ્ત કરવાનો તેઓ વિચાર કરતા હતા, તેવામાં મીરકાસમના બળવાની અને અયોધ્યાના નવાબ ને શાહઆલમ પાદશાહની બંગાળા ઉપર સવારીની ખબર તેમને મળી; તેથી તેમણે કલકત્તાની કૌન્સિલથી સ્વતંત્ર અધિકાર તથા લોર્ડનો ઇલ્કાબ આપી કલાઈવને કલકત્તાના ગવર્નર તરીકે મોકલ્યો. ૧૭૬૫માં તે કલકત્તે આવ્યો ત્યારે મીરકાસમ નાસી ગયો હતો. પાદશાહ ને અયોધ્યાનો નવાબ અંગ્રેજ છાવણીમાં કેદી તરીકે પડેલા હતા, ને બંગાળામાં અંગ્રેજોના રાજ્યની પુનઃ સ્થાપના થઈ હતી.

**૧૩. કલાઇવ બંદોબસ્ત કરે છેઃ**—કલાઇવને બંગાળામાં આવી બે કામ કરવાનાં હતાં. ૧. કંપનિના નોકરો લાંચ લઈ અન્યાય કરતા તથા ખાનગી વેપાર કરી કંપનિને નુકસાન કરતા તે બંધ કરવાનું; અને ૨. દિલ્હીનો પાદશાહ કંપનિને શરણે આવ્યો હતો તેનો લાભ લઈ બંગાળામાં કંપનિની સત્તા કાયમ કરવાનું. કંપનિના વહીવટદારોએ હુકમ કર્યો હતો કે કંપનિના કોઈ પણ નોકરે નજરાણાને નામે લાંચ લેવી નહિ. કલાઇવે કલકત્તે આવીને તે હુકમ અમલમાં લાવવાની સઘળા નોકરોને તાકીદ કરી. પછી તે અલ્લાહાબાદ ગયો. ત્યાં જનરલ કોર્નાક અયોધ્યા, કોરા ને અલ્લાહાબાદ છાવણી નાખી



દિવાનીનું લખત

પડેલો હતો. પાદશાહ ને સુજા તેને શરણે આવ્યા હતા. કલાઇવે એ બંને સાથે સંધિ કરી. અલ્લાહાબાદ ને કોરા પ્રાંત પાદશાહને આપ્યા; તેના બદલામાં પાદશાહે બંગાળા, બહાર ને ઓઢીઆ પ્રાંતની જમીનની મહેસુલ વસુલાત લેવાનો અધિકાર (દિવાની) કંપનિને આપ્યો, ને બંગાળાનો નવાબ ફોજદારી અધિકાર ભોગવે એવું ઠરાવ્યું. તે બદલ કંપનિએ દર સાલ પાદશાહને ૨૬ લાખ રૂપીઆ ખંડણી આપવી એમ ઠર્યું. તે પહેલાં બંગાળાના નવાબ પાદશાહને દર સાલ એક કરોડ રૂપીઆ ખંડણી ભરતા. આ પ્રમાણે કંપનિને ચાર કરોડની ઉપજના ત્રણ પ્રાંતો પાદશાહ તરફથી મળ્યા. એ વગર પાદશાહે ઉત્તરસરકાર પ્રાંતની વસુલાત ઉઘરાવવાનો અધિકાર પણ આપ્યો હતો. નવાબ સુજાઉદ્દૌલા કનેથી કંપનિએ લડાઈના દંડ તરીકે ૫૦ લાખ રૂપીઆ

લીધા અને અયોધ્યામાં કંપનિના તમામ વેપારને જકાતથી મુક્ત કર્યો. આવી રીતે અંગ્રેજો બંગાળાના ખરેખરા ધણી થયા. બંગાળા ઇલાકાની સ્થાપનામાં દિવાની એ ત્રીજું અને છેલ્લું પગથીઉં હતું.

**૧૪. કંપનિ બંગાળાની દિવાની લે છેઃ**—એ સમયથી બંગાળામાં દિવાની કામ કરનાર કંપનિ, અને ફોજદારી કામ કરનાર નવાબ, એમ બે રાજ્યકર્તા થવાથી અંધાધુંધી ચાલી. નવાબના દિવાન અને અમલદારો મહેસુલ ઉઘરાવતા તથા ન્યાય આપતા, અને બધી લશ્કરી સત્તા અંગ્રેજોના હાથમાં હતી, તેથી આને દ્વિરાજ્યપદ્ધતિ કહે છે. તેને લીધે રૈયત ઉપર ઘણા જુલમ થવા માંડયા, કારણકે કંપનિ તો ફક્ત મહેસુલનીજ દરકાર કરતી. તેથી ક્લાઇવે નવાબને ૫૩ લાખનું પેન્શન બાંધી આપી એ પ્રાંતો ખાલસા કર્યા. પણ એ નવાબ મુઆ પછી નવો નવાબ થયો, ત્યારે બાંધેલું પેન્શન ઘટાડીને ૪૫ લાખનું કર્યું; તેના મરણ સમયે નાના નવાબને ૧૭૯૬માં ૩૫ લાખ આપવા ઠરાવ્યા. બંગાળાનું ખર્ચ ઘટાડવાને મીષે હેસ્ટિંગ્સે એ પેન્શનની રકમ અરધી કરી નાખી.

**૧૫. કામદારોનો બંદોબસ્તઃ**—હવે ક્લાઇવે કંપનિના નોકરોનો બંદોબસ્ત કરવાનું કામ હાથમાં લીધું. કંપનિના નોકરો નજરાણું લેતા, ખાનગી વેપાર કરતા, અને ધનલોભથી અન્યાય ને જુલમ કરતા. વળી લડાઈઓ ચાલવાથી લશ્કરનું ખર્ચ વધી પડયું હતું, ને લડાઈ વખતે તેમને બેવડું ભથ્થું આપવું પડતું. ક્લાઈવે નજરાણું લેવાનું બંધ કરી તથા ઉપદેશ કરી ખાનગી વેપાર નહિ કરવાની તાકીદ આપી, ને તેના બદલામાં તેમનો પગાર વધારી આપ્યો. લશ્કરને બેવડું ભથ્થું મળતું તે બંધ કર્યું, તેથી બસેં લશ્કરી અમલદારોએ રાજીનામાં આપ્યાં. એવામાં મરેઠાની સવારી આવવાની બુમ ચાલી, તોપણ ક્લાઇવે નહિ ડરતાં તેમનાં રાજીનામાં મંજુર કર્યાં ને એ અમલદારોને કેદ કરવાનો હુકમ કર્યો. તે હુકમ અંગ્રેજી સિપાઈઓએ માન્યો નહિ, ત્યારે તેણે દેશી લશ્કરની સહાયથી અંગ્રેજ લશ્કરની શુદ્ધ ઠેકાણે આણી. તેમાંના કેટલાકને બરતરફ કર્યા




ને કેટલાકને રજા આપી. તેમની જગા મદ્રાસથી નવા માણસ બોલાવીને પૂરી. એ રીતે ક્લાઇવે દઢતા અને સખ્તાઈથી બળવો સમાવી પોતાના સુધારા અમલમાં આણ્યા ઇ. સ. ૧૭૬૬. તે પછી તે પોતાની તંદુરસ્તી સુધારવાને છેલ્લી વારનો વિલાયત ગયો ઇ. સ. ૧૭૬૭.

એ એક ગરીબ કારકુન તરીકે ઇ. સ. ૧૭૪૪માં હિંદમાં આવ્યો હતો. ત્યાંથી લશ્કરનો સરદાર થઈ એણે હિંદમાં અંગ્રેજી રાજ્યનો મજબુત પાયો નાખ્યો. કલાઇવ મુત્સદ્દી હતો. તેની હિંમત અને બહાદુરી ચકિત કરે તેવાં હતાં. તે બહાદુર સેનાપતિ, લડાઈમાં શૂરો, સાહસિક, દૃઢ મનનો ને ચંચળ હતો. પોતાની મતલબ સાધવાને ગમે તેવું કપટ કરવાને તે અચકાય તેવો નહોતો. હિંદમાં અંગ્રેજી સત્તાને મજબુત કરી તેણે પોતાના દેશની સારી સેવા બજાવી, પણ પાર્લામેન્ટે તેના ઉપર લાંચ અને સત્તાના દુરુપયોગના ગંભીર આરોપ મૂકયા, તેથી નિરાશ થઈ તેણે ઇ. સ. ૧૭૭૪માં આપઘાત કર્યો.

**૧૬. નવી રાજ્યપદ્ધતિ ને તેની અસરઃ**—કલાઈવના ગયા પછી ૧૭૬૭થી ૧૭૭૨ સુધીમાં બંગાળામાં અંધેર ચાલ્યું. કંપનિના અંગ્રેજ નોકરો બેદરકાર થયા. કલાઇવનો કરેલો બંદોબસ્ત તૂટયો. કલાઇવે બંગાળાનો દિવાની વહીવટ નવાબના સમય જેવોજ રાખ્યો હતો, એટલે દેશી ઇજારદારો ને નોકરો વહીવટ કરતા. તેમની પાસેથી કંપનિના નોકરો પૈસા લેવા લાગ્યા. દેશમાં અન્યાય, જુલમ ને ત્રાસ વર્તી રહ્યાં. કંપનિના વહીવટદારો પણ પોતાના સગાસ્નેહીનેજ મોટી મોટી નોકરીઓ આપતા, વહીવટ ઉપર દેખરેખ રાખવાનું કે નોકરો-ની લાયકી જોવાનું કામ કરતાજ નહિ; તેથી તેઓ ગમે તેમ વર્તી ગમે તેવા ઉપાયથી પોતાનાં ખીસ્સાં તર કરતા. એવામાં ઇ. સ. ૧૭૭૦માં બંગાળામાં મોટો દુકાળ પડયો, ને લાખો માણસ મરી જવાથી તેના ત્રીજા ભાગની વસ્તી નાશ પામી. આ પ્રમાણે કેર વર્તાતો જોઈ કંપનિના વહીવટદારોએ બંગાળાનો વહીવટ ચલાવવાની દ્વિરાજ્યપદ્ધતિ બંધ કરી નવી યોજના દાખલ કરી. તેની રૂએ દેશી અધિકારીઓ કહાડી તેમની જગાએ અંગ્રેજ કલેક્ટરો ને બીજા રેવન્યુ અધિકારીઓ નીમ્યા. તેથી જુલમ અને અન્યાય બંધ પડયા.



# પ્રકરણ ૪ થું

## મ્હૈસુરનું મુસલમાની રાજ્ય



**૧. હૈદરઅલી:**—મ્હૈસુરમાં પ્રથમ વિજયનગરના હિંદુ રાજાનું રાજ્ય હતું. અઢારમા સૈકાની શરૂઆતમાં ત્યાંના રાજાના લશ્કરમાં ફતેહમંદ નામે એક પંજાબી ફકીર નાયક હતો. એ નાયકને બે છોકરા હતા. મોટો શાબાશઅલી ને નાનો હૈદરઅલ્લી. હૈદરઅલીનો જન્મ ઇ. સ. ૧૭૦૨માં થયો હતો. તે મોટો થયો ત્યારે તે મ્હૈસુરના રાજાની ચાકરીમાં રહ્યો. ત્યાં તેણે પોતાની બહાદુરી ને હોશિયારી વડે નામ કાઢ્યું, એક સારા સરદારમાં સાહસ, હિંમત અને ચપળતાના ગુણો જોઈએ તેવા તેનામાં હતા. એ ગુણો વડે રાજાના દિવાન નંદરાજની પ્રીતિ મેળવી તે ઉંચી પાયરીએ ચડયો.

**૨. હૈદર રાજા થાય છે:**—કર્ણાટકની લડાઈઓ વખતે હૈદરને પોતાની ટુકડીમાં માણસો વધારવાની તક મળી. તેણે શિવાજીની પેઠે પરાક્રમી ને સાહસિક લુંટારા એકઠા કર્યા. તેમનો પગાર ઠરાવ્યો નહોતો, પણ તેઓ અર્ધી લૂંટ વહેંચી લે ને અર્ધી હૈદરને આપે એવો ઠરાવ હતો. એ રીતે એણે લશ્કર જમાવ્યું ને લૂંટફાટથી ધનસંગ્રહ કર્યો. એણે કેટલીક વાર નંદરાજનો બચાવ કરી તેનો વિશ્વાસ મેળવ્યો અને સેનાધિપતિની જગા પ્રાપ્ત કરી, પછી ધીમે ધીમે પોતાનું બળ જમાવી રાજાને પદભ્રષ્ટ કરી તેને કેદ કર્યો ને પોતે રાજ્યનો ધણી થયો ઇ. સ. ૧૭૬૧.

**૩. હૈદર બળવાન થાય છે:**—મ્હૈસુરની ગાદી મેળવ્યા પછી તેણે આસપાસનાં નાનાં રાજ્યો જીતવા માંડયાં. પ્રથમ તેણે બેદનુરના

રાજા ઉપર સવારી કરી તે શહેર લૂંટયું, તેમાં તેને પુષ્કળ ધન મળ્યું. એજ પ્રમાણે બીજાં ઘણાં નાનાં રાજ્ય જીતી રાજ્ય વધાર્યું ને ધનસંગ્રહ કર્યો. એવામાં માધવરાવ પેશ્વાએ તેના ઉપર સવારી કરી તેની પાસેથી ૩૨ લાખ રૂપીઆ ખંડણી લીધી ઇ. સ. ૧૭૬૪. તેના ગયા પછી બીજે વર્ષે હૈદરે કાલિકટના ઝામોરીન રાજા ઉપર સવારી કરી તેને હરાવી મલબારમાં પોતાની સત્તા જમાવી. આવી રીતે તેણે નિઝામ, મરાઠા અને અંગ્રેજો પાસેથી મુલક જીતી લઈ રાજ્ય વધાર્યું. હૈદર બળવાન થવાથી પેશ્વાએ નિઝામ સાથે ઐક્ય કરી તેને બળહીન કરવાનું ધાર્યું. નિઝામના પક્ષમાં અંગ્રેજો પણ સામેલ થયા, એ વાત પેશ્વાને ગમી નહિ. એ સમયે અંગ્રેજો પેશ્વાની કાંઈ ગણત્રીમાં નહોતા, તેથી પેશ્વાએ એકલે હાથે હૈદરને હરાવીને તેની પાસેથી ૩૫ લાખ રૂપીઆ ખંડણી લઈ સલાહ કરી. હૈદરે નિઝામને પૈસા આપી તથા કર્ણાટક જીતવા માટે મદદ કરવાનું વચન આપી તેને ફોડી પોતાના પક્ષમાં લીધો. અંગ્રેજોએ ઉત્તર સરકાર પ્રાંત લીધો હતો એટલે તે નારાજ થયા હતા.

**૪. અંગ્રેજ સાથે યુદ્ધ:—મ્હૈસુર પહેલો વિગ્રહ (૧૭૬૭–૬૯).** મરેઠા ને નિઝામ સાથે સંધિ કરી હૈદરે હવે અંગ્રેજ સાથે યુદ્ધ આરંભ્યું. અંગ્રેજ સરદાર સ્મિથ હતો. તેની પાસે ૭ હજારનું લશ્કર હતું. હૈદર પોતાનું તથા નિઝામનું ૭૦ હજારનું સૈન્ય લઈ કર્ણાટક ઉપર ચડયો. નિઝામની બેવફાઈને લીધે સ્મિથને મદ્રાસ તરફ પાછું હઠવું પડયું. હૈદર અને નિઝામનાં લશ્કરે ચંગામ આગળ સ્મિથ ઉપર હલ્લો કર્યો; પણ તેમાં તેઓ હાર્યા એટલે સ્મિથ ત્રિનોમાલી આવ્યો. હૈદરે ત્રિનોમાલીને ઘેરો ઘાલ્યો, પણ તેમાં તે હાર્યો. હૈદરના કુંવર ટીપુએ ચુંટી કાઢેલા સવારો લઈ કર્ણાટકમાં લૂંટ ચલાવી. એવામાં બંગાળેથી એક લશ્કર પગરસ્તે નિઝામના મુલક ઉપર ચડયું; તેથી નિઝામે ગભરાઈ ને અંગ્રેજોને ઉત્તર સરકાર પ્રાંત આપી સલાહ કરી, પણ હૈદર તેથી હિંમત હાર્યો નહિ. તેણે લડાઈ જારી રાખી. મુંબઈથી એક અંગ્રેજ લશ્કર જળમાર્ગે હૈદરના રાજ્ય ઉપર આવ્યું ને

તેણે માંગલૂર જીત્યું. એવામાં ચંગામ આગળ હૈદર બીજી વાર હાર્યો. આવી રીતે તેનું અર્ધું રાજ્ય અંગ્રેજોના તાબામાં આવવાથી તેણે સલાહની ઇચ્છા બતાવી, પણ અંગ્રેજોની સખત માગણી તેનાથી કબુલ થઈ નહિ તેથી વળી યુદ્ધ ચાલ્યું. એ વખતે અંગ્રેજ સેનાપતિની જગાએ જનરલ વુડ હતો, તેણે સ્મિથના જેવી ચંચળાઈ નહિ બતાવ્યાથી હૈદર ફરીને તેજી પર આવ્યો. ફરીથી જનરલ સ્મિથની નીમણુક થઈ. સ્મિથની નજર ચુકાવી પોતાના વીણી કાઢેલા સવારો લઈ હૈદરે તેનો ગએલો મુલક પાછો જીતી લીધો, અને લાંબી મજલો કરી સાડા ત્રણ દિવસમાં તે મ્હૈસુરથી મદ્રાસ આવી પહોંચ્યો. તે વખતે સ્મિથ મદ્રાસ છોડીને દૂર ગયો હતો. હૈદર આવ્યો ત્યારે મદ્રાસનો બચાવ કરવાને લશ્કર નહોતું, તેથી ત્યાંના ગવર્નરે ડરીને હૈદર સાથે સંધિ કરી. તેમાં એવું ઠર્યું કે એક બીજાનો જીતેલો મુલક પાછો આપવો, સંકટ સમયે એક બીજાને સહાય કરવી, અને લડાઈનો તમામ ખર્ચ અંગ્રેજોએ આપવો. આને મદ્રાસની સંધિ કહે છે. ઇ. સ. ૧૭૬૯. મદ્રાસના ગવર્નરે આ સંધિ કરવામાં મોટી ભૂલ કરી, કેમકે તેણે જાણવું હતું કે હૈદર આપણી સાથે સંધિ કરી તરતજ મરેઠા સાથે યુદ્ધ કરશે, ને તે વખતે આપણાથી મરેઠાથી વિરુદ્ધ હૈદરને સહાય થશે નહિ. મુંબઈની આસપાસ મરેઠી રાજ્ય અને મરેઠાની વસ્તી હતી. મરેઠા સાથે દોસ્તી છતાં કલહ કરવાથી મરેઠા મુંબઈ ઉપર ચઢી આવે, તો તેનો બચાવ કરવાને ત્યાંના ગવર્નર પાસે કાંઈ સાધન નહોતું. તેથી મુંબઈ મોટા જોખમમાં આવી પડે. આવો વિચાર કરી એક બીજાને સહાય કરવાનો કરાર કરવો જોઈતો નહોતો, પણ લાચારીથી એ સંધિ કરી હતી.

**૫. હૈદરનો મરેઠા સાથે વિગ્રહઃ**—ઉપર પ્રમાણે અંગ્રેજો સાથે પોતાની ફાવતી સરતો થવાથી હૈદરે પેશ્વાને ખંડણી આપવી બંધ કરી. તેથી માધવરાવ પેશ્વાએ હૈદર ઉપર ચડાઈ કરી, ને ચેરકુલીના રણમાં તેને હરાવી તેની પાસેથી ખંડણી લીધી, તથા તેના રાજ્યનો ઉત્તર ભાગ મરેઠી રાજ્ય સાથે જોડી દીધો ઇ. સ. ૧૭૭૨. તે પછી

માધવરાવ મરણ પામ્યો ને નારાયણરાવ મરાયો તથા મરેઠી રાજ્યમાં કુસંપ થયો. એ તકનો લાભ લઈ હૈદરે ખોએલો મુલક પાછો લીધો.

**૬. અંગ્રેજ સાથે બીજું યુદ્ધ:—મ્હૈસુરનો બીજો વિગ્રહ:** (૧૭૮૦-૮૪). જ્યારે પેશ્વા હૈદર ઉપર ચડયો, ત્યારે હૈદરે સન ૧૭૬૯માં થએલી મદ્રાસની સલાહ પ્રમાણે અંગ્રેજોની સહાય માગી તે તેમણે આપી નહિ, અને હૈદરના તાબાનું ફ્રેંન્ચ સંસ્થાન માહી અંગ્રેજોએ કબજે કર્યું, તેથી ફ્રેન્ચ મારફત યુરોપથી આવતો લડાઈનો સામાન બંધ થઈ ગયો. તેથી તે અંગ્રેજો ઉપર વેર લેવાનો લાગ શોધતો હતો. તેણે ફ્રેંચ સરદારો રાખી કવાયતી લશ્કર બનાવ્યું હતું. એવામાં અંગ્રેજોને મરેઠા સાથે લડાઈ સળગી. એ તકનો લાભ લઈ હૈદર, મરેઠા ને નિઝામ ત્રણેએ ઐક્ય કરી અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાનો ઠરાવ કર્યો ઈ. સ. ૧૭૮૦. એ ઠરાવ પ્રમાણે હૈદર પોતાનું જબરૂં લશ્કર લઈ ચંગામ આગળ થઈ કર્ણાટક ઉપર ફરી વળ્યો. કાંજીવરમમાં અંગ્રેજ સરદાર સર ચાર્લ્સ બેઇલ હતો. તેને મદદ કરવા મદ્રાસથી સર હેક્ટર મનરોને મોકલવામાં આવ્યો, પણ બંને સૈન્ય ભેગાં થાય તે પહેલાં તેણે પોર્ટોનોવો લૂંટી કાંજીવરમ જીતી લીધું. તેની પાસે ૯૦ હજાર માણસનું લશ્કર ને સો તોપો હતી. હૈદરની વય ૭૮ વરસની હતી છતાં તે એક જુવાન જોદ્ધા જેવી ચંચળાઈ રાખતો હતો. સર હેક્ટર મનરો જે પૂર્વે બંગાળામાં સિપાઈઓનો બળવો સમાવી તથા બકસર આગળ મોગલોને હરાવી પ્રખ્યાત થયો હતો, તે મદ્રાસના અંગ્રેજી સૈન્યનો સેનાપતિ હતો. પણ આ વખતે એનામાં પહેલાં જેવી ચંચળાઈ નહોતી. કર્નલ બેલી ૨૮૦૦ માણસનું સૈન્ય લઈ ગંતુર જતો હતો, તેને કાંજીવરમ આગળ મનરોને મદદ કરવા મોકલ્યો હતો, પણ બંને સૈન્ય ભેગાં થાય તે પહેલાં હૈદરે પોલીલોરના રણમાં તેના ઉપર હલ્લો કર્યો. જનરલ મનરો ત્યાંથી બે મજલ દૂર હતો, તોપણ તે ડરીને બેલીની સહાયે નહિ આવતાં મદ્રાસ જતો રહ્યો. બેલીનું ઘણું સૈન્ય કપાઈ ગયાથી અંતે તેને પોતાનાં ૨૦૦ માણસો સાથે હૈદરને શરણ થવું પડયું. ઇ. સ. ૧૭૮૦. કર્નલ બ્રાથવેટના સૈન્યની પણ એજ દશા થઈ.

# કર્ણાટક અને મ્હૈસુર વિગ્રહ ૧૭૮૦.




આ સમાચાર કલકત્તે પહોંચ્યા કે ત્યાંના ગવર્નર જનરલ હેસ્ટિંગ્સે સરઆયરકૂટને સૈન્ય આપી મદ્રાસ મોકલ્યો, ને એક બીજું

સૈન્ય કર્નલ પીઅર્સને આપીને પગરસ્તે મોકલ્યો. એવામાં વરાડનો રાઘોજી ભોંસલે ૩૦ હજારનું લશ્કર લઈ ઓઢીઆમાં થઈને બંગાળા જીતવા ચાલ્યો. તેને કર્નલ પીઅર્સના સૈન્ય સાથે ભેટ થઈ. અંગ્રેજ સેનાપતિએ તેને પૈસા આપીને પાછો વાળ્યો. આ પ્રમાણે ધનલોભી ભોંસલે ઐક્યમાંથી તૂટયો. સન ૧૭૮૧માં સર કૂટ હૈદર સામે યુધ્ધે ચડયો. હૈદરે આર્કોટ જીતી લીધું, ને તેના પુત્ર ટીપુએ વાંદિવાસને ઘેરો ઘાલ્યો. ચીદંબરમ આગળ હૈદરનો અને કૂટનો મેળાપ થયો, તેમાં અંગ્રેજ સૈન્ય પાછું હઠયું, તેથી તે કડલોર ભણી ચાલ્યું. હૈદરે પોર્તોનોવો આગળ તેને ઘેરી લઇ લડાઇ કરી, પણ તેમાં તેનાં ૧૦ હજાર માણસ મરાયાં ને તે હાર્યો; તેથી ટીપુ વાંદિવાસનો ઘેરો ઉઠાવી તેના બાપને આવી મળ્યો. એવામાં કર્નલ પીઅર્સનું સૈન્ય આવી પહોંચ્યું. પોલીલોર કે જ્યાં ગઈ સાલમાં બેલીએ માર ખાધો હતો ત્યાં સર કૂટ હૈદર સામો આવ્યો. બંને લશ્કર બહુ બહાદુરીથી લડયાં પણ અંતે હૈદરને પાછું હઠવું પડયું. વળી સોલીંગર આગળ પણ તે હાર્યો. એ પ્રમાણે ૧૭૮૧ ની સાલ પુરી થઈ, પણ લડાઈ બંધ પડી નહિ. આ હારથી હૈદર કાંઇ નાઉમેદ થયો નહોતો. ફ્રેંચો તેની કુમકમાં હતા. સન ૧૮૭૨માં કૂટ વિલાયત ગયો ને હૈદરની સહાયે યુરોપથી ફ્રેંચ સૈન્ય આવ્યું. ઇંગ્લાંડમાંથી અંગ્રેજી લશ્કર પણ આવ્યું ને લડાઈ ચાલી. ઇ. સ. ૧૭૮૨માં આર્ની આગળ હૈદરની પુરેપુરી હાર થઈ તેથી તે નિરાશ થયો. ઇ. સ. ૧૭૮૨માં ૮૦ વરસની ઉંમરે તે મરણ પામ્યો. ટીપુએ મલબાર કાંઠે યુદ્ધ ચલાવ્યું.

૭. **હૈદરનું મરણઃ**—હૈદરના મરણ વખતે તેના ખજાનામાં ત્રણ કરોડ રૂપીઆ તથા લાખો રૂપીઆનું જવાહીર હતું. હૈદર શૂરો, બહાદુર, યુદ્ધમાં કુશળ, ચંચળ, દૃઢ ને ઉમંગી, પણ કપટી ને ક્રૂર હતો. તે એક સારો સેનાનાયક હતો. તેણે મ્હૈસુરનું રાજ્ય વધારી તે ઉંચી પાયરીએ આણ્યું. માણસની પરીક્ષા કરવાની તેનામાં સારી શક્તિ હતી. તે ધર્માંધ હતો. તેની પ્રજા તેને ચાહતી હતી. તેની પાસે સારૂં યુરોપી

ઢબનું તાલીમબદ્ધ લશ્કર હતું. તેણે અંગ્રેજોને સારી રીતે હંફાવ્યા. તે અઢારમી સદીનો એક મહાન પરાક્રમી પુરુષ હતો. તેના મરણના સમાચાર ટીપુને મોકલ્યા, ને લશ્કરમાં બેદિલી ન ફેલાય માટે પૂર્ણિઆ ને કૃષ્ણરાય નામે તેના કારભારીઓએ હૈદરના મરણની વાત છૂપી રાખી તેનું મડદું મ્યાનમાં બંધ રાખી ફેરવ્યું. એવામાં ટીપુએ આવી રાજ્યની લગામ હાથ કરી ઇ. સ. ૧૭૮૨.

**૮. ટીપુ સાથે સલાહઃ**—હૈદરના મૂઆ પછી ટીપુએ લડાઈ જારી રાખી. બુસ્સી ફ્રેંચ ફોજ લઈ તેની કુમકે આવ્યો. કૂટ પછી અંગ્રેજ સેનાપતિ સ્ટુઅર્ટ હતો, તે કૂટ જેવો નહોતો. બે વરસ સુધી ટીપુએ લડાઈ ચલાવી. તેમાં કોઈ વાર અંગ્રેજનો તો કોઈ વાર ટીપુનો જય થતો. ટીપુએ અંગ્રેજ કેદીઓને બહુ દુઃખ દીધું ને માર્યા. અંગ્રેજો ટીપુને મ્હૈસુરના સિંહને નામે ઓળખે છે. કર્નલ મેથ્યુસને હરાવી ટિપુએ બેદનુર જીતી લઈ તેને કેદ કર્યો, પછી તેણે



ટીપુ

મેંગલોરને ઘેરો ઘાલી તે લીધું. અંગ્રેજોએ પાલગઢ, કોઇંબતુર, મલબાર અને ડિંડિગલ જીતી લીધાં હતાં, પણ લશ્કરની ને ધનની ખરાબીથી કંટાળીને ગવર્નર જનરલની મરજી વિરૂદ્ધ મદ્રાસના ગવર્નરે માંગલુર મુકામે ટીપુ સાથે સલાહ કરી ઇ. સ. ૧૭૮૪. તેમાં બંને પક્ષોએ એકબીજાના કેદી છોડી મૂકવા અને એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો એમ ઠર્યું.

**૯. ટીપુ સાથે પહેલો વિગ્રહઃ ત્રીજો મ્હેસુર વિગ્રહઃ-૧૭૯૦-૯૨.** માંગલુરની સલાહથી અંગ્રેજોની આબરૂ ઘટી અને ટીપુને અભિમાન

આવ્યું. હવે તેને દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો લોભ થયો. તેણે લશ્કરી તૈયારી સારી કરી હતી, અને ફ્રાન્સની મદદ માટે તે ખટપટ કરતો હતો. તેણે પાદશાહપદ ધારણ કર્યું, તથા અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર સન ૧૭૮૯માં હલ્લો કર્યો. તે રાજાએ અંગ્રેજોની સહાય માગી. અંગ્રેજોએ ટીપુને ત્રાવણકોર ઉપર હલ્લો નહિ કરવા કહ્યું, પણ તેણે તે ગણકાર્યું નહિ તેથી અંગ્રેજોએ તેના ઉપર યુદ્ધે ચડવાની તૈયારી કરી. સન ૧૭૯૦માં જનરલ મેડોસ અંગ્રેજી સૈન્ય લઈ ટીપુના રાજ્ય ઉપર ચડયો, પણ ટીપુએ તેના લશ્કરનો બે ઠેકાણે પરાભવ કર્યો. તે સમયે કલકત્તાનો ગવર્નર જનરલ લોર્ડ કાર્નવાલિસ હતો. તેણે ટીપુનો નાશ કરવા નિજામ તથા મરેઠા સાથે સંધિ કરી; તેમાં એવું ઠર્યું કે ટીપુ પાસેથી જે ફાયદો થાય તે ત્રણેએ સરખો વહેંચી લેવો. એ રીતે નિજામ અને મરેઠાની સહાય મેળવી કાર્નવાલિસે પંડે મ્હેસુર ઉપર ચડાઇ કરી બેંગલોર જીતી લીધું, અને તેની રાજધાની શ્રીરંગપટ્ટણ તરફ કૂચ કરી ઇ. સ. ૧૭૯૨. પરશુરામ ભાઉ, પટવર્ધ અને હરિપંતફડકે એમણે મરેઠી સૈન્ય લઈ કૃષ્ણા અને તુંગભદ્રાનો પ્રદેશ તાબે કર્યો, અને નિજામે કડપા લીધું. કાર્નવાલિસના સૈન્યનો અટકાવ કરવાને ટીપુએ આરીકેરા આગળ યત્ન કર્યો, પણ તેમાં તે હારી ગયો અને શ્રીરંગપટ્ટણમાં ભરાઈ ગયો. મદ્રાસથી નવું લશ્કર અને સાધન આવી પહોંચવાથી અંગ્રેજોએ તેની રાજધાનીને ઘેરો ઘાલ્યો, એટલે ભયભીત થઈને તેણે સલાહ કરી. તેમાં એવું ઠર્યું કે ટીપુએ અર્ધું રાજ્ય ને ૩ કરોડ રૂપીઆ અંગ્રેજને, અને ૩૦ લાખ રૂપીઆ મરેઠાને આપવા; તમામ કેદીઓને છોડી મૂકવા, ને એ શરતો પાળતાં સુધી તેના બે છોકરા બાંહેધરીમાં આપવા. અર્ધા રાજ્યમાંથી તુંગભદ્રાની ઉત્તરનો પ્રાંત મરેઠાને અને ગજકોટ ને કડપા નિજામને આપી; મલબાર, કૂર્ગ, સેલમ અને મદુરાના પ્રાંતો અંગ્રેજોએ લીધા.

**૧૦. ટીપુ સાથે બીજો વિગ્રહઃ મ્હેસુર ચોથો વિગ્રહઃ—** ૧૭૯૮-૯૯. ટીપુને ભારે નુકસાન થએલું હતું. તેનું અર્ધું રાજ્ય ગયું

ને ખજાનો ખાલી થયો, એ તેનાથી ખમાયું નહિ. એ વખતે યુરોપમાં ફ્રેંચોનો રાજા નેપોલિઅન બોનાપાર્ટ વિજય મેળવતો હતો, તેની સાથે તથા કાબુલના અબદલ્લી રાજા ઝમાનશાહ સાથે પત્રવ્યવહાર ચલાવી, અંગ્રેજને હિંદમાંથી હાંકી કાઢી મુસલમાની સલ્તનત સ્થાપવાની તે તૈયારી કરવા લાગ્યો. આ વાત માલમ પડતાંજ ગવર્નર જનરલ માર્કિવસ લેલેસ્લી મદ્રાસ આવ્યો. તેણે નિજામના રાજ્યમાંથી અને આર્કોટથી લશ્કર બોલાવી સુમારે ૩૦ હજાર સૈન્ય જમાવી જનરલ હેરિસની સરદારી નીચે મદ્રાસથી મ્હૈસુર ઉપર મોકલ્યું. નિજામના સૈન્યનો ઉપરી ગવર્નર જનરલનો ભાઈ આર્થર વેલેસ્લી, ને મુંબઈના લશ્કરનો ઉપરી જનરલ સ્ટુઅર્ટ હતો. હેરિસે માલવેલી આગળ, ને સ્ટુઅર્ટે સીંદાસુર આગળ ટીપુના સૈન્યનો પરાભવ કર્યો, તેથી તે શ્રીરંગપટ્ટણમાં ભરાયો. અંગ્રેજી સૈન્યે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો સન ૧૭૯૯. ટીપુએ બહાદુરીથી લડાઈ કરી પણ તેમાં તે મરાયો; તેથી હૈદરે ઉઠાડી મૂકેલા રાજા કૃષ્ણરાયના વંશમાં એક કુંવર હતો, તેને થોડું રાજ્ય આપીને અંગ્રેજોએ મ્હૈસુરની ગાદીએ બેસાડયો; ને એ રાજા મોટો થતાં સુધી રાજ્ય ચલાવવાને પોતાના તરફથી કમિશનર નીમ્યો. બાકીના રાજ્યમાંથી થોડું નિજામને આપી દક્ષિણ કાનડા અને કોઈમ્બતુરના જિલ્લા પોતે લીધા સન ૧૮૦૦. અંગ્રેજોએ ટીપુના પુત્રોને વેલોરના કિલ્લામાં કેદ રાખ્યા. ટીપુ પણ એના બાપના જેવો બહાદુર અને ઘાતકી હતો.



# પ્રકરણ ૫ મું

## अंग्रेजी राज्यनो वधारो ने व्यवस्था



### ૧. હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નરઃ—૧૭૭૨-૧૭૭૪.

તેનો જન્મ ૧૭૩૩માં થયો હતો. તે ૧૭ વરસની ઉંમરે કંપનિની નોકરીમાં કારકુન તરીકે બંગાળા આવ્યો હતો. પ્લાસીના યુદ્ધ વખતે તે હાજર હતો. તે મુર્શિદાબાદમાં રેસિડન્ટ તરીકે થોડો વખત રહ્યો ઇ. સ. ૧૭૫૭. પછી ૧૭૬૧માં કલકત્તાની કાઉન્સિલનો સભાસદ થયો. ત્રણ વરસ પછી પૈસો ભેગો કરી ને વિલાયત ગયો. જ્યારે ફરીથી તે હિંદમાં પાછો આવ્યો ત્યારે મદ્રાસની કાઉન્સિલનો સભાસદ



હેસ્ટિંગ્સ

નિમાયો હતો ૧૭૬૯. તે હિંદના રાજ્યવહીવટનો સારો અનુભવી હતો, તથા કલાઇવના હાથ નીચે કેળવાએલો હતો, તેથી બંગાળામાં ચાલતી ગરબડ મટાડીને ત્યાં બંદોબસ્ત કરવા કંપનિએ તેને કલકત્તાના ગવર્નર તરીકે નીમ્યો. એ કલાઇવના જેવાજ સ્વભાવનો હતો. તેનામાં

યુદ્ધકૌશલ્ય નહોતું, તોપણ કલાઇવે અંગ્રેજી રાજ્યના નાખેલા પાયા ઉપર તેણે રાજ્યની મજબુત ઇમારત ચણી.

**૨. સુધારાઃ**—તેણે દ્વિરાજ્યપદ્ધતિ કાઢી નાખી. મહેસુલ ઉઘરાવવા જિલ્લાવાર અંગ્રેજી કલેક્ટર નીમ્યા, અને દેશી ન્યાયાધીશો કમી કરી તેમને બદલે અંગ્રેજ અમલદારો રાખ્યા. વળી તેણે જમીનનું મહેસુલ નક્કી કરી પાંચ વરસના પટે જમીનદારોને જમીન આપી, પણ તેથી વધારે પૈસાને માટે રૈયત ઉપર જુલમ થયો. તેમજ પાંચ વરસ પછી જમીન પાછી આપવાની હોવાથી તેમાં સુધારો થયો નહિ. તેણે ન્યાયખાતું પણ સુધાર્યું. દરેક જિલ્લાવાર દિવાની અને ફોજદારી કોર્ટો સ્થાપી. કલેક્ટર મહેસુલ ઉઘરાવતો અને ન્યાય આપતો. કલકત્તામાં છેવટની અપીલ માટે 'સદર દિવાની' અને 'સદર ફોજદારી' કોર્ટો સ્થાપી. હિંદુ શાસ્ત્રીઓ અને કાજીઓ કલેક્ટરને મદદ કરતા. હિંદુ અને મુસલમાની કાયદાઓનાં પુસ્તક તૈયાર કરાવરાવ્યાં. કંપનિના નોકરોને ખાનગી વેપાર કરવાની તથા જમીનદાર થવાની મના કરી.

**૩. રેગ્યુલેટિંગ આક્ટઃ**—વિલાયતની પાર્લામેંટમાં હિંદનો રાજ્યવહીવટ બરાબર નિયમિત ચલાવવા માટે એક કાયદો મંજુર થયો, તેને "રેગ્યુલેટિંગ આક્ટ" કહે છે. તેમાં એવું ઠરાવ્યું કે ૧. કલકત્તાના ગવર્નરને ગવર્નર જનરલ બનાવવો, અને તેની નીમણુક કંપનિના ડાયરેક્ટરોને બદલે હવે ઇગ્લાંડનું પ્રધાન મંડળ કરે. ગવર્નર જનરલ પાંચ વરસ સુધી હોદ્દા પર રહી શકે. મુંબઈ અને મદ્રાસના ગવર્નરોને તેના તાબામાં રાખવા. ૨. ગવર્નર જનરલને સલાહ આપવાને ચાર કાઉન્સિલરો (સલાહકાર) આપવા. ૩. કલકત્તામાં એક સુપ્રીમ કોર્ટ (સદર અદાલત) સ્થાપવી. તે ન્યાયનું કામ કરે તેમાં એક મુખ્ય ને ત્રણ મદદગાર જડજ (ન્યાયાધીશ) નીમવા. ૪. એ બધાની નીમણુકો ઇગ્લાંડની સરકાર કરે, એટલે તેઓ ગવર્નર જનરલ અને તેની સભાથી સ્વતંત્ર હતા. ૫. કંપનિના કોઈ પણ કામદારોએ વેપાર કરવો નહિ કે નજરાણાં લેવાં નહિ. આ કાયદાની રૂએ હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર જનરલ થયો ઇ. સ. ૧૭૭૪.

**૪. રોહિલાનો નાશઃ**—હેસ્ટિંગ્સ હિંદમાં આવ્યો તે પહેલાં માધવરાવ પેશ્વાએ પોતાના સરદાર મહાદજી સિંધિઆ તથા તુકાજી હોલ્કરને ઉત્તર ભરતખંડમાં મોકલ્યા હતા. તેમણે ઇ. સ. ૧૭૭૧માં શાહઆલમને દિલ્હીની ગાદીએ બેસાડયો, તેથી પાદશાહે અલ્લાહાબાદ ને કોરા પ્રાંતો મરેઠાને આપ્યા. મરેઠા સને ૧૭૭૩માં રોહિલખંડ ઉપર ચડયા, તેથી રોહિલા લોકોના સરદારે અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલ્લાનો આશ્રય માગ્યો; ત્યારે તેણે અંગ્રેજોની મારફત એવી સલાહ કરી કે અયોધ્યાનો નવાબ મરેઠાના હુમલાથી રોહિલાનું રક્ષણ કરે, તેના બદલામાં રોહિલા લોક દસ લાખ રૂપીઆ રોકડા ને દસ લાખ રૂપીઆ ત્રણ વરસ સુધી બીજા આપે, પરંતુ તે વરસે મરેઠા લડાઈ કર્યા વગરજ ચાલ્યા ગયા. મરેઠા બીજી વાર આવ્યા ત્યારે નવાબ અને કંપનિના લશ્કરે તેમને કાઢી મૂકયા, પણ રોહિલાઓએ નવાબને પાંચ લાખજ રૂપીઆ આપ્યા અને કરાર પ્રમાણે પૈસા આપ્યા નહિ. નવાબે તે પૈસા વસુલ કરવાને અંગ્રેજોની મદદ માગી ને તે બદલ ૪૦ લાખ રૂપીઆ કંપનિને આપવા કબુલ કર્યા. નવાબનો ડોળો રોહિલખંડના રસાળ મુલક ઉપર ઘણા વખતથી હતો, અને હેસ્ટિંગ્સના મનમાં હતું કે રોહીલા કોઈ વખત મરાઠાને મળી જાય તો બંગાળામાં સુલેહશાંતિ રહે નહિ, પણ નવાબના હાથમાં તે પ્રાંત આવે તો કંપનિનું રાજ્ય દૃઢ થાય. એવા વિચારથી તથા હેસ્ટિંગ્સ ઉપર ઇંગ્લાંડથી વારંવાર નાણાંની માગણી થતી હતી, તેથી પૈસાની ખાતર તેણે રોહિલાઓનો નાશ કરવામાં સહાય કરી. સન ૧૭૭૪માં બંનેનાં એકત્ર સૈન્યે ૨૦૦૦ રોહિલાનો નાશ કર્યો અને નવાબના એક છોકરાને થોડું રાજ્ય આપી ગાદીએ બેસાડયો. તેના વંશજો હજુ પણ રામપુરાના નવાબ કહેવાય છે.

**૫. પૈસાનો વધારોઃ**—આ વિના હેસ્ટિંગ્સે બીજાં નિંદ્ય કામો કરીને નાણાંની માગણી પૂરી પાડી. ડિરેક્ટરોને રાજી રાખવા માટે એ કામો કરવાની તેને જરૂર પડી. ખર્ચ ઘટાડવાને નિમિત્તે તેણે બંગાળાના નવાબને મળતું પેન્શન અર્ધું કરી નાખ્યું, તથા નવો

નવાબ બાળક હોવાથી તેની માને વાલી ઠરાવી તેની પાસે કેટલુંક ધન લીધું. સન ૧૭૭૧થી દિલ્હીનો પાદશાહ મરેઠાને આશ્રયે ગયો હતો, તેથી તેને આપેલા અલ્લાહાબાદ ને કોરા પ્રાંતો લઈને ૫૦ લાખ રૂપીઆ માટે અયોધ્યાના નવાબને વેચાતા આપ્યા, અને લોર્ડ ક્લાઈવે બંગાળાની ઉપજમાંથી દર વરસે ૨૬ લાખ રૂપીઆ પાદશાહને આપવાના ઠરાવ્યા હતા તે બંધ કર્યા.

**૬. હેસ્ટિંગ્સ અને તેના કાઉન્સિલરો:**—સને ૧૭૭૩માં હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થયો, ને તેના ચારે કાઉન્સિલરો આવ્યા. તેમની સત્તા સરખી હતી. તેમાંના ત્રણ કાઉન્સિલરો ફ્રાન્સિસ, ક્લેવરીંગ અને મોન્સનના વિચાર ગવર્નર જનરલના વિચારથી કેવળ વિરુદ્ધ હતા, તેથી હેસ્ટિંગ્સનું ધાર્યું થતું નહિ. વિરોધી પક્ષનો આગેવાન ફ્રાંસિસ હતો. તે તેનો કટ્ટો દુશ્મન હતો. આવા વિરોધી પક્ષને લીધે હેસ્ટિંગ્સ બે વરસ સુધી કંઈ કરી શક્યો નહિ, પછી થોડી મુદતમાં વિરુદ્ધ પક્ષમાંનો એક કાઉન્સિલર મરણ પામ્યાથી કાઉન્સિલમાં ગવર્નર જનરલનું બળ વધ્યું. છેવટે ફ્રાંસિસ વિલાયત જવાથી હેસ્ટિંગ્સનું ધાર્યું થવા લાગ્યું.

**૭. ધન મેળવવાને હેસ્ટિંગ્સના અન્યાય:**—મરેઠા અને હૈદર જેવા મહાન શત્રુ સાથે લડાઈ કરવી પડી તેથી ઘણું ખર્ચ થઈ ગયું, તેથી તેને નાણાંની ઘણી સખત ભીડ પડવા લાગી; તેને પહોંચી વળવા તેણે અન્યાય ને જુલમનાં કામ કર્યાં. કાઉન્સિલમાં એનું બળ વધ્યાથી તથા ફ્રાન્સિસ વિલાયત ગયાથી એવાં કામ કરવામાં તેને અંતરાય નડ્યો નહિ. પ્રથમ તો તેણે કાશીના રાજા ચૈયતસીંગ પાસેથી પહેલાં ઠરાવેલી ૨૨॥ લાખ રૂપીઆ ખંડણી તથા પાંચ લાખ રૂપીઆ વધારે માગ્યા, તથા લશ્કરી મદદની માગણી કરી. રાજાએ તે ન આપ્યાથી તેનો પચાસ લાખ રૂપીઆ દંડ કર્યો, ને તે વસુલ કરવાને હેસ્ટિંગ્સ કાશી ગયો. તે અંગ્રેજોના દુશ્મનો સામે પત્રવ્યવહાર રાખે છે એવું આળ મૂકી તેને ગાદીએથી ઉઠાડી મૂક્યો; ને તેના ભાણેજને ગાદી આપી તેની પાસેથી દર વર્ષે ૪૦ લાખ રૂપીઆ ખંડણી લેવાની ઠરાવી, તથા તેનો દિવાની અને ફોજદારી અધિકાર લઈ લીધો. ચૈયતસીંગને કેદ કર્યો તેથી કાશીના

લોકોએ બંડ કરી હેસ્ટિંગ્સને ઘેરી લીધો. રાજા કાશી ગયો ને હેસ્ટિંગ્સ મહા મુશ્કેલીથી બચી શકયો. ઈ. સ. ૧૭૮૧.

**૮. અયોધ્યાની બેગમો:**—સને ૧૭૭૬માં અયોધ્યાનો નવાબ સુજાઉદ્દૌલા મરણ પામ્યાથી તેની ગાદીએ તેનો પુત્ર અસોફઉદ્દૌલા નવાબ થયો. તેની સાથે હેસ્ટિંગ્સે સંધિ કરી તેની પાસેથી કાશી પ્રાંત લીધો. વળી તેના રક્ષણાર્થે અંગ્રેજ ફોજ રાખી ખર્ચ બદલ દર વર્ષે ૩૨ લાખ રૂપીઆ લેવાના ઠરાવ્યા. કાશી પ્રાંત અંગ્રેજના તાબામાં આવ્યો તેથી ત્યાંના રાજા પાસેથી દર વર્ષે ૨૨॥ લાખ રૂપીઆ ખંડણી લેવાની ઠરાવી. વળી અસોફઉદ્દૌલા પાસે પાછલા લહેણા નીકળતા ૭૬ લાખ રૂપીઆની હેસ્ટિંગ્સે ઉઘરાણી કરી; પણ તેનો ખજાનો ખાલી હોવાથી તે આપી શકયો નહિ. તેથી તેણે હેસ્ટિંગ્સને કહ્યું કે મારી દાદી જે અયોધ્યાની બેગમો છે તેમની પાસે ઘણી દોલત છે, જો તે લેવા મદદ આપવામાં આવે તો દેવું પતાવી શકાય. તે ઉપરથી હેસ્ટિંગ્સની સંમતિથી તેણે બેગમો ઉપર અત્યંત જુલમ કરી એક કરોડ રૂપીઆ કઢાવ્યા અને તે અંગ્રેજોને આપ્યા.

**૯. નંદકુમાર:**—કાઉન્સિલમાં હેસ્ટિંગ્સનું વજન ઘટવાથી તેના ઉપર સુપ્રિમ કોર્ટમાં લાંચની ફરિયાદો થવા માંડી. નંદકુમાર નામે જાગીરદાર મુખ્ય ફરિયાદ કરનાર હતો. તેની તપાસ કાઉન્સિલમાં થવા લાગી. એવામાં નંદકુમારે ઘણાં વર્ષ ઉપર કોઈ જુઠો દસ્તાવેજ બનાવ્યો હશે, તે બાબત તેના ઉપર સુપ્રીમ કોર્ટમાં કામ ચાલ્યું. નંદકુમાર ઉપર ગુન્હો સાબીત થતાં જડજોએ હેસ્ટિંગ્સની સલાહથી વિલાયતના કાયદા લાગુ પાડી તે કાયદાની રૂઈએ તેને ફાંસી દીધી, તેથી હેસ્ટિંગ્સનું દુઃખ ટળ્યું.

**૧૦. પીટનો કાયદો:**—કંપનિના રાજ્યનો તમામ વહીવટ ડિરેકટરો પાસેથી લઈ પાર્લામેન્ટના અમલદારોને સોંપવો એવો ખરડો ફોક્સ નામે પ્રધાને રજુ કર્યો, પણ તે પાર્લામેન્ટમાં નામંજુર થયો. તે પછી બીજે વરસે પીટ નામે પ્રધાને એનેજ મળતો એક કાયદો મંજુર કરાવ્યો. ઈ. સ. ૧૭૮૪. આ કાયદાની રૂએ, (૧) કંપનિની

વેપારની સત્તા કાયમ રહી પણ રાજકીય સત્તા બોર્ડ ઑાવ કોન્ટ્રોલ (નિયામક સભા) ને સોંપવામાં આવી. તે મંડળના ૭ સભાસદની નીમણુક રાજા કરે એમ ઠર્યું. (૨) હિંદની કાઉન્સિલમાંથી એક સભાસદ કમી કરી મદ્રાસ અને મુંબઈના ગવર્નરને પણ એક એક કાઉન્સિલ આપી. (૩) પાર્લામેંટની રજા સિવાય ગવર્નર જનરલ કોઈ પણ દેશી રાજા જોડે લડાઈ કે સંધિ કરી શકે નહિ. (૪) બોર્ડ ઑાવ કોન્ટ્રોલને દેશીરાજ્ય સાથે લડાઈ તેમજ સુલેહ કરવાની સત્તા આપી. (૫) સેનાધિપતિની નીમણુક ઇંગ્લાંડનો રાજા કરી શકે. ગવર્નર જનરલ, ગવર્નર, અને કાઉન્સિલના સભાસદોની નીમણુક રાજાની પરવાનગીથી કંપનિ કરી શકે.

**૧૧. હેસ્ટિંગ્સની રાજ્યપદ્ધતિઃ**—હેસ્ટિંગ્સે વસુલાત ઉઘરાવવા કલેકટરો નીમ્યા, ને દેશીઓ પાસેથી મોટાં કામ લઈ લીધાં. હાલના હિંદીરાજ્યનું મૂળસ્વરૂપ તેણે ઘડયું. તે ભારે મુત્સદ્દી હતો. તેની વ્યવસ્થાશક્તિ, અડગ નિશ્ચય અને હિંમત અસાધારણ હતાં. આ ગુણને લીધે તેણે અંગ્રેજી રાજ્ય ઘણું મજબુત કર્યું. પણ લડાઈઓનું ખર્ચ અને ડિરેકટરોની નાણાંની માગણી પૂરી પાડવાના કારણથી ખંડણી વધારી, ને રોહિલાનો નાશ કરાવ્યો. હેસ્ટિંગ્સ સને ૧૭૮૫માં વિલાયત ગયો. ત્યાં એના ઉપર ફ્રાન્સિસ ને બીજાઓએ પાર્લામેન્ટમાં ફરિયાદ કરી. એ કામ ૧૭૮૮ થી ૧૭૯૫ સુધી ચાલ્યું, તેમાં જો કે તે છૂટયો પણ તેને દસ લાખ રૂપીઆ ખર્ચ થયું; પણ કંપનિના ચાલકોએ તેને ૪૦૦૦ પૌંડનું પેન્શન બાંધી આપ્યું. તે ૧૮૧૮માં ૮૬ વરસની ઉંમરે મરણ પામ્યો.

**૧૨. લોર્ડ કાર્નવાલિસઃ**—(૧૭૮૬–૯૩). હેસ્ટિંગ્સ પછી લોર્ડ કાર્નવાલિસ સને ૧૭૮૬માં ગવર્નર જનરલ થઈને આવ્યો. તેને યુદ્ધનો સારો અનુભવ હતો. અમેરિકાના સ્વતંત્રતાના યુદ્ધમાં તેણે ભાગ લીધો હતો. તેને સેનાપતિ બનાવ્યો હતો. તે અમીરી કુટુંબનો ને લાગવગવાળો હોવાથી તેને કાઉન્સિલથી સ્વતંત્ર વર્તવાની સંપૂર્ણ સત્તા મળી હતી. તેણે પ્રથમ મહેસુલ ઉઘરાવનાર કલેકટર પાસેથી

ઈન્સાફ કરવાની સત્તા લઈ લીધી અને તેને બદલે બીજા ગોરા અમલદારો નીમ્યા. તેણે કામદારોને લાંચ લેતા તથા વેપાર કરતા અટકાવી તેમનો પગાર વધારી આપ્યો, તથા લાંચ લેનારને નિષ્પક્ષપાત પણે શિક્ષા કરી તેથી તેઓ સુધર્યા. જમીનદારો પાસેથી તેણે ફોજદારી સત્તા લઈ લીધી અને દિવાની અને ફોજદારી કામ માટે જિલ્લાવાર એક એક ગોરો ન્યાયાધીશ નીમ્યો. જિલ્લાકોર્ટો ઉપર બંગાળામાં કલકત્તા, મુર્શિદાબાદ, પટણા અને ઢાકા એમ ચાર જગાએ પ્રાંતિક અદાલતો સ્થાપી.



લોર્ડ કાર્નવાલિસ

કલકત્તામાં છેવટની અપીલ માટે સદર અદાલત હતી. હિંદીઓને ઉંચા ઓદ્ધા ઉપરથી ખસેડી તે જગાએ ગોરા અમલદારો ગોઠવ્યા. આવી રીતે તેના વખતમાં હિંદી સનંદી નોકરી સ્થાપવામાં આવી. નિજામ સાથે સલાહ કરી તેની સહાય માટે અંગ્રેજી સૈન્ય રાખ્યું અને તેના બદલામાં ગંતુર પરગણું લીધું. અંગ્રેજી સૈન્ય અંગ્રેજોના મિત્રો સામે ન વાપરવું એમ ઠરાવી મિત્રોની યાદી કરી; તેમાં ટીપુનું નામ ન લખ્યું તેથી તેને રીસ ચઢી. તેણે કુર્ગ ને કાનડા પ્રાંત જીતીને ત્યાંના એક લાખ માણસને બળાત્કારે મુસલમાન કર્યા. એવામાં મરેઠાએ ને નિજામે ટીપુના રાજ્ય ઉપર સવારી કરી. તેમાં ટીપુ હાર્યો તેથી તેણે ચડેલી ખંડણી આપવાનું કબુલ કર્યું. તે પછી ટીપુએ મલબાર ઉપર સવારી કરીને ત્યાંના લોકોને મુસલમાન કર્યા ને હિંદુઓનાં દેવળો તોડયાં. એ રીતે એણે ક્રૂરતા ને જુલમ કરવા માંડયાં. છેવટે તેણે ત્રાવણકોર ઉપર ચડાઈ કરી, ત્યારે કાર્નવાલિસે મ્હૈસુર ઉપર ચડાઈ કરી; તેમાં ટીપુ હાર્યો ને સને ૧૭૯૨માં તેણે સલાહ કરી.

**૧૩. કાયમની જમાબંધીઃ**—ક્લાઈવની દ્વિરાજ્યપદ્ધતિથી ખેડુતો ઉપર જુલમ થતો હતો તે અટકાવવાને હેસ્ટિંગ્સે પ્રથમ પાંચ પાંચ અને પછી દસ દસ વરસ સુધી 'હંગામી જમાબંધી' નક્કી કરી, અને જમીનદારોને હરાજીથી મહેસુલ ઉઘરાવવાનો હક્ક આપ્યો. તેઓ રૈયત પાસેથી બને તેટલા પૈસા કઢાવતા, અને ખેતીમાં કંઇ સુધારો કરતા નહિ; તેથી ખેડુતની પાયમાલી દૂર કરવાને અને ખેતી સુધારવાને લોર્ડ કૅાર્નવૉલિસે જમીનનું મહેસુલ હમેશને માટે નક્કી કર્યું; અને ઇજારાની પદ્ધતિ બંધ કરી ઇજારદાર પાસેથી મહેસુલ લેવાનું ઠરાવી, તેમને વંશપરંપરાના પટા કરી આપ્યા. આ પદ્ધતિથી પણ ખેડુતોને કંઈ ફાયદો થયો નહિ. ખેડુતો પાસેથી જમીનદાર જે વેરો લે તેમાં કંપનિએ વચ્ચે પડવાનું નહોતું, તેથી ખેડુત ઉપરનો જમીનદારનો જુલમ કાયમ રહ્યો અને જમીનદારો તાલેવંત થયા. સરકારને કાયમનું મહેસુલ આપવાનું હોવાથી જમીનદારોએ ખેતીમાં સુધારો કરી તેમની ઉપજ વધારી. વખતો વખત સરકારને ધારો આંકવાનો ખર્ચ અને મહેનત મટી ગયાં, અને નિયમિત અને ચોક્કસ રકમ સરકારને મળવા લાગી; પણ નાના જમીનદારના હક્ક જતા રહ્યા અને ગણોતીઆ ખેડુત જમીનદારની રહેમ નજર ઉપર આધાર રાખતો થયો, તેથી ખેડુતની સ્થિતિ સુધરી નહિ. જમીનદારનો નવો વર્ગ ઉભો થયો તે સરકારને વફાદાર રહ્યો પણ વખત જતાં સરકારને મહેસુલનું ભારે નુકસાન થયું.

**૧૪. આર્કોટના નવાબ સાથે કરારઃ**—લોર્ડ કાર્નવાલિસે આર્કોટના નવાબ મહમદઅલ્લી સાથે નવા કરારો કર્યા; તેમાં એવું ઠર્યું કે નવાબે દર વર્ષે નવ લાખ રૂપીઆ ખંડણી આપવી, અને તે રોકડ નહિ આપતાં તેટલી ઉપજનો મુલક આપવો, તથા લડાઈ વખતે તેના મુલકની વ્યવસ્થા અંગ્રેજને સોંપવી. એવામાં અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે યુરોપમાં લડાઈ ચાલ્યાથી ગવર્નર જનરલે હિંદનાં સઘળાં ફ્રેંચ થાણાં જીતી લીધાં ઇ. સ. ૧૭૯૩.

**૧૫. કંપનિનો નવો પટોઃ**—સને ૧૭૯૩માં કંપનિને મળેલા પટાની મુદત પુરી થવાથી એ સાલમાં ૨૦ વર્ષની મુદતની નવી

સનંદ મળી. તેમાં મુખ્ય ફેરફાર એ થયો કે આજ સુધી હિંદમાં માત્ર કંપનિજ વેપાર કરતી, પણ હવે ૩૦૦૦ ટન સુધીનો વેપાર કરવાની બીજા વેપારીઓને છૂટ મળી, પણ કંપનિ પોતાનો માલ વેચે ત્યારે તે મુજબ તેનું વેચાણ થવું જોઈએ એવી શરત તેઓએ મૂકી હતી. હિંદી સેનાપતિને ડિરેક્ટરોની મંજુરી વગર બંગાળાની કાઉન્સિલમાં બેસવાની મના થઈ. એજ સાલની આખરે કાર્નવાલિસ વિલાયત ગયો ને તેની જગાએ સર જોન શોર આવ્યો.

**૧૬. સર જોન શોરની તટસ્થ રાજ્યનીતિઃ**—તે પ્રથમ બંગાળાની કાઉન્સિલનો સભાસદ હતો. તેના વખતમાં કંપનિએ તટસ્થ રાજ્યનીતિ ગ્રહણ કરી હતી, એટલે દેશીરાજ્યોની અંદર અંદરની તકરારોમાં હાથ ઘાલવાની તેને સખત મના કરવામાં આવી હતી. નવો મુલક મેળવવાને કંઈ પ્રયત્ન કરવો નહિ, પણ ખાસ વેપાર ઉપર લક્ષ આપવું એવી સૂચના સર જોન શોરને આપવામાં આવી હતી. કોઈ દેશીરાજ્ય બહુ સત્તાવાળું થાય નહિ તે ઉપર પણ તેને તપાસ રાખવાની હતી. હિંદમાં સુલેહશાંતિ જાળવવાને તે અક્ષરશઃ આ નીતિને વળગી રહ્યો, પણ તેથી મરેઠા અને ટીપુ નિરંકુશ થયા. મરેઠાએ નિજામ ઉપર સવારી કરી ખરડાની લડાઈમાં તેને હરાવી નરમ પાડયો. આ લડાઈ વખતે નિજામને અંગ્રેજોએ સહાય કરી નહિ તેથી નિજામે ફ્રેંચ સરદારો રાખીને પોતાના લશ્કરને કવાયત આપવા માંડી. ટીપુ પણ અંગ્રેજો સાથે લડવાને તૈયારી કરવા લાગ્યો. સન ૧૭૯૫માં કર્ણાટકનો નવાબ મહમદઅલ્લી મરણ પામ્યો ને તેના દીકરાને ગાદી મળી. તેના બાપના વખતનું દેવું હતું તે અંગ્રેજ સરકારે વચમાં પડીને પતાવ્યું.

**૧૭. અયોધ્યાનો નવાબઃ**—અયોધ્યાનો નવાબ અસોફઉદ્દૌલ્લા સન ૧૭૯૭માં મરણ પામ્યો. તેની ગાદીએ તેના પુત્ર વઝીરઅલ્લીને બેસાડયો, પણ એ નવાબનો ખરો પુત્ર નથી એવો ઘુમાટો ચાલ્યાથી સર જોન શોરે અયોધ્યે જઈ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી અસોફ-ઉદ્દૌલ્લાના ભાઈ સાદતઅલ્લીને ગાદી આપી. તેણે અલ્હાઆબાદ આપ્યું અને અંગ્રેજી લશ્કરના ખર્ચ પેટે કંપનિને દર વરસે ૭૫ લાખ રૂપીઆ

આપવાનું કબુલ કર્યું. વ્યવસ્થા માટે વજીરઅલ્લીને કાશીમાં નજરકેદ કર્યો. તેણે બળવો કર્યો પણ તેમાં તે હાર્યો ને ફરીથી કેદમાં પડયો. સન ૧૭૯૮. એજ સાલમાં સર જોન શોર વિલાયત ગયો ને તેની જગાએ લોર્ડ મોર્નિંગ્ટન અથવા માર્કિવસ વેલેસ્લી ગવર્નર જનરલ થયો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

## अंग्रेजी राज्यनो वधारो

१. ૧૭૯૮માં રાજકીય પરિસ્થિતિ
૨. વેલેસ્લીની રાજ્યનીતિ
૩. નિઝામ સાથે તહ
૪. ટીપુ સાથે લડાઈ
૫. વગર લડાઇએ રાજ્યપ્રાપ્તિ
૬. મરેઠી રાજ્ય
૭. મરેઠી ખટપટ અને વસાઇનો તહ
૮. મરેઠા સાથે બીજો વિગ્રહ
૯. હોલ્કર સાથે લડાઈ
૧૦. વેલેસ્લી વિલાયત જાય છે
૧૧. લોર્ડ કાર્નવાલિસ
૧૨. સર જ્યોર્જ બાર્લો
૧૩. વેલોરનું બંડ
૧૪. લોર્ડ મિન્ટો
૧૫. પરદેશી રાજ્યો સાથે સંબંધ
૧૬. ફ્રેંચ થાણાં જીતી લેવાં
૧૭. કંપનિની સનંદ
૧૮. લોર્ડ મિન્ટોની વિદાયગીરી

**૧. ૧૭૯૮માં રાજકીય પરિસ્થિતિઃ**—વેલેસ્લી આવ્યો ત્યારે હિંદમાં અંગ્રેજી રાજ્યનો વિસ્તાર થોડોજ હતો. બંગાળા, બહાર ને ઓઢીઆ; તથા મદ્રાસ ને મુંબઈની આસપાસનો દરીઆકાંઠાનો ને મ્હૈસુરની દક્ષિણનો થોડો મુલક તેમને તાબે હતો. હિંદમાં મરેઠા, નિઝામ ને ટીપુ એ મુખ્ય જોરાવર રાજા હતા. અયોધ્યાનો નવાબ અંગ્રેજોનો આશ્રિત હતો. મોગલ પાદશાહ શાહઆલમ સિંધિઆના તાબામાં હતો. સિંધીઆ પાસે તાલીમબદ્ધ લશ્કર હતું અને તેના ઉપર ફ્રેન્ચ અમલદારો હતા. હોલ્કર પાસે પણ મોટું કેળવાએલું સૈન્ય હતું. ખરડાની લડાઇ વખતે સરજોન શોરે નિઝામને મદદ કરી નહિ, તેથી તેણે ફ્રેન્ચ અમલદારો રાખી મોટું લશ્કર તૈયાર કર્યું હતું. મરાઠાઓનું

રાજ્ય બળવાન હતું. દરેક મોટા દેશી રાજ્યમાં ફ્રેન્ચો સર્વોપરિ હતા અને તેઓ અંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકવાની ખટપટ કરતા હતા.


નેપોલિઅન બોનાપાર્ટ

આ વખતે નેપોલિઅન ફ્રાન્સનો બાદશાહ હતો. તેણે યુરોપમાં સારી સત્તા જમાવી હતી અને ઇંગ્લાંડને સખત ફટકો લગાવવાની તે તૈયારી કરતો હતો. ફ્રેંચો અંગ્રેજોના કટ્ટા શત્રુ હતા. તેમનો મહાન સેનાપતિ યુરોપમાં વિજય મેળવી મિસર દેશ ઉપર ચડી આવ્યો હતો, અને ત્યાંથી ભરતખંડ ઉપર આવવાને ટીપુ તેને નોતરતો હતો; વળી કાબુલના રાજા ઝમાનશાહને પણ હિંદ ઉપર ચડાઈ કરવા માટે ટીપુ ઉશ્કેરતો હતો. ફ્રેન્ચોએ હિંદમાં ખોએલું રાજ્ય ફરીથી સ્થાપવાની નેપોલિઅનની મોટી અભિલાષા હતી. આવી રીતે અંગ્રેજોના કટ્ટા દુશ્મન ફ્રેંચો પોતાની સત્તા ફરીથી હાથ કરવાને તનતોડ મહેનત કરતા હતા. તટસ્થ રાજ્યનીતિને લીધે અંગ્રેજોની પ્રતિષ્ઠા ઘટી હતી. આવી રીતે હિંદની રાજકીય સ્થિતિ અંગ્રેજો માટે કટોકટી જેવી હતી, તેથી વેલેસ્લીને ફ્રેન્ચની લાગવગનો નાશ કરીને હિંદમાં અંગ્રેજી રાજ્ય સર્વોપરિ કરવા માટે જુદી રાજ્યનીતિ અખતીઆર કરવાની જરૂર પડી.

**૨. વેલેસ્લીની રાજ્યનીતિ:—સહાયકારી લશ્કરની યોજના:**—લોર્ડ કાર્નવાલિસ તથા સર જોન શોરનો અભિપ્રાય એવો હતો, કે દેશીરાજ્યના માંહોમાંહેના કજીઆમાં ન પડતાં આપણે આપણું સાચવીને નિરાંતે બેસી રહેવું; પરંતુ લોર્ડ વેલેસ્લીનો વિચાર એથી વિરુદ્ધ હતો. એનો વિચાર એવો હતો કે દેશીરાજ્યોને અંગ્રેજી સૈન્યની સહાય આપી તેમને કંપનિના રક્ષણ નીચે લઈ હિંદમાં અંગ્રેજી સત્તા સર્વોપરિ કરવી. આવી મદદ કરવાની યોજના કંપનિએ

પહેલાં અયોધ્યા, બંગાળા, સુરત, તાંજોર વગેરે ઠેકાણે સાધારણ રીતે અમલમાં મૂકી હતી, પણ વેલેસ્લીએ તેમાં સુધારો કરી બ્રિટિશની સાર્વભૌમ સત્તા સ્થાપી. યુરોપની ઢબ મુજબનું કવાયતી હિંદી લશ્કર ગોરા લશ્કર જેટલું ઉપયોગી છે, એ બાબતની અહીંની લડાઈઓ ઉપરથી ખાતરી થઈ હતી. દેશીરાજ્યોના અંદરના ઝઘડા માટે પ્રથમ ભાડુતી લશ્કર અપાતું. હેસ્ટિંગ્સે લશ્કરી ખર્ચ લઈ હિંદી રાજાઓને મદદ કરી હતી પણ આ પદ્ધતિમાં વેલસ્લીએ રીતસરનો સુધારો કર્યો. (૧) દરેક દેશી રાજ્યે સુલેહ-શાંતિ માટે તેમજ રક્ષણ વાસ્તે



માર્કિવસ ઓફ વેલેસ્લી

પોતાને ખર્ચે અંગ્રેજી લશ્કર રાખવું; (૨) તેમણે અંગ્રેજોની સર્વોપરિ સત્તા કબુલ કરવી; (૩) અંગ્રેજ સિવાય તમામ યુરોપીઅનોને રજા આપવી; (૪) જરૂર પડે ત્યારે કંપનિ તેમને મદદ કરે; (૫) દેશી-રાજ્યોએ એક બીજા સાથે સ્વતંત્ર લડાઈ કે સુલેહ કરવી નહિ પણ પોતાની તકરારનો નિકાલ કરવાનું અંગ્રેજોને સોંપવું; (૬) અંગ્રેજો તરફથી રાજધાનીમાં રેસિડેન્ટ રહે. સહાયકારક લશ્કરના ખર્ચને માટે તેટલી ઉપજનો મુલક અંગ્રેજોને આપવો. વેલેસ્લીની આ યોજનાને સહાયકારી લશ્કરની યોજના કહે છે. વેલેસ્લીએ દૃઢતા અને બહાદુરીથી આ યોજના અમલમાં મૂકી, તેથી રાજાઓની માંહોમાંહે લડાઈ બંધ પડી, અને રૈયતની ને રાજ્યની પાયમાલી થતી અટકી તથા તેમના જાનમાલનું રક્ષણ થયું. અંગ્રેજોની સત્તા વિના ખર્ચે ખૂબ વધી. અંગ્રેજી લશ્કરનો ઉપયોગ કંપનિ પોતાના લાભ માટે ગમે તે વખતે કરતી તેથી તેમને ઘણો મુલક મળ્યો. દેશી રાજાઓ

પરતંત્ર થયા પણ તેમને સુલેહશાંતિનો લાભ મળ્યો. ધીમે ધીમે આ યોજનાથી આખા હિંદમાં અંગ્રેજોનું ચક્રવર્તી રાજ્ય થયું.

**૩. નિઝામ સાથે તહ:**—વેલેસ્લીએ અંગ્રેજી સત્તા પડી ભાગેલી જોઈ પોતાની રાજ્યનીતિ અખતીઆર કરી. તેણે પ્રથમ નિજામને સહાયકારી યોજના સ્વીકારવાનું લખ્યું. ખર્ડાની લડાઈ વખતે સર જોને તટસ્થ રાજ્યનીતિને અનુસરી કંઈ મદદ કરી નહોતી તેથી તેને ભારે નુકશાન થયું હતું. તેણે બાહોશ ફ્રેન્ચ સેનાપતિ રેમન્ડની મદદથી એક મોટું કવાયતી લશ્કર તૈયાર કરાવ્યું હતું. તેણે તે લશ્કરને તથા ફ્રેંચ નાયકોને રજા આપી પોતાના રક્ષણ માટે અંગ્રેજ સૈન્ય રાખ્યું, અને તેના ખર્ચ પેટે બેલારી અને કડપા જિલ્લા અંગ્રેજોને આપ્યા. ઇ. સ. ૧૭૯૮.

**૪. ટીપુ સાથે લડાઈ:**—નિજામ તાબે આવ્યા પછી વેલેસ્લીએ તે મુજબ કરવાને ટીપુને લખ્યું, પણ તેણે તે માન્ય કર્યું નહિ. વળી તે ઝમાનશાહ ને નેપોલિયન સાથે પત્રવ્યવહાર ચલાવતો હતો અને અંગ્રેજોને દક્ષિણમાંથી હાંકી કાઢવા માગતો હતો, તેથી વેલેસ્લીએ એના રાજ્ય ઉપર ચડાઈ કરી. તેમાં ટીપુ હાર્યો ને મરાયો. આ બાબત પાછળ આવી છે.

**૫. વગર લડાઈએ રાજ્યપ્રાપ્તિ:**—સન ૧૭૯૯માં તંજાવરનો રાજા શાહજીનો વંશજ તુળજાજી મરણ પામ્યો. તેને એક અમરસિંહ નામે ઔરસ ને સરફોજી નામે દત્તક પુત્ર હતા. અંગ્રેજે અમરસિંહને ગાદી આપી, પણ તે તેમની સલાહ પ્રમાણે નહિ ચાલ્યાથી તેને ઉઠાડી મૂકયો, અને સરફોજીને નવ લાખનું વર્ષાસન બાંધી આપી તેનું રાજ્ય ખાલસા કર્યું ઇ. સ. ૧૭૯૯. એજ સાલમાં સુરતનો નવાબ મરણ પામ્યો, તેથી તેના વારસ મીર નાસરૂદ્દીનને એક લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપી તે રાજ્ય ખાલસા કર્યું. ટીપુ સાથે લડાઈ ચાલી ત્યારે કર્ણાટકના નવાબ ઉમદતઉલ્ ઉમરાવે સહાય કરી નહિ એવું એના ઉપર આળ આવતાં તેની તપાસ ચાલી, પણ સન ૧૮૦૧માં

તે મરણ પામ્યો, તેના પછી તેનો પુત્ર અલ્લીહુસેન ગાદીએ બેઠો. તેને વર્ષાસન લઈ રાજ્યાધિકાર છોડવા કહ્યું, પણ તેણે તે કબુલ કર્યું નહિ, તેથી તે નવાબનો પુત્રજ નથી એમ ઠરાવી વેલેસ્લીએ ઉમદતઉલ્ ઉમરાવના ભાઈ અજીમઉદ્દૌલ્લાને ગાદી આપી. તેણે ખર્ચ જતાં બાકી રહે તેટલી ઉપજનો ⅕ વર્ષાસન કબુલ કરી કર્ણાટકનું રાજ્ય અંગ્રેજને સ્વાધીન કર્યું ઇ. સ. ૧૮૦૧. એજ પ્રમાણે ફરૂકાબાદના નવાબનો ૧૦॥ લાખ રૂપીઆની ઉપજનો મુલક ખાલસા કરી નવાબને ૮૦ હજારનું સાલિઆણું બાંધી આપ્યું ૧૮૦૧. અયોધ્યાના નવાબને આપેલું સહાયકારી સૈન્ય સારી સ્થિતિમાં નહોતું; તેથી એ સૈન્યના ખર્ચ બદલ નવાબે અંગ્રેજને હાલ જેને વાયવ્ય પ્રાંતો કહે છે તેનો ઘણો ખરો ભાગ–ગોરખપુર અને રોહિલખંડ–આપ્યો. વળી નિજામને આપેલા સહાયકારી સૈન્યના ખર્ચ બદલ ટીપુ પાસેથી નિજામને મળેલો મુલક અંગ્રેજે લીધો.

૬. **મરેઠી રાજ્યઃ**—આ પછી તેણે મરેઠાને અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવાને લખ્યું. આ સમયે મરેઠી રાજ્યની મુખ્ય પાંચ શાખા હતી. ગુજરાતમાં ગાયકવાડ, મહારાષ્ટ્રમાં પેશ્વા, મધ્ય પ્રાંતોમાં ભોંસલે અને માળવામાં સિંધિઆ ને હોલ્કર. એ વખતે મરેઠી રાજ્યોમાં ચતુર પુરુષ નાનાફડનવિસ જીવતો હતો. અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવું, એ મરેઠી રાજ્યની સ્વતંત્રતા ખોવા બરાબર છે એમ તે સમજતો હતો. તેથી મરેઠાએ વેલેસ્લીની માગણી સ્વીકારી નહિ. પણ સન ૧૮૦૦માં નાનાના મરણ પછી વેલેસ્લીને પોતાની ઉમેદ બર લાવવાનો યોગ મળ્યો.

૭. **મરેઠી ખટપટ ને વસાઈનો તહઃ**—મરેઠી રાજ્ય દિલ્હીથી કાવેરી ને ઓઢીઆથી ગુજરાત સુધીમાં હતું; પણ તેમના બળને એકત્ર કરનાર નાનાફડનવિસ જેવો ચતુર પુરુષ, કે બાજીરાવ, માધવરાવ કે મહાદજી જેવા શૂરા સરદારો તે વખતે નહોતા. તુકોજીના મરણ પછી હોલ્કરની ગાદીએથી તેના ઔરસ પુત્ર કાશીરાવને ઉઠાડી

અનૌરસ પુત્ર જશવંતરાવ ગાદીએ બેઠો. સિંધિઆ તથા પેશ્વા કાશીરાવના પક્ષમાં હતા; તેથી ઇ. સ. ૧૮૦૧માં જશવંતરાવ ને સિંધિઆ વચ્ચે ઇંદોર આગળ યુદ્ધ થયું તેમાં હોલ્કર હાર્યો. બીજે વરસે હોલ્કરે લશ્કર જમાવી પુના ઉપર સવારી કરી બાજીરાવને નસાડયો, ને તેની જગાએ તેના ભત્રીજાને બેસાડયો તથા પોતે પુના લૂંટીને પાછો ગયો. આ તરફ બાજીરાવ નાસીને વસાઈ આવ્યો, ત્યાં રહી તેણે ગાદી મેળવવા માટે અંગ્રેજોની સહાય માગી ઇ. સ. ૧૮૦૨. અંગ્રેજ સાથે તહ થયો, તેમાં એવું ઠરાવ્યું કે બાજીરાવે દસ હજાર માણસનું અંગ્રેજી લશ્કર પુનામાં રાખી તેના ખર્ચ બદલ ગુજરાત કે કર્ણાટકમાંથી ૨૬ લાખની ઉપજનો મુલક આપવો. જે યુરોપીઅન અંગ્રેજના દુશ્મન હોય તેને પેશ્વાના મુલકમાં આશ્રય આપવો નહિ. અંગ્રેજની રજા વગર કોઈ સાથે લડાઈ, સંધિ કે પત્રવહેવાર કરવો નહિ. સુરત ઉપરનો દાવો છોડવો ને નિજામ તથા ગાયકવાડ સાથેની તકરારનો નિકાલ અંગ્રેજ મારફતે કરાવવો, અને બ્રિટિશની સર્વોપરિ સત્તા કબુલ કરવી. એના બદલામાં અંગ્રેજે તેને પુનાની ગાદી અપાવવી. એ સંધિની રૂએ આર્થર વેલેસ્લીએ પુને જઈ બાજીરાવને ગાદીએ બેસાડયો ઇ. સ. ૧૮૦૨. વસાઈની સંધિથી મરાઠી રાજ્યની સ્વતંત્રતા નાશ પામી.

૮. **મરેઠા સાથે બીજો વિગ્રહ:**—વસાઈ મુકામે બાજીરાવે જે સલાહ કરી તે સઘળા મરેઠા સરદારોએ માન્ય કરી નહિ. તેમણે વાંધો ઉઠાવ્યો કે બાજીરાવ મરેઠી રાજ્યનો ઉપરી છે, માલીક નથી; તેથી તેને મરેઠી રાજ્યની સ્વતંત્રતા વેચવાનો ને મરેઠી સરદારોની રજા વગર મરેઠી રાજયના કારભારમાં ત્રાહિતને ભેળવવાનો હક્ક નથી; તેમ અંગ્રેજને વચ્ચે આવવાની જરૂર નથી. અમારી ભાંજગડ અમેજ કરીશું. અમને બાજીરાવનું કરેલું માન્ય નથી માટે અંગ્રેજ સૈન્યે પુના છોડી ચાલ્યા જવું. સિંધિઆ ને ભોંસલે અંગ્રેજી સૈન્ય પુના છોડીને ન જાય તો તેમને જોરાવરીથી કાઢવા તૈયાર થયા. ગવર્નર જનરલે તેમની સામે થવાને ચારે તરફથી અંગ્રેજી સૈન્યને

હુકમ કર્યો. આર્થરવેલેસ્લી મ્હૈસુરનું ૯૦૦૦ હજાર સૈન્ય લઈ અહમદ-નગર આગળ પડયો. નિજામનું ૮ હજારનું સૈન્ય ગોદાવરી ઉપર આવ્યું. મદ્રાસનું ૭૮૦૦ માણસનું લશ્કર કૃષ્ણા ને તુંગભદ્રા વચ્ચે આવી પહોંચ્યું. ગુજરાતમાં ૭ હજાર, બુંદેલખંડમાં ૩૫૦૦ ને કટક ભણી ૫ હજાર માણસનું લશ્કર તૈયાર રાખ્યું. કાનપુર આગળ ૧૦૫૦૦માણસનું લશ્કર લઈ જનરલ લેક આવ્યો. આ પ્રમાણે આખા મરેઠી રાજ્યને ચારે તરફથી અંગ્રેજી લશ્કરે ઘેરી લીધું. હોલ્કર આ વખતે ત્રાહિતની માફક જોઈ રહ્યો. લોર્ડ લેકે અલીગઢ અને દિલ્હી લીધું, ને શાહઆલમ પાદશાહને સિંધિઆના કબજામાંથી છોડાવ્યો. ત્યાંથી તે આગ્રા જીતી રજપુતસ્તાનમાં આવ્યો ને લાસવારી આગળ સિંધિઆની કવાયતી પલટણોને હરાવી. દક્ષિણમાં આર્થરવેલેસ્લીએ અહમદનગર જીત્યું, અને સિંધિઆને અસાઈ આગળ અને ભોંસલેને આરગામ આગળ હરાવી ગાવિલગઢ જીતી લીધું. આ વખતે હજારો કવાયતી લશ્કર છતાં દોલતરાવ સિંધિઆ ને રાઘોજી ભોંસલે મૂઠીભર અંગ્રેજોથી ડરીને નાસી ગયા. નાયકો નાઠા તો પણ તેમની કવાયતી પલટણો બહાદુરી-થી લડી, પણ અંતે તેમની હાર થઈ. ગુજરાતના લશ્કરે ભરૂચ ને પાવાગઢ જીત્યાં ને ગોદાવરી પરના લશ્કરે જાલના લીધું. વેલેસ્લીએ આસીરગઢ ને બુરાનપુર જીત્યાં. કટકવાળા સૈન્યે કટક, ને બુંદેલખંડના લશ્કરે બુંદેલખંડ હાથ કર્યો. આ પ્રમાણે ચારે તરફ અંગ્રેજ લશ્કરને વિજય મળવાથી દેવગામ આગળ ભોંસલેએ સલાહ કરી. તેમાં કટક ને બાલાસોર અંગ્રેજને તથા વરાડપ્રાંત નિજામને આપ્યો; વળી નિજામ ને પેશ્વા સાથે જે વાંધા હોય તે અંગ્રેજ મારફત પતાવવા, તથા કોઈ બીજા યુરોપિઅનને નોકર રાખવા નહિ, અને નાગપુરમાં અંગ્રેજી રેસિડેન્ડ રાખવો એવો ઠરાવ થયો. આવી રીતે સંધિ થવાથી પેશ્વાની માફક ભોંસલેની સ્વતંત્રતા પણ નષ્ટ થઈ ઇ. સ. ૧૮૦૩. તે પછી તરતજ અંજેગાવ મુકામે સિંધિઆએ સલાહ કરી. તેમાં ગંગા ને જમના વચ્ચેનો મુલક ને ભરૂચ અંગ્રેજને મળ્યાં. સિંધીઆએ એજીનઘાટથી ગોદાવરી સુધીનો મુલક નિજામને તથા

અહમદનગર પેશ્વાને આપ્યાં; વળી તેણે શાહઆલમ, પેશ્વા, નિઝામ ને ગાયકવાડ અને રજપુત રાજ્ય ઉપરના દાવા છોડવા, ને બીજા કોઈ યુરોપિઅનને નોકરીમાં રાખવા નહિ, તથા પોતાને ત્યાં એક અંગ્રેજ રેસિડેન્ટ રાખવો એમ કબુલ કર્યું. આ રીતે મરેઠા બીજા વિગ્રહ-નો અંત આવ્યો ઇ. સ. ૧૮૦૩. સિંધિઆ ને ભોંસલેની સ્વતંત્રતા જવાથી હવે અંગ્રેજ રાજસત્તા ઘણી વધી અને હિંદના મોટા ભાગમાં તેમનું સામ્રાજ્ય સ્થપાયું.

**૯. હોલ્કર સાથે લડાઈઃ**—લોર્ડ વેલેસ્લીની સહાયકારી યોજના હજુ યશવંતરાવ હોલ્કરે કબુલ કરી નહોતી. તે હજુ ઉત્તર હિંદમાં લૂંટફાટ કરતો હતો. જ્યારે અંગ્રેજો સિંધિઆ ને ભોંસલે સાથે લડવામાં રોકાયા હતા, ત્યારે હોલ્કર રજપુતસ્તાનમાં ચોથ ઉઘરાવતો હતો. તે વખતે રજપુતો બળહીન થયેલા હતા, તેથી તેઓ હોલ્કરની સામા થઈ શકે તેમ નહોતું. રજપુત રાજ્યો સાથે અંગ્રેજોએ સંધિ કરી તેમને પોતાના આશ્રયમાં લીધાં હતાં, તેથી વેલેસ્લીએ રજપુત-સ્તાનમાં લૂંટ નહિ ચલાવતાં પોતાના રાજ્યમાં પાછા જવા હોલ્કરને લખ્યું, પણ હોલ્કરે તે માન્યું નહિ તેથી તેની સાથે લડાઈ થઈ. અંગ્રેજ સરદાર મોનસન તેની પાછળ પડયો ૧૮૦૪. માળવામાં આવતાં કોટાની દક્ષિણે મોકુન્દરાઘાટ આગળ તેનું બધું લસ્કર ઘેરાઈ ગયું ને પોતે મહા મુશ્કેલીથી બચ્યો. હોલ્કર આ વિજય મેળવી દિલ્હી ઉપર ચડયો, પણ ત્યાં તેને કર્નલ ઓકટરલોનીએ હરાવ્યો; પછી જનરલ લેકે ફરૂકાબાદ આગળ ને મોનસન તથા ફ્રેઝરે દીગ આગળ તેને હરાવ્યો. ભરતપુરનો રાજા હોલ્કરના પક્ષમાં હોવાથી લેકે ભરતપુરને ઘેરો ઘાલ્યો. અંગ્રેજ લશ્કરના ચાર હલ્લાઓ રાજાએ પાછા હઠાવ્યા. ૩,૦૦૦ લસ્કરનો ખુરદો નીકળી ગયો અને એ કિલ્લો લેવાયો નહિ, પણ અંતે રાજાએ ૨૦ લાખ રૂપીઆ આપી અંગ્રેજ સરકાર સાથે સલાહ કરીને હોલ્કરનો પક્ષ તજ્યો ઇ. સ. ૧૮૦૫.

**૧૦. વેલેસ્લી વિલાયત જાય છેઃ**—હોલ્કર સાથે યુદ્ધ પુરૂં થયું




વેલેસ્લીના વખતનું હિંદ.

નહોતું તેવામાં વેલેસ્લી વિલાયત ગયો. એ બહુ બહાદુર અને દૃઢ મનનો હતો. એણે અંગ્રેજી રાજ્યમાં ઘણો વધારો કર્યો તથા મરેઠા, નિઝામ અને અયોધ્યાના નવાબને તાબેદાર બનાવ્યા.

**૧૧. લોર્ડ કાર્નવાલિસઃ**—લોર્ડ વેલેસ્લીએ હિંદમાં અંગ્રેજી રાજ્યનું ગૌરવ વધાર્યું; પણ તેથી ઉપજ કરતાં ખર્ચ વધ્યું. લડાઇઓ ચાલુ રહી ને કંપનિનું રાજ્ય જોખમમાં આવી પડયું. હોલ્કર હજુ લડતો હતો ને સિંધિઆ તેની કુમકે ચડવાની તૈયારી કરતો હતો. તેથી કંપનિના ડિરેકટરોને વેલેસ્લીનાં મહાન કૃત્યો પસંદ પડયાં નહિ, તે કારણથી લોર્ડ કાર્નવાલિસને સઘળાં દેશીરાજ્યો સાથે સંધિ કરી લડાઈ પતાવી દેવા મોકલ્યો. તે કલકત્તે આવી જનરલ લેકની છાવણીમાં આવવા નીકળ્યો. રસ્તામાં આવતાં ગાજીપુરમાં તે મરણ પામ્યો ઇ. સ. ૧૮૦૫.

**૧૨. સર જ્યોર્જ બાર્લોઃ**—કાર્નવાલિસના મરણથી સર જ્યોર્જ બાર્લો તેનું કામ કરવા લાગ્યો. તેનો વિચાર પણ કાર્નવાલિસના જેવોજ હતો, તેથી તેણે લેકની મરજી વિરુદ્ધ સિંધિઆ સાથે સંધિ કરી. તેમાં એવું ઠરાવ્યું કે, ગ્વાલિયર ને ગોહદ સિંધિઆને આપવાં, તથા બીજો જે મુલક સન ૧૮૦૩માં અંગ્રેજે લીધો હતો તે પાછો આપવો; પણ તેના બદલામાં સિંધિઆએ દર સાલ ત્રણ લાખ રૂપીઆ કંપનિને આપવા સને ૧૮૦૫. તે પછી એક મહીનામાં હોલ્કર સાથે પણ સલાહ કરી. તેમાં એવો ઠરાવ કર્યો કે ચંબલ નદીની ઉત્તરનો મુલક, બુંદેલખંડ ને પુના એ ત્રણે ઉપરનો હોલ્કરે દાવો છોડવો, તથા અંગ્રેજી રાજ્યને ઉપદ્રવ કરવો નહિ. આ રીતે ત્રીજા મરેઠી વિગ્રહનો અંત આવ્યો. પરંતુ બાર્લોએ પોતાની ઢીલી રાજ્યનીતિથી સિંધિઆ ને હોલ્કરને રજપુત રાજ્યના હક પાછા આપ્યા.

**૧૩. વેલોરનું બંડઃ**—સન ૧૮૦૬માં મદ્રાસની દેશી પલટણોને હુકમ કર્યો કે તેમણે અમુક પ્રકારની પાઘડી બાંધવી તથા દાઢી આટલી લાંબી રાખવી. આથી આપણને ખ્રિસ્તી કરવાના છે એવી બૂમ ચાલતાં વેલોરની દેશી પલટણોએ બંડ કરી ૧૧૩ અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા. આ વાત આર્કોટ પહોંચતાં જનરલ ગિલેસ્પી ત્યાંથી ૪૦૦ માણસોનું લશ્કર લઈ આવ્યો ને તેણે બંડ સમાવ્યું. આ બંડમાં ટીપુના છોકરા સામેલ હોવાનો શક જવાથી તેમને કલકત્તે કેદમાં રાખ્યા.

**૧૪. લોર્ડ મિન્ટો:**—સન ૧૮૦૭માં લોર્ડ મિન્ટો ગવર્નર જનરલ થઈને કલકત્તે આવ્યો, એ બહુ ચતુર અને દીર્ઘદર્શી પુરુષ હતો. તેને તટસ્થ રાજ્યનીતિ જાળવવાને હિંદમાં મોકલ્યો હતો, પણ દેશીરાજ્યના અંદરઅંદરના ઝઘડાને લીધે, અને અંગ્રેજોની આબરૂ ઓછી થવાથી તેને તે રીત મૂકી દેવી પડી. તેણે યોગ્ય પગલાં લઈ અંગ્રેજી રાજ્ય દૃઢ કર્યું.

**૧૫. પરદેશી રાજ્યો સાથે સંબંધ:**—આ વખતે યુરોપનો મામલો અંગ્રેજને ભયવાળો હતો. જો કે ઇગ્લાંડને પાયમાલ કરવાની નેપોલિઅનની બાજી બરબાદ થઈ હતી, તોપણ લોર્ડ મિન્ટોએ ઇરાનના શાહને ત્યાં માલ્કમને એલચી તરીકે મોકલી ઠરાવ કર્યો, કે અંગ્રેજોના દુશ્મનોને પોતાના મુલકમાં થઈને આવવા દેવા નહિ. તેજ પ્રમાણે પંજાબમાં બળવાન રાજા રણજીતસિંહ પોતાની સત્તા વધારવાને સતલજ અને જમનાની વચ્ચે સીખ રાજ્યના ઉપર દબાણ કરતો હતો. તેમણે અંગ્રેજનો આશ્રય માગ્યો તે ઉપરથી તેના દરબારમાં જુવાન મેટકાફને મોકલ્યો. તેણે તેના વાક્યચાતુર્ય અને બુદ્ધિબળથી રણજીતસિંહ જોડે અમૃતસરના કરાર કર્યા. તેની રૂએ સતલજ અને જમનાના પ્રદેશનાં સીખરાજ્યો કે જે અંગ્રેજોનાં આશ્રિત હતાં તેમના ઉપરથી તેનો હક ઉઠાવી લેવો, પણ સતલજની પશ્ચિમ અને ઉત્તરમાં રણજીતસિંહ રાજ્યનો વધારો કરે તો કંપનિએ આડે આવવું નહિ એવું ઠર્યું. રણજીતસિંહ જિંદગીપર્યંત અંગ્રેજનો ચૂસ્ત મિત્ર રહ્યો. ફ્રેંચ લશ્કર ઇરાનમાં થઈ હિંદ ઉપર હુમલો કરે એવી ધાસ્તી લાગતી હતી. નેપોલિઅને એક એલચી ઈરાન મોકલ્યો હતો, તેથી કાબુલના અમીરને ત્યાં એલ્ફિન્સ્ટનને મોકલી બંદોબસ્ત કર્યો. વળી સિંધના અમીરો સાથે પણ એજ મતલબની સંધિ કરી, તથા સતલજ ને જમનાની વચ્ચેનાં સીખ સંસ્થાનોને અંગ્રેજોનાં આશ્રિત બનાવી લુધિયાણામાં અંગ્રેજી લશ્કરનું થાણું મૂક્યું. ઇ. સ. ૧૮૦૯. એજ સાલમાં ત્રાવણકોરનો રાજા સહાયકારી લશ્કરનું ચડેલું ખર્ચ આપી શકયો નહિ, અને રાજ્યમાં ચાલતી ગેરવ્યવસ્થા દૂર કરવાને રેસિડેન્ટે પગલાં ભર્યાં; તેથી ત્યાંના દિવાને બંડ કર્યું ને કેટલાક અંગ્રેજોને

દરિયામાં ડુબાડયા, તેથી અંગ્રેજ લશ્કર ત્રાવણકોર ઉપર ચડયું. દિવાન હાર્યો ને આપઘાત કરીને મરણ પામ્યો. અંગ્રેજોએ બંડ સમાવી એ દેશ તાબે કર્યો. સન ૧૮૧૩માં ત્યાંના રાજાએ અંગ્રેજની શરતો કબુલ કરવાથી તેને એ રાજ્ય પાછું આપ્યું. બુદેલખંડનાં રાજ્યો રેવા, કલિંજર અને અજયગઢ માંહોમાંહે લડી મરવાથી તેમાં અવ્યવસ્થા થઈ. તે મટાડવાને લોર્ડ મિન્ટોએ લશ્કર મોકલી બંદોબસ્ત કર્યો સન ૧૮૦૯.

**૧૬. ફ્રેંચ થાણાં જીતી લીધાં:**—એ વખતે યુરોપમાં ફ્રેંચ ને અંગ્રેજ વચ્ચે લડાઈ ચાલતી હતી. ફ્રેંચ રાજા નેપોલિઅન બોનાપાર્ટે હોલાંડ ને પોર્ટુગાલ દેશો જીત્યા, તેથી એ દેશોના તાબાનો એશિઆ-ખંડનો મુલક પણ ફ્રેંચોના તાબામાં આવ્યો હતો, તથા જાવા, બુર્બો, મોરીસ વગેરે બેટો તેમને તાબે હતા. લોર્ડ મિન્ટોએ મોરીસ ને બુર્બો સન ૧૮૧૦માં ને જાવા સન ૧૮૧૧માં જાતે સવારી કરી જીતી લીધાં; તેમાંથી મોરીસ આજ પર્યંત અંગ્રેજને તાબે છે.

**૧૭. કંપનિની સનંદ:**—સન ૧૮૧૩માં કંપનિના પટાની સનંદ પુરી થઈ તેથી એ સાલમાં નવી સનંદ મળી. તેમાં એવો ઠરાવ કર્યો કે હિંદમાં કોઈ પણ અંગ્રેજ વેપારીને વેપાર કરવાની છૂટ છે, પણ કંપનિનો ચીન સાથેનો એક હથ્થુ વેપાર ચાલુ રહ્યો. હિંદમાં કંપનિનું રાજ્ય રહે પણ સર્વોપરિ સત્તા ઇંગ્લાંડના રાજાની ગણાય. હિંદના અંગ્રેજી અમલદારોના ધર્મના લાભ માટે અહીંઆંના ખર્ચે ધર્મખાતું (ચર્ચ) કાઢવું. હિંદમાં ધર્મપ્રચાર કરવા આવતા પાદરીઓને હરકત કરવી નહિ.

**૧૮. લોર્ડ મિન્ટોની વિદાયગીરી:**—મિન્ટો ઇ. સ. ૧૮૧૩માં વિલાયત ગયો, તે પહેલાં હોલ્કરનો સરદાર અમીરખાન લૂંટફાટ કરવા લાગ્યો, ને તેણે પિંઢારા લોકોને જમા કર્યા. સિંધિઆ અને હોલ્કરની સત્તા એકઠી થવાથી મધ્યહિંદમાં લુંટારાનું જોર વધી પડયું હતું, તેથી ત્યાં ઘણી અશાંતિ અને ગેરવ્યવસ્થા હતી; પણ લોર્ડ મિન્ટોએ બુદેલખંડના પિંઢારા લોકોના ઉપર પાંચ વરસ

સુધી હુમલા કરી તેમનો જુલમ ઓછો કર્યો. વળી નેપાળી લોક ગોરખપુર વગેરે ઠેકાણેની અંગ્રેજી પ્રજાને લૂંટીને દુઃખ દેવા લાગ્યા. મિન્ટોએ તેમનો બંદોબસ્ત કરવાનો વિચાર કર્યો, એવામાં તે વિલાયત જવાથી એ કામ બંધ રહ્યું. એની જગાએ લોર્ડ હેસ્ટિંગ્સ આવ્યો, સને ૧૮૧૪.

## પ્રકરણ ૭ મું

### સન ૧૮૧૪ થી ૧૮૩૫ સુધી



૧. લોર્ડ હેસ્ટિંગ્સઃ—લોર્ડ હેસ્ટિંગ્સ બહુ હોશિયાર, બહાદુર, દઢ મનનો, દયાળુ ને અનુભવી હતો. તેની પહેલાંના ગવર્નર જનરલની તટસ્થ રાજ્યનીતિને લીધે દેશીરાજ્યો અંદરઅંદર લડતાં, અને તેથી દેશમાં ઘણી અશાંતિ અને ગેરવ્યવસ્થા થઈ હતી. એક દેશી રાજ્ય બીજાને તાબે કરી વિશેષ બળવાન થાય તો અંગ્રેજી સત્તાને હાનિકારક થાય. મરાઠા અંગ્રેજોની સત્તા નાબુદ કરવાને મચી રહ્યા હતા. મધ્ય હિંદમાં પિંઢારાઓએ ઘણો ત્રાસ વર્તાવ્યો હતો, અને ગુરખા અયોધ્યાનો મોટો ભાગ પચાવી પડયા હતા. આવી રાજકીય સ્થિતિમાં તેણે આવતાંની

વાર વેલેસ્લીની રાજ્યનીતિ અખતીઆર કરી અને તેનો અમલ દીર્ઘ-દૃષ્ટિથી ખૂબ જોસથી કર્યો. તેના વખતમાં મુખ્ય ત્રણ બનાવ બન્યા; ૧. નેપાળની ચડાઇ; ૨. પિંઢારાનો નાશ; અને ૩. મરેઠા સાથે ચોથો વિગ્રહ.

**૨. નેપાળ સાથે લડાઈ**:—નેપાળમાં ગુરખા નામના બહાદુર લડવૈયા લોક રહે છે. તેમનો રાજા રજપુત જાતનો હતો. એ પહાડી રાજાએ ૧૭૧૯ થી ૧૮૧૩ સુધીમાં રાજ્યમાં સારો વધારો કર્યો હતો. જ્યારે લૉર્ડ મિન્ટો જાવા ઉપર ચડાઈ કરવા ગયો હતો ત્યારે ગુરખા-ઓએ અયોધ્યાનાં ઘણાં ગામો જીતી લીધાં હતાં. હસ્ટિંગ્સે અંગ્રેજી મુલક પાછો આપવા ગુરખાઓને આગ્રહ કર્યો. તે દરમિઆન ગુરખા લશ્કરે અંગ્રેજી સૈન્ય ઉપર હુમલો કરી ત્યાંના અમલદાર અને ૧૮ જણને મારી નાખ્યા, અને આસપાસનાં ગામો લૂંટયાં, તેથી હેસ્ટિંગ્સે તેમની સાથે લડાઈ જાહેર કરી ઇ. સ. ૧૮૧૪.

ગવર્નર જનરલે લગભગ ૪૦ હજાર માણસનું લશ્કર જમાવી તેની ચાર ટોળી કરી ચાર જગાએ એકી વખતે નેપાળ ઉપર હુમલો કર્યો. ગુરખા લોકો બહાદુરીથી અંગ્રેજો સામે યુદ્ધ કરવા લાગ્યા. લશ્કરની એક ટોળીનો સરદાર વેલોરનું બંડ સમાવનાર જનરલ ગિલેસ્પી હતો, તે જૈતકનો કિલ્લો જીતવા જતાં મરાયો. બીજી બે ટોળીઓને જય મળ્યો નહિ, પણ પશ્ચિમ ભણીથી હુમલો લાવનાર જનરલ આકટરલોનીએ ગુરખાઓને હરાવી તેમના કિલ્લા લેવા માંડયા; એક પછી એક ઘણા કિલ્લા લીધા અને તેમના સેનાપતિ અમરસિંહને મલૌનના કિલ્લામાં ઘેરી લીધો, પછી તે ખટમંડુ તરફ ગયો. અલમૌરા અંગ્રેજના તાબામાં આવ્યું અને મકવાનપુર આગળ તેણે ગુરખાને હરાવ્યા. તેથી તેમણે સેગાઉલીની સંધિ કરી. આ સલા-હથી નૈનિતાલ અને અલમૌરા જેવાં હવાખાવાનાં સ્થળોવાળો કમાઉન પ્રાંત અંગ્રેજોને મળ્યો, નેપાળની રાજધાની ખટમંડુમાં અંગ્રેજ રેસિ-ડંટ રાખવાનું ઠર્યું અને સીકીમ અંગ્રેજનું આશ્રિત રાજ્ય થયું. આ પછી ગુરખા જેવા બહાદુર લોકો અંગ્રેજી સૈન્યમાં જોડાયા, અને

હિમાલયની તળેટીનાં જંગલોની પેદાશનો કંપનિને લાભ મળ્યો.

**૩. પિંઢારા:**—કોળી, ભીલ, રજપુત, ગોસાંઈ, બહારવટીઆ, હિંદુ તેમજ મુસલમાન, વગેરે લુંટારા લોક કોઈ અમુક સરદારના હાથ નીચે રહી લૂંટફાટ ને મારફાડ કરતા. પ્રથમ તેઓ મરાઠી લશ્કરમાં હતા, પણ પાછળથી અંધાધુંધીના વખતમાં તેઓએ લૂંટફાટનો ધંધો લીધો. તેઓ ડુંગરાઉ પ્રદેશ કે જંગલોમાં ભરાઈ દુશ્મન ઉપર છાપો મારી નાસી જતા. વેપારીઓ અને જાત્રાળુઓ ઉપર એકદમ હુમલો કરીને તેમને મારી નાખતા અને લૂંટી લેતા. સિંધિઆ, ભોંસલે, હોલ્કર અને પેશ્વાની પણ તેમને મદદ હતી. એ લોકોનું રહેઠાણ મધ્ય હિંદુસ્તાનમાં હતું. તેમને પિંઢારા કહેતા. તેઓ દશરા પછી ટોળીઓ બાંધી ગામડાં લૂંટતા. તેઓ લોકોને મોઢે રાખના તથા મરચાંના તોબરા બાંધીને તથા માણસના શરીરે તેલમાં બોળેલાં ચીંથરાં વીંટી તે સળગાવીને ધન કઢાવતા, ગામડાં બાળતા, અને લોકોને અનેક તરેહથી પીડતા. લોર્ડ હેસ્ટિંગ્સના વખતમાં તેઓ અંગ્રેજી મુલક પણ લૂંટવા લાગ્યા, ને ગુજરાતથી માંડીને ગંતુર, મછલીપટ્ટણ સુધી ફરી વળ્યા. એ લોકોના સરદારોમાં અમીરખાન, કરીમખાન, ચીતુ ને વસીલમહમદ મુખ્ય હતા.

**૪. પિંઢારાનો નાશ:**—નેપાળની ચડાઈમાં અંગ્રેજી સેનાની હાર થવાથી પિંઢારા લોક બહુ જોર પર આવ્યા અને તેમણે રૈયત, ઉપર ઘણો ત્રાસ વર્તાવવા માંડયો. તેમનું જડમૂળ કાઢીને પ્રજાને તેમની પીડામાંથી મુક્ત કરવાનો ગવર્નર જનરલે નિશ્ચય કર્યો, અને નેપાળનું યુદ્ધ પુરૂં થયા પછી તરતજ તેને માટે તૈયારી કરી. હેસ્ટિંગ્સે ૧,૨૦,૦૦૦ માણસનું મોટું સૈન્ય ને ૩૦૦ તોપ જમાવી. તે લશ્કરના ભાગ પાડી જુદા જુદા સરદારોના હાથ નીચે ગ્વાલિયર, બુંદેલ-ખંડ, કટક, ગુજરાત, ખાનદેશ, વરાડ ઇત્યાદિ ઠેકાણે મોકલ્યું. પુના, નાગપુર, હૈદરાબાદ વગેરે ઠેકાણેના લશ્કરને પણ તૈયાર રાખ્યું હતું. ગવર્નર જનરલે પંડે ગ્વાલિયર આવી લડાઈની યોજના કરી તથા સિંધિઆને દાબમાં રાખ્યો. તમામ લશ્કરે પિંઢારાને ચારે બાજુએથી

ઘેરી લીધા. કેટલાક માર્યા ગયા, કેટલાક જંગલમાં નાસી ગયા, અને કેટલાક ગામડામાં જઈ રહ્યા. ચિતુ જંગલમાં નાસી ગયો ત્યાં તેને વાઘે ફાડી ખાધો. વસીલમહમદે આપઘાત કર્યો. કરીમખાન ને અમીરખાન અંગ્રેજોને શરણે આવવાથી તેમને અનુક્રમે ગોરખપુર અને ટોંકમાં જાગીર આપી. આ રીતે પિંઢારાની ટોળીઓ વીખરાઈ ગઈ. તેઓ ખેતી કરવા લાગ્યા અથવા લશ્કરમાં જોડાયા. આવી રીતે હેસ્ટિંગ્સે અથાગ શ્રમ લઈ ચાર વરસમાં પિંઢારાનો નાશ કરી દેશને નિર્ભય કરી શાંતિ ફેલાવી.

**૫. મરેઠા સાથે નવી સંધિ:**—અંગ્રેજોની નેપાળમાં હાર થવાથી મરેઠાએ પિંઢારાને બહેકાવ્યા હતા, એટલુંજ નહિ પણ તેઓ લડાઈની તૈયારી કરતા હતા. બાજીરાવ પેશ્વાએ વસાઈની સલાહ લાચારીથી કરી હતી. તેને અંગ્રેજોનું ઉપરીપણું ઘણું સાલતું હતું, તેથી તે અંગ્રેજના કબજામાંથી છૂટવાને છૂપી તૈયારી કરવા લાગ્યો; અને સિંધિઆ, ભોંસલે ને હોલ્કર તેને સહાય કરવા ઉભા થયા. ગોવિંદરાવ ગાયકવાડ એ ઐક્યમાં સામેલ થયો નહિ, તેણે અંગ્રેજો સાથે મિત્રતા બાંધી હતી. પેશ્વા ને ગાયકવાડ વચ્ચે ગુજરાતના મહેસુલ સંબંધી ટંટો ચાલતો હતો, તેનો નિકાલ કરવાને અંગ્રેજની બાંહેધરીથી ગાયકવાડે પોતાના દિવાન ગંગાધરશાસ્ત્રીને પુને મોકલ્યો. બાજીરાવના બદસલાહકાર ત્ર્યંબકજી ડેંગલેએ બાજીરાવની સલાહથી શાસ્ત્રીને પંઢરપુરમાં મરાવી નાખ્યો સન ૧૮૧૫. તે વખતે પુનામાં અંગ્રેજોનો રેસિડન્ટ એલ્ફિન્સ્ટન હતો, તેણે બાજીરાવને ઘણી તાકીદ કરી ત્યારે તેણે ત્ર્યંબકજીને સ્વાધીન કર્યો. તેને થાણામાં કેદ કરવામાં આવ્યો. ત્યાંથી તે નાઠો ને લશ્કર જમાવવા લાગ્યો. બાજીરાવ તેને ધનની મદદ કરતો, તેથી એલ્ફિન્સ્ટને ૧૮૧૭ના જુનમાં નવી સંધિ કરી; તેની રૂએ બીજાં રાજ્ય ઉપરના બધા હક પેશ્વાએ છોડી દીધા; અને સિંહગઢ, પુરંધર, રાયગઢ અને અહમદનગરના કિલ્લાઓ અને કેટલોક મુલક અંગ્રેજોને આપ્યો. તેથી પેશ્વાની સ્વતંત્રતા ઘણી ઓછી થઈ.

**૬. ચોથો મરાઠા વિગ્રહ–પેશ્વાઈનો અંત:—૧૮૧૭-૧૮.**

હવે બાજીરાવને ખુલ્લા મેદાનમાં પડયા વગર છુટકો રહ્યો નહિ; તેથી તેણે નવેમ્બરની શરૂઆતમાં પુના પાસે ખડકીની અંગ્રેજી છાવણી ઉપર હલ્લો કર્યો. તેમાં તેનું લશ્કર દસગણું હતું, તોપણ તે હાર્યો ને નાઠો ઇ. સ. ૧૮૧૭. કર્નલ સ્મિથે પુના સર કર્યું. કોરેગામ આગળ બીજી વાર લડાઈ થઈ, તેમાં તેનું સૈન્ય ત્રીસગણું હતું તોપણ એ નાઠો. તેનો સરદાર બાપુ ગોખલે બહુ બહાદુર હતો. મરેઠા યોદ્ધામાં છેલ્લો વીર પુરુષ એ હતો. તે બાજીરાવના બાયલાપણાથી કંટાળી ગયો. આસ્ટી આગળ પેશ્વા નાઠો, તોપણ ગોખલે પોતાના ૩૦૦ માણસો વડે લડીને મરણ પામ્યો ઇ. સ. ૧૮૧૮. બાજીરાવ માળવામાં જતો હતો, ત્યાં સર જોન માલ્કમના સૈન્યથી ઘેરાઈ ગયો અને તેને શરણે આવ્યો. માલ્કમે તેની સાથે સંધિ કરી ૮ લાખનું વર્ષાસન બંધાવી આપી તેને બિઠુરમાં રાખ્યો સન ૧૮૧૮. હવે પેશ્વાનું રાજ્ય અંગ્રેજોને મળ્યું તેથી ગુજરાતનો પેશ્વાઈ ભાગ પણ અંગ્રેજોને કબજે થયો. અંગ્રેજોએ પેશ્વાના સરદારોના હક્ક કાયમ રાખ્યા, તથા સતારાનો રાજા પ્રતાપસિંહ જેને પેશ્વાએ કેદ કર્યો હતો તેને છોડાવી ૧૫ લાખની ઉપજનો મુલક આપી સતારાની ગાદીએ બેસાડયો. ત્ર્યંબકજી ડેંગલેને પકડીને ચુનારગઢમાં કેદ કર્યો, તે ત્યાંજ મરણ પામ્યો. એલ્ફિન્સ્ટને રૈયતનો સારો બંદોબસ્ત રાખીને તથા પેશ્વાએ આપેલી ધર્માદા, દેવસ્થાન વગેરે જાગીરો કાયમ રાખીને લોકોને શાંત પાડયા.

૭. **ભોંસલે સાથે લડાઈ**:—નાગપુરનો રાઘોજી ભોંસલે સન ૧૮૧૬માં મરણ પામવાથી તેનો પુત્ર પરસાજી ગાદીએ બેઠો. તે હોલેદીલ હોવાથી તેનો સગો આપાસાહેબ કારભાર કરતો હતો; તેણે પરસાજીનો ઘાત કરાવી સન ૧૮૧૭માં ગાદી લીધી, ને તે બાજીરાવ સાથે બળવો કરવામાં સામેલ થયો. બાજીરાવે બંડ કર્યું તેજ મહીનામાં એણે પણ બંડ કર્યું. તેણે સીતાબાલદી આગળ અંગ્રેજી છાવણી ઉપર હલ્લો કર્યો, પણ તે હાર્યો ને શરણે આવ્યો. અંગ્રેજોએ રાઘોજીની દીકરીના દીકરા બાજીરાવને બીજો રાઘોજી નામ આપી ગાદીએ બેસાડયો. આપાસાહેબને કેદ કરી અલ્લાહાબાદ લઈ જતા હતા, ત્યાં રસ્તામાંથી

તે નાસી ગયો, તે પંજાબમાં થઈ જોધપુર આવ્યો ને ત્યાંજ તેણે પોતાનું આયુષ્ય પુરૂં કર્યું.

**૮. હોલ્કર સાથે લડાઈઃ**—જશવંતરાય હોલ્કર ગાંડો થઈ મરણ પામ્યાથી તેનો બાળકુંવર મલ્હારરાવ ગાદીએ બેઠો, ને જશવંતતરાવની રાણી તુલસીબાઈ કારભાર કરવા લાગી. હોલ્કરનું હજાર માણસનું કવાયતી લશ્કર હતું, તે સિવાય તેમાં ઘણા પિંઢારા પણ સામેલ થએલા હતા. અમીરખાન પિંઢારો એ રાજ્યમાં કરતો કારવતો હતો. બાજીરાવ પેશ્વાએ હોલ્કરને પોતાના બંડમાં સામેલ થવા લખ્યું. તુળસીબાઈ અંગ્રેજ પક્ષની હતી પણ ઘણા સરદારો બાજીરાવના પક્ષમાં હોવાથી તેમણે તેને મારી નાખી. હોલ્કરના સૈન્યનો પડાવ ક્ષિપ્રા નદીને કાંઠે માહીદપુરમાં હતો, ત્યાં ચીતુ પિંઢારો પણ આવી મળ્યો. બાજીરાવના બંડની શરૂઆત પછી એક મહીને અંગ્રેજી સૈન્યની ને હોલ્કરના સૈન્યની માહીદપુર આગળ લડાઈ થઈ. તેમાં હોલ્કરની બેન ભીમાબાઈએ બહાદુરી બતાવી, પણ અંતે કર્નલ માલ્કમ અને હિસ્લોપે તેમના લશ્કરને હરાવ્યું, એટલે તેમણે મંદેશ્વર મુકામે સલાહ કરી. તે સલાહ મુજબ બાળ હોલ્કરને ગાદી આપવામાં આવી, વળી તેમાં ઠરાવ્યું કે હોલ્કરે પિંઢારાને આશ્રય આપવો નહિ, રજપુતસ્તાન ઉપરના સઘળા દાવા છોડવા, તથા સાતપૂડાની દક્ષિણનો મુલક અંગ્રેજને આપવો, અને ઇંદોરમાં અંગ્રેજી સૈન્ય તથા રેસિડન્ટ રાખવો ઇ. સ. ૧૮૧૮.

**૯. રજપુત રાજ્યો સાથે તહઃ**—રજપુતસ્તાનમાં મરેઠા લૂંટફાટ કરતા હતા, તથા રાજાઓ માંહોમાંહે લડી પાયમાલ થતા હતા, તેથી અંગ્રેજે ઉદેપુર, જોધપુર, જેપુર, બુંદી, કોટા વગેરે રાજસ્થાનનાં સર્વે રાજ્યો સાથે સંધિ કરી તેમને પોતાના આશ્રયમાં લઈ રક્ષણ કર્યું સન ૧૮૧૬–૧૮૧૮. કાઠિઆવાડના રાજારજવાડા સાથે પણ એજ સમયમાં સંધિ થઈ.

**૧૦. કચ્છ સાથે સંધિઃ**—કચ્છના રાવ બહારમલજીએ લધુભાને મારી નંખાવ્યો તેથી તેની સ્ત્રી અંગ્રેજ સરકારને આશ્રયે આવી. સન ૧૮૧૯માં અંગ્રેજ સૈન્ય કચ્છમાં પેઠું. તેમણે બહારમલજીને




પદભ્રષ્ટ કરી તેના નામથી દિવાનને રાજ્ય ચલાવવાનું કામ સોંપ્યું ને તેની સાથે સલાહ કરી.

**૧૧. અંગ્રેજી રાજ્યમાં વધારો:**—આજ સુધી મુંબઈ ને તેની પાસેના થોડાક મુલક સિવાય પશ્ચિમ હિંદમાં અંગ્રેજોને તાબે ઘણો

મુલક નહોતો. લોર્ડ હેસ્ટિંગ્સે પેશ્વાનું રાજ્ય જીતીને, તથા હોલ્કર ને ભોંસલે પાસેથી કેટલોક મુલક લઈને પશ્ચિમ હિંદના અંગ્રેજી રાજ્યમાં વધારો કર્યો. તેમાં ગુજરાત, ખાનદેશ, મહારાષ્ટ્ર ને કોંકણ એ મુખ્ય છે. આ પ્રમાણે ઘણા વરસથી ચાલતી પેશ્વાઈ મરાઠી સરદારોના અંદરઅંદરના ઝઘડાને લીધે નાશ પામી. વેલેસ્લીની રાજ્યનીતિનો બરાબર અમલ કરી અંગ્રેજી રાજ્ય વધારી અને દૃઢ કરી લૉર્ડ હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૮૨૩માં વિલાયત ગયો. તેણે નવા જીતેલા મુલકનો ડહાપણથી ને ઉદારતાથી લોકોનાં મન સંતોષી બંદોબસ્ત કર્યો. વળી તેણે નિશાળો સ્થાપી. પ્રજાને કેળવણી આપવાનો પ્રથમ બંગાળામાં પાયો નાખ્યો. આ દેશમાં પહેલવહેલું વર્તમાનપત્ર પણ એનાજ વખતમાં કલકત્તામાં શરૂ થયું.

**૧૨. લોર્ડ આમહર્સ્ટઃ**—હેસ્ટિંગ્સ પછી લોર્ડ આમહર્સ્ટ ગવર્નર જનરલ થઈને આવ્યો સન ૧૮૨૩. તેના વખતમાં મુખ્ય બે બનાવ બન્યા. બ્રહ્મી લોક સાથે લડાઈ અને ભરતપુરની જીત.

**૧૩. બ્રહ્મી લોક સાથે લડાઈઃ**—બ્રહ્મી લોકે આસામ પ્રાંત જીત્યો હતો, તેથી તેમનું રાજ્ય અંગ્રેજી રાજ્યની નજીક આવ્યું. બ્રહ્મી લોકના જુલમથી નાસીને ત્યાંની પ્રજા અંગ્રેજી રાજ્યના ચિતગાવમાં આવી. તેને એ લોક પાછી માગવા લાગ્યા, કારણ કે તેઓ આરાકાનમાં ધાડ પાડતા અને લૂંટફાટ કરી પાછા અંગ્રેજી મુલકમાં નાસી જતા. બ્રહ્મીઓની વારંવારની માગણી છતાં અંગ્રેજોએ તે ઉપર કંઈ ધ્યાન આપ્યું નહિ. બંગાળાની પૂર્વનો પ્રાચીન આરાકાનના રાજ્યનો કેટલોક ભાગ બ્રહ્મીરાજા દાવો કરીને માગવા લાગ્યો, તે પણ અંગ્રેજોએ આપ્યો નહિ તેથી અંગ્રેજ અને બ્રહ્મી રાજા વચ્ચે વેર વધ્યું. બ્રહ્મી લોકે લડાઈની પહેલ કરી. તેમણે આરાકાન પાસેના શાહપુરી બેટ નજીકના અંગ્રેજી વહાણ પર હલ્લો કરી કેટલાંક માણસ માર્યાં તથા કેદ કર્યાં. અંગ્રેજી લશ્કરે એ બેટ જીતી લીધો. બ્રહ્મી લોકે કાચરના રાજ્ય ઉપર હલ્લો કર્યો, તથા તેમના સેનાપતિ મહાબંદુલાએ બંગાળામાંથી અંગ્રેજોને હાંકી કાઢવા એક મોટું સૈન્ય લઈને ચડાઈ કરી. બ્રહ્મી રાજાએ ગવર્નર જનરલને

સોનાની સાંકળે બાંધી તેની રાજધાની આવામાં લાવવા મહાબંદુલાને હુકમ કર્યો હતો. લોર્ડ આમહર્સ્ટે અંગ્રેજી લશ્કર જમાવી કેમ્પબેલના ઉપરીપણા નીચે મદ્રાસથી જળમાર્ગે બ્રહ્મદેશ ઉપર મોકલ્યું સન ૧૮૨૩. તે લશ્કરે રંગુન જીત્યું, તથા કાચાર ઉપર ગએલા લશ્કરે બ્રહ્મી લશ્કરને પાછું કહાડયું. એવામાં ચોમાસું બેઠું ને અંગ્રેજી સૈન્યમાં મંદવાડ ચાલવાથી ઘણાં માણસ મરણ પામ્યાં તેથી હિંદી સૈન્ય બેદીલ થયું. બ્રહ્મી લોકને જાદુ આવડે છે તેથી તેમના દુશ્મનો માર્યા જાય છે એવો તેમનામાં વહેમ પેઠો; આ કારણથી અને દરિયો ઓળંગવામાં ધર્મનો બાધ હોવાથી બરાખપુરની ૪૭ મી દેશી પલટણે બ્રહ્મદેશમાં જવાની ના પાડી બંડ કર્યું. અંગ્રેજોએ લશ્કર ઉપર તોપો ચલાવી કેટલાકને માર્યા, કેટલાકને ફાંસી દીધી ને કેટલાકને બરતરફ કર્યા. રંગુનથી ૪૦ માઈલ દૂર આવેલા દોનાબુ આગળ મહાબંદુલાએ અંગ્રેજોને હરાવ્યા, પણ તેને ગોળી વાગવાથી તેનું મરણ થયું એટલે તેનું લશ્કર બીકથી નાઠું. હવે અંગ્રેજોએ દોનાબુ અને પ્રોમ સર કર્યાં. સન ૧૮૨૭માં આવાની નજીક પાગામ આગળ અંગ્રેજી સૈન્યે બ્રહ્મી રાજાને હરાવ્યો એટલે તેણે યાંદાબુની સલાહ કરી. તેમાં એવો ઠરાવ થયો કે લડાઈના ખર્ચ બદલ બ્રહ્મી રાજાએ એક કરોડ રૂપીઆ તથા આસામ, આરાકાન ને તીનાસરીમ પ્રાંતો અંગ્રેજને આપવા; આરાકાનનો ડુંગર બંને રાજ્યની હદ સમજવી, અને આવામાં એક અંગ્રેજી રેસિડન્ટ રાખવો. આ સંધિથી અંગ્રેજોને બ્રહ્મદેશ સાથેના વેપારનો ઘણો લાભ થયો.

**૧૪. ભરતપુરની જીતઃ**—બ્રહ્મી લડાઈ ચાલતી હતી તેવામાં સન ૧૮૨૫માં ભરતપુરનો રાજા બળદેવસિંહ મરણ પામ્યો, તેથી ત્યાંના રેસિડંટ આકટરલોનીએ તેના બાળકુંવરનો હક્ક ગણી તેને ગાદી આપવાનો ઠરાવ કર્યો; પણ તેના પીતરાઈ દુર્જનસાલે બાળકને ઉઠાડી ગાદી લીધી ને અંગ્રેજો સાથે લડવાની તૈયારી કરી. ઓકટરલોની બાળરાજાની સહાયે આવવાની તૈયારી કરવા લાગ્યો, પણ ગવર્નર જનરલે વચ્ચે પડવાની મના કરી, તેથી તેને માઠું



ભરતપુરનો કિલ્લો.

લાગવાથી તેણે રાજીનામું આપ્યું. તેની જગાએ મેટકાફ રેસિડંટ નિમાયો. આગળ જતાં ગવર્નર જનરલને પોતાની ભૂલ જણાવાથી તેણે મેટકાફને લખ્યું કે બળદેવસિંહના બાળકુંવરની વહારે જવું. તેણે એ કામ પાર પાડવાને લોર્ડ કોમ્બરમિયરને ૨૦ હજાર સૈન્ય સાથે ભરતપુર મોકલ્યો સન ૧૮૨૫. તેણે ભરતપુરને ઘેરો ઘાલ્યો. અંગ્રેજ સૈન્યે મહેનત કરી પણ તે કિલ્લો લેવાયો નહિ એટલે એક મોટી સુરંગથી તે ઉરાડી મૂકયો અને બાળારાજાને ગાદી આપી. રાજ્યની વ્યવસ્થા કરવાની ગોઠવણ કરી દુર્જનસાલને અલ્લાહાબાદમાં કેદ કર્યો સન ૧૮૨૬. વર્ષમાં થોડા દિવસ સીમલામાં રહેવાનો રિવાજ લોર્ડ આમહર્સ્ટના વખતથી પડયો. તે સન ૧૮૨૮માં વિલાયત ગયો. તેની જગાએ લોર્ડ વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલ થઈને આવ્યો. ઇ. સ. ૧૮૨૮.

**૧૫. લોર્ડ વિલિયમ બેન્ટિકઃ**—તે ઇ. સ. ૧૮૦૩માં ગવર્નર હતો. વેલોરના બંડ વખતે કસુર તરીકે તેને ઇંગ્લાંડ બોલાવી લીધો

હતો. તેને સ્પેન, ઇટલિ વગેરે દેશોમાં લડવાનો અનુભવ મળ્યો હતો. તે ઉદાર દીલનો અને ન્યાયી હતો. તેના અમલ દરમિઆન એકે યુદ્ધ થયું નહિ અને રાજ્યમાં સુલેહશાંતિ રહી તેથી તેણે રાજ્યમાં ઉપયોગી સુધારા દાખલ કર્યા.

**૧૬. લોર્ડ વિલિયમ બેન્ટિકની રાજ્યનીતિઃ**—એના સાત વર્ષના અમલમાં નાના નાના ઝઘડા સિવાય રાજ્યમાં શાંતિ ચાલી. એણે નવાં રાજ્ય જીતીને રાજ્ય વધારવાની લાલચ રાખી નહિ, પરંતુ જીતાએલા રાજ્યમાં શાંતિ રાખી રાજ્ય આબાદ કરી રૈયતને સુખી રાખવાને મહેનત કરી; તોપણ પોતાના રાજ્યમાં હાનિ થાય, ને તાબાના રાજાઓની પ્રજા પિડાય તો તેનો બંદોબસ્ત રાખવામાં તે બેદરકાર રહ્યો નહિ; અને જરૂર પડે હિંદી રાજ્યોમાં માથું મારવાનું ચૂકયો નહિ.

**૧૭. કાચાર ને કુર્ગ ખાલસા થયાંઃ**—બંગાળાની પૂર્વે આવેલા કાચારનો રાજા અંગ્રેજોનો આશ્રિત હતો. તે અપુત્ર મરી જવાથી ત્યાંની પ્રજાની માગણીથી એ રાજ્ય ખાલસા કર્યું સને ૧૮૩૨. કુર્ગનો રાજા પોતાનાં સગાંવહાલાંને મારી નાખી તથા પ્રજાને અત્યંત દુઃખી કરી ઉન્મત્તપણે વર્તવા લાગ્યો; તેથી બેન્ટિકે તેના ઉપર સૈન્ય મોકલી તેને હરાવ્યો ને કુર્ગની પ્રજાની રાજીખુશીથી એ રાજ્ય પણ ખાલસા કર્યું ઇ. સ. ૧૮૩૪.

**૧૮. મ્હૈસુર ઉપર જપ્તી બેઠીઃ**—મ્હૈસુરનું રાજ્ય લોર્ડ વેલેસ્લીએ હૈદર ને ટીપુના પ્રધાન પુર્ણિયાના વહીવટમાં, ને અંગ્રેજ અધિકારીઓની દેખરેખ નીચે મૂકયું હતું. પણ ઉમર લાયક થયા પછી કૃષ્ણરાજાએ રાજ્ય પોતાને સ્વાધીન લીધું, ને પુર્ણિયાને કહાડી મૂકયો. તેથી રાજ્યમાં અંધેર ચાલ્યું ને મ્હૈસુરમાં બળવો ઊઠયો. લૉર્ડ બેન્ટિકે લશ્કર મોકલી બળવો સમાવ્યો ને મ્હૈસુરના રાજ્ય ઉપર જપ્તી બેસાડી ઇ. સ. ૧૮૩૨. ૫૦ વર્ષ સુધી તે રાજ્યનો વહીવટ અંગ્રેજોએ કર્યો, અને ઇ. સ. ૧૮૮૧માં મ્હૈસુરની ગાદી કૃષ્ણરાજના વંશજને પાછી આપી. હાલ તે રાજ્ય સુધારામાં ઘણું આગળ પડતું છે.

**૧૯. નાના નાના બળવા:**—(૧) બંગાળાના નૈઋત્ય કોણના ડુંગરમાં કોલ વગેરે અનાર્ય લોકો રહેતા હતા. તેઓ બરાબર ખેતી કરતા નહોતા, તેથી ત્યાંના જમીનદારોએ પોતાની ઉપજ વધારવાને બહારના મહેનતુ લોકોને વસાવી તેમની જમીન લઈ લીધી; તેથી એ લોકોએ સન ૧૮૩૨માં બંડ કર્યું. લૉર્ડ બેન્ટિકે એ બંડ સમાવી તેમની અરજ સાંભળી બંદોબસ્ત કર્યો. (૨) સૈયદ અહમદ નામે પંજાબી મુસલમાને બંગાળામાં ૧૮૨૨માં એક નવો ધર્મ ચલાવ્યો હતો. એ ધર્મના લોકો તોફાન કરવા લાગ્યા તેથી હિંદુ જમીનદારોએ તેમનો દંડ કર્યો, તેથી ટીટુમીરની સરદારી નીચે તેમણે બંડ કર્યું. બેન્ટિકે તે બંડ સમાવ્યું. (૩) જોધપુરનો રાજા માનસિંહ ગાંડો થવાથી પટાવતોએ એને ગાદીએથી ઉઠાડી મૂક્યો. તે ફરીને ગાદી ઉપર આવ્યો ત્યારે પટાવતો ઉપર વેર લેવા લાગ્યો, તેથી પટાવતો પોતાનું લશ્કર જમાવી જોધપુર ઉપર ચડયા. માનસિંહે અંગ્રેજની સહાય માગી તેથી તેઓ પાછા ગયા, વળી રાજાએ ગાંડાઈનાં કામ કરવા માંડયાં ને ગવર્નર જનરલનું અપમાન કર્યું; ત્યારે અંગ્રેજી સૈન્ય મોકલવાનો હુકમ થવાથી રાજા તાબે થયો સન ૧૮૪૩. (૪) જેપુરનો રાજા બાળક હોવાથી તેની મા કારભાર કરતી હતી. તેણે વાણીઓ દિવાન રાખ્યો, તેથી પટાવતોએ ગુસ્સે થઈ એક રજપુતને દિવાન નીમ્યો. રાણી તેના કામમાં આડે આવી કારભાર ચાલવા દેતી નહિ. તે વખતે અંગ્રેજ રેસિડંટ આકટરલોની હતો. તેણે વચ્ચે પડી વાણીઆને બોલાવ્યો. આગળ જતાં પટાવતો ટંટો કરવા લાગ્યા. એ ટંટો રેસિડંટ મેટ્કાફે વચ્ચે પડી પતાવ્યો, તોપણ ખરેખરૂં સમાધાન તો આગળ જતાં રાજારાણી મરણ પામ્યાં ત્યારે થયું. (૫) ભોપાળની સિકંદર બેગમને તેના જમાઈ સાથે અણબનાવ થયો તેથી જમાઈએ બંડ કર્યું પણ તે હારીને નાઠો, પરંતુ ગવર્નર જનરલે વચ્ચે પડી સમાધાન કરાવ્યું. તેની દીકરીને ગાદીએ બેસાડી બેગમને જાગીર આપી. એ નવી બેગમે હોશિયારીથી રાજ્ય ચલાવ્યું.

**૨૦. ખર્ચમાં ઘટાડો:**—પાછલા ગવર્નર જનરલોના વખતમાં

મોટી મોટી લડાઈઓ ચાલવાથી રાજ્યમાં ઉપજ કરતાં ખર્ચ એક કરોડ જેટલું વધી ગયું હતું, અને તિજોરી ખાલી થઈ ગઈ હતી, તેથી લોર્ડ બેન્ટિકે ખર્ચ કમી કરવાની યોજના કરી. સરકારી મોટા હોદ્દાના પગારદારોનો પગાર ઘટાડયો. તેણે દેશીઓને મોટા હોદ્દા આપ્યા તેથી અંગ્રેજોને અપાતા ભારે પગારનું ખર્ચ કમી થયું અને દેશીઓને સંતોષ થયો. કલકત્તા, ઢાકા, પટના અને મુર્શિદાબાદની અદાલતો બંધ કરી. કેટલાક અમલદારોને બે કામ સોંપી ખર્ચ ઘટાડયું. લશ્કરી અમલદારોને છાવણીમાં પણ પુરૂં ભથ્થું મળતું તે અર્ધું મળે એવો ઠરાવ કર્યો. કેટલીક ઇનામી જમીનોનું મહેસુલ માફ હતું તેને બદલે યોગ્ય મહેસુલ લેવાનું ઠરાવ્યું. એ રીતે વરસે દોઢ કરોડ રૂપીઆનું ખર્ચ તેણે ઘટાડયું, તેમજ માળવાના અફીણ ઉપર જકાત નાખીને ઉપજ વધારવાનું એક નવું દ્વાર ઉઘાડયું.

**૨૧. સુધારા:**—બેંટિકે શાંતિના સમયનો ઉપયોગ કરી ઘણા સુધારા દાખલ કર્યા. ૧. ઇન્સાફ જલદી મળે એવો ન્યાયખાતામાં સુધારો કર્યો. જડજથી ઉતરતા દરજ્જાની સદર અમીન, મુનસફ વગેરેની કોર્ટો કાઢી તે જગા દેશીઓને આપવાનું ઠરાવ્યું. ૨. અલ્હાબાદમાં સદર દિવાની અને ફોજદારી અદાલતો સ્થાપી. ૩. કોર્ટોમાં ફારસી ભાષામાં કામ ચાલતું તે અટકાવી સ્થાનિક દેશી ભાષામાં કામ ચલાવવાનો હુકમ કર્યો. ૪. ઓઢીઆના કંધ લોકોમાં નરમેધ કરવાનો રિવાજ હતો તે અટકાવ્યો. ૫. રજપુતોમાં તેમાં વિશેષ કરીને જાડેજા-માં દીકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ હતો તે અટકાવ્યો. ૬. દેશી સિપાઈઓના પગારમાં વધારો કર્યો અને તેમને ફટકા મારવાની શિક્ષા બંધ કરાવી તેમની આબરૂ વધારી. ૭. ઘણા જુના વખતથી હિંદુ સ્ત્રીઓ ધણીના મરણ પછી જીવતી બળી મરતી. આવા સતી થવાના રિવાજને લીધે હિંદમાં દરેક વરસે હજારો સ્ત્રીઓના ભોગ લેવાતા. સને ૧૮૧૭ માં એકલા બંગાળામાં ૭૦૦ સ્ત્રીઓ સતી થઈ હતી. મહાન્ અકબરે આ રિવાજ બંધ કરવા પ્રયત્ન કર્યો હતો, પણ તે રિવાજ નાબુદ થયો નહોતો. બેન્ટિકે કાયદો કરી આ રિવાજ

તદ્દન બંધ કરાવ્યો. ઈ. સ. ૧૮૨૯. સતી થવામાં જે મદદ કરે તેને પણ ગુનેગાર ગણી સખત શિક્ષા કરવાનું ઠરાવ્યું. આથી તે દુષ્ટ રિવાજ તદ્દન નાબુદ થયો. આપણા દેશના મહાન્ પુરુષ રાજા રામમોહનરાયે આ કામમાં બેન્ટિકને ઘણી મદદ કરી હતી. ૮. તેના વખતમાં કેળવણી સંબંધી ઘણો અગત્યનો ફેરફાર થયો. ઇ. સ. ૧૮૧૩માં કંપનિએ એક લાખ રૂપીઆ હિંદના સાહિત્યના વિકાસ માટે ખરચવાનું નક્કી કર્યું હતું. તેમાંથી કેટલીક મદ્રેસા અને પાઠશાળાને મદદ મળતી હતી. હવે દેશીઓને રાજ્યકારભારમાં મોટા ઓદ્ધા આપવાનો નિશ્ચય થયો, એટલે તેમને કેવા પ્રકારની યોગ્ય કેળવણી આપવી એ પ્રશ્ન ખડો થયો. એક પક્ષ સંસ્કૃત અને અરબીના અભ્યાસની હિમાયતી કરનારો હતો; ત્યારે મેકોલે અને બેંટિક પાશ્ચાત્યવિજ્ઞાન, અને અંગ્રેજી સાહિત્યનું જ્ઞાન અંગ્રેજીદ્વારા આપવાને ઇંતેજાર હતા. મેકોલેના પક્ષનો ઠરાવ મંજુર થયો. ઇ. સ. ૧૮૩૫. તેની રૂઇએ ઉર્દુ અને ફારસીનો અભ્યાસ બંધ થયો અને શાળા અને કોલેજોમાં અંગ્રેજી શિક્ષણનો આરંભ થયો. હાલમાં હિંદમાં અંગ્રેજી ભાષાદ્વારા એકતાનું ભાન થયું છે, અને તેની સંસ્કૃતિના અભ્યાસથી લોકોમાં જાગૃતિ આવી છે; પણ તેને લીધે માતૃભાષાની ખીલવણી થતી અટકી છે.

**૨૨. ઠગ લોકોનો બંદોબસ્તઃ**—મધ્યહિંદમાં ઠગ લોકો રહેતા હતા. તે જાત્રાળુઓનો પૈસોટકો તથા ઘરેણાં લઈ લેતા. તેમનો ધંધો ખૂન કરી લૂંટફાટ કરવાનો હતો. તેઓ વેપારી કે જાત્રાળુનો વેશ ધારણ કરી મુસાફરોની ટોળીમાં ભળી જતા અને તેમની સાથે તેઓ મિત્રભાવે વર્તતા. તેમની અમુક સંજ્ઞાવાળી ભાષા હતી. જ્યારે તેઓ અમુક અનુકૂળ સ્થળે આવતા ત્યારે ઊંઘતા માણસોને મારી નાખતા, અથવા બેગાફલ માણસોના ગળાનાં ફાંસો નાખી તેમને પૂરા કરતા. પછી તેમને દાટીને તેઓ આગળ મુસાફરી કરતા. આવી રીતે તે વખતે ઠગ લોકોનો ઘણો ત્રાસ હતો. કોઈ પણ મુસાફર સહીસલામત રહી શકતો નહિ. આ રીતે હજારો માણસનાં ખૂન થયાં હશે. એમ

કહેવાય છે કે એક ઠગ ૭૧૯ ખૂનો કરવામાં સામેલ હતો. ઠગલોકનો નાશ કરીને તેમનો ત્રાસ મટાડવાનું કામ બેન્ટિકે મેજર સ્લીમનને સોંપ્યું હતું. તેણે સાત વરસમાં ત્રણ હજારથી પણ વધારે ઠગોને કેદ પકડયા અને હજારેકને ફાંસી દીધી, બાકીનાને ખેતી અને ઉદ્યોગમાં કામે લગાડયા. આવી રીતે બેંટિકે દેશને ભયંકર ત્રાસમાંથી મુક્ત કર્યો.

**૨૩. વિલાયત જવાનો રસ્તો**:—લોર્ડ વિલિયમ બેન્ટિકના વખત પહેલાં યુરોપમાં જવાનો માર્ગ કેપ ઑાવ ગુડ હોપ ફરીને હતો. એ રસ્તે ઇંગ્લાંડ પહોંચતાં ચાર પાંચ માસ થતા. લોર્ડ બેન્ટિકના વખતમાં આગબોટથી સુએઝની સંયોગિભૂમિમાં થઈને યુરોપ જવાનો સરળ માર્ગ નીકળ્યો, તેથી એક માસમાં ઇંગ્લાંડ જવાય એવું થયું.

**૨૪. વાયવ્ય પ્રાંતો**:—એણે સંયુક્ત પ્રાંતોમાં સ્થાયી જમીનદારીને બદલે નવી જમાબંધીની ગોઠવણ કરી. ત્રીસ વર્ષ માટે નક્કી કરેલું મહેસુલ તાલુકદારો મારફતે ગામડાંમાંથી વસુલ કરવા ગામવારી રીત દાખલ કરી. તે હજુ સુધી ચાલે છે. વળી એ પ્રાંતોનો વહીવટ કરવાને સંયુક્ત પ્રાંતોનો એક નવો ઇલાકો કરી સર ચાર્લ્સ મેટ્કાફને આગ્રાનો ગવર્નર ઠરાવ્યો. ઇ. સ. ૧૮૩૩.

**૨૫. સિંધ ને પંજાબ**:—સન ૧૮૦૯–૧૦માં હિંદ ઉપર ફ્રેંચ હુમલાની દહેશત હતી. હાલમાં તે ભય મટીને રૂશ લોકના હુમલાનો ડર પેઠો. રૂશ લોકે મધ્ય એશિઆમાં પોતાના રાજ્યનો વધારો કર્યો તથા તેઓ કાબુલમાં ખટપટ કરવા લાગ્યા, તેથી ગવર્નર જનરલે પંજાબમાં જઈ ત્યાંના સીખ રાજા રણજીતસિંહ સાથે મિત્રતા દૃઢ કરી. વળી મેજર પોટીંજરને સિંધના અમીરો સાથે સંધિ કરવા મોકલ્યો. નદીને માર્ગે વેપારીનાં વહાણો જવા દેવાની એ સંધિ હતી. એ સલાહ કરવાની અમીરોની ઇચ્છા નહોતી, પરંતુ અંગ્રેજ એલચીના ઉપદેશથી તેમણે તે માન્ય કરી.

**૨૬. કંપનિનો નવો પટો**:—સન ૧૮૧૩માં કંપનિને વીસ વર્ષની સનંદ મળી હતી. તેની મુદત સન ૧૮૩૩માં પુરી થવાથી

નવો પટો મળ્યો. ૧. એ સનંદ પણ ૨૦ વર્ષની હતી. ૨. તેમાં કંપનિને ચીન સાથેનો એક હથ્થુ વેપાર કરવાની બીલકુલ બંધી કરી અને એશિઆનો વેપાર સર્વ પ્રજાને માટે ખુલ્લો મૂકયો. કંપનિને માત્ર હિંદનું રાજ્ય ચલાવવાની પરવાનગી મળી. ૩. બંગાળાનો ગવર્નર જનરલ હવે આખા હિંદનો ગવર્નર જનરલ થયો. ૪. ગવર્નર જનરલની કારોબારી સભામાં એક ચોથો સભાસદ વધાર્યો, પણ તે બેરિસ્ટર હોવો જોઈએ. ૫. કંપનિની નોકરીમાં નાત, જાત કે ધર્મના ભેદ વગર બધી જગાઓ હિંદીઓને લાયકાત મુજબ આપવી.

**૨૭. લોર્ડ બેન્ટિકની વિદાયગીરીઃ**—લોર્ડ બેન્ટિક દેશીઓનો વહાલો થઈ, રાજ્યમાં શાંતિ કરી, ઉપજમાં વધારો ને ખર્ચમાં ઘટાડો કરી સન ૧૮૩૫માં વિલાયત ગયો.

# પ્રકરણ ૮ મું

## अंग्रेजी राज्यनो वधारो

### સન ૧૮૩૫થી સન ૧૮૪૪ સુધી

૧. સર ચાર્લ્સ મેટ્કાફ
૨. લોર્ડ આકલાંડ
૩. સતારાના રાજાને પદભ્રષ્ટ કરવો
૪. કાબુલનું રાજ્ય
૫. કોહીનુર
૬. શાહસુજાફરીને કાબુલ જીતે છે
૭. રણજીતસિંહ પેશાવર જીતે છે
૮. ઇરાની લશ્કર હિરાત ઉપર ચડે છે
૯. કાબુલ ઉપર ચડવાનું કારણ
૧૦. સિંધના અમીરો સાથે નવી સંધિ
૧૧. ખિલાતના ખાન સાથે સલાહ
૧૨. શાહસુજા કાબુલની ગાદીએ બેસે છે.
૧૩. ખિલાત જીતવું.
૧૪. દોસ્તમહમદ શરણે થાય છે
૧૫. કાબુલમાં બળવો
૧૬. હારનો બદલો લેવાનો ઠરાવ
૧૭. ચીન સાથે લડાઇ
૧૮. લોર્ડ એલનબરો
૧૯. કાબુલની હારનો બદલો વાળવો.
૨૦. સિંધ પ્રાંત ખાલસા થવો.
૨૧. સિંધિઆના રાજ્યનો બંદોબસ્ત
૨૨. લોર્ડ એલનબરોની વિદાયગીરી

**૧. સર ચાર્લ્સ મેટ્કાફઃ**—બેન્ટિક વિલાયત ગયો ત્યારે

વાયવ્યપ્રાંતોના ગવર્નર સર ચાર્લ્સ મેટ્કાફને ડિરેક્ટરોએ ગવર્નર જનરલ બનાવ્યો. તે સર્વ બાબતમાં બેંટિકના અભિપ્રાયને અનુસરનાર હતો. તેણે સન ૧૮૩૫માં છાપખાનાને છૂટ આપી. બીજાની લાગણી દુખાય નહિ એવી રીતે પોતાના વિચાર દર્શાવવાની તેણે સ્વતંત્રતા બક્ષી. એવામાં ઇંગ્લાંડમાં પ્રધાનમંડળ બદલાયાથી નવા મંડળે છાપખાનાને છૂટ આપ્યાનું સર મેટ્કાફનું કામ નાપસંદ કર્યું, એટલે તેણે રાજીનામું આપ્યું. તેની જગાએ લોર્ડ આકલાંડને ગવર્નર જનરલ નીમીને મોકલ્યો.



સર ચાર્લ્સ મેટ્કાફ

**૨. લોર્ડ આકલાંડઃ**—લોર્ડ આકલાંડના વખતમાં ત્રણ બનાવ બન્યા. ૧. સતારાના રાજાને પદભ્રષ્ટ કરવો; ૧ અફઘાનિસ્તાન સાથે યુદ્ધ; ૩ ચીન સાથે લડાઈ.

**૩. સતારાના રાજાને પદભ્રષ્ટ કરવો:**—સતારાનો રાજા પ્રતાપસિંહ અંગ્રેજ સરકાર સામે બંડ કરવાની તૈયારી કરતો જણાયાથી ગવર્નર જનરલે તેને પદભ્રષ્ટ કર્યો, અને તેની ગાદી તેના ભાઈ આપાસાહેબને આપી તેને કાશીમાં કેદ કર્યો. ઇ. સ. ૧૮૩૯.

**૪. કાબુલનું રાજ્ય:**—અહમદશાહ અબદલ્લીનું રાજ્ય બહુ જોરાવર થયું ને તેના તાબામાં અફઘાનિસ્તાન સિવાય કાશ્મિર, બલ્ખ, સિંધ ને હિરાતના મુલક આવ્યા. અહમદશાહનો વંશજ ઝમાનશાહ હિંદ ઉપર ચડવાને આવ્યો હતો, એ વાત પાછળ આવી ગઈ છે. તે પછી તેનો ભાઈ શાહસુજા કાબુલમાં રાજા થયો. તેની પાસેથી તેના ભાઈ મહમદે પોતાના વજીર ફતેહખાનની સહાયથી કાબુલનું રાજ્ય જીતી લીધું, તેથી શાહસુજા હિંદમાં નાસી આવી અંગ્રેજને આશ્રયે

લુધિઆણામાં રહેવા લાગ્યો. આગળ જતાં કાબુલમાં ફતેહખાનને મહમદે મરાવી નાખ્યો પણ તેના વીસ ભાઈઓએ મહમદનું રાજ્ય જીતીને તેને કાઢી મૂકયો. તે હિરાત જઈ રાજ્ય કરવા લાગ્યો. ફતેહખાનના ભાઈઓએ કાબુલનું રાજ્ય વહેંચી લીધું. તેમાં કાબુલ ને ગીજની દોસ્તમહમદને ભાગ આવ્યાં.

**૫. કોહીનુર:**—આ પ્રખ્યાત હીરો દિલ્હીનું રાજ્ય પઠાણોએ જીત્યું ત્યારે તેમના હાથમાં આવ્યો, ને પછી મોગલોના તાબામાં આવ્યો. જ્યારે મોગલ ખજાનો લૂંટીને નાદિરશાહ ઇરાન ગયો ત્યારે એ હીરો ત્યાં ગયો. નાદિરના મરણ પછી તે હીરો અહમદશાહ અબ્દલ્લી પોતાની સાથે કાબુલ લાવ્યો, ને તેના વંશજ શાહસુજાએ હિંદમાં આણ્યો. શાહસુજા પાસેથી પંજાબના સીખ રાજા રણજીતસિંહે લીધો, પણ પંજાબ અંગ્રેજોએ જીત્યું ત્યારે તે અંગ્રેજોના હાથમાં આવ્યો, અને હાલ તે ઇંગ્લાંડના રાજાના તાજમાં બિરાજે છે.

**૬. શાહસુજા ફરીને કાબુલ જીતે છે:**—શાહસુજાએ સને ૧૮૩૩માં રણજીતસિંહ સાથે સલાહ કરી. તેની મદદથી તે કાબુલ જીતવા ચાલ્યો. સિંધ કાબુલનું ખંડીઉં હતું, તેથી તેણે ત્યાંના અમીરો પાસેથી પાછલી ચડેલી ખંડણીની માગણી કરી. અમીરોએ ત્રણ લાખ રૂપીઆ આપી તેનું મન મનાવ્યું. શાહસુજા ત્યાંથી કંદહાર ઉપર ચડયો ને તે જીત્યું ઇ. સ. ૧૮૩૪. પણ એજ સાલમાં દોસ્તમહમદે તેને હરાવીને કાઢી મૂકયો, તેથી તે ખિલાતના ખાન મહેરાબખાનનો આશ્રય મેળવી લુધિઆણે પાછો આવ્યો. સન ૧૮૩૫.

**૭. રણજીતસિંહ પેશાવર જીતે છે:**—દોસ્તમહમદ કંદહાર પર ચડયો, તે તકનો લાભ લઈ રણજીતસિંહે પેશાવર જીતી લીધું. દોસ્તમહમદ ૬૦ હજારનું લશ્કર જમાવી પેશાવર પાછું લેવા આવ્યો, પણ તે હારીને પાછો ગયો સન ૧૮૩૫. દોસ્તમહમદે સન ૧૮૩૭માં પોતાના દીકરા અકબરખાનને સૈન્ય આપી પેશાવર જીતવા મોકલ્યો. તેણે સીખ સરદારને હરાવી માર્યો, પણ રણજીતસિંહે તરતજ નવું લશ્કર મોકલી અફઘાનોને મારી કાઢયા.

**૮. ઇરાની લશ્કર હિરાત ઉપર ચડે છેઃ—**આ સમયે મધ્ય હિંદનો પ્રશ્ન અગત્યનો થઈ પડયો હતો. રશિઆએ તેના રાજ્યની સરહદ ઠેઠ કૉકેસસ, ઇરાન અને અફઘાનિસ્તાન લગી વધારી હતી. તેથી રશિઆનો ડોળો હિંદ ઉપર છે એવી ધાસ્તી અંગ્રેજ રાજકર્તાને લાગી. હવે હિંદમાં અંગ્રેજોની સર્વોપરિ સત્તા હતી, તેથી જો અફઘાનિસ્તાનની ગાદી ઉપર બ્રિટિશનો મિત્ર રાજા હોય તો હિંદને રશિઆનો કંઈ ભય રહે નહિ એમ ગવર્નર જનરલને લાગ્યું. સન ૧૮૩૭માં રશિઅન લોકોની શિખામણથી ઇરાનના શાહે હિંદની કુંચી હિરાત લેવા માટે લશ્કર મોકલ્યું. તેમણે પાંચ માસ સુધી હિરાતને ઘેરો ઘાલ્યો. એવામાં મેજર પોટિંજર મધ્ય એશિઆમાં શોધ કરવા ગયો હતો તે હિરાત આવી પહોંચ્યો. હિરાત ઈરાનીઓના હાથમાં જશે તો રશિઆને હિંદ જીતવું સહેલું પડશે એવું તે માનતો, તેથી સ્વમતથી સ્વરાજ્યના રક્ષણાર્થે (સ્વદેશાભિમાનથી) હિરાતના શાહ મહમદ પાસે જઈને તે નોકર રહ્યો. તેણે હોશિયારી, બહાદુરી, દઢતા, હિંમત અને આગ્રહથી હિરાત બચાવ્યું ને ઈરાનીઓ થાકીને પાછા ગયા. ઇ. સ. ૧૮૩૮.

**૯. કાબુલ ઉપર ચડાઈનું કારણઃ—**સન ૧૮૩૭ માં રશિઆએ એક એલચીને કાબુલના અમીર પાસે મોકલ્યો. દોસ્તમહમદ રશિઆના પક્ષમાં જશે તો રશિઆ હિંદ ઉપર ફાવી જશે, એવા ડરથી અમીરને પોતાના પક્ષમાં લેવાને તેની સાથે સંધિ કરવા ગવર્નર જનરલે બર્ન્સ નામે અંગ્રેજી વકીલને કાબુલ મોકલ્યો. દોસ્તમહમદે તેને કહ્યું કે જો તમે પેશાવર પાછું અપાવો તો રશિઆની કે કોઈની દરકાર નહિ કરતાં હું તમારો સાચો મિત્ર થવા રાજી છું. પણ ગવર્નર જનરલથી તેમ બને તેમ નહોતું; તેથી બર્ન્સ પાછો આવ્યો ને દોસ્તમહમદે રશિઆ સાથે દોસ્તી કરી. તેથી અફઘાનિસ્તાન, ઈરાન અને રશિઆનો એક પક્ષ થયો. લૉર્ડ આકલાંડે મેકનૉટનને પંજાબ મોકલી રણજીતસિંહ સાથે સંધિ કરી ઇ. સ. ૧૮૩૮. તે કરારની રૂએ પેશાવર પ્રાંત અને સિંધુ નદીનો પશ્ચિમ મુલક રણજીતસિંહને મળે; અંગ્રેજ અને રણજીતસિંહે મળી શાહસુજાને ગાદીએ બેસાડવો

એવી ત્રિપુટીએ સંધિ કરી. એ રીતે શાહસુજાને મદદ કરવા બંગાળેથી એક લશ્કર બોલનઘાટના રસ્તે ને મુંબઈથી સરજોનકીનનું લશ્કર સિંધમાં પસાર થઈ કંદહાર તરફ ગયું, કારણ કે રણજીતસિંહે અંગ્રેજી લશ્કરને પંજાબમાંથી જવા દેવાની ના કહી હતી.

**૧૦. સિંધના અમીરો સાથે નવી સંધિઃ**—શાહસુજાએ સને ૧૮૩૩માં સિંધના અમીરો પાસેથી ત્રણ લાખ રૂપીઆ લઈ પાછલી ખંડણીનું રાજીનામું આપ્યું હતું; તોપણ તેણે પાછલી ૨૫ લાખ રૂપીઆની ખંડણી આપવાની ફરીને માગણી કરી તથા અમીરો સાથે નવી સંધિ કરી. તેમાં એવું ઠરાવ્યું કે અમીરોએ પંજાબ અને સિંધની તકરારનો નિકાલ અંગ્રેજો મારફત થાય એમ કબુલ કરી અંગ્રેજોનું ઉપરીપણું સ્વીકારવું, અને ૪ હજાર અંગ્રેજી લશ્કર રાખી તેના ખર્ચ બદલ ત્રણ લાખ રૂપીઆ દર સાલ આપવા. આ નવી સંધિ કરવાને અમીરો રાજી નહોતા, પણ મુંબઈનું લશ્કર લઈ મી. કીન કરાંચી આવ્યો ને તે જીતીને હૈદરાબાદ ઉપર ચડયો ત્યારે અમીરોએ સંધિ ઉપર સહી કરી.

**૧૧. ખિલાતના ખાન સાથે સલાહઃ**—મુંબઈ અને બંગાળાનું લશ્કર શિકારપુર આગળ એકઠું થઈ બોલનઘાટમાં પેઠું. ત્યાં ઘાસ-પાણી વગર ઊંટ અને ભારબદારી જનાવરો મરવા માંડયાં. ખોરાક પાછળ રહ્યો હતો તે બલુચી લુંટારા લૂંટવા લાગ્યા, તેથી લશ્કરને હેરાનગતિ ભોગવવી પડી. એ સર્વનો બંદોબસ્ત કરવાને ખિલાતના ખાન મહેરાબખાન સાથે સંધિ કરવા સારૂ બર્ન્સને મોકલ્યો. એ સંધિમાં એવું ઠર્યું કે મહેરાબખાને ખોરાક પૂરો પાડવો તથા હવે પછી આવતી ખોરાકી સલામત પહોંચાડવી.

**૧૨. શાહસુજા કાબુલની ગાદીએ બેસે છેઃ**—અંગ્રેજી સૈન્યે ૧૮૩૯માં કંદહાર જીત્યું અને ત્યાં શાહસુજાની આણ ફેરવી બંદોબસ્ત કર્યો, પછી ત્યાંથી તે કાબુલ ઉપર ચડયું. ખૈબરને માર્ગે શાહસુજાનો દીકરો તૈમુર તથા સીખ લશ્કર પણ આવી પહોંચ્યું. દોસ્તમહમદ બોખારા તરફ નાસી ગયો, ને સન ૧૮૩૯માં શાહસુજા

કાબુલની ગાદીએ બેઠો. કાબુલ, કંદહાર, ગીજની ને જલાલાબાદ વગેરે સ્થળે શાહના રક્ષણાર્થે ૧૦ હજાર અંગ્રેજી લશ્કર રાખી બાકીનું લશ્કર હિંદમાં આવ્યું.

**૧૩. ખિલાત જીત્યું:**—મુંબાઈનું લશ્કર પાછું લઈ જનાર જનરલ વિલ્ટશયારને હુકમ મળ્યો હતો; કે ખિલાતના મહેરાબખાને ખોરાકી બરાબર પહોંચાડી નહિ, તથા બલુચી લુંટારાને અટકાવ્યા નહિ, માટે પાછા વળતાં તેને સજા કરવી; તેથી તેના ઉપર અંગ્રેજી સૈન્ય ચડયું. તેણે સન ૧૮૩૯માં મહેરાબખાનને મારી ખિલાત લીધું. ખિલાતની ગાદી મહેરાબના એક સગાને આપી તેના રાજ્યમાંથી ત્રણ ફળદ્રુપ પ્રાંતો શાહસુજાના રાજ્યમાં જોડી દીધા.

**૧૪. દોસ્તમહમદ શરણ થાય છે:**—અંગ્રેજી લશ્કરે કાબુલ જીત્યું ત્યારે દોસ્તે ઉત્તરમાં નાસી જઈને લશ્કર જમાવ્યું. સર રોબર્ટ સેલ તેની પાછળ પડયો. પરવાન આગળ સન ૧૮૪૦માં લડાઈ થઈ. તેમાં દોસ્તમહમદ જીત્યો, તોપણ તેને કાબુલ જીતવાની આશા નહિ પડવાથી તે અંગ્રેજને શરણે આવ્યો. દોસ્તને બે લાખ રૂપીઆનું વર્ષાસન આપી તેના કુટુંબ સાથે કલકત્તે મોકલ્યો. ઇ. સ. ૧૮૪૦.



દોસ્ત મહમદ

**૧૫. કાબુલમાં બળવો:**—અફઘાન લોકોને પોતાનો દેશ પરદેશીઓની સત્તામાં રહે તે પસંદ પડતું નહોતું, તેથી સન ૧૮૪૧માં તેમણે બંડ કરવા માંડયાં. પ્રથમ ગિલઝાઈ લોકે બળવો કરી સર રોબર્ટ સેલને જલાલાબાદ જતાં હેરાન કર્યો. પછી કાબુલમાં બળવો થયો. તેનો આગેવાન દોસ્તમહમદનો દીકરો અકબરખાન હતો. તેણે

વ્દગાથી મેકનોટન તથા બર્ન્સ વગેરેને મારી નાખ્યા. હવે કાબુલનું અંગ્રેજી સૈન્ય ગભરાયું. સેનાપતિ એલ્ફિન્સ્ટન ઘરડો ને બારીક સમય માટે અયોગ્ય હતો. તેણે અંગ્રેજના નામને શરમ પમાડનારી સરત* કરી હિંદમાં પાછા જવાનું કબુલ કર્યું. એલ્ફિન્સ્ટન, લેડી મેકનાટન, લેડી સેલ વગેરેને બાંહેધરીમાં આપી સૈન્ય જલાલાબાદ તરફ ચાલ્યું, પંદર હજારમાંથી માત્ર ડાકટર બ્રાઇડોન એકલો જલાલાબાદ જઈ પહોંચ્યો. બાકીનું સૈન્ય બરફ, ભૂખ, થાક, તથા દુશ્મનના પત્થર અને ગોળીબારથી મરણ પામ્યું. જલ્લાલાબાદમાં સર રોબર્ટ સેલ, ને કંદહારમાં જનરલ નાટ બહાદુરીથી પોતાનો બચાવ કરી રહ્યા. બંડખોરોએ શાહસુજાને મારી નાખ્યો. સન ૧૮૪૧.



અકબરખાન

**૧૬. હારનો બદલો લેવાનો ઠરાવઃ**—ગવર્નર જનરલે કાબુલની હારનો બદલો વાળવાનો ઠરાવ કરીને ખૈબરને માર્ગે જનરલ પોલોકને અને બોલનને માર્ગે જનરલ ઇંગ્લાંડને જવાનો હુકમ કર્યો, જાન્યુઆરિ ૧૮૪૨. પણ આકલાંડના એ કામથી વિલાયતના અધિકારીઓ ઘણા નાખુશ થવાથી તેમણે લોર્ડ એલનબરોને તેની જગાએ ગવર્નર જનરલ ઠરાવી મોકલ્યો. તે સને ૧૮૪૨ના ફેબ્રુઆરિમાં હિંદ આવ્યો.

**૧૭. ચીન સાથે લડાઈઃ**—લોર્ડ આકલાંડના સમયમાં ચીન

---

* કાબુલ, કંદહાર, ગીજની ને જલાલાબાદ ખાલી કરી જવું. દોસ્તમહમદને છૂટો કરવો. શાહસુજા લાખ રૂપીઆનું વર્ષાસન લઈ કાબુલમાં રહે કિંવા હિંદમાં જાય, ને તેના બદલામાં અકબરખાને ખોરાકી ને ગાડાં આપી અંગ્રેજ લશ્કરને હિંદમાં વગર હરકતે જવા દેવું.

સાથે લડાઈ થઈ. ચીનમાં હિંદનું અફીણુ જતું. ને ખાઈને ત્યાંના લોક પાયમાલ થતા, તે જોઈ ચીનના પાદશાહે પોતાના દેશમાં અફીણુ લાવવાની મના કરી; તોપણુ હિંદુ વેપારીઓ તે ચોરીથી લાવવા લાગ્યા. કંતાનના સુબાએ એ ચોરીના માલની તપાસ કરાવી અફીણુનો નાશ કરાવ્યો, તેથી વેપારીઓને નુકસાન થયું. તેનો બદલો લેવાને તેમણે અંગ્રેજ સરકારની મદદ માગી, તેથી લોર્ડ આકલાંડે હિંદમાંથી જનરલ ગાફની સરદારી નીચે લશ્કર મોકલ્યું ઇ. સ. ૧૮૪૦. તેણે ચીનના શાહને હરાવી સંધિ કરવાની જરૂર પાડી. તેમાં એવો ઠરાવ થયો કે ચીનના શાહે હાંગકાંગ અંગ્રેજોને આપવો ને ચીનનાં ચાર બંદરોમાં વેપાર કરવાની રજા આપવી સન ૧૮૪૨.

**૧૮. લોર્ડ એલનબરોઃ**—એલનબરોના વખતમાં ત્રણુ બનાવ બન્યા. ૧. કાબુલની હારનો બદલો વાળવો; ૨. સિંધ જીતવું; અને ૩. ગ્વાલિયરના રાજ્યનો બંદોબસ્ત.

**૧૯. કાબુલની હારનો બદલો વાળવોઃ**—ખાઇબરને માર્ગે પોલોકને, અને બોલનને માર્ગે ઇંગ્લાંડને લશ્કર તથા ખોરાકી આપીને અફઘાનિસ્તાન ઉપર મોકલ્યા. પોલોકે જલાલાબાદ જઈ સર રોબર્ટ સેલના લશ્કર સાથે મળી કાબુલ ઉપર ચડાઈ કરી. જનરલ ઇંગ્લાંડ કંદહાર પહોંચ્યો, એટલે જનરલ નાટનું લશ્કર ગીજની પર ચડયું અને તે જીતી કાબુલ ભણી ચાલ્યું. બંને તરફથી લશ્કર આવતું સાંભળી અકબરખાન નાસી ગયો, ને અંગ્રેજ કેદીઓને તુર્કસ્તાન ભણી મોકલી દીધા. જેના કબજામાં એ કેદીઓ હતા તેણે લાંચ લઈ તેમને અંગ્રેજી લશ્કરને સોંપ્યા. અંગ્રેજી લશ્કરે કાબુલના બજારનો નાશ કર્યો, શહેર લૂંટયું ને તેને આગ લગાડી પોતાની હારનો બદલો લીધો. પછી તેઓ સર્વે હિંદમાં આવ્યા, ને દોસ્તમહમદને છુટો કરી ઇ. સ. ૧૮૪૨માં ફરીથી કાબુલની ગાદીએ બેસાડયો. તેણે અંગ્રેજોના મિત્ર તરીકે ૧૮૬૩ સુધી રાજ્ય કર્યું. આ વિગ્રહથી અંગ્રેજોને કંઈ લાભ થયો નહિ પણ ઉલટું માણસ અને આબરૂનું નુકસાન થયું.

**૨૦. સિંધ પ્રાંત ખાલસા થયો:**—સિંધ ત્રણ ભાગમાં વહેંચાએલું હતું, ને તેમાં જુદા જુદા અમીરો રાજ્ય કરતા હતા. ઉપલા સિંધમાં ખૈરપુરનો અમીર રૂસ્તમ મુખ્ય હતો. તે સિવાય મીરજાપુર, હૈદરાબાદ ને તેમના પેટામાં ઘણા અમીરો સ્વતંત્ર હતા. તે દરેક સાથે ૧૮૩૯માં જુદી જુદી સંધિ થઈ હતી. સન ૧૮૪૨માં સિંધના અંગ્રેજ અમલદારોએ એકની ભૂલના સઘળા અમીરોને જવાબદાર ગણવાનો ઠરાવ કર્યો. કાબુલની હાર પછી ત્યાંના અંગ્રેજ અધિકારી ઔટ્રામે તેમાંના બે ત્રણ અમીરો ઉપર તેઓ અંગ્રેજ સામી દુશ્મનાવટ ધરાવે છે એવું રાજદ્રોહનું તહોમત મૂકયું. ગવર્નર જનરલે સર ચાર્લ્સ નેપિયર નામે યોદ્ધાને તેની તપાસ કરવા મોકલ્યો. તે ઇંગ્લાંડથી નવો આવેલો હતો. તેને હુકમ કર્યો હતો કે ઉપલા તહોમત બાબત તપાસ કરવી, પણ ખાતરી થયા સિવાય તેમની વિરુદ્ધ કંઈ પણ પગલું ભરવું નહિ. પરંતુ આ દેશના લોકની ખટપટથી, રીતભાતથી ને ભાષાથી અજાણ્યા નેપિયરે ત્રણે અમીર ઉપર તહોમત સાબીત ગણી તેમની વિરુદ્ધ પગલું ભર્યું, તથા તેમના મુલકનો કેટલોક ભાગ જપ્ત કરીને તેમને મળવા બોલાવ્યા. તેઓ ડરીને નાસી ગયા, ને હૈદરાબાદમાં ઔટ્રામ નવી સંધિ કરવામાં રોકાયો હતો તેની પાસે ગયા. તેમણે તેને કહ્યું કે અમારા ઉપરનું તહોમત ખોટું છે, કારણ કે કરાર વિરુદ્ધ અફઘાન વિગ્રહ વખતે સિંધુ અને બીજા રસ્તા ઉપર થઈને યુદ્ધનો અસબાબ લઈ જવામાં આવ્યો હતો, અને કરાંચી વગેરે શહેરોમાં લશ્કરી છાવણી નાખવામાં આવી હતી. ઔટ્રામે નવી સંધિ ઉપર સહી કરવા કહ્યું, તેમાં તેમની ટંકશાળ બંધ પાડવાનું, લશ્કરના ખર્ચ બદલ મુલક આપવાનું ને એકની ભૂલ બદલ સઘળાને જવાબદાર રહેવાનું હતું. આ શરતો અમીરોને પસંદ નહોતી. તેમણે કહ્યું કે અમારો અંગ્રેજ સામે થવાનો ઈરાદો નથી, અમે ગુન્હો કર્યો નથી અને કરવાની અમારી તાકાત પણ નથી; છતાં વગર કારણે અમને આ નવી સંધિ ઉપર સહી કરવાને શા માટે ફરજ પાડો છો?

છેવટે ઑટ્રામના આગ્રહથી તેમણે સહી કરી. તેમણે કહ્યું કે હૈદરાબાદમાં બલુચીઓ હથિયારબંધ એકઠા થયા છે. તે કોઈના કબજામાં નથી માટે તમે સલામત જગાએ જાઓ, નહિ તો તેમના કામના અમે જવાબદાર રહીશું નહિ, પરંતુ તેમના કહેવા ઉપર તેણે લક્ષ આપ્યું નહિ. સંધિ ઉપર સહી થયા પછી ત્રીજે કે ચોથે દિવસે પેલા બલુચીઓએ ઑટ્રામ ઉપર હુમલો કર્યો, તેથી તે નાસીને નેપિયરના લશ્કરને જઈ મળ્યો. નેપીઅર પાસે ૩૦૦૦નું સૈન્ય હતું, અમીરોનું લશ્કર ૩૦,૦૦૦ માણુસનું હતું; પણ નેપીઅરે બહાદુરીથી લડી મીઆણી અને હૈદ્રાબાદ આગળ બે મોટી લડાઈઓમાં બલુચીઓને હરાવ્યા. ઇ. સ. ૧૮૪૩. તેથી એ પ્રાંત તેજ સાલમાં ખાલસા કરવામાં આવ્યો. ખૈરપુરનો અમીર અલીમુરાદ જે તેના ભાઈ રૂસ્તમ અને બીજા અમીરોના નાશનું મૂળ હતો, તેનોજ મુલક માત્ર રહ્યો. ભાવલપુરનો નવાબ જે અગાઉથી અંગ્રેજના પક્ષમાં હતો, તેને અમીરોના મુલકમાંથી થોડો ભાગ આપીને નવાજ્યો.

**૨૧. સિંધિઆના રાજ્યનો બંદોબસ્તઃ**—દોલતરાવ સિંધિઆ સન ૧૮૨૮માં મરણ પામ્યાથી તેની સ્ત્રીએ જંકોજીને દત્તક લીધો હતો, તે સન ૧૮૪૩માં મરણ પામ્યો. જંકોજીની સ્ત્રી તારાબાઈએ જયાજીરાવને દત્તક લીધો. તે આઠ વર્ષનો હોવાથી જંકોજીનો મામો કારભાર કરવા લાગ્યો, પણ દાદાખાસજીવાળાએ રાણીને કબજે લઈ મામાને કાઢી મૂકી કારભાર પોતાના હાથમાં લીધો. દાદા અંગ્રેજની વિરુદ્ધ પક્ષનો હતો. તેણે સિંધિઆના પ્રચંડ કવાયતી લશ્કરને કબજે લીધું. ગવર્નર જનરલે દાદાને કાઢી મૂકવાને લખ્યું. એ કાગળ દાદાએ રાણીને બતાવ્યોજ નહિ. રાણીએ દાદાને કાઢી મૂકવા કબુલ કર્યું, ત્યારે રાણીના ત્રણ ઉમરાવો ગવર્નર જનરલ પાસે આવીને કહેવા લાગ્યા કે રાણી ને રાજા આપની મુલાકાતે આવે છે; તે આવે ત્યાંસુધી અંગ્રેજ લશ્કર અમારા રાજ્યમાં આવતું અટકાવો; આપ કહેશો તે પ્રમાણે કરવાને અમો તૈયાર છીએ. સિંધિઆનું લશ્કર બહુ

જબરૂં હતું અને હંમેશાં તે લૂંટફાટ અને તોફાન કરતું હતું, તેમજ પાડોશનું સીખરાજ્ય રણજીતસિંહના મરણ પછી તોફાની થયું હતું. એવા બેવડા ભયને લીધે એ વાત નહિ માનતાં સર હ્યુ ગાફના આગ્રેથી આવતા લશ્કરની કૂચ જારી રહી. સિંધિઆનું લશ્કર શહેર બહાર અંગ્રેજને અટકાવવા ચાલ્યું, ને વગર સરદારે મહારાજપુર ને પની-આર આગળ બહાદુરીથી લડયું ઇ. સ. ૧૮૪૩, પણ તે હાર્યાથી ગવર્નર જનરલે ગ્વાલિઅર આવી સિંધિઆ સાથે નવી સંધિ કરી. ઇ. સ. ૧૮૪૪. તેનું ૪૦ હજાર લશ્કર હતું તે ઘટાડી ૯ હજાર કર્યું, ગ્વાલિઅરમાં સુલેહશાંતિ જાળવવા અંગ્રેજી લશ્કર રાખી તેનું ખર્ચ સિંધિઆ આપે એવું ઠરાવ્યું, રાણીને ત્રણ લાખનું વર્ષાસન બાંધી આપ્યું, અને ૭ મરાઠા સરદારોની મંડળીએ જયાજીરાવ મોટી ઉમરનો થાય ત્યાંસુધી રાજ્યનો વહીવટ કરવો.

**૨૨. લોર્ડ એલનબરોની વિદાયગીરીઃ**—સિંધ ને ગ્વાલિ-અરની લડાઈઓ ઈંગ્લાંડમાં પસંદ પડી નહિ, તેથી લોર્ડ એલનબરોને વિલાયત પાછો બોલાવી લીધો, ને તેની જગાએ લોર્ડ હાર્ડિંજને ગવર્નર જનરલ ઠરાવીને મોકલ્યો. સન ૧૮૪૪. લોર્ડ એલનબરોના વખતમાં સન ૧૮૪૩માં ગવર્નર જનરલની કાયદા બાંધનારી કાઉ-ન્સિલના મી. બર્ડ નામે મેમ્બરે હિંદમાં ગુલામનો ધંધો કરવાની બંધીના કાયદાનો ખરડો કર્યો, તે ગવર્નર જનરલે મંજુર કરી એ વેપાર અટકાવ્યો.



# પ્રકરણ ૯ મું

## सीख राज्य



**૧. રણજીતસિંહઃ**—ઈ. સ. ૧૪૬૯માં પંજાબમાં ગુરુ બાબાનાયકે સીખ (શિષ્ય) ધર્મ સ્થાપ્યો હતો. પણ પાછળથી મોગલોના જુલમને લીધે તેમણે શસ્ત્ર લીધાં. ઔરંગઝેબે ગુરુ નાનકથી દશમી પેઢીએ થએલા ગુરુ ગોવિંદસિંહ ઉપર બહુ અત્યાચાર કર્યો, તેથી તેણે બધા સીખોને ફરજિઆત લશ્કરી તાલીમ લેવાને ફરમાવ્યું. જે સીખ સૈન્ય ઉભું થયું તેને 'ખાલસા' એવું નામ આપવામાં આવ્યું. આ ખાલસામાં બાર વિભાગ હતા. તે દરેકને મિસલ કહેતા. બંધુના મરણ પછી પણ સીખ લોકોનો લડાયત જુસ્સો નરમ પડયો નહોતો. એ લોકોનું બળ પંજાબમાં વધારે હતું. સીખ


રણજીતસિંહ

ધર્મ માનનાર ઘણા નાના નાના જાગીરદારો પંજાબમાં હતા. તેમાંના માનસિંહ નામે બળવાન સરદારને રણજીતસિંહ નામે પુત્ર થયો. બાપના મરણથી બાર વર્ષની બાળવયે રણજીતસિંહ ગાદીએ બેઠો સને ૧૭૯૨. બાળપણમાં બળીઆ નીકળ્યાથી એની એક આંખ ગઈ હતી. હૈદર કે શિવાજીની માફક એ પણ કંઈ વિદ્યા શીખ્યો નહોતો; છતાં એ બંનેના જેવા સાહસ, વીરતા, બાહોશી અને રાજ્યસ્થાપકના ગુણો એનામાં હતા. તે વખતે પંજાબ કાબુલના દુરાની રાજાના તાબામાં હતું. જ્યારે કાબુલના ઝમાનશાહે હિંદ ઉપર સવારી કરી, ત્યારે રણજીતસિંહે તેને પેશાવર પાસે તોપો પાછી લેવામાં મદદ કરી હતી, તેથી તેના બદલામાં શાહે તેને લાહોર ઇનામમાં આપ્યું, ને પોતાની તરફથી તેને પંજાબનો સુબો ઠરાવ્યો. સને ૧૮૦૧. તે પછી કાબુલમાં દુરાની ભાઈઓ માંહોમાંહે લડીને નબળા થયા ત્યારે રણજીતસિંહ સ્વતંત્ર થયો. સીખ લોક બહાદુર ને લડવૈયા છે. તેમનું મન મેળવી લઈ તેણે ઇ. સ. ૧૮૦૨માં અમૃતસર જીતી લીધું, અને ૧૮૦૬માં લુધિઆના કબજે કર્યું. બિઆસ અને રાવી વચ્ચેના પ્રદેશમાંથી અફઘાનોને હાંકી કાઢીને તે બધો મુલક તેણે સર કર્યો. સતલજ ને જમના નદીની વચ્ચે સરહિંદ પ્રાંત છે, તેમાં નાના નાના સીખ સરદારો રાજ્ય કરતા હતા. રણજીતસિંહે તેમના ઉપર ઉપરીપણાનો દાવો કર્યો તેથી તેમણે અંગ્રેજોની સહાય માગી. અંગ્રેજોએ તેમની સાથે સંધિ કરી તેમને પોતાના આશ્રયમાં લીધા, તેથી રણજીતસિંહ આગળ વધતો અટક્યો.

**૨. રણજીતસિંહ સીખ લશ્કરને કવાયત શીખવે છેઃ**—સન ૧૮૦૯માં મેટ્કાફ રણજીતસિંહ સાથે સંધિ કરવા લાહોર આવ્યો, ત્યારે અંગ્રેજ લશ્કરની કવાયત જોઈ રણજીતસિંહ ચકિત થયો ને તેણે પોતાના લશ્કરને કવાયત શીખવવાનું ધાર્યું. પ્રથમ તેના લશ્કરે પોતાની રીત છોડી કવાયત શીખવાને આનાકાની કરવા માંડી; પણ રણજીતસિંહે તેમને પગાર વધારવાની લાલચ આપીને, તેમની કવાયત

ઉપર ધ્યાન આપીને, તથા પોતે કવાયત કરવા માંડીને લશ્કરીઓને કવાયત ઉપર ધ્યાન આપતા કર્યા. એ રીતે નિરંતર ધ્યાન આપ્યાથી એનું લશ્કર કવાયતી બન્યું, તથા તેનું તોપખાનું વખાણવાજોગ થયું.

**૩. રણજીતસિંહના રાજ્યનો વધારો:**—સન ૧૮૦૯ સુધીમાં એણે સઘળા સીખ સરદારોને તાબામાં આણી પોતાનું રાજ્ય ફેલાવવા માંડ્યું. તે સમયે મુલતાન કાબુલના અમીરના તાબામાં હતું. તેના ઉપર સવારી કરીને બે લાખ રૂપીઆ ખંડણી લીધી સને ૧૮૧૦. સને ૧૮૧૩માં એણે કાબુલના વજીર ફતેહખાન સાથે સંધિ કરીને કાશ્મિર જીતવાનો ઠરાવ કર્યો, પણ ફતેહખાન એકલાએ તે જીત્યું તેથી રણજીતને તેમાં ભાગ મળ્યો નહિ; તેથી તેણે ફતેહખાનને હરાવી અટકનો કિલ્લો ને તેની પાસેનો મુલક લીધો અને સિંધુ સુધી પોતાના રાજ્યની હદ વધારી. કાબુલનો શાહસુજા એને આશ્રયે આવી રહ્યો હતો, તેની પાસેથી રણજીતે કોહીનુર પડાવી લીધો, તેથી શાહ અંગ્રેજને આશ્રયે લુધિઆણામાં આવી રહ્યો. સન ૧૮૧૮માં કાબુલના અમીર મહમદના દીકરા કામરાને ફતેહખાન વજીરને મારી નાખ્યો, તેથી તેના વીસ ભાઈઓએ મહમદને હિરાત નસાડી મૂકી અફઘાનિસ્તાનનો કબજો લીધો. એ ગરબડનો લાભ લઈ રણજીતે સન ૧૮૧૮માં મુલતાન ને ૧૮૧૯માં કાશ્મિર જીતી લીધાં, તથા સન ૧૮૨૧ સુધીમાં સુલેમાન ને સિંધુ નદીની વચ્ચેની પટી જીતી લીધી.

**૪. સીખ લશ્કર યુરોપીઅન કવાયત શીખે છે:**—સન ૧૮૧૧માં નેપોલિયન બોનાપાર્ટના કર્નલ એલાર્ડ અને વેનચુરા રણજીતસિંહના લશ્કરમાં નોકર રહ્યા. તેમણે તથા તે પછી જનરલ કોર્ટ ને આવીટેબાઇલે સીખ લશ્કરને યુરોપિયન લડાઈની કવાયત તથા કળા શીખવી, તેથી એનું લશ્કર ને તોપખાનું હિંદમાં સર્વ દેશીરાજ્યો કરતાં ચઢિઆતું થયું.

**૫. વાહબી પંથ:**—અમીરખાન પિંઢારાના લશ્કરમાં સૈયદ

અહમદ નામે એક નાનો સરદાર હતો. તેણે અમીરખાનનું લશ્કર વેરાયા પછી નવો ધર્મ ચલાવ્યો. તેને વાહબી પંથ કહે છે. અહમદ સને ૧૮૨૨માં બંગાળામાં ગયો, ત્યાં એના ઘણા શિષ્ય થયા. એ અહમદે સને ૧૮૨૭માં બળવો કરીને પેશાવર ઉપર હલ્લો કર્યો, પણ તે હાર્યો. ફરીથી સન ૧૮૩૦માં હલ્લો કરીને તેણે પેશાવર જીત્યું, પણ તે ફરીને હાર્યો ને કાશ્મિરમાં નાસી ગયો. એનો શિષ્ય ટીટુમીર હતો. તેણે બંગાળામાં જઈને બળવો કર્યો એ વાત પાછળ આવી ગઈ છે. ટીટુના બળવાની પહેલાં અહમદને રણજીતના લશ્કરે મારી નાખ્યો હતો. ઇ. સ. ૧૮૩૧.

**૬. રણજીત પેશાવર જીતે છેઃ**—૧૮૨૨માં રણજીતે પેશાવર ઉપર ચડાઇ કરી, પણ નોશેરા આગળ એનું લશ્કર હાર્યાથી વધારે લશ્કર લાવીને એણે પેશાવર જીત્યું, ને દોસ્તમહમદના ભાઈ યાર-મહમદને ખંડણી આપવાની શરતે પાછું સોંપ્યું. આગળ જતાં જ્યારે દોસ્તમહમદ શાહસુજા પાસેથી (પાછળ કહ્યા પ્રમાણે) કંદહાર પાછું લેવા ગયો, ત્યારે રણજીતે પેશાવર ઉપર હલ્લો કરીને તે જીતી લીધું, ને પોતાના રાજ્યમાં મેળવી જનરલ આવીટેબાઇલને ત્યાંનો સુબો ઠરાવ્યો. એ પ્રમાણે રણજીતસિંહે પરદેશીઓનો વિશ્વાસ કરી પોતાના લશ્કરના જનરલ બનાવ્યા, એટલુંજ નહિ પણ તેમને પોતાના રાજ્યમાં સુબેદાર ઠરાવ્યા. દોસ્તમહમદ પેશાવર જીતવા આવ્યો પણ હારીને પાછો ગયો. ઇ. સ. ૧૮૩૫.

**૭. રણજીતના રાજ્યનો મધ્યાહ્નઃ**—સન ૧૮૩૫ સુધીમાં રણજીતસિંહે એક નાની ઠકુરાતમાંથી કાસ્મીરથી સિંધ સુધી, ને સત-લજથી સુલેમાન સુધીનું વિસ્તીર્ણ રાજ્ય બનાવ્યું. ૯૦૦ વરસનાં મુસલમાની રાજ્યો જીતી તેણે એક મહાન સીખ રાજ્ય સ્થાપ્યું. એની પાસે ૮૮૦૦૦ માણસનું કેળવાએલું લશ્કર હતું, અને એના રાજ્યની ઉપજ અઢી કરોડ રૂપીઆની હતી. એના રાજ્યની પૂર્વ હદ ઉપર અંગ્રેજ ને તેમના મિત્રોનો મુલક હતો. સન ૧૮૦૯ની સંધિ પ્રમાણે એ મુલક ઉપર તરપ મારવાની મના હતી, તેથી

એના સરદારોનો આગ્રહ છતાં એણે મરતાં સુધી તે તરફ દૃષ્ટિ કરી નહિ. દક્ષિણ તરફ સિંધ જીતવાની એને ઇચ્છા હતી પણ અંગ્રેજો વચ્ચે પડવાથી એ વાત એણે બંધ રાખી. પશ્ચિમ તરફ ખૈબરઘાટમાં જવાની એના લશ્કરની મરજી નહોતી, તેથી હવે એના રાજ્યની હદ આવી રહી. સન ૧૮૩૯ માં રણજીતસિંહ મરણ પામ્યો ત્યારે એના ખજાનામાં બાર કરોડ રૂપીઆની સિલક હતી.

**૮. રણજીતસિંહનું ભવિષ્યઃ**—એણે પોતાના એક સરદારના પુત્રને અંગ્રેજી ભણવા મોકલ્યો હતો. તે આવ્યો ત્યારે હિંદનો નકશો પથરાવીને તેને લાહોરનું રાજ્ય બતાવવા કહ્યું. તે પછી એણે પૂછ્યું કે હિમાલયથી લંકા સુધી આ લાલ લીટીની હદ શાની? છોકરે કહ્યું કે એ તો અંગ્રેજી રાજ્યની હદ છે. એ સાંભળી એણે નકશાને લાત મારી કહ્યું કે "આ બધો લાલ થઈ જશે." મતલબ કે આખું હિંદ અંગ્રેજી થશે. તે પછી દસ બાર વર્ષમાં તો એનું રાજ્ય અંગ્રેજી રાજ્યમાં જોડાયું.

**૯. રણજીતની રાજ્યપદ્ધતિઃ**—રણજીતસિંહ ભણેલો નહોતો, તથાપિ એના કારભારીઓ કાગળપત્રો લાવે તે સાંભળી તે ઉપર પોતાનો અભિપ્રાય આપતો. એણે જાતમહેનતથી મુલકો જીત્યા ને જય મેળવ્યા, તોપણ તે લખાણમાં ને બોલવામાં પોતાને સીખ સમાજના મુખી તરીકે ગણતો, રાજા તરીકે નહિ. સીખ સમાજને "ખાલસા" કહેતા ને એનું લશ્કર ખાલસાનું લશ્કર કહેવાતું. તેઓ 'ખાલસાનો જય' એમ બોલતા. એથી સરદાર, સિપાઈ ને લોક એની સાથે પૂજ્યભાવથી વળગી રહેતા. સઘળા વિજયો–પરાક્રમો પરમેશ્વરને નામે ગુરુ ગોવિંદની ખાતર અને ખાલસાની કીર્તિની ખાતર હતા, એમ સમજાવી એણે સર્વનો પ્રેમ મેળવ્યો હતો. તે સન ૧૮૩૯માં ૫૯ વર્ષની ઉંમરે ૪૭ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો. અંગ્રેજો એને પંજાબનો સિંહ કહેતા.

**૧૦. સીખ રાજ્યમાં કુસંપઃ**—રણજીત પછી તેનો પુત્ર ખડકસિંહ રાજ્ય કરવા લાગ્યો, પણ રાજ્યની ખરી સત્તા ખડકસિંહના

પુત્ર નઓનિહાલસિંહના હાથમાં હતી; ને તેનો કારભાર જામુભાઈ-ઓમાંનો ધ્યાનસિંહ કરતો હતો. રણજીતસિંહના સમયમાં ગુલાબ-સિંહ નામે રજપુત તેના પાયદળ લશ્કરમાં હતો; તે પોતાની હોશિયારી-થી આગળ જતાં સરદાર થયો. રણજીતે તેને જામુની જાગીર આપી હતી. એ ત્રણ ભાઈ હતા. તેમાં ગુલાબસિંહ મોટો હતો. સન ૧૮૪૦માં ખડકસિંહ મરણ પામ્યો ને તેજ દિવસે તેનો પુત્ર નાઓનિહાલ પણ મરી ગયો, તેથી રણજીતનો કુંવર શેરસિંહ ગાદીએ બેઠો ને ધ્યાનસિંહ કારભારી થયો. એવામાં ગુલાબસિંહે ચિનાઈ તિબેટ જીત-વાનો વિચાર કર્યો, પણ અંગ્રેજોએ વચ્ચે પડી લાસા દરબાર સાથે સંધિ કરાવી. આગળ પંજાબના દરબારમાં ખટપટ ચાલી. તેમાં શેર-સિંહ ને ધ્યાનસિંહ મરાયા; તેથી રણજીતનો પાંચ વર્ષનો કુંવર દિલીપ-સિંહ ગાદીએ બેઠો. તેનો કારભાર તેનો મામો જુવાહિરસિંહ તથા લાલસિંહ નામે બ્રાહ્મણ કરવા લાગ્યા.

**૧૧. સૈન્ય (ખાલસા) રાજ્યઃ**—હવે રાજ્યની સઘળી સત્તા સૈન્યના હાથમાં આવી. તેઓ ચાહે તેને ઉઠાડે ને ચાહે તેને બેસાડે, એવું થયું. તેમણે ગુલાબસિંહને નમાવી ૬૮ લાખ ને મુલતાનના સુબા મૂળરાજને નમાવી ૧૮ લાખ રૂપીઆ લીધા, તથા જવાહિર-સિંહને મારી નાખ્યો. તેથી લાલસિંહ દિવાન ને તેજસિંહ સેનાપતિ થયા. જનરલ કોર્ટ નાસી ગયો ને જનરલ આવીટેબાઇલ જલાલાબાદ જતો રહ્યો. દિલીપસિંહની મા, લાલસિંહ ને તેજસિંહ પણ પોતાની સલામતી માટે લશ્કરથી ડરવા લાગ્યાં. તેઓ લશ્કરના હાથમાં રમકડા જેવાં થયાં. સત્તા માટે ઘણા ઝઘડા થયા અને ગેરવ્યવસ્થા તથા તોફાન ઘણાં વધી પડયાં.

**૧૨. સીખ સાથે પહેલું યુદ્ધઃ**—સીખ રાજ્યની આવી અસ્થિર હાલત જોઈને ગવર્નર જનરલે પોતાના રાજ્યની સલામતી માટે સતલજની પૂર્વે ફીરોજપુરની આસપાસ ૪૦ હજાર માણસનું લશ્કર જમાવેલું હતું. લાહોરના લશ્કરને કાંઈ કામ ન હોવાથી તે સ્વતંત્ર થયું, તેથી કારભારીઓ ડરવા લાગ્યા, ને તેઓ લશ્કરનો નાશ થાય એવું

ધ્રુજવા લાગ્યા. અંગ્રેજો સિવાય તેમનો દોર નરમ પાડે તેવું કોઈ ન હોવાથી છેવટે તેમણે પોતાના લશ્કરને સતલજની પૂર્વના મુલક ઉપર



હલ્લો કરવા મોકલ્યું. તેથી ૬૦ હજાર સીખ લશ્કર જબરા તોપખાના સાથે સતલજ ઓળંગી આ પાર આવ્યું. ફીરોજપુરમાં ૧૦ હજાર લશ્કર હતું, પણ લાલસિંહ ને તેજસિંહે લડાઈ ન કરતાં આગળ

ચાલી ફીરોજ શહેર આગળ છાવણી નાખી. સન ૧૮૪૫. ફીરોજપુરના લશ્કર ઉપર સીખ લશ્કરે હલ્લો કર્યો હોત તો તેનો નાશ કરી શક્યા હોત, પણ સીખ સરદારો સીખ લશ્કરની જીતથી ડરતા હતા; અને તેમની જીત કરતાં તેમનો નાશ વધારે ઇચ્છતા હતા, તેથી તેમણે તેમ કર્યું નહિ. એવામાં કમાન્ડર ઈન ચીફ તથા ગવર્નર જનરલ હાર્ડિંજ આવી પહોંચ્યા. વીસ હજારનું લશ્કર લઈ લાલસિંહે મુડકી આગળ અંગ્રેજી લશ્કર ઉપર હલ્લો કર્યો, પણ લાલસિંહ નાસી ગયો ને સીખ લશ્કર હારીને પાછું છાવણીમાં આવ્યું. ફીરોજપુર આગળ ગોફે સીખ લશ્કર ઉપર હલ્લો કર્યો. અંગ્રેજ લશ્કરે છાવણી લેવાનો ઘણો પ્રયત્ન કર્યો. પણ તે લેવાઈ નહિ; તે બંને લશ્કર પોતપોતાની જગાએ રહ્યાં. સવારમાં લાલસિંહ નાસી ગયાથી સીખ લશ્કર પાછું ફર્યું. એ લડાઈથી અંગ્રેજનો લડાઈનો સામાન ખૂટી ગયો હતો. એવામાં તેજસિંહ તાજું લશ્કર લઈને આવ્યો; પણ તે લડાઈ કર્યા વગરજ ચાલ્યો ગયો, તેથી અંગ્રેજ લશ્કરનો નાશ થતો બચ્યો. જેના સરદાર આંધળા તેનું લશ્કર કૂવામાં પડે તેમાં નવાઈ નથી. નવો સામાન ને લશ્કરની સહાય આવતાં સુધી અંગ્રેજ લશ્કર આગળ વધ્યું નહિ, તેથી સીખ સરદાર રણજોરસિંહે બંદીવાળ આગળ અંગ્રેજ સરદાર હેરી સ્મીથ ઉપર હલ્લો કરીને તેને હરાવ્યો; પણ એજ સરદારે આલીવાલ આગળ રણજોરને હરાવી પોતાની ગએલી આબરૂ પાછી મેળવી. સન ૧૮૪૬. લાલસિંહની નાલાયકી જોઈ ગુલાબસિંહને દિવાન ઠરાવ્યો. તેણે સલાહનું કહેણ ચલાવ્યું, પણ ગવર્નર જનરલે સીખ લશ્કરનાં હથિયાર લઈ લેવાની માગણી કરી, તે ગુલાબસિંહના હાથમાં નહિ હોવાથી સંધિ થઈ નહિ. સીખ લશ્કરે સોબ્રાઓન આગળ છાવણી નાખી. અંગ્રેજ લશ્કરે આગળ વધી છાવણી ઉપર હલ્લો કર્યો. સીખ સરદાર લાલસિંહે સીખોની નબળી જગા અંગ્રેજોને બતાવી. લાલસિંહ ને તેજસિંહ નાસી ગયા, અને તેજસિંહે જતી વખતે સતલજ ઉપરનો પૂલ તોડાવી નાખ્યો તેથી સીખો હાર્યા. સીખ સરદાર શ્યામસીંગે મરતાં સુધી બહાદુરીથી લડાઈ કરી.

બાકીના મરાયા કે નદીમાં ડૂબી ગયા. એ યુદ્ધમાં ૮ હજાર સીખો મરાયા ને અંગ્રેજી લશ્કરમાંથી સુમારે ૨૪૦૦ માણસ મરાયાં ઇ. સ. ૧૮૪૬. આ વિજય મેળવી અંગ્રેજી લશ્કર લાહોરમાં આવ્યું, ને ત્યાં સલાહ થઈ. તેમાં એવું ઠર્યું કે જાલંદર દોઆબ પ્રાંત તથા લડાઈના ખર્ચ બદલ દોઢ કરોડ રૂપીઆ અંગ્રેજોને આપવા; લશ્કરમાં ૨૦૦૦૦ માણસ રાખી બાકીના સીખ લશ્કરને રજા આપવી, મહારાજા મોટા થતાં સુધી પંચથી રાજ્યકારભાર ચલાવવો, ને લાહોરમાં અંગ્રેજ રેસિડન્ટ સર હેનરિ લોરેન્સને રાખવો. તે પંચનો પ્રમુખ હતો. ખજાનામાં ૫૦ લાખથી વધારે રૂપીઆ નહિ હોવાથી અંગ્રેજોને એક કરોડ રૂપીઆ ગુલાબસિંહે આપ્યા. તેના બદલામાં અંગ્રેજે તેને કાશ્મિર ને જામુનો સ્વતંત્ર રાજા બનાવ્યો. રાજાની માગણીથી થોડું અંગ્રેજી લશ્કર પણ રાજ્યના બંદોબસ્ત માટે પંજાબમાં રાખ્યું. એ રીતે સીખો સાથેની પહેલી લડાઈનો અંત આવ્યો. ઇ. સ. ૧૮૪૬.

**૧૩. સીખ સરદારોનો બળવો**:—સને ૧૮૪૮માં લોર્ડ હાર્ડિંજ વિલાયત ગયો, ને તેની જગાએ લોર્ડ દલહૌસી ગવર્નર જનરલ થયો. મુલતાન જીત્યા પછી ત્યાં રણજીતે સુબો મૂકયો હતો તે ૧૮૪૪માં મરણ પામ્યાથી તે સુબાનો પુત્ર મૂળરાજ સુબો થયો, તેને સુબાગીરી ઉપર કાયમ થવાને દિવાન લાલસિંહે કરોડ રૂપીઆ માગ્યા, પણ છેવટે ૧૮ લાખ નક્કી થયા. તે પછી સીખ દરબારમાં કુસંપ પેઠો તેથી તેણે તે આપ્યા નહિ; પણ અંગ્રેજે સ્વસ્થતા કર્યા પછી એ રૂપીઆની ફરી માગણી થવાથી મૂળરાજ લાહોર આવ્યો, ને ૧૮ લાખ રૂપીઆ આપીને તેણે રાજીનામું આપ્યું. તેનું રાજીનામું સ્વીકારી તેની જગાએ ખાનસિંહને સુબો ઠરાવ્યો. તે તથા કેટલાક અંગ્રેજ અધિકારી થોડું લશ્કર લઈ મૂળરાજ પાસેથી કબજો લેવાને મુલતાન ગયા. સન ૧૮૪૮. તેમણે પાછલા છ વર્ષનો હિસાબ માગ્યો પણ તેણે ચાલુ હિસાબ આપીને પાછલો હિસાબ આપવાની ના પાડી. કબજો લેનારાએ તે માન્યું નહિ તેથી તેની ઉશ્કેરણીથી તેના લશ્કરે અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, તથા તેમની સાથે ગએલું લશ્કર

પણ ફરી ગયું અને મૂળરાજને મળી ગયું. આ રીતે મૂળરાજે પંજાબમાં બંડનો પાયો નાખ્યો. તે વખતે બનુમાં લેફ્ટેનન્ટ એડવર્ડસ હતો તેણે લશ્કર જમાવ્યું, તથા ભાવલપુરના નવાબને મદદે બોલાવ્યો. તેની પાસે ૧૮ હજાર લશ્કર જામ્યું. તે વડે તેણે મૂળરાજને કિનેરી ને સદુસેન આગળ હરાવ્યો. એવામાં જનરલ વ્હીશ લશ્કર લઈ તેની મદદે આવ્યો, ને તેની સાથે શેરસિંહ નામે સરદાર સીખ લશ્કર લઈને આવ્યો. તેમણે મુલતાનને ઘેરો ઘાલ્યો. એ જોઈ દિલીપસિંહની મા અંગ્રેજને કાઢવાની ખટપટ કરવા લાગી. એ ખટપટમાં મુલતાનનો નવો સુબો ખાનસિંહ પણ સામેલ થયો. સરદાર શેરસિંહનો બાપ છત્રસિંહ જે હજારાનો સુબો હતો તેણે પણ બળવો કર્યો, ને તેના પુત્રને તેમાં સામેલ થવાને તે ઉશ્કેરવા લાગ્યો. એવામાં શેરસિંહને બળવો કરવાનું કારણ મળ્યું, જનરલ વ્હીશે મૂળરાજને હુકમ કરાવ્યો કે "મહારાણી વિકટોરિઆને નામે મુલતાન ખાલી કરવું." એ ઉપરથી સર્વ સીખ સરદારોને ભય લાગ્યો કે પંજાબ અંગ્રેજે લઈ લેવાનું ધાર્યું છે. શેરસિંહ પણ ફરી ગયો અને મૂળરાજને જઈ મળ્યો; તથા આખી પ્રજાને બંડ કરવાનો ઢંઢેરો પિટાવ્યો. પેશાવરનું લશ્કર છત્રસિંહને મળી ગયું તથા દોસ્તમહમદે સીખોને વહારે આવવાને કબુલ કર્યું. એ રીતે થોડી મુદતમાં આખા પંજાબમાં બળવો ફેલાયો. સને ૧૮૪૮.

**૧૪. સીખ સાથે બીજું યુદ્ધઃ**—મુંબઈના લશ્કરની મદદ આવતાં સુધી જનરલ વ્હીશ ઘેરો ઉઠાવી દૂર છાવણી નાખીને પડયો, ને શેરસિંહ મુલતાનની બહાર નીકળ્યો તેની સામે સેનાપતિ ગોફ આવી પહોંચ્યો. તેણે રામનગર આગળ લડાઈ કરી, પણ તેમાં અંગ્રેજને નુકસાન થયું. એ વખતે શેરસિંહે ગવર્નર જનરલને બળવાનું કારણ લખ્યું, કે અંગ્રેજે સીખને હલકા ગણી ગુલાબસિંહ રજપુતને ચડાવ્યો, મુસલમાનોનું માન વધાર્યું, અમારી મહારાણીને કાશીમાં કેદ કરી અને સીખ ધર્મ વિરુદ્ધ પંજાબમાં ગૌવધ ચલાવ્યો, તેથી બળવો થયો છે; પણ જો તે તમે અટકાવો તો અમે તાબે થવાને તૈયાર

છીએ, પણ તે માત્ર બહાનું હતું. એના લશ્કરમાં વધારો થયાં જતો હતો. સાદુલાપુર આગળ બીજી એક નાની લડાઈ થઈ, પણ તેમાં કોઈની હાર જીત થઈ નહિ. શેરસિંહ આગળ ચાલ્યો ને તેણે ચિલિયનવાલા આગળ જનરલ ગોફ સાથે યુદ્ધ કર્યું. તેમાં સીખની બાર તોપો અંગ્રેજને હાથ આવી અને અંગ્રેજની ચાર તોપો ને ત્રણ પલટણના વાવટા સીખને હાથ આવ્યા. ઇ. સ. ૧૮૪૯. અંગ્રેજને આ લડાઈમાં ઘણું નુકસાન થયું, જીત કોની થઈ તે કહી શકાતું નથી.

**૧૫. મુલતાન જીતવું:**—શેરસિંહના ગયા પછી થોડી મુદ્દતમાં મુંબઈનું લશ્કર જનરલ વ્હીશને આવી મળ્યું; તેથી તેણે મુલતાન જીત્યું ને ચિલિયનવાલાની લડાઈ પછી એક માસમાં તો તે ગોફને આવી મળ્યો.

**૧૬. બળવાનો અંત:**—સીખ લશ્કર શેરસિંહની સરદારી નીચે ગુજરાત આગળ છાવણી નાખી પડેલું હતું, ત્યાં વ્હીશનું લશ્કર આવ્યા પછી ગોફે હલ્લો કર્યો તેમાં સીખ હાર્યા ને શેરસિંહ નાસી ગયો. એની મદદમાં દોસ્તમહમદના ૧૫૦૦ સવારો આવ્યા હતા તે પણ નાઠા. આખરે શેરસિંહ, છત્રસિંહ ને બીજા સરદારો તથા લશ્કર હથિયાર મૂકી અંગ્રેજને શરણે આવ્યા. સીખની પહેલી લડાઈમાં સીખ સરદારો બાયલા હોવાથી નાસી જતા, તે વખતે લડાઈનો ઉત્સાહ લશ્કરમાંજ હતો; પણ આ વખતે જેવું સીખ લશ્કર બહાદુર ને ઉત્સાહી હતું તેવાજ તેમના સરદારો હતા, તેથી તેમને હરાવતાં અંગ્રેજોને વધારે મહેનત પડી ને નુકસાન પણ વધારે થયું.

**૧૭. સીખ રાજ્યની આખર:**—હવે પંજાબની સીખ રાજ્યની આખર આવી. ગવર્નર જનરલના હુકમથી દિલીપસિંહને પાંચ લાખનું વર્ષાસન બાંધી આપ્યું, ને પંજાબ ખાલસા કર્યું. રણજીતસિંહનું રાજ્ય તેના કહેલા ભવિષ્ય પ્રમાણે અંગ્રેજી રાજ્યમાં જોડાયું. મૂળરાજને જન્મ-કેદ કર્યો, તથા બીજા બંડખોર સરદારોની જાગીરો લઈ તેમને વર્ષાસન બાંધી આપ્યાં. ઇ. સ. ૧૮૪૯. સીખ સૈન્ય વિખેરી નાખ્યું. તેમાંના જે અંગ્રેજી સૈન્યમાં જોડાયા તેમણે વફાદારીથી કામ કર્યું અને બળવા

વખતે બ્રિટિશ રાજ્યની તેમણે ઉત્તમ સેવા બજાવી. રણજીતસિંહે મરતી વખતે કોહીનુર જગન્નાથજીમાં આપવાનું કહ્યું હતું, તે મહારાણીશ્રીના તાજમાં શોભવા માટે ઇંગ્લાંડ મોકલવામાં આવ્યો. હવે હિંદનાં સર્વ દેશીરાજ્યો અંગ્રેજોના તાબામાં આવ્યા.

## પ્રકરણ ૧૦ મું

## अंग्रेजी राज्यनी पूर्णकळा ने बळवो



**૧. લોર્ડ હાર્ડિંજ:**—લોર્ડ હાર્ડિંજ ઇ. સ. ૧૮૪૪માં ગવર્નર જનરલ થઈ આવ્યો. તે પછીનાં બે વરસ પંજાબના વિગ્રહમાં ગયાં, અને પંજાબનો વહીવટ કરવાને પંચ નીમ્યા પછીનાં બે વરસ સલાહ-શાંતિમાં ગયાં. એ બે વરસમાં એણે દેશસુધારાનું ઉપયોગી કામ કર્યું. પાછલાં આઠ વરસ લડાઈઓમાં ગયાથી લોર્ડ વિલિયમ બેન્ટિકે સતી થવાની, દૂધપીતી કરવાની ને નરમેધ કરવાની બંધી કરી હતી, તથા ફાંસીઆનો બંદોબસ્ત કર્યો હતો, વગેરે જે સુધારા કર્યા હતા તેનો બરાબર અમલ થયો નહોતો. તેથી હાર્ડિંજે દેશી રક્ષિત રાજ્યોમાં પણ તેનો બંદોબસ્ત કરીને એ ક્રૂર ક્રિયાઓ થતી અટકાવી. આ સિવાય તેણે બીજા સુધારા પણ દાખલ કર્યા. રાહદારી દાણ લેવાનું બંધ કરી વેપારને ઉત્તેજન આપ્યું તથા બ્રિટિશ લશ્કર ઘટાડી ખર્ચ કમી કર્યું. રેલવે અને તારની યોજનાઓ શરૂ કરવામાં આવી. ખેતી

વધારવા માટે ગંગાની નહેર ખોદાવવાનું કામ શરૂ કર્યું. અંગ્રેજી કેળવણી લીધેલા હિંદીઓને સરકારી ઓદ્ધા આપવામાં આવશે એવું જાહેર કરવામાં આવ્યું. લોર્ડ હાર્ડિંજ સન ૧૮૪૮માં વિલાયત પાછો ગયો, ને તેની જગાએ લોર્ડ દલહૌસી ગવર્નર જનરલ થઈને આવ્યો.

૨. **લોર્ડ દલહોસીઃ**—લોર્ડ દલહૌસી ઇ. સ. ૧૮૪૮માં ગવર્નર જનરલના ઓદ્ધા પર આવ્યો. તેણે વોરન હેસ્ટિંગ્સ, વેલેસ્લી, તથા માર્કિવસ ઑવ્ હેસ્ટિંગ્સની માફક બ્રિટિશ રાજ્યમાં વધારો કરી તેને બહુ મજબુત બનાવ્યું. આપણા હાલના રાજ્યવહીવટનું સ્વરૂપ ઘડનાર તે હતો. ખાલસા, જીત અને જપ્તીથી તેણે બ્રિટિશરાજ્યનો વિસ્તાર કર્યો. એના વખતમાં પાંચ મોટા બનાવ બન્યા. ૧. પંજાબ સાથે લડાઈ ને રાજ્ય ખાલસા કરવું; ૨. બ્રહ્મદેશ સાથે લડાઈ; ૩. બીનવારસી દેશીરાજ્ય અને જેને રાજ્ય ચલાવતાં ન આવડે એવા રાજાઓના રાજ્યનું ખાલસા થવું; ૪. કંપનિના પટામાં ફેરફાર; ૫. રેલવે, તાર, પૂલ, વગેરે બંધાવવા અને કેળવણીને ઉત્તેજન આપવું.


લોર્ડ દલહૌસી

૩. **સીખ રાજ્યનું ખાલસા થવું**ઃ—ગુજરાતની લડાઈમાં સીખને હરાવ્યા પછી એ રાજ્ય ખાલસા કરી તેનો વહીવટ કરવાને સર જોન લોરેન્સને નીમ્યો. તેણે પંજાબમાં સારો બંદોબસ્ત કર્યો. સીખ લોકનાં હથિયાર લઈ લીધાં ત્યારપછી તેઓ ખેડુત થયા. લોરેન્સે જમાબંધી નક્કી કરી જમીનવેરો કમી કર્યો, એટલે ઉપજનો ચોથો ભાગ લેવાનું નક્કી કર્યું. સડકો ને નહેરો બંધાવી આબાદી કરી, શાળાઓ ખોલવામાં આવી, અને કુનેહથી દિવાની ને ફોજદારી કાયદો ચલાવી લોકનાં મન શાંત પાડયાં.

**૪. બ્રહ્મદેશ સાથે લડાઈ:**—ઇ. સ. ૧૮૫૨. રંગુનમાં અંગ્રેજ વેપારીઓને ફાવતું નહોતું. રંગુનના હાકેમે બે બ્રિટિશ વહાણના કપ્તાન ઉપર જુલમ કર્યો, એવી ફરિયાદ દલહૌસીને મળતાં તેણે લેમ્બર્ટને એક નાના કાફલા સાથે તેના ખુલાસા માટે મોકલ્યો. રંગુનના અમલદારે તેના ઉપર કંઈ લક્ષ આપ્યું નહિ, તેથી બ્રહ્મદેશના રાજાને તે હકીકત કહેવાથી તેણે તેને બરતરફ કર્યો. નવો સુબો પણ ઉદ્ધત નીવડ્યો, તે ઉપરથી લેમ્બર્ટે રંગુન અને તેની આસપાસનાં બંદરો ઉપર ઘેરો ઘાલ્યો, એટલે બ્રહ્મીલોકોએ લડાઈ શરૂ કરી. ઇ. સ. ૧૮૫૨. અંગ્રેજ સેના બ્રહ્મદેશ ઉપર ચડી ને માર્તાબાન, રંગુન, બેસીન (વસાઈ), પેગુ વગેરે જીતી લીધાં. એવામાં બ્રહ્મદેશના રાજાને પદભ્રષ્ટ કરીને તેનો ભાઈ ગાદીએ બેઠો, તેણે અંગ્રેજ સરકાર સાથે સલાહ કરી. તેમાં પેગુ પ્રાંત અંગ્રેજને મળ્યો. સન ૧૮૫૩. આ સિવાય બંગાળામાં લેણદારોના જુલમથી સન ૧૮૫૫માં સંતાલ લોકે બળવો કર્યો; પણ તરતજ તે સમાવી દઈ તે લોકનું સમાધાન કર્યું.

**૫. બીનવારસી રાજ્યનું ખાલસા થવું:**—૧. બીનવારસી રાજ્યોમાં પ્રથમ સતારાના રાજાએ લીધેલો દત્તક નામંજુર કરી એ રાજ્ય ખાલસા કર્યું. સન ૧૮૪૯. ૨. ઝાંસીનો રાજા સન ૧૮૫૩માં મરણ પામ્યાથી તેના દત્તક પુત્રને નામંજુર કરી તે ખાલસા કર્યું. ૩. નાગપુરનો રાજા એજ સાલમાં અપુત્ર મરી ગયો તેથી તેને પણ દત્તક નહિ લેવા દેતાં એ રાજ્ય પણ ખાલસા કર્યું. ૪. એ પ્રમાણે સંબલપુરનું રાજ્ય પણ ખાલસા થયું.

**૬. વર્ષાસન મળતાં બંધ કર્યાં:**—એ સાલમાં બાજીરાવ પેશ્વા, કર્ણાટકનો નવાબ, અને તંજાવરનો રાજા મરણ પામ્યા. તેઓ અપુત્ર હોવાથી તેમને અપાતાં વર્ષાસન તેમના વારસને આપવાની ગવર્નર જનરલે મના કરી. બાજીરાવના દત્તકપુત્ર નાનાસાહેબે વિલાયત સુધી ફરીઆદ ચલાવી, પણ તેમાં એનું કંઈ વળ્યું નહિ. કર્ણાટકના નવાબનાં સગાંને કંઈક જીવાઈ બાંધી આપી.

**૭. વરાડ પ્રાંત અંગ્રેજને મળ્યો:**—નિજામના રાજ્યમાં

કંપનિનું જે કંટીજંટ લશ્કર હતું, તેના ખર્ચ બદલ નિજામ ઉપર લહેણું ચડયું હતું, તેથી ગવર્નર જનરલે તે વસુલ કરવા સન ૧૮૦૩માં નાગપુરના રાજા પાસેથી નિજામને અપાવેલો વરાડ પ્રાંત કંપનિ સરકારને અપાવ્યો. એ પ્રાંતમાંથી ખર્ચ જતાં બાકી વધે તે નિજામને આપવાનું ઠરાવ્યું. ઇ. સ. ૧૮૫૩. છેવટે સન ૧૯૦૩માં નિજામને દર વરસે ૨૬ લાખ ઉચક આપીને એ પ્રાંત નાગપુરના રાજ્ય સાથે મેળવી તેનો મધ્યપ્રાંત બનાવ્યો.

**૮. અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું:**—અયોધ્યાના નવાબના રાજ્યમાં ઘણું અંધેર ચાલતું હતું, તેથી તેનું રાજ્ય સુધારવાને પાછલા ગવર્નર જનરલ લોર્ડ બેન્ટિક અને હાર્ડિંજે સૂચના આપી હતી, તોપણ તે ઉપર તેણે લક્ષ આપ્યું નહોતું. ત્યાંની રૈયત પિડાતી હતી; તેથી દલહૌસીએ તેમને દુઃખમાંથી છોડાવવાને નવાબને દર વર્ષે ૧૨ લાખનું વર્ષાસન બાંધી આપી અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું, ને ત્યાં જનરલ ઔટ્રામને પંજાબ જેવો વહીવટ ચલાવવાનું સોંપ્યું. એ પ્રમાણે લોર્ડ દલહૌસીએ પંજાબ ને પેગુ પ્રાંતો લઇને; નાગપુર, સતારા, સંબલપુર ને ઝાંસી બીનવારસી ખાલસા કરીને; વરાડ પ્રાંત નિજામ પાસેથી, ને અયોધ્યા પ્રાંત નવાબ પાસેથી લઇને કંપનિનું રાજ્ય પૂર્ણ કળાએ પહોંચાડયું. ખૈરપુરના મીરઅલી મુરાદ સાથે ટંટો થવાથી તેને વર્ષાસન બાંધી આપી એનું રાજ્ય ખાલસા કર્યું. જેમાં બંગાળાના ગવર્નરને હવા ખાવાનું દાર્જિલિંગ આવ્યું છે, તેની આસપાસનો ભાગ સીક્રીમના રાજા પાસેથી જીતી લીધો; તથા બાજીરાવ, તંજાવરના રાજા ને કર્ણાટકના નવાબનાં પેન્સન બંધ કરીને કંપનિના ખર્ચમાં ઘટાડો કર્યો.

**૯. કંપનિના પટામાં ફેરફાર:**—સન ૧૮૩૩માં થએલા કંપનિના પટાની મુદત સન ૧૮૫૩માં પુરી થવાથી એ સાલમાં નવો પટો કર્યો. તેમાં કંપનિનો વહીવટ કરનારા ૨૪ ડિરેકટરો હતા તે ઘટાડીને ૧૮ કર્યા, તથા તેમના ૬ ડિરેકટર કે જેમને હિંદનો ૧૦ વર્ષનો અનુભવ હોય તેવા ઇંગ્લાંડનો રાજા નીમે એવું ઠરાવ્યું. ગમે




તે વખતે કંપનિનો પટો રદ કરી બ્રિટિશ સરકાર હિંદનો કારભાર પોતાના હાથમાં લઈ લે એવું નક્કી કર્યું. બંગાળા, બહાર ને ઓરિસા પ્રાંતનો જુદો લેફટેનન્ટ ગવર્નર ઠરાવ્યો.

૧૦. સુધારા:—(૧) તેના વખતમાં ઇ. સ. ૧૮૫૩માં રેલવેની શરૂઆત થઈ.પ્રથમ વીસ માઈલની રેલવે શરૂ થઈ હતી.હાલમાં ૪૦,૦૦૦ માઈલ રેલવે થઈ છે અને તેથી દેશના એક ભાગમાંથી બીજે ઠેકાણે મુસાફરી કરવાની અને માલ લાવવા લઈ જવાની સુગમતા થઈ છે.(૨)એના વખતમાં ટપાલખાતું નવું નીકળ્યું. તેથી થોડા ખર્ચે હિંદના કોઈ પણ ભાગમાં વખતસર કાગળ મોકલી શકાય છે. વળી તારનાં દોરડાં નાખવાથી બહુ થોડા વખતમાં સમાચાર પહોંચાડી શકાય છે. આથી વેપાર રોજગારને સારૂં ઉત્તેજન મળ્યું. (૩) સડક, પૂલ, નહેરો, બરાકો અને સરકારી ઈમારતો બાંધવા માટે એક પબ્લિક વર્કસ (ઈજનેર) ખાતું કાઢ્યું; કલકત્તાથી પંજાબ સુધી ધોરી રસ્તો તેણે ફરીથી બંધાવ્યો, અને લોર્ડ હાર્ડિંજે ગંગાની નહેર ખોદાવવાનું શરૂ કર્યું હતું તે તેણે શરૂ કર્યું, તેથી ગંગાનો પ્રદેશ વધારે રસાળ થયો. (૪) એક જાહેર કેળવણીખાતું કાઢવામાં આવ્યું. હિંદી પ્રધાન સરજોન વૂડની સૂચના પ્રમાણે દરેક પ્રાંતમાં એક કેળવણીખાતું ખોલવામાં આવ્યું તેથી દરેક ઈલાકામાં એક યુનિવર્સિટી સ્થપાઈ, તેમજ હાઈસ્કૂલો અને પ્રાથમિક શાળાઓ ખોલવામાં આવી. કેળવણીથી સાહિત્ય, વિજ્ઞાન વગેરે વિદ્યાનો દેશમાં પ્રચાર થયો. હાલની કેળવણીના સ્વરૂપનો પાયો તેણે નાખ્યો. (૫) સિવિલ સર્વિસમાં અત્યારસુધી અંગ્રેજોજ બેસી શકતા પણ તે પ્રતિબંધ દૂર કરી સર્વ હિંદીઓ તેમાં બેસી શકે એવી છૂટ આપી.



લોર્ડ કેનિંગ

૧૧. લોર્ડ કેનિંગ: ૧૮૫૮–૬૨. લોર્ડ ડલહાૈસિ પછી લોર્ડ

કેનિંગ ગવર્નર જનરલ થયો. એના વખતમાં ત્રણ મોટા બનાવ બન્યા. ૧. ઈરાન ને ચીન સાથે લડાઈ; ૨. દેશી સિપાઈઓનો બળવો; ૩. બળવાનું શાંત પડવું અને હિંદનું રાજ્ય કંપનિ પાસેથી મહારાણીશ્રીએ પોતાને સ્વાધીન લેવું.

**૧૨. ઈરાન સાથે લડાઈઃ**—ઈરાનના શાહે પ્રથમ કરેલી શરત નહિ પાળતાં હિરાત ઉપર સવારી કરી તે ગઢ લીધો. ઇ. સ. ૧૮૫૬. તેમાં રશિઆની ઉશ્કેરણી હોવી જોઈએ એમ માનવામાં આવ્યું; તેથી હિંદથી જનરલ ઑટ્રામને ઈરાન ઉપર મોકલ્યો. સન ૧૮૫૬. એણે કરક બેટ તથા બુશેર બંદર જીતીને સને ૧૮૫૭માં ઇરાની લોકોને હરાવી સંધિ કરી. તેમાં ઈરાની શાહે હિરાત તથા અફઘાનિસ્તાન પરનો દાવો છોડી દીધો એમ ઠર્યું.



જનરલ ઑટ્રામ

**૧૩. ચીન સાથે લડાઈઃ**—કંતાનના ગવર્નરે અંગ્રેજી માલને નુકસાન કરી ખલાસીઓને કેદ કર્યા, તેથી ચીન સાથે લડાઈ ઊઠી. લૉર્ડ એલ્જીનને ઇંગ્લાંડથી લશ્કર આપી ચીન ઉપર મોકલ્યો. સન ૧૮૫૭. આ વખતે ફ્રેંચ લોક પણ અંગ્રેજની કૂમકે આવ્યા હતા. બંને સરકારોનાં લશ્કરોએ કંતાન જીતી ત્યાંના ગવર્નરને કેદ કરી કલકત્તે મોકલી દીધો. કંતાનથી આગળ વધી એ લશ્કરે તીનશીન શહેર જીતી પેકીન ઉપર કૂચ કરી, ત્યારે ચીનના શાહે ભયભીત થઈ સંધિ કરી. આ સલાહથી હાંગકાંગ અંગ્રેજને મળ્યું અને યુરોપની મુખ્ય પ્રજાને ચીનમાં વ્યાપારાર્થે આવવાની છૂટ મળી. ઇ. સ. ૧૮૬૦.

**૧૪. સિપાઈઓનો બળવો:**—ઉપરની બંને લડાઈઓ હિંદ બહારના દેશોમાં ચાલી. પણ ચીન સાથે લડાઈ ચાલતી હતી, તેવામાં હિંદના અંગ્રેજી સૈન્ય પૈકી દેશી પલટણોએ સન ૧૮૫૭માં

બળવો કર્યો. એ બળવો મુખ્યત્વે પલટણોનો હોવાથી એને સિપાઈ-ઓનો બળવો કહે છે.

**૧૫. બળવાનાં કારણઃ**—૧. દેશી રાજાઓ અપુત્ર મરે કે નઠારી વર્તણુક ચલાવે, તેનાં રાજ્ય લૉર્ડ ડલહૌસિએ ખાલસા કર્યાંથી બીજા રાજારાણા ને હિંદી પ્રજાને ભય પેઠો. આવી રીતની ખાલસાની રીતથી બધે અશાંતિ થઈ. વળી જમીનનું મહેસુલ વધાર્યું અને નવા કરો નાંખ્યા તેથી પ્રજામાં ઘણી બેદીલી થઈ. ૨. દેશી લશ્કરને જ્યાં મોકલે ત્યાં જઈ નોકરી કરવાની શરતે લશ્કરમાં ભરતી કરવા માંડી. પહેલાં માત્ર હિંદમાંજ નોકરી કરવાની હતી. વળી તેમને ખાવાપીવાની બરાબર સગવડ મળતી નહિ, તથા તેમને મોટી જગાઓ મળતી નહોતી, અને તેમને હિંદની બહાર લઈ જવામાં આવતા તેથી તેમનામાં ઘણો અસંતોષ થયો હતો. ૩. રાઇફલ નામે બંદુક સિપાઈઓને આપવામાં આવી. એ બંદુકમાં દારૂગોળી નાખવાને બદલે તોટીઓ નાખવાની હતી. એક હાથમાં બંદુક ઝાલી બીજે હાથે તોટી પકડી દાંત વડે તોડીને તે તોટી બંદુકમાં નાંખવાની હતી. અંગ્રેજી રાજ્ય ઉપર નારાજ થએલા લોકોએ એવી વાત ઉડાડી, કે એ તોટીઓને એક તરફ ગાયની ને બીજી તરફ ડુક્કરની ચરબી લગાડેલી છે, કે જે કરડવાથી હિંદુ મુસલમાન બંને પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય. વળી દરેક સિપાઈને એક સરખી દાઢી રાખવાનો હુકમ કર્યો હતો. સિપાઈઓએ એ વાત ખરી માની. લૂંટ મેળવવાની લાલચે કેટલાક કમાઈ વગરનાં માણસો તથા રાજ્ય ખોનારા ને પેન્શન બંધ થએલા, એ સર્વે સિપાઈઓ-ને બળવો કરવા માટે ઉશ્કેરવા લાગ્યા. ૪ દીર્ઘદષ્ટિ વાપરી આવી રીતે ગભરાએલા સિપાઈઓને શાંત પાડે એવા અમલદારોનો પણ એ સમયે તોટો હતો, કેમકે એવા માણસો પંજાબ, અયોધ્યા, પેગુ, નાગપુર વગેરે ઠેકાણે રોકાઈ ગયા હતા; તેથી નવા અમલદારો સિપાઈઓને કબજે રાખી શકયા નહિ. દેશી સિપાઈઓની સંખ્યા ૨,૩૩૦૦૦ ને અંગ્રેજોની ૪૫૩૩૨ હતી; એટલે ગોરા લશ્કર કરતાં દેશી સિપાઈઓ પાંચ ગણા

હતા. ૫. હિંદમાં તાર ને આગગાડી નવાં થયાં હતાં. આજ સુધી નહિ થએલાં અને નહિ જોએલાં એવાં અદ્‌ભુત કાર્યો જોઈ ને અજ્ઞાન લોકો એવું સમજ્યા કે અંગ્રેજ આપણને બાંધી લે છે. તેઓ ખ્રિસ્તી કરી વિલાયત લઈ જશે, ને તેજ માટે તેમણે આવાં કાર્ય આરંભ્યાં છે આવી ગપ લોકોએ ચલાવી. બ્રિટિશ અમલદારો ખુલ્લી રીતે લોકોને ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરતા હતા, તેથી સિપાઈઓમાં અશાંતિ હતી. ૬. પાછલા ગવર્નર જનરલના વખતમાં કેળવણી ખાતામાં વધારો થયો હતો. એ કેળવણી આપનારી શાળામાં કેટલીક ખ્રિસ્તી શાળાઓ પણ હતી. અભ્યાસ ઉપરાંત ખ્રિસ્તીશાળામાં ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ થતો હતો, તેથી તથા સરકારી શાળામાં કેટલીક વિદ્યાનાં તત્ત્વો હિંદી પ્રજા પ્રાચીન કાળથી માનતી હતી તેથી ઉલટાં હતાં. એ સર્વ કારણોથી લોકોના મનમાં અંગ્રેજી રાજ્ય તેમને ધર્મભ્રષ્ટ કરી વટલાવવા માગે છે એવો વહેમ ઉત્પન્ન થયો. ૭. મોગલ પાદશાહ બહાદુરશાહની નામની સત્તા હતી તે પણ લઈ લીધી ને તેને દિલ્હીમાંથી કાઢી મૂકવાનું કર્યું તેથી મુસલમાનો ઘણા નારાજ થયા. ૮. વળી સન ૧૭૫૭ની પ્લાસીની લડાઈને સને ૧૮૫૭માં બરાબર પુરાં સો વરસ થયાં હતાં, અને કેટલાક ગ્રહોના યોગની ગણતરી ઉપરથી કેટલાક જોશીઓ કહેતા હતા કે કંપનિનું રાજ્ય સો વર્ષ ચાલવાનું છે તેથી ઇ. સ. ૧૮૫૭માં એ રાજ્ય જશે. એ સાલ પણ આવ્યાથી લોકોનાં મન ખળભળી રહી નવા ફેરફારની રાહ જોવા લાગ્યા. તેમાં બાજીરાવના દત્તકપુત્ર ધોંડુપંત યા નાનાસાહેબે તેનું વર્ષાસન બંધ થવાથી લોકોને અંગ્રેજો વિરુદ્ધ ઘણા ઉશ્કેર્યા અને તેણે બળવામાં આગળ પડતો ભાગ લીધો. ઝાંસીની રાણી, તાતીઆટોપી વગેરે અંગ્રેજ રાજ્યથી નારાજ થએલા માણસો બળવાખોરના અગ્રણી થયા. ડલહૌસીની મુલક વધારવાની રાજ્યનીતિથી અને તેણે કરેલા સુધારાથી બળવો ફાટી નીકળ્યો.

**૧૬. બળવાની શરૂઆત:**—બળવાની પ્રથમ શરૂઆત બંગાળામાં આવેલા બુરાનપુર ને બરાકપુરમાં થઈ. એ બંને જગાના દેશી સિપાઈઓએ રાઇફલ લેવાની ના પાડી, તેથી તેમને હથિયાર લઈ લેઈ રજા આપી. આ સિપાઈઓએ પોતાની નોકરી છોડવાનાં

કારણમાં રાઈફલની કાર્ટ્રીજ (તોટી)ની વાત અયોધ્યા અને બુંદેલખંડમાં સઘળે ફેલાવી દીધી. એ વખતે મીરતમાં લશ્કરની મોટી છાવણી હતી. તા. ૧૦ મી મે સન ૧૮૫૭ને રોજ ત્યાંના સિપાઈઓએ બંડ કરી યુરોપિયન અમલદાર ને તેમનાં બૈરાંછોકરાંને મારી નાખ્યાં, ઘરો સળગાવી દીધાં, અને કેદીઓને છોડી મૂકયા. ત્યાં યુરોપિયન પલટણ હતી પણ તેનો ઉપયોગ કર્યો નહિ, તેથી દેશી પલટણો વધારે હિંમતવાન થઈ દિલ્હી ગઈ ને તે જીતી લીધું. દિલ્હીમાં દારૂગોળાનો મોટો ભંડાર હતો, તે દુશ્મનોનો હાથ જતો અટકે માટે તે ત્યાંના યુરોપિયન અધિકારીઓએ પોતાના જીવની દરકાર નહિ કરતાં સળગાવી મૂકયો. દિલ્હીનો પાદશાહ બહાદુરશાહ અંગ્રેજો ઉપર ઘણો ગુસ્સે થયો હતો તેને બળવાખોરોએ ગાદી ઉપર બેસાડયો. પછી તે અને તેનો શાહજાદો બંડખોરોના આગેવાન થયા. કાનપુરની દેશી પલટણો પણ ફરી ગઈ. તેમનો આગેવાન બાજીરાવનો દત્તકપુત્ર નાનાસાહેબ થયો. જનરલ વ્હીલરે ત્યાં એક મહીના સુધી ઘણી મુશ્કેલીથી બચાવ કર્યો, પણ છેવટે નાનાસાહેબે ૪૫૦ યુરોપિયન અમલદારો, મડમો, ને બાળકોને અલ્લાહાબાદ સલામત પહોંચાડવાનું વચન આપ્યું, પણ વિશ્વાસઘાત કરી તેમની હોડીઓ ઉપર ગોળીઓ છોડી તેથી ઘણા મરી ગયા, અને જે કેદ પકડાયા તેમને મારી નાખી એક કુવામાં ફેંકી દીધા. તે કુવો હજુ પણ છે. લખનોરમાં અયોધ્યાના નવાબની મા હતી તેણે ત્યાંની પલટણોની આગેવાન થઈને બંડ કર્યું. ગ્વાલિયરમાં કંટીજન્ટ લશ્કર હતું તે ફરી ગયું ને ઝાંસીની રાણી તથા તાતીઆટોપી તેમનાં આગેવાન થયાં. સિંધિઆ ડરીને બળવામાં નહિ ભળતાં આગ્રે નાસી ગયો. એ પ્રમાણે અંગ્રેજી લશ્કરની ૮૦ પલટણો ફરી ગઈ. એક મહીનામાં તો ઉત્તર હિંદમાં દિલ્હી, આગ્રા, કાનપુર, ભરતપુર, અલ્લાહાબાદ, લખનોર, કાશી, ચંદેરી, ઝાંસી, ભોપાળ, વગેરે જગાએ બળવો ફેલાઈ ગયો. એ બંડખોરોની સાથે લૂંટની લાલચ રાખનારા બીજા કેટલાક લોક સામેલ થયા તેથી બળવાખોરોની સંખ્યા વધી. બળવો

જમના નદીથી અયોધ્યા સુધીમાં ફેલાયો હતો, પણ લૉર્ડ કૅનિંગે ધીરજ, આગ્રહ ને ડહાપણથી તથા અંગ્રેજી અમલદારોએ બહાદુરી ને નિડરતાથી ચપળતા વાપરી તે સમાવી દીધો.

**૧૭.બળવાનું શાંત થવું:**—બંડખોરોનું મુખ્ય સ્થળ દિલ્હી હતું. ત્યાં તેમનું બળ વિશેષ હતું. પંજાબમાં કેટલીક પલટણોએ બંડની નિશાની જણાવી હતી, તેનો બંદોબસ્ત કરીને તથા જુના સીખ સિપાઈઓને હથિયાર આપીને સર જોન લૉરેન્સે નવી પલટણો ઉભી કરી; તથા પતિયાળા વગેરે સીખ સંસ્થાનિકોએ પોતાની શક્તિ મુજબ સૈન્ય મદદે આપ્યું; તે સર્વ સૈન્ય દિલ્હી ઉપર મોકલ્યું. ત્યાં ૭ દિવસ સુધી ભારે યુદ્ધ ચાલ્યું. નિકલસને દિલ્હી લઈ ત્યાંનું બંડ સમાવ્યું. સન ૧૮૫૭. જનરલ હેવલોકે નાનાસાહેબને કાનપુર આગળ હરાવીને નસાડ્યો. હવે બંડનાં મુખ્ય સ્થાન લખનોર ને ઝાંસી થયાં. લખનોરમાં હેનરી લૉરેન્સે ઘણી ધીરજથી બચાવ કર્યો પણ ગોળી વાગવાથી તે મરણ પામ્યો. બળવાખોરોએ રેસિડેન્સિને ઘેરો ઘાલ્યો. ત્યાંના માણસોએ ત્રણ મહીના સુધી બહાદુરીથી બચાવ કર્યો, ત્યારપછી હેવલોક તેમને મદદ આપવા કાનપુરથી આવ્યો પણ તે ઘેરાઈ ગયો. બે માસ પછી કેમ્પબેલે સિપાઈઓને હરાવી તેમને છૂટા કર્યા. આ સમયે લૉર્ડ એલ્જીને ચીનમાં જય મેળવી પોતાનું કેટલુંક સૈન્ય હિંદના ગવર્નર જનરલની માગણીથી હિંદના અંગ્રેજોની કૂમકે મોકલ્યું. તેમણે લખનોર જીતીને ત્યાંનું બંડ સમાવ્યું. મુંબઈનું લશ્કર લઇ સર હુરોઝ મધ્યપ્રાંતોમાં વિજય મેળવતો મેળવતો બુંદેલખંડમાં આવ્યો ને તેણે ઝાંસી લીધું. સિંધીઆ અને હોલ્કરના સૈન્યની મદદથી



જનરલ હેવલોક.

તાતીયા ટોપીએ ગ્વાલિઅર સર કર્યું, એટલે રોઝે તેને હરાવી ગ્વાલિયર જીત્યું, ને સિંધિઆને આગ્રેથી પાછો બોલાવી ગાદીએ બેસાડયો. ઝાંસીની રાણી ગ્વાલિયર આગળ ઘણી બહાદુરીથી લડતાં રણમાં પડી, ને તાતીયો નાસીને ગુજરાતમાં આવ્યો. સન ૧૮૫૮. તે વખતે અમદાવાદની પલટણોએ પણ બળવો કરવાની પેરવી કરી હતી, પણ તે અમલમાં આવતાં પહેલાંજ બળવાખોર પકડાઈ ગયા ને સજા પામ્યા.

**૧૮. બંડખોરોનું પકડાવું:**—દિલ્હીનો બાદશાહ પકડાયો તેને રંગુનમાં કેદ કર્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૬૨માં મરણ પામ્યો. તેના શાહ-ઝાદાને હડસને ગોળીબારથી ઠાર કર્યો, એટલે તૈમુરના વંશની આખર આવી. નાનાસાહેબ નેપાળ ભણી નાઠો ને ત્યાંજ મરી ગયો. તાતીયા ટોપી ગુજરાતમાં છોટાઉદેપુરની હદમાં પકડાયો, તેણે અંગ્રેજોનાં ખૂન કર્યાં હતાં તેથી તેને ફાંસી દીધી. અયોધ્યાની બેગમ પણ પકડાઈ અને કેદમાં પડી. હિંદનું રક્ષણ કરવાને વિલાયતથી લશ્કર નીકળ્યું હતું, તે હિંદમાં આવતાં પહેલાંજ ઉપર પ્રમાણે આ દેશના અંગ્રેજોએ હોશિયારી, સમયસૂચકતા ને બહાદુરીથી આ ભયંકર બળવો સમાવ્યો. આ વખતે શીખ અને ગુરખા લશ્કરે વફાદાર રહી સારી મદદ કરી હતી. દેશીરાજ્યોએ પણ સંગીન મદદ આપી હતી. બળવાખોરોના આગેવાન પકડાયા. બંડ-ખોરોમાંના કેટલાકને માફી આપી, અને કેટલાકને મારી નાખ્યા. પછી ગવર્નર જનરલે મહારાણીશ્રીને નામે એક જાહેરનામું કાઢી તા. ૧ લી નવેમ્બર સને ૧૮૫૮ને રોજ ગામેગામ વંચાવ્યું.

**૧૯. ઢંઢેરો:**—એ ઢંઢેરામાં લખ્યું હતું, કે (૧) જેમણે અંગ્રેજોનાં ખૂન કર્યાં છે તેમનેજ માત્ર ખૂનની સજા થશે. સિવાય જેઓ બીજા-ઓની ઉશ્કેરણીથી બળવામાં સામેલ થયા હશે, તેઓ જો લડાઈ છોડી શરણે આવશે કિંવા ઘેર જઈ ધંધે વળગશે તો તેમને માફી આપવા-માં આવશે. એથી ઘણા બંડખોરો ઘેર જઈ પોતપોતાને ધંધે વળગ્યા. એ રીતે બે વર્ષની અંદર હિંદમાં સર્વત્ર શાંતિ થઈ. ઇ. સ. ૧૮૫૯. વળી એ ઢંઢેરામાં મહારાણીએ જાહેર કર્યું હતું કે:—

(૨) હિંદનું રાજ્ય કંપનિ પાસેથી મહારાણીશ્રીએ પોતાને હસ્તક લીધું છે, ને આજથી તે વચન આપે છે કે સર્વ પ્રજાને સમાન ગણુવામાં આવશે. (૩) દેશી રાજાઓ જોડે કરેલા કરાર અંગ્રેજ સરકાર બરાબર પાળશે અને તેમનો દરજ્જો અને મરતબો યોગ્ય રીતે જાળવવામાં આવશે. (૪) ધર્મની બાબતમાં સરકાર વચ્ચે પડશે નહિ તથા સરકારી નોકરીમાં કાળાગોરાનો અને ધર્મનો તફાવત ગણવામાં આવશે નહિ. (૫) જમીન કે વારસા સંબંધી હિંદના પ્રાચીન હક્ક, રિવાજ અને અધિકાર ઉપર પૂરતું લક્ષ આપવામાં આવશે. બધા રાજાઓને દત્તક પુત્ર લેવા દેવામાં આવશે અને કોઈનું રાજ્ય જપ્ત કરવામાં આવશે નહિ. તેમાં વળી છેવટે લખ્યું હતું કે "હિંદની આબાદી એ અમારૂં બળ છે, એનો સંતોષ એજ અમારી સ્થિરતા અને એમની કૃતજ્ઞતા એ અમારો સર્વોત્તમ બદલો છે." આ જાહેરનામાની સારી અસર થઈ. હિંદવાસીઓ એ ઢંઢેરાને પોતાના હક્કપત્ર તરીકે ગણે છે. કેટલાંક નકામાં ખર્ચ કમી કર્યાં અને પહેલીજ વાર અંદાજપત્ર (બજેટ) ધારાસભામાં મૂકવાનું કર્યું. મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી.


મહારાણી વિક્ટોરિઆ

**૨૦. હિંદની રાજ્યવ્યવસ્થાઃ**—કંપનિ પાસેથી મહારાણીશ્રીએ હિંદનું રાજ્ય પોતાને હસ્તક લઈ ગવર્નર જનરલને પોતાનો પ્રતિનિધિ કે વાઈસિરોય ઠરાવ્યો, તથા તેના ઉપર દેખરેખ રાખવાને બ્રિટિશ રાજ્યના પ્રધાનમંડળમાં એક જણને સેક્રેટરી ઑાવ સ્ટેટ (હિંદી પ્રધાન) નીમી તેને સલાહ આપવાને પંદર કાઉન્સિલરો નીમ્યા. એ પંદરમાંના આઠ જણ

ભરતખંડમાં નોકરી કરી આવેલા અનુભવી જોઈએ એવો ઠરાવ કર્યો. આ ઠરાવની રૂઈએ પહેલો વાઈસરોય લોર્ડ કેનિંગ થયો. તેણે આખા દેશમાં જાહેર કર્યું કે બળવાને અંગે વેર લેવામાં આવશે નહિ અને રાણીના ઢંઢેરામાં આપેલાં વચન બરાબર પાળવામાં આવશે. ઇ. સ. ૧૮૫૮ના નવેમ્બર મહીનાની પહેલી તારીખે અલ્લાહાબાદમાં મોટો દરબાર ભરી આ ઢંઢેરો વાંચી સંભળાવવામાં આવ્યો. બીજાં શહેરોમાં પણ તે પ્રમાણે કરી લોકોનાં મન શાંત કર્યાં. બળવાના દુઃખદ અનુભવ પછી હિંદી લશ્કરમાં સુધારા દાખલ કર્યા. તેના ઇલાકા પ્રમાણે ત્રણ ભાગ પાડયા, કંપનિ અને ઈંગ્લાંડનું લશ્કર એક કરી નાખ્યું, સોલજરનું પ્રમાણ વધારે રાખ્યું, ઉત્તર હિંદમાં બે હિંદીએ એક સોલજર અને દક્ષિણમાં ત્રણે એક સોલજર એમ લશ્કરનું પ્રમાણ નક્કી કર્યું, અને તોપખાનું અંગ્રેજી સૈન્ય પાસે રાખવામાં આવ્યું. બળવામાં ૪૦ કરોડ રૂપીઆ ખર્ચ થયું હતું, તેથી પ્રજા ઉપર ઉપજવેરો નામે કર નાખ્યો અને કાગળની નોટો ચલાવી. તેણે ઇ. સ. ૧૮૫૯માં ખેડુતના હકનો કાયદો પસર કરાવ્યો, તેથી ખેડુતોને કંઈક સુખ થયું. સને ૧૮૬૧માં જમના અને સતલજ વચ્ચેના મુલકમાં દુકાળ પડયો. તેમાં પાંચ લાખ માણસો ભૂખમરાથી મરણ પામ્યાં. જેને દેશનિકાલની સજા થાય તેને અન્દામાન બેટમાં મોકલવાનો ઠરાવ થયો. રેલ તથા નહેરો વધારવામાં આવી તથા મેકોલેએ તૈયાર કરેલો નવો ફોજદારી કાયદો ( ઇન્ડીઅન પીનલકોડ) અમલમાં મુકાયો, અને મુંબઈ મદ્રાસ અને કલકત્તાની સદર અદાલતો બંધ કરી તેને બદલે હાઇકોર્ટો સ્થાપવામાં આવી. ઇ.સ. ૧૮૬૧ના કાઉન્સિલ એકટ મુજબ ગવર્નર જનરલની કારોબારી સભા ઉપરાંત ૬થી૧૨ સભાસદોની એક ધારાસભા બનાવી તેમાં થોડાક હિંદીને નીમવામાં આવ્યા. લોર્ડ કેનિંગ સન ૧૮૬૨માં વિલાયત ગયો અને લોર્ડ એલ્જીન વાઈસરોય થયા. ઇ. સ. ૧૮૬૨.

---

# પ્રકરણ ૧૧ મું

## हिंदना वाइसरोय.



**૧. લોર્ડ એલ્જીનઃ**—આ વાઈસરૉય સુમારે દોઢ વર્ષ હિંદમાં રહ્યો. વાયવ્યકોણમાં વહાબી નામે મુસલમાની પંથ નીકળ્યો હતો. તેના આગેવાનોએ ત્યાંના પહાડી લોકોને ઉશ્કેરી બળવો કર્યો. એ પહાડી લોકોને હરાવી તાબે કરતાં અંગ્રેજી લશ્કરને બહુ મહેનત પડી. સન ૧૮૬૦માં અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનોમાં ગુલામોને સ્વતંત્રતા આપવાના સંબંધમાં ઉત્તર ને દક્ષિણ સંસ્થાનો વચ્ચે ભારે જંગ મચ્યો; તેથી ત્યાંનું રૂ વિલાયત જતું અટકયું. એ કારણથી હિંદના રૂની ખપત વધી ને બીજી જણસો મોંઘી થઈ. નાણાંની છત વધ્યાથી મુંબઈ, અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે ઘણી કંપનિઓ થઈ સન ૧૮૬૨–૬૩. લોર્ડ એલ્જીન સન ૧૮૬૩માં હિંદમાંજ મરણ પામ્યાથી તેની જગાએ લોર્ડ લોરેન્સ (સર જોન લોરેન્સ) વાઈસરૉય થયો. સન ૧૮૬૫.

**૨. લોર્ડ લોરેન્સઃ**—૧૮૬૪–૬૯. આસિસ્ટંટ કલેકટરની પાયરીથી ચઢતાં ચઢતાં પોતાની હોશિયારી વડે તે વાઈસરૉય થયો હતો. એણે પંજાબની હાકેમી ઉપર ઘણાં વર્ષ ગાળ્યાં હતાં. બળવા વખતે પંજાબમાં ચિફ કમિશનર તરીકે સારૂં કામ કરવા બદલ સિવિલ સર્વિસમાંથી તેને ખાસ વાઈસરૉય નીમ્યો હતો. (૧) એણે પંજાબના

સીખ રાજાઓને એકઠા કરી તેમને અંગ્રેજી રાજ્યના સુધારા પોતાના રાજ્યમાં દાખલ કરવાનો બોધ કર્યો. સન ૧૮૬૪. (૨) એજ સાલમાં અંગ્રેજ સરકારને ભૂતાનના રાજા સાથે લડાઈ થઈ. આસામની તળેટીમાં દોઆબ પરગણું છે તે ઉપર એ રાજા દાવો કરતો હતો, ને ત્યાંની રૈયતને લૂંટતો ને પીડતો હતો. તેથી અંગ્રેજી સૈન્ય તેના ઉપર ચડ્યું; પણ ત્યાંનાં જંગલનાં ખરાબ હવાપાણીથી લશ્કરની ખરાબી થઈ. છેવટે કેટલોક મુલક લઈ તેની સાથે સંધિ કરી. (૩) અમેરિકાની લડાઈથી હિંદમાં નાણાંની રેલછેલ થઈ હતી પણ તે થોડીજ મુદત ચાલી. એ લડાઈ પત્યા પછી હિંદના રૂનો ભાવ બેસી ગયો, તેથી ઘણા વેપારીઓ ને લોકો પાયમાલ થઈ ગયા. સન ૧૮૬૫. (૪) સન ૧૮૬૬માં ઓઢીઆમાં ને સન ૧૮૬૮માં વાયવ્ય પ્રાંતોમાં દુકાળ પડવાથી લાખો માણસો ભૂખમરાથી મરણ પામ્યાં. દુકાળ પીડિતોને ભૂખમરાથી બચાવવા તેની જોખમદારી આકરા નિયમો ઘડીને સરકારી અમલદારોને માથે નાખવામાં આવી. દુકાળથી લોકોનું રક્ષણ થવા માટે તેમને મજુરીએ વળગાડવા સારૂ તળાવ અને નહેરો ખોદાવવા માંડી, તથા રેલવેનો વધારો કરવા માંડયો. (૫) કાબુલનો અમીર દોસ્તમહમદ સન ૧૮૬૩માં મરણ પામ્યાથી એ રાજ્ય મેળવવા એના દીકરા માંહોમાંહે લડી મૂઆ; તેમાં લૉરેન્સની મદદ માગી પણ તે વચ્ચે પડયો નહિ અને લડાઈ થતી અટકાવી તેણે ખર્ચમાં બચાવ કર્યો. અંતે દોસ્તમહમદનો એક દીકરો શેરઅલ્લી કાબુલનો અમીર થયો. ઈ. સ. ૧૮૬૮. સન ૧૮૬૬માં અંગ્રેજને આબીસિનિઆ સાથે


લોર્ડ લોરેન્સ.

લડાઇ થઈ, ત્યાં હિંદનું લશ્કર મદદે ગયું. તેનું ખર્ચ ઇંગ્લાંડની સરકાર આપે તે માટે એણે બહુ મહેનત કરી પણ તેમાં તેનું કંઈ વળ્યું નહિ. (૬) અંગ્રેજો ઉપર પણ આવક વેરો નાખ્યો. તેઓ તેની બહુ વિરુદ્ધ થયા પણ વાઇસરોય મક્કમ રહ્યો. (૭) તેણે પહેલવહેલું આરોગ્યખાતું અને સુધરાઈખાતું કાઢ્યું. વળી તેણે ટપાલ અને જંગલ-ખાતામાં ઘણા સુધારા કર્યા. દ્વારકાની આસપાસ વાઘેર નામે બળવાન જાત રહે છે, તેમાંના કેટલાકે નારાજ થઈ બળવો કર્યો; તે ઘણાં વર્ષ પછી સન ૧૮૬૮માં સમાવવામાં આવ્યો. મહારાણીશ્રીના રાજ્યમાં એવો ઠરાવ થયો હતો કે ગવર્નર ને વાઇસરોયે પોતાની હાકેમી પાંચ વર્ષ ચલાવવી. એ ઠરાવ પ્રમાણે સન ૧૮૬૦માં લોર્ડ લોરેન્સ સાહેબની હાકેમીને પાંચ વર્ષ પુરાં થવાથી તે વિલાયત ગયા.

૩. **લોર્ડ મેયો:—૧૮૬૯-૭૨.** (૧) અફઘાનિસ્તાન તરફ રશિઆની સત્તા વધતી જતી હોવાથી લૉર્ડ મેયોએ ઇરાન અને બલુચિસ્તાનની સાથે મિત્રાચારીનો સંબંધ બાંધ્યો. કાબુલનો અમીર અંગ્રેજો સાથે સારો સંબંધ બાંધે તે માટે અંબાલામાં ભરાએલા દરબારમાં શેરઅલ્લીને બોલાવ્યો. શેરઅલ્લીને વરસે બાર લાખ રૂપીઆનું સાલિઆણું આપવાનું ઠરાવ્યું, તથા હથિયાર પુરાં પાડવાનું કબુલ કરીને તેને પોતાના પક્ષમાં લીધો. (૨) અફઘાનિસ્તાનમાંની રશિઆની લાગવગ અટકાવવાને તેણે દેશીરાજ્યો સાથે સારો સંબંધ રાખ્યો. (૩) મહારાણી વિકટોરિઆના ઢંઢેરા મુજબ દેશીરાજ્યમાં સારો કારભાર ચાલશે, તો તે જપ્ત કરવામાં આવશે નહિ અને તેમને મદદ આપવામાં આવશે એવું જાહેર કર્યું; પણ તે સાથે જણાવ્યું કે કોઈ પણ રાજ્યમાં અંધેર જણાશે તો તે ખાલસા નહિ કરતાં તેનો રાજ્યકારભાર અંગ્રેજ રેસિડન્ટ તેના હાથ નીચેની એક મંડળીથી ચલાવશે. અલવારના રાજ્યમાં ગેરવ્યવસ્થા માલમ પડવાથી ત્યાં કાર્યવાહક સભા મૂકવામાં આવી અને ભોપાળની બેગમનો સારા રાજ્યકારભારને લીધે મરતબો વધાર્યો. (૪) રાજકુમારોને સારી કેળવણી આપવા તેણે અજમેરમાં મેયો કોલેજ સ્થાપી. (૫) મહારાણીશ્રીના બીજા કુંવર ડયુક ઓવ

એડિનબરો આપણા દેશમાં પધાર્યા. રાજકુટુંબની આ પહેલી મુલાકાત હોવાથી રાજાઓએ તેમજ પ્રજાએ તેમને આદરમાન આપી રાજ્યભક્તિ બતાવી. (૬) હિંદી સરકારને દર સાલ વધારે ખર્ચ કરવું પડતું હતું તેથી તેણે લશ્કર અને ઈજનેરીખાતાનું ખર્ચ કમી કર્યું. આવક અને મીઠાનો વેરો વધાર્યો. (૭) અત્યાર સુધી હિંદની સઘળી આવક વડી સરકારને મળતી હતી, અને પ્રાંતિક સરકાર હિંદી સરકાર પાસેથી નાણાં લઈ ખર્ચ કરતી, આ કારણને લીધે કરકસર થતી નહોતી. આથી કેળવણી, જેલ, પોલિસ, બાંધકામ વગેરે ખાતાં પ્રાંતિક સરકારને સોંપ્યાં. છેલ્લાં પાંચ વરસમાં થએલા ખર્ચની સરાસરી રકમ તેમને આપવાનું ઠરાવ્યું. આવી રીતે પ્રાંતિક સરકારનું નાણાંખાતું સ્વતંત્ર થયું. (૮) ખાસ ખેતીવાડીખાતું ખોલીને તેણે રૈયતને આબાદ કરવા પ્રયત્ન કર્યો. (૯) પહેલું વસ્તીપત્રક તેના વખતમાં થયું. કાળાપાણીએ મોકલવામાં આવતા કેદીઓની હાલત તપાસવા લોર્ડ મેયો આન્દામાન ગયો ત્યાં કોઈ શેરઅલ્લી નામે કેદીએ તેનો ઘાત કર્યો. ઈ. સ. ૧૮૭૨.

૪. **લોર્ડ નોર્થબ્રુક:**—સન ૧૮૭૨માં એ વાઈસરોયે હિંદમાં આવી રાજ્યની લગામ હાથમાં લીધી. (૧) સન ૧૮૭૪માં બંગાળામાં દુકાળ પડ્યો. તેમાં ગરીબ લોક ભૂખમરાના ભોગ ન થાય માટે તેમને મજુરીએ વળગાડવાને નહેર, કુવા, સડક, તળાવ વગેરે લોકોપયોગી કામો ચાલુ કર્યા. વાઇસરોયે પંડે એ કામમાં મહેનત લઈને ગરીબોના જીવ ઉગાર્યા. (૨) ઇ. સ. ૧૮૭૫માં મલ્હાવરાવ ગાયકવાડ ઉપર વડોદરાના રેસિડન્ટ કર્નલ ફેરને ઝેર દેવાનું તહોમત આવ્યું. તેની તપાસ ત્રણ યુરોપિઅન ને *ત્રણ દેશી અધિકારીઓનું કમિશન નીમીને કરાવી. યુરોપિઅનોએ તહોમત સાબીત ગણ્યું, ને દેશીઓએ નાસાબીત ગણ્યું; તોપણ એમને રાજ્ય ચલાવતાં

---

* મહારાજા જીઆજીરાવ સિંધિઆ, જેપુરના મહારાજા રામસિંહ ને રાજા સર દિનકરરાવ એ દેશી મેમ્બરો હતા.

આવડતું નથી ને રાજ્યમાં ઘણું અંધેર ચાલે છે, એવું તહોમત મૂકી એમને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યા. તે ત્યાંજ મરણ પામ્યા. ખંડેરાવ મહારાજાનાં વિધવા રાણી જમનાબાઈએ ગાયકવાડના વંશજ હાલના મહારાજા સયાજીરાવને દત્તક લઈ વડોદરાની ગાદી આપી. (૩) સન ૧૮૭૫માં મહારાણીશ્રીના પુત્ર પ્રિન્સ ઑવ વેલ્સ હિંદમાં પધાર્યા, તે વખતે કલકત્તામાં એક મોટો દરબાર ભરવામાં આવ્યો. તેમાં હિંદના રાજા પ્રજાએ તેમનો બહુ આદરસત્કાર કર્યો ને વફાદારી બતાવી.(૪)એના વખતમાં બલુચિસ્તાનનો નવો પ્રાંત કરવામાં આવ્યો. રશિઆની વધતી જતી લાગવગ અટકાવવાને કાબુલ, કંદહાર અને હેરાતમાં બ્રિટિશ એલચી રાખવાની ઇંગ્લાંડ સરકારની ઇચ્છા થઈ, પણ લૉર્ડ નૉર્થબ્રુક આ રાજ્યનીતિથી વિરુદ્ધ હોવાથી તે રાજીનામું આપી વિલાયત ગયો. તેની જગાએ લૉર્ડ લીટન વાઇસરૉય થયો. સને ૧૮૭૬.

**૫. લૉર્ડ લીટનઃ**—પાર્લામેન્ટની મંજુરીથી આપણાં મહારાણી સાહેબે સન ૧૮૭૭ના જાનેવારીની ૧ લી તારીખે દિલ્હીમાં એક ભવ્ય દરબાર ભરી હિંદનાં શહેનશાહ બાનુ અથવા "કૈસરેહિંદ" પદ ધારણ કર્યું. આ વખતે હિંદના બધા રાજાઓએ બ્રિટિશ રાજ્યની સર્વોપરિ સત્તા સ્વીકારી અને વફાદાર રહેવાનું વચન આપ્યું. પાછલા વર્ષમાં વરસાદની તાણને લીધે દક્ષિણ હિંદમાં ભારે દુકાળ પડયો. અગાઉ કોઈ વાર નહિ પડેલો એટલા મોટા વિસ્તાર ઉપર મુંબઈ ને મદ્રાસ ઇલાકામાં એ દુકાળ ફેલાયો. સરકાર અને પ્રજાએ દુકાળના ભુખમરામાં મરતા કંગાળોને બચાવવા માટે ઘણાં



લૉર્ડ લીટન

લોકોપયોગી કામ કાઢયાં. એ દુકાળમાં સરકારે ૧૧ કરોડ રૂપીઆ ખર્ચ કર્યું. એ ખોટ પૂરવા માટે તથા હવે પછી એવી આફતમાં મદદ કરવા માટે સરકારે લાઇસેન્સ ટૅક્સ એટલે ધંધારોજગાર ઉપર વેરો નાખ્યો, તથા મુંબઈ ને મદ્રાસ ઇલાકામાં મીઠાની જકાતમાં વધારો કર્યો. દારૂ, તાડી, અફીણ ને જંગલના કાયદા કરી સરકારની ઉપજમાં વધારો કર્યો. આ વાઇસરોયના સમયમાં બે મહત્વનાં કામ થયાં. (૧) દેશી ભાષામાં છપાતાં વર્તમાનપત્રોને લોર્ડ મેટકાફના વખતમાં જેટલી સ્વતંત્રતા મળી હતી, તેમાં અમુક રકમ જામીન તરીકે લેવાથી ઘટાડો થયો. (૨) દેશીઓને હથિયાર નહિ રાખવા દેવાનો કાયદો પણ એજ વર્ષમાં કર્યો. ઇ. સ. ૧૮૭૮.

૬. **અફઘાન સાથે બીજી લડાઈ**:—કાબુલનો અમીર શેરઅલ્લી અંગ્રેજ પક્ષમાંથી ફરી જઈ રૂશના વકીલને આદરમાન સાથે કાબુલમાં બોલાવી તેની સાથે મસલત કરવા લાગ્યો; એટલુંજ નહિ પણ તેણે અહીંના વકીલને અફઘાનિસ્તાનમાં પેસવા પણ દીધો નહિ, તેથી લોર્ડ લીટનને તેની સાથે લડાઈમાં ઉતરવાની જરૂર પડી. ઇ. સ. ૧૮૭૮. ખૈબર, કુરમ ને બોલાનને માર્ગે અંગ્રેજી સૈન્ય કાબુલ ઉપર ચડયું. તેણે તરતજ બલુચિસ્તાનમાંનું કવેટા જીતી લીધું એટલે બોલનઘાટ અંગ્રેજોના તાબામાં આવ્યો. તેથી અમીર શેરઅલ્લી ઘણો ગુસ્સે થયો. આ વખતે યુરોપમાં રશિઆ અને તુર્કી વચ્ચે લડાઈ ચાલતી હતી. તેમાં અંગ્રેજો અને રશિઆ વિરુદ્ધ હતા, તેથી રશિઆએ અફઘાનિસ્તાનની સરહદ પર લશ્કરને મોકલ્યું અને અમીરના દરબારમાં પોતાનો એલચી મોકલ્યો. અંગ્રેજ લશ્કરે કંદહાર, ગીજની, જલાલાબાદ ને કાબુલ જીતી લીધાં. શેરઅલ્લી તુર્કસ્તાન ભણી નાઠો ને ત્યાં મરણ પામ્યો. શેરઅલ્લીનો વડો દીકરો યાકુબખાન અમીર થયો તેની સાથે તેણે ગંડામક મુકામે સંધિ કરી. એ સંધિની રૂએ કુરમ ને બોલનના ઘાટોની અંદરના ભાગનો કબજો અંગ્રેજને મળ્યો, અને કાબુલમાં અંગ્રેજ રેસિડન્ટ રાખવાની પરવાનગી મળી. બીજા કોઈ પરદેશી રાજ્ય સાથે પત્રવહેવાર રાખવાની મના કરી, અને અમીરને

૬ લાખ રૂપીઆ વર્ષાસન તરીકે આપવાનું કબુલ્યું. તે પ્રમાણે સર લુઈ કાવેગ્નરીને રેસિડન્ટ બનાવી ત્યાં રાખ્યો.

૭. **કાબુલમાં બંડઃ**—સને ૧૮૩૯માં જે ભૂલ થઈ હતી તે ભૂલ બીજી વાર પણ થઈ. અફઘાનો પરદેશીઓને પોતાના મુલકમાં સત્તાધારી જોઈ શકતા નથી, તેથી સન ૧૮૪૧માં મેકનાટનનું ખૂન થયું હતું ને હજારોનું અંગ્રેજ સૈન્ય કપાઈ ગયું હતું. તેજ પ્રમાણે આ વખતે પણ અફઘાનોએ અંગ્રેજ રેસિડન્ટ તથા તેના માણસોને મારી નાખ્યા; તેથી અંગ્રેજ સૈન્ય ફરીને અફઘાન મુલક પર ચડયું. યાકુબખાન શરણે આવ્યો. તેને કેદ કરીને હિંદમાં રાખ્યો તથા અંગ્રેજ લશ્કરે કાબુલ ને કંદહાર કબજે રાખ્યાં, પણ અફઘાનો ફરી લડવા ઊઠયા. એવામાં વિલાયતનું *કૉન્ઝરવેટીવ પ્રધાનમંડળ બદલાયું ને લિબરલ પ્રધાન થયા, તેથી લોર્ડ લીટન રાજીનામું આપી સ્વદેશ ગયો ને લોર્ડ રીપન વાઇસરોય થયો. સન ૧૮૮૦.

૮. **લોર્ડ રીપનઃ**—એજ સાલમાં યાકુબખાનનો ભાઈ અયુબખાન જે હિરાતનો સુબો હતો તેણે બળવો કર્યો ને કંદહાર ઉપર સવારી કરી. તેને અટકાવવાને કંદહારી લશ્કર સામું ગયું. મૈવંદ આગળ જનરલ બરોઝને આયુબખાનને હરાવી કંદહારને ઘેરો ઘાલ્યો. એ સમાચાર સાંભળી સેનાપતિ સર રોબર્ટસે કાબુલથી એકદમ કંદહાર આવી અયુબને હરાવી નસાડયો ને અફઘાનો ઉપર અંગ્રેજી સત્તાનો ફરી દાબ બેસાડયો.

૯. **અફઘાન લડાઈનો અંતઃ**—રીપનનો વિચાર લોર્ડ લીટનથી ઉલટો હતો. જેમ બને તેમ અફઘાનિસ્તાનથી આબરૂભેર પાછા આવી હિંદની રૈયતને ધનની ને માણસની ખુવારીમાં પડતી બચાવવી એ વિચારનો તે હતો. તેથી અયુબને નસાડયા પછી દોસ્તમહમદના વડા પુત્રના વંશજ અબદરરહેમાનને બોલાવી કાબુલમાં ગાદી

* રાજ્યકારભાર ચલાવવામાં રાજ્યનું હિત સાચવનાર સંરક્ષણ પક્ષને કૉન્ઝરવેટીવ, ને પ્રજાનું હિત સાચવનાર ઉદાર પક્ષને લીબરલ કહે છે.

આપી ને સન ૧૮૮૧માં અફ્ઘાનિસ્તાનથી સઘળું અંગ્રેજી સૈન્ય હિંદમાં પાછું બોલાવી લીધું, પણ કવેટા અંગ્રેજોએ રાખ્યું. આ નાશકારક લડાઈથી હિંદને કરોડો રૂપીઆ ખર્ચ થયું ને હજારો માણસ મરણ પામ્યાં. અંગ્રેજી સૈન્ય હિંદમાં આવ્યા પછી અયુબે ફરીને કંદહાર ઉપર સવારી કરી તે જીતી લીધું, પણ અબ્દરરહેમાને તેને હરાવીને નસાડયો. તે ઇરાનમાં કેદ પકડાયો, ત્યાંથી તે સન ૧૮૮૭માં નાસી ગયો. પણ અફ્ઘાનો તેના પક્ષમાં નહિ આવ્યાથી તે અંગ્રેજ સરકારને શરણ આવ્યો. સન ૧૮૮૮.

**૧૦. લોર્ડ રીપનની રાજ્યનીતિઃ**—પરદેશી રાજ્યોની ખટપટમાં જેમ બને તેમ માથું નહિ મારતાં, દેશીઓની સ્થિતિ સુધારી દેશી લોકોની વફાદારી મેળવી હિંદનું અંગ્રેજી રાજ્ય મજબુત કરવું એવા વિચારનો લોર્ડ રીપન હતો. તેથી (૧) લોર્ડ લીટનના વખતમાં વધારેલો મીઠાનો કર તેણે ઘટાડયો. (૨) "ગેગિંગ એક્ટ" અથવા દેશી છાપખાનાની બંધીનો ધારો રદ કરી વર્તમાનપત્રોને છૂટી આપી, અને છાપાનો કાયદો તોડનાર માટે સજા નક્કી કરી. (૩) દેશીઓનો ઇન્સાફ +જ્યુરીની મારફત કરવાની પરવાનગી આપી. (૪) ઇ. સ. ૧૮૫૩માં શરૂ કરેલી કેળવણીનો કેટલે અંશે ફેલાવો થયો છે, અને સ્થાનિક સંસ્થાઓ તે કામ કેમ કરી શકશે, તે તપાસ કરવા વિલિયમ હંટરના પ્રમુખપણા નીચે એક કેળવણીનું કમિશન નીમ્યું. (૫) પ્રાથમિક તેમજ માધ્યમિક ખાનગી શાળાઓ ચલાવવાને સરકાર તરફથી નાણાંની મદદ આપી ખાનગી સાહસને ઉત્તેજન આપ્યું. દરેક જિલ્લાવાર એક સરકારી હાઇસ્કૂલ ખોલવી અને પ્રાથમિક કેળવણીમાં સરકારે વધારે ખર્ચ કરવું એવી ભલામણ કરવામાં આવી. તે ઉપરથી પ્રાથમિક કેળવણીનું કામ શહેરની મ્યુનિસિપાલીટીઓને સોંપ્યું. (૬) હિંદમાં આવતા માલ ઉપરની જકાત ઓછી કરી માલ સસ્તો કર્યો તેથી વેપારને

---

+ ખૂન વગેરે મોટા ગુનાનો ન્યાય કરવા માટે ગામના આબરૂદાર અને વિદ્વાન પુરૂષોનું પંચ નીમે છે તેને જ્યુરી કહે છે.

ઉત્તેજન મળ્યું. (૭) હિંદની પ્રજા ઘણાં વર્ષથી પારકાના કારભારમાં દોરાએલી હોવાથી તથા કારભાર કરવાની મોટી જગા નહિ મળવાથી તે શક્તિ ગુમાવતી ચાલી હતી, તે શક્તિ લાવવા માટે લોર્ડ રીપને *લોકલફંડ અને મ્યુનિસિપાલિટિનો વહીવટ દેશી લોક તરફથી નિમાએલા પ્રતિનિધિઓની મારફત ચાલે એવો +' લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ' ચલાવવાનો ધારો તા. ૧૮મી મે. સન ૧૮૮૪ ને રોજ કર્યો. મુંબઇ, મદ્રાસ, કલકત્તા જેવાં મોટાં શહેરોમાં મ્યુનિસિપાલિટિઓ હતી પણ તેણે તેમને પૈસાની સ્વતંત્રતા આપી તેની સત્તા વધારી, તે પ્રમાણે ગામડાના વહીવટ માટે લોકલબોર્ડ સ્થાપવામાં આવી. એ ધારા પ્રમાણે હજુ વહીવટ ચાલે છે. તેથી આપણા લોકને સ્વતંત્ર કારભાર કરવાનો અનુભવ મળ્યો. (૮) મ્હૈસુરનું રાજ્ય જે લોર્ડ બેન્ટિકના સમયથી અંગ્રેજ કમિશનર મારફત ચાલતું હતું, તે રાજ્ય મહારાજાની પુખ્ત વય થવાથી તેને સન ૧૮૮૧માં પાછું સોંપ્યું. તેની કાઉન્સિલના સભાસદ ઇલ્બર્ટે અંગ્રેજ ગુન્હેગારને પણ દેશી મેજિસ્ટ્રેટ શિક્ષા કરી શકે એવો હિંદુ અને અંગ્રેજોને ન્યાય આપનારો ખરડો દાખલ કર્યો, પણ અંગ્રેજો ઘણા વિરુદ્ધ પડવાથી તે પડતો મૂકયો. તેને ઇલ્બર્ટ



લોર્ડ રીપન.

* રસ્તા, તળાવો, નિશાળો વગેરે સાર્વજનિક ઉપયોગી કામ કરવા અંગ્રેજ સરકારે જમીનની મહેસુલ ઉપર રૂપીએ એક આનાનો વધારો કરી જે ફંડ કર્યું તેને લોકલફંડ કહે છે.

+ મ્યુનિસિપાલિટિની તથા લોકલફંડની વ્યવસ્થા કરવા માટે પ્રજા તરફના તથા સરકાર તરફના નિમાએલા માણસો જે કારભાર ચલાવે છે તેને લોકલસેલ્ફ ગવર્નમેન્ટ કહે છે.

બીલ કહે છે. (૯) તેણે હિંદીઓને મોટી જગાઓ આપી. આ પ્રમાણે તે ન્યાયી, ઉદાર દીલનો અને લોકહિતની કાળજી રાખનાર હોવાથી ઘણો પ્રિય થઈ પડયો. લોર્ડ રીપન ૧૮૮૫ની આખરે વિલાયત ગયો ત્યારે હિંદની પ્રજાએ એને અપૂર્વ માન આપી નવાજ્યો.

**૧૧. લોર્ડ ડફરીનઃ**—લોર્ડ રીપનની જગ્યાએ લોર્ડ ડફરીન વાઇસરોય થયો. (૧) કાબુલનો અમીર અબદ્દરરહેમાન પોતાના પક્ષમાં રહે તે માટે ૧૮૮૭ની શરૂઆતમાં રાવળપીંડીમાં દરબાર ભરી તેને દર વર્ષે બાર લાખ રૂપીઆનું સાલીઆણું ચાલતું કર્યું. (૨) બ્રહ્મદેશના રાજા થીબોએ માંડલે સર કર્યું. તેણે ફ્રેન્ચ વેપારીઓ જોડે કોલકરાર કરી તેમને વેપારના કેટલાક હક્ક આપ્યા, તથા તે અંગ્રેજ વેપારીને ઘણું દુઃખ દેતો હતો અને તેમની સાથે ખરાબ રીતે વર્તતો હતો. આ ઉપરથી અંગ્રેજો લડાઈમાં ઉતર્યા. થીબો થોડી મુદ્દતમાં લડાઇ કર્યા વગર અંગ્રેજને શરણ આવ્યો. તેને રત્નગિરિમાં કેદ રાખી ઉપલો બ્રહ્મદેશ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. બળવા પછી અફ્ઘાનિસ્તાનનો થોડો ભાગ હિંદી રાજ્યમાં ઉમેરાયા ઉપરાંત બ્રહ્મદેશ ખાલસા થવાથી એ રાજય પૂર્ણકળાએ પહોંચ્યું.

**૧૨. ખર્ચનો વધારો ને નવા કરઃ**—કાબુલના અમીરને આપણા પક્ષમાં લીધો, તોપણ પાછલા અમીરોની પેઠે એ પણ ફરી નહિ જાય, તેની કાંઇ જામીનગીરી ન હોવાથી સરહદ ઉપર બચાવનાં બાંધકામ કરવા આ વાઇસરોયે આરંભ કર્યો; તેથી ઉપજ કરતાં ખર્ચ વધી પડયું. તે પુરૂં પાડવા માટે કરજમાં વધારો કર્યો. લોર્ડ રીપને ઘટાડેલો મીઠા ઉપરનો કર વધાર્યો. લાઇસેન્સટેકસને બદલે ઇન્કમટેકસ અથવા ઉપજવેરો નાખ્યો તથા કેટલાંક સરકારી ખાતાંમાં ખર્ચ કમી કર્યું.

**૧૩. દેશી રાજયોમાં બનાવોઃ**—સન ૧૮૮૬માં તુકોજી હોલ્કર ને જીઆજીરાવ સિંધિઆ મરણ પામ્યા. હોલ્કરની ગાદીએ તેનો પાટવી કુંવર બાળસાહેબ થયો. સિંધિઆનો પાટવી કુંવર નાનો

હોવાથી પંચની મારફત વહીવટ ચલાવ્યો અને સિંધિઆને ગ્વાલિયરનો કિલ્લો પાછો આપ્યો. આ વાઈસરોયે દેશીરાજ્યોમાં અંગ્રેજ દિવાન રાખવાની છૂટ આપ્યાથી ભોપાળમાં અંગ્રેજ દિવાન નીમ્યો.

**૧૪. ઇંગ્લાંડ પ્રત્યે હિંદની વફાદારી:**—સન ૧૮૮૭માં આપણાં મહારાણી કૈસરે હિંદને ઇંગ્લાડમાં રાજ્ય કરતાં ૫૦ વર્ષ થવાથી તા. ૧૬મી ફેબ્રુઆરિ ૧૮૮૭ને રોજ હિંદમાં ( અંગ્રેજી ને દેશીરાજ્યોમાં બધે ) ગામેગામ **સુવર્ણ મહોત્સવ*** કરવામાં આવ્યો. તે સમયે હિંદમાં રાજાપ્રજાએ કૈસરેહિંદ પ્રત્યે પોતાનો અપૂર્વ પ્યાર ને વફાદારી બતાવી ઉત્સાહથી એ ઉત્સવ ઉજવ્યો. એ પ્રસંગની યાદગીરી માટે કરોડો રૂપીઆ ખર્ચાયા અને લાખો રૂપીઆનાં લોકોપયોગી કામો થયાં. તે નિમિત્તે ઉઘરાવેલા ફંડમાંથી હાલમાં પણ શહેરમાં સ્ત્રીઓને દાક્તરી શિક્ષણ અપાય છે. એ મહોત્સવ ઇંગ્લાંડમાં જુન માસમાં ઉજવવામાં આવ્યો. તે વખતે હિંદના ઘણા રાજાઓએ મહારાણી-શ્રીના માનાર્થે ઇંગ્લાંડમાં જઈ પોતાની વફાદારી બતાવી. લોર્ડ ડફરીને સરહદનાં બાંધકામ આરંભ્યાં હતાં, તેમાં પણ હિંદના સર્વ રાજાઓએ માણસની ને ધનની સહાય કરવાની ઇચ્છા જણાવી. ઇ. સ. ૧૮૮૫માં હિંદી મહાસભા પહેલવહેલી મુંબઈમાં ભરવામાં આવી. લૉર્ડ રીપનની ઉદાર રાજ્યનીતિથી તેમજ અંગ્રેજી કેળવણીને લીધે પ્રજામાં સ્વતંત્રતાની ભાવના આવી ને પ્રજા જાગૃત થઈ. હિંદના આગળ પડતા નેતાઓએ સામાજિક, રાજકીય અને આર્થિક સ્થિતિ સુધારવા માટે એકત્ર થઈ દેશના યોગ્ય સુધારાની માગણી સરકાર આગળ રજુ કરવાનો ઠરાવ કર્યો. હિંદ એક રાષ્ટ્રરૂપ થઈ સ્વરાજ્ય ભોગવે અને હિંદ અને બ્રિટન વચ્ચે સારો સંબંધ થાય એ તેનો મુખ્ય હેતુ છે. લોર્ડ ડફરીન પોતાની મુદ્દત પુરી થતાં પહેલાં સન ૧૮૮૮ની આખરે વિલાયત

---

*** પચીસ વરસ રાજ્ય કર્યાં પછી રૌપ્ય મહોત્સવ (સીલ્વર જ્યુબિલિ), પચાસ વરસ પછી સુવર્ણ મહોત્સવ ( ગોલ્ડન જ્યુબિલિ ), અને સાઠ વરસને અંતે હીરક મહોત્સવ (ડાયમંડ જ્યુબિલિ) ઉજવવામાં આવે છે.**

ગયો; તેથી નવો વાઇસરોય લોર્ડ લેન્સડાઉન થયો. સન ૧૮૮૮.

૧૫. લોર્ડ લેન્સડાઉનઃ—કાશ્મિરના મહારાજાને કેટલીક રાજ્ય ખટપટથી પદભ્રષ્ટ કર્યો ને તેનો રાજ્યકારભાર પંચ મારફત ચલાવવા માંડયો. ૧૮૮૯. સન ૧૮૯૧માં મણિપુરમાં તોફાન થયું અને ત્યાંના રાજાએ બ્રિટિશ રેસિડંટ વગેરેને મારી નાખ્યા, તેથી તે રાજ્ય ઉપર ચડાઇ કરી તે જીતી લીધું, અને ગુન્હેગારને ફાંસી દીધી અને રાજાને દેશનિકાલ કર્યો. પરંતુ તેને ખાલસા કરવાને બદલે મણિપુરના રાજાના પીતરાઈઓમાંથી એક પાંચ વર્ષના છોકરાને ગાદીએ બેસાડી, તેનો વહીવટ એક અંગ્રેજ અમલદારને હાથે ચલાવવાનો ઠરાવ કર્યો. એજ સાલમાં લોર્ડ લેન્સડાઉનની સરકારે સંમતિવયનો* કાયદો પસાર કર્યો. મદ્રાસ ઇલાકામાં ને મુંબઈ ઇલાકાના દક્ષિણ ભાગમાં, તથા બંગાળા ને અજમેરમાં વરસાદની તાણને લીધે દુકાળ પડયો, તેથી સરકારે એ દુઃખમાંથી લોકને બચાવવા માટે દુકાળનાં બાંધકામ કરાવ્યાં. એ સાલમાં ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં હિંદવાસી દાદાભાઈ નવરોજજી મેમ્બર થયા. સન ૧૮૯૩માં દેશની અને ઇલાકાની કાયદા બાંધનારી સભામાં કેટલાક પ્રજા તરફના મેમ્બરો નીમવાનો ઠરાવ થયો; તેથી જમીનદારો, મ્યુનિસિપાલિટિ, વેપારી મંડળ તથા યુનિવર્સિટિને તેમના સભ્યો કાઉન્સિલમાં મોકલવાનો હક મળ્યો. આવી રીતે પ્રજાએ રાજ્યપ્રકરણમાં વધારે ભાગ લેવા માંડયો. સુરેન્દ્રનાથ બેનરજી, ફિરોજશાહ મહેતા, અને ગોપાલકૃષ્ણ ગોખલે, જેવા હિંદના મહાન નરોએ પ્રજાના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં પ્રજાના હિત માટે સારી લડત ચલાવી. કાબુલનો અમીર અબદરરહેમાન ગાદીએ બેઠો ત્યારથી એને આપણી સરકાર તરફથી બાર લાખ રૂપીઆ વર્ષાસન તરીકે મળતા હતા, તે

* સ્ત્રીની બાર વર્ષની ઉમર થયા તે પહેલાં જો તે સ્ત્રી સાથે તેનો પતિ સંસાર માંડે, તો તે ગુનો ગણીને સજા કરવાનું ઠરાવ્યું. આ કાયદાને સંમતિવયનો કાયદો કહે છે. પછીથી ૧૩ વર્ષની વય કરી હતી, અને હાલમાં ૧૪ વર્ષની સંમતિ વય નક્કી કરી છે.

વધારીને સન ૧૮૯૨થી અઢાર લાખ રૂપીઆ આપવાના ઠર્યા. લડાઈનાં હથિયાર હિંદથી અફઘાનિસ્તાન જઈ શકે, અને સિંધુની પેલી પારનો વાયવ્ય સરહદનો મુલક અંગ્રેજને આપવો એવું નક્કી થયું. એ વાઈસરોય ૧૮૯૪ની શરૂઆતમાં વિલાયત ગયો.

૧૬. લોર્ડ એલ્ગીન—સન ૧૮૬૨માં થઈ ગએલા ગવર્નર જનરલ લોર્ડ એલ્ગીનનો આ વાઈસરોય પુત્ર થતો હતો. એણે સન ૧૮૯૪ની શરૂઆતમાં આવીને આ દેશની હાકેમી હાથમાં લીધી. તેણે ઇ. સ. ૧૮૯૪માં આયાત માલ ઉપર ૫ ટકા જકાત નાખી, અને હિંદમાં બનતા કાપડ ઉપર ૩॥ ટકાની જકાત નાખી. એના વખતમાં સન ૧૮૯૬ની સાલમાં જેવો જોઈએ તેવો વરસાદ નહિ પડવાથી હિંદમાં મોટા વિસ્તારમાં ભારે દુકાળ પડયો, તેથી દુકાળીઆના જીવ બચાવવાને સરકારે ઠામઠામ બાંધકામ ઉઘડાવી ત્યાં તેમને કામે લગાડયા. આસામમાં બે વરસ સુધી ધરતીકંપના આચકા લાગ્યા. વળી ગાંઠીઓ તાવ એ નામના મરકીના રોગની મુંબઇમાં પ્રથમ શરૂઆત થઈ; ને ત્યાંથી પુના, થાણા, સુરત, કરાંચી, કલકત્તા, લાહોર વગેરે સ્થળે એ રોગ ફેલાયો. સરકારે તેને અટકાવવા ચાંપતા ઉપાય લીધા. સારા માણસથી દર્દીને છૂટા પાડવા માંડયા, અને ગાંઠીઓ તાવ અટકાવવાને સરકારે રસી મુકાવવાની ગોઠવણ કરી, તોપણ હજારો માણસ અજ્ઞાન અને બેદરકારીથી મરણ પામ્યાં. આપણાં કૈસરેહિંદ મહારાણીશ્રીને રાજ્ય કરતાં ૧૮૯૭માં સાઠ વર્ષ થવાથી આ દેશમાં ને ઇંગ્લાંડમાં હીરક મહોત્સવ ઉજવવામાં આવ્યો. હિંદની સરહદ ઉપરના આફ્રિદી પહાડી લોકોએ ચિત્રાલ ને તિરાહમાં એ વર્ષના પાછલા ભાગમાં બળવો કર્યો, તેથી સરકારે તેમને વશ કરવાને એક જબરૂં લશ્કર મોકલ્યું. એ બંડખોર લોક તાબે થયા, પણ તેથી હજારો માણસો મરણ પામ્યાં ને હિંદને માટે કરોડો રૂપીઆનું ખર્ચ થયું. તાયફાવાળા પુરેપુરા જીતાયા નહિ. હજુ પણ ત્યાં ઘણીવાર તોફાન થાય છે. સન ૧૮૯૮માં વર્તમાનપત્રની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકનારો કાયદો

થયો. રાજદ્રોહના કાયદાને વધારે સખત કર્યો. મુંબઇ, મદ્રાસ, કલકત્તા અને પંજાબની જુદી જુદી લશ્કરની ટુકડીના જુદા જુદા સેનાપતિઓ હતા, હવે હિંદના બધા સૈન્યને એક સેનાધિપતિના કાબુ નીચે મૂકવામાં આવ્યું. ગુજરાત પ્રાંતમાં દુકાળને લીધે ઘણો કેર થયો. આપણા લોકો એ દુકાળને છપ્પનીઓ કહે છે. (સંવત ૧૯૫૬). આ વાઇસરોય સન ૧૮૯૯માં વિલાયત ગયો.

**૧૭. લોર્ડ કર્ઝનઃ**—એ વાઇસરોય સન ૧૮૯૯ના જાન્યુઆરિ માસમાં હિંદમાં આવ્યો. એ વર્ષના ચોમાસામાં મુખ્યત્વે હિંદના પશ્ચિમ ભાગમાં વરસાદ નહિ વરસવાથી આગલા દુકાળ કરતાં વધારે વિસ્તારમાં સખત દુકાળ પડયો તેથી અસંખ્ય ઢોર તથા માણસો મરણ પામ્યાં. લોર્ડ કર્ઝને દુકાળવાળા ભાગોમાં જાતે ફરી દુકાળની ભયંકર સ્થિતિ જોઈ. સરકારે દુકાળીઆના જીવ બચાવવા ઠેકાણે ઠેકાણે બાંધકામ ઉઘડાવી દુકાળથી પીડિત લોકને કામે લગાડયા સન ૧૯૦૦. જેઓ કામ કરવાને અશક્ત હતા તેમને માટે **પુઅર હાઉસ** ઉઘડાવી ત્યાં મફત ખવડાવી પોષણ કર્યું. હિંદમાં યુરોપથી આવતી ખાંડ ઉપર જકાત નાખી આ દેશની ખાંડના ઉદ્યોગને ઉત્તેજન આપ્યું. ઇંગ્લાંડને આફ્રિકામાંના ટ્રાન્સવાલના સ્વતંત્ર રાજ્ય સાથે લડાઈ શરૂ થવાથી આ દેશમાંનું કેટલુંક લશ્કર ત્યાં મોકલવામાં આવ્યું. તેમજ ચીનમાં ખ્રિસ્તી લોકોની કતલ થવાથી યુરોપી રાજ્યનાં લશ્કર ચીન ઉપર ચડયાં. તેમાં હિંદથી પણ કેટલુંક લશ્કર ગયું. સન ૧૯૦૦ના ચોમાસામાં ગુજરાતમાં થોડા વરસાદની ખામી રહેવાથી પાછલા વરસાદના દુકાળથી પીડિત લોકોને નવીન સાલમાં પણ દુકાળ રહ્યો. આપણાં કૈસરેહિંદ મહારાણીશ્રી ૧૯૦૧ના જાન્યુઆરિની તા. ૨૨ મી તારીખે ૮૨ વરસની ઉમરે સ્વર્ગવાસી થયાં. તેમણે ૬૪ વરસ રાજ્ય કરી પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો.



# પ્રકરણ ૧૨ મું

## સન ૧૯૦૧ થી હાલના સમય સુધી

| | |
|---|---|
| ૧. લોર્ડ કર્ઝન | ૫. લોર્ડ રેડિંગ |
| ૨. લોર્ડ મિન્ટો | ૬. લોર્ડ ઇરવિન |
| ૩. લોર્ડ હાર્ડિંજ | ૭. સાઈમન કમિશન |
| ૪. લોર્ડ ચેમ્સફર્ડ | |

**લોર્ડ કર્ઝનઃ**—આપણાં લોકપ્રિય મહારાણી વિક્ટોરિઆ ઇ. સ. ૧૯૦૧માં સ્વર્ગવાસ થવાથી તેમના જ્યેષ્ઠ પુત્ર પ્રિન્સ ઑવ વેલ્સ, એડવર્ડ ૭ મા, એ નામથી હિંદના શહેનશાહ થયા. ઇંગ્લાંડમાં એમનો રાજ્યાભિષેક સન ૧૯૦૨ના ઑગસ્ટમાં થયો, અને એ રાજ્યાભિષેકનું જાહેરનામું ઇ. સ. ૧૯૦૩ના જાન્યુઆરિની ૧લી તારીખે દિલ્હીમાં એક ભવ્ય દરબાર ભરી પ્રસિદ્ધ કર્યું. તેમાં હિંદની પ્રજા પ્રત્યેની ભલી લાગણી તથા મહારાણી વિક્ટોરિઆના પગલે ચાલવાની શુભેચ્છા શહેનશાહે પ્રદર્શિત કરી.



શહેનશાહ સાતમા એડવર્ડ.

વાયવ્ય સરહદ પર હંમેશાં તોફાન થતું અને લૂંટફાટ ચાલતી રહેવાથી હિંદી સરકારને લશ્કર માટે ઘણું ખર્ચ કરવું પડતું; તેથી લોર્ડ કર્ઝને ચિત્રાલ આગળ રાખેલું અંગ્રેજી લશ્કર પાછું બોલાવી ત્યાંના તાયફાવાળાનું એક લશ્કર બનાવ્યું, અને તેમનેજ સરહદનો બંદોબસ્ત રાખવાનું કામ સોંપ્યું. તેણે કોહાટ, દેરાઇસ્માઇલખાન, અને પેશાવર-

ના મુલકને "વાયવ્ય સરહદના પ્રાંત"માં જોડી દઈ એક જુદો પ્રાંત કાઢયો, અને તેને હિંદી સરકારના કાબુમાં રાખ્યો. કાબુલના અમીર હબીબુલાહને રાજાનો ખિતાબ આપ્યો, અને છેલ્લાં પાંચ વરસની ખંડણી આપી તેની સાથે મિત્રાચારીનો સંબંધ મજબુત કર્યો. આગ્રા અને અયોધ્યાના પ્રાંતોને અત્યારસુધી 'વાયવ્ય પ્રાંતો' કહેતા, હવે તેમનું "સંયુક્ત પ્રાંતો" નામ ઠરાવ્યું. તેણે મીઠા પરનો કર ઓછો કર્યો, અને નાની રકમ ઉપરનો આવક વેરો બંધ કરી મોટી રકમ ઉપર લેવાનો ઠરાવ્યો. વેપાર અને હુન્નરની આબાદી માટે એક અલાયદું ખાતું ખોલવામાં આવ્યું, અને તેથી વાઈસરોયની કારોબારી સભામાં એક નવો સભ્ય વધારવામાં આવ્યો. હિંદનાં જુનાં સ્થળો, મંદિરો, ઈમારતો વગેરે મકાનના રક્ષણ માટે તેણે એક કાયદો કર્યો અને તેને માટે જુદું ખાતું ખોલ્યું. તે ખાતું જુનાં બાંધકામની સંભાળ રાખે છે અને જુના ઇતિહાસની શોધખોળ પણ કરે છે. તેણે પોલીસખાતું પણ સુધાર્યું. પંજાબ, સિંધ, દક્ષિણ, અને ગુજરાત પ્રાંતમાં નહેરો ખોદાવી ખેતી સુધારવા પ્રયત્ન કર્યો. વળી કેળવણીખાતામાં સુધારા કરવા યુનિવર્સિટી કમિશન નીમ્યું. ઇ. સ. ૧૯૦૨માં યુનિવર્સિટી એકટ પસાર થયો તેથી તેના બંધારણ અને અભ્યાસક્રમમાં સુધારો થયો. ખેડુતની પૈસા સંબંધી સ્થિતિ સુધારવા સહકારી મંડળનો કાયદો કર્યો, અને ખેતીની શોધખોળને ઉત્તેજન આપ્યું.

સન ૧૯૩૦ના ઑકટોબરમાં તીડ પડવાથી ગુજરાતમાં પાકને ઘણું નુકસાન થયું. સન ૧૯૦૪માં લોર્ડ કર્ઝનને પાંચ વરસ પુરાં થયાં, પણ તેમણે આરંભેલાં કેટલાંક કામ પુરાં કરવાને તેમને બીજાં બે વરસ વધારી આપ્યાં. તિબેટે રશિઆ સાથે ખટપટ કરવાથી વેપારી હકો મેળવવાને માટે કર્નલ યંગહસબંડને એક લશ્કર આપી તિબેટ ઉપર મોકલ્યો. ડલાઈ લામા નાસી ગયો અને રાજધાની લાસા કબજે કરવામાં આવ્યું. બીજા લામાને ગાદી ઉપર બેસાડી, બીજાં રાજ્યો સાથે કંઈ સંબંધ નહિ રાખવાની તેની સાથે શરત કરી,

તથા પુષ્કળ પૈસા લઈ કમીશન પાછું ફર્યું. તેમણે હિંદ સાથેના વેપાર-ને અનુકૂળ પડતી શરતો કરાવી લીધી. ૧૯૦૪ની સાલમાં રશિઆના ભયથી ઇરાન સાથે બંદોબસ્ત કરવા લોર્ડ કર્ઝન પોતે ત્યાં ગયા. ઇરાનમાં એલચી મૂકી બ્રિટિશ લાગવગ વધારીને ત્યાંથી પાછા આવી તેઓ તબીયત સુધારવા વિલાયત ગયા, ને એ સાલની આખરે હિંદ પાછા આવ્યા. ૧૯૦૪ની સાલમાં એશિઆમાં જાપાન ને રશિઆ વચ્ચે લડાઈ શરૂ થઈ. ઇ. સ. ૧૯૦૫માં જાપાને રશિઆને નમાવી પોતાને ફાવતી સરતોથી સલાહ કરી. સન ૧૯૦૫માં બંગાળા ઈલાકા-ની સારી વ્યવસ્થા માટે તેના બંગાળા, અને પૂર્વબંગાળા તથા આસામ, એવા બે ભાગ પાડી બે લેફ્ટેનન્ટ ગવર્નરો ઠરાવ્યા. પણ તેથી દેશમાં ઘણો અસંતોષ થયો અને લોકોએ સરકારી રાજ્યનીતિ સખત વખોડી કાઢી અંગ્રેજી માલનો બહિષ્કાર કર્યો. આખા દેશમાં ભારે ખળભળાટ થવાથી તથા ઘણા વખત સુધી પ્રજા ઉશ્કેરાએલી રહી, તેથી સને ૧૯૧૧માં દિલ્હી દરબારમાં મહારાજા પાંચમા જ્યોર્જે બંગભંગ રદ કરી પ્રજાને શાંત કરી. આજ સુધી વાઇસરોયની સભાના લશ્કરી સભાસદના હાથ નીચે સેનાધિપતિને કામ કરવું પડતું. આ વખતે લૉર્ડ કિચનર સેનાધિપતિ હતો. તેને કારોબારી સભામાં કુલ સત્તા જોઈતી હતી. લૉર્ડ કર્ઝન તેની વિરુદ્ધ હતો, પણ ઇંગ્લાંડની સરકારે કિચનરના મતને કબુલ કર્યો તેથી લૉર્ડ કર્ઝન રાજીનામું આપી વિલાયત ગયો.

**૨. લોર્ડ મિન્ટોઃ—૧૯૦૫-૧૦.** લોર્ડ કર્ઝનની જગાએ લોર્ડ મિન્ટો વાઇસરોય થયા. ઇ. સ. ૧૯૦૬. લોર્ડ મિન્ટો ઇ. સ. ૧૮૦૭માં થએલા એજ નામના ગવર્નર જનરલના વંશજ હતા. એમની હાકેમી-ની શરૂઆતમાં આપણા પાદશાહના પાટવી કુંવર પ્રિન્સ ઑાવ વેલ્સ તેમનાં ધર્મપત્ની સાથે આ દેશમાં પધાર્યા. તેઓ આ દેશમાં ફરી ઠેકઠેકાણે રાજા પ્રજા તરફથી સન્માન પામ્યા, તથા આ દેશની પ્રજાએ તેમના પ્રત્યે ભક્તિભાવ બતાવી તેમના આગમનના સ્મરણાર્થે લાખો રૂપીઆનાં કાર્યો કર્યાં.

લોર્ડ મિન્ટો હિંદમાં આવ્યો તે વખતે બંગભંગને લીધે પ્રજા ઘણી ઉશ્કેરાએલી હતી. જાપાનની રશિઆ ઉપર થએલી જીતથી આપણાં લોકોમાં આત્મગૌરવ અને આત્મવિશ્વાસ વધ્યાં. એશિઆનાં બીજાં રાજ્યોમાં ચાલતી પ્રગતિને લીધે આપણા લોકની અભિલાષા વધી પણ પ્રજામાં ઘણો રાજકીય અસંતોષ થયો. કેટલાક નિર્દોષ અમલદારોનાં ખૂન થયાં. બંગાળામાં બોમ્બ થવા લાગ્યા અને દેશમાં તોફાન વધી પડયાં. આવા અણીના વખતે મિન્ટોએ સખત પગલાં લઈ રાજદ્રોહ અને તોફાનને દાબી દેવા પગલાં લીધાં, અને કેળવાએલા વર્ગને ઉંચી જગાઓ આપી પ્રજાને શાંત કરવા માંડી.

હિંદની અરાજક સ્થિતિ સુધારવાને અને રાજકીય સ્વતંત્રતાની અભિલાષા પુરી પાડવાને હિંદી પ્રધાન લોર્ડ મોર્લીએ લોર્ડ મિન્ટોની સલાહ મુજબ "હિંદી ધારાસભાનો કાયદો" પાર્લામેન્ટમાં પાસ કરાવ્યો. ઇ.સ.૧૯૦૯.તેમાં પ્રજાકીય તત્ત્વ વધારી હિંદીઓને રાજ્યકારભારમાં વધારે ભાગ આપવાનું ઠરાવ્યું. આ ફેરફારને "મોર્લી-મિન્ટો સુધારા" કહે છે.

સન ૧૯૦૭માં હિંદી પ્રધાનની કાઉન્સિલમાં આ દેશના બે મેમ્બરો—એક હિંદુ અને એક મુસલમાન—નીમવામાં આવ્યા. આ દેશના વહીવટમાં હિંદી પ્રજા ભાગ લેતી થાય,તે સારૂ ઈલાકાની ને મુખ્ય સરકારની કાઉન્સિલમાં વધારે સલાહકારો નીમવાનો હિંદી પ્રજાને હક્ક મળે એવો કાયદો વિલાયતની પાર્લામેન્ટમાં મંજુર થયો. ઇ. સ. ૧૯૦૯. એ કાયદાની રૂએ ઇ. સ. ૧૯૧૦માં વડી સરકારની અને ઈલાકાની કાઉન્સિલોમાં વધારાના સલાહકારો નિમાયા, તથા વાઈસરોયની કારોબારી સભામાં


લોર્ડ મિન્ટો.

એક હિંદી મેમ્બર નિમાયો; અને બંગાળા, મુંબઈ અને મદ્રાસની કારોબારી સભામાં પણ એક એક હિંદી સભાસદ નીમ્યો. વડી ધારા-સભાના સભ્યોની સંખ્યા ૬૦ની કરી. તેમાં ૩૩ સરકારના નીમેલા અને ૨૭ પ્રજાના ચુંટેલા સભાસદ રાખવામાં આવ્યા. પ્રાંતિક ધારાસભામાં સભ્યોની સંખ્યા ૫૦ કરી, જેમાં ૨૧ લોકોના ચૂંટેલા હતા. ધારા-સભાના સભ્યોને બજેટ ( અંદાજપત્ર ) ઉપર પ્રશ્ન પૂછી સરકારના કારભારની ટીકા કરવાનો હક્ક મળ્યો. આથી પ્રજા રાજકાર-ભારમાં થોડું આગળ વધી, લોકો રાજી થયા અને તેઓ સરકાર સાથે સહકાર કરી કામ કરવા લાગ્યા. એજ સાલમાં શહેનશાહ ૭મા એડવર્ડ સ્વર્ગવાસી થવાથી એમના પાટવી કુંવર પાંચમા જ્યોર્જના નામથી ગાદીએ બેઠા. લોર્ડ મિન્ટોની કારકીર્દિને પાંચ વરસ પુરાં થવાથી ૧૯૧૧ની શરૂઆતમાં તે વિલાયત ગયા.

૩. **લોર્ડ હાર્ડિંજ:—૧૯૧૦–૧૬.** લોર્ડ મિન્ટોની જગાએ લોર્ડ હાર્ડિંજ વાઇસરોય થયા. આ વાઈસરોય પણ અગાઉ થઈ ગએલા એ નામના ગવ-ર્નર જનરલના વંશજ હતા. સન ૧૯૧૧ની સાલ ભરત-ખંડના ઇતિહાસમાં ચિરસ્મ-રણીય થઈ. સન ૧૮૫૮માં હિંદનું રાજ્ય ઇસ્ટ ઇંડિઆ કંપનિ પાસેથી ઇંગ્લાંડના રાજ્યકર્તાએ પોતાને હસ્તક લીધું ત્યારથી હિંદમાં ઇંગ્લાંડના રાજાનું રાજ્ય થયું ખરૂં, પણ કોઈ રાજા આ દેશમાં આવીને દિલ્હીની ગાદીએ બેઠો નહોતો. માત્ર ઇંગ્લાંડના રાજાનો પ્રતિનિધિ


લોર્ડ હાર્ડિંજ

વાઇસરોય ઇંગ્લાંડના રાજાની વતી આ દેશમાં અમલ ચલાવતો; પણ



શહેનશાહ ૫ મા જ્યોર્જ

મહારાજા ૫મા જ્યોર્જે ઇંગ્લાંડની ગાદીએ બેઠા પછી આ દેશમાં આવી દિલ્હીની ગાદીએ બેસવાની ઇચ્છા બતાવી. એ ઇચ્છાનુસાર મહારાજા જ્યોર્જ મહારાણી મેરી સાથે હિંદમાં પધાર્યા, અને તેઓ દિલ્હીમાં રાજા રજવાડા, અમીર ઉમરાવો, અને સંભવિત સદ્‌ગૃહસ્થોના મેળાવડા સન્મુખ એક ભવ્ય દરબારમાં તા. ૧૨મી ડિસેમ્બર સન ૧૯૧૧ ને રોજ ભરતખંડના ચક્રવર્તી મહારાજા તરીકે ગાદીએ બેઠા.

આ માંગલિક અવસરે આપણા પ્રજાપ્રિય શહેનશાહે આ દેશના લોકોનું કલ્યાણ થાય, અને તેમનાં મન સંતોષાય એવી અપૂર્વ બક્ષિસો આપી. હિંદી લશ્કરને પણ યુરોપીઅન સોલ્જરોની માફક અસાધારણ વીરતા માટે **વિકટોરિઆ ક્રોસ** મળે એવું જાહેર કર્યું. આ દેશના લોકોમાં કેળવણીનો વધારે પ્રચાર થવા માટે કેળવણીખર્ચમાં ૫૦ લાખ રૂપીઆ દર વરસે વધારે આપવાનો હુકમ કર્યો. લોર્ડ કર્ઝનના સમયમાં બંગાળા ઇલાકાના ભાગ પડયા હતા તેથી બંગાળી પ્રજાનાં મન દુભાયાં હતાં, માટે બંગાળી ભાષા જેટલા ભાગમાં બોલાય છે તે સર્વ એકત્ર કરી તેનો એક ઇલાકો કર્યો, અને મુંબઈ ને મદ્રાસની માફક તેના ઉપર એક ગવર્નર નીમ્યો; તથા બહાર, ઓરીઆ, ને છોટાનાગ-

પુરનો ભાગ છૂટો પાડી તેના ઉપર એક લેફ્ટેનન્ટ ગવર્નર નીમવાનું, અને આસામને છૂટો પાડી ત્યાં એક ચીફ કમિશનર નીમવાનું ઠરાવ્યું. એવી રીતે દિલ્હીનો જુદો પ્રાંત બનાવી ત્યાં ચિફ કમિશનરની નીમણુક કરી. નાનાં દેશીરાજ્યો પાસે સરકારનું લહેણું હોય તે માફ કરવું; અને જે કરજદાર કેદીઓ ગરીબાઈને લીધેજ કેદમાં પડયા હોય, તેવા સો રૂપીઆ સુધીના કરજદાર કેદીઓનું કરજ સરકારે પતાવી તેમને છોડી મૂકવાનું ઠરાવ્યું વગેરે ઘણી બક્ષિસો કરી; પણ એ સર્વમાં વધારે મહત્વની ને અગત્યની વાત તો એ બની, કે આજ સુધી હિંદની રાજધાની કલકત્તા હતી તે ફેરવી હિંદની પુરાતન રાજધાની દિલ્હીમાં આણી. કલકત્તા એક બાજુએ હોવાથી ઘણાઓને એ રાજધાની અગવડવાળી લાગતી. દિલ્હી મધ્યમાં હોવાથી લોકોની એ અગવડતા ટળી. વળી દિલ્હી સીમલાની નજીકમાં હોવાથી ખર્ચમાં બચાવ થયો. બંગાળાના ભાગ કાઢી નાખ્યા તેથી આખા હિંદની પ્રજા સંતોષાઈ. એ પ્રમાણે આપણા પ્રજાપ્રિય શહેનશાહે આ દેશની પ્રજા ઉપર દયાની લાગણી બતાવ્યાથી સર્વ પ્રજા એક સરખી રીતે રાજી થઈ, અને તે લાગણી આખા ભરતખંડની પ્રજાએ ઉત્સાહથી ઉજવી. હિંદના પાટનગર દિલ્હીમાં પ્રથમ પ્રવેશ કરતી વખતે કોઈ દુષ્ટ માણસે તેમના ઉપર બોંબ નાખ્યો, પણ સારા નસીબે તેઓ બચી ગયા; આવું વેર લીધા વગર મોટા મનથી તેમણે ગુન્હેગારોને માફી આપી.

લોર્ડ હાર્ડિંજે પ્રાથમિક શાળાની સંખ્યા વધારવાને વડી સરકારની કારોબારી સભાના એક સભ્ય સર શંકર નાયરને કેળવણીખાતું સોંપ્યું. પટના, ઢાકા, રંગુન અને મ્હેસુરમાં નવી યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી. આ વખતે પંડિત મદન મોહન માલવીઆએ કાશીમાં હિંદુ યુનિવર્સિટી સ્થાપી. દક્ષિણ આફ્રિકામાં રહેતા હિંદીઓને પડતાં દુ:ખ માટે લોર્ડ હાર્ડિંજે દીલસોજી બતાવી તેમને માટે જેટલી મદદ થાય તેટલી કરી.

સન ૧૯૧૪ના ઓગસ્ટ મહીનામાં યુરોપખંડમાં એક મહાભારત યુદ્ધનો આરંભ થયો. આસ્ટ્રિઆએ બાલ્કન રાજ્યોમાંના એક

નાના રાજ્ય સર્વિઆ સાથે લડાઈ જગાવી, અને જર્મનિએ બેલ્જિઅમને માર્ગે ફ્રાંસ ઉપર હુમલો કરવા લશ્કર મોકલ્યું. ઇંગ્લાંડ અને રશિઆ ફ્રાન્સની સહાયે ચડયાં. એ રીતે યુરોપનાં મહાન રાજ્યો લડાઈમાં ઉતર્યાં. એક તરફ આસ્ટ્રિઆ, જર્મનિ ને તુર્કસ્તાન, અને બીજી તરફ રશિઆ, ફ્રાંસ અને ઇંગ્લાંડ હતાં. પાછળથી ઇટાલી અને અમેરિકા આપણી સહાયે ને બલગેરીઆ જર્મનિની સહાયે ઉતર્યાં.

વિગ્રહની શરૂઆતમાં ઇંગ્લાંડ લડાઈ માટે તૈયાર નહિ હોવાથી ફક્ત ૧૫૦૦૦ માણસો રાખી હિંદમાંથી બધું લશ્કર રણસંગ્રામમાં મોકલી દીધું. ફ્રાન્સમાં હિંદી સૈન્યે અસાધારણ સાહસ અને હિંમતથી જર્મન લશ્કરને હરાવી ફ્રાન્સમાં આગળ વધતાં અટકાવ્યું. આ લડાઈમાં હિંદની પ્રજા અને રાજારજવાડાઓએ સરકારને માણસ અને પૈસાની સારી મદદ કરી. એકંદર આપણા પંદર લાખ સૈનિકો ફ્રાન્સ, આફ્રિકા, પેલેસ્ટાઈન, મેસોપોટેમિઆ, ચીન અને ગ્રીસમાં લડયા. લડાઈના ખર્ચ પેટે હિંદી પ્રજાએ ૧૫૦ કરોડની મોટી રકમ આપી, તે ઉપરાંત વૉરલોનમાં નાણાં ભરી સંગીન મદદ કરી. વળી લશ્કર અને પૈસા ઉપરાંત રેલના પાટા, એન્જીનો, ખોરાક, દારૂગોળો વગેરે ચીજો મોકલી આપણે સારી મદદ આપી. આવી રીતે લડાઈમાં તન, મન, અને ધનથી મદદ આપી આપણી વફાદારી સાબીત કરી. આ ભયંકર લડાઈ ૧૯૧૮ના નવેમ્બરમાં પુરી થઈ તેથી મોટા ફેરફારો થયા. જર્મન કૈસરે ગાદી છોડી અને તે હોલંડમાં રહેવા ગયો. રશિઆમાં ઝારની જુલમી સત્તા નાશ થઈ અને ત્યાં બોલ્શેવિક રાજ્યની સ્થાપના થઈ. આસ્ટ્રિઆ પ્રજાસત્તાક રાજ્ય થયું. પેરિસમાં સુલેહની પરિષદમાં ભાગ લેવા બિકાનેરના મહારાજા અને સર સત્યેન્દ્રસિંહને નિમંત્રણ કરવામાં આવ્યું, અને કોલકરારપત્ર ઉપર તેમણે સહી કરી તેથી બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદનો મોભો વધ્યો. સન ૧૯૧૬માં આપણા લોકપ્રિય વાઇસરોય લોર્ડ હાર્ડિંજ વિલાયત ગયાથી તેમની જગાએ લોર્ડ ચેમ્સફર્ડ વાઈસરોય થયા.

**૪. લોર્ડ ચેમ્સફર્ડ:—૧૯૧૬–૨૧.** તેઓ મહાન યુરોપીય યુદ્ધ ચાલતું હતું તે દરમિઆન અહીંના વાઇસરોય હતા. આ સમયે હિંદમાં ઘણી અશાન્તિ ફેલાઇ રહી હતી. આપણા લોકોમાં સ્વરાજ્ય મેળવવા માટે અસાધારણ જાગૃતિ આવી હતી. સ્વતંત્રતા અને સ્વરાજ્ય લેવા માટે દેશમાં ચોમેર ખળભળાટ થઈ રહ્યો હતો. તે દાબી દેવાને રોલેટ એક્ટ ( કાળો કાયદો ) કરવામાં આવ્યો. લોકો તેની વિરુદ્ધ પડયા, અને તે રદ કરાવવાને ઘણો પ્રયત્ન કર્યો; છેવટે પંજાબ અને ગુજરાત વગેરે સ્થળોએ રમખાણ થયાં. પંજાબમાં જલિઆનવાળા બાગમાં લોકની સભા ઉપર જનરલ ડાયરે ગોળીબાર ચલાવ્યો તેમાં ઘણાં માણસ મરી ગયાં. થોડા વખતમાં સરકારે શાંતિ સ્થાપી.

યુરોપીય યુદ્ધ દરમિઆન સ્વરાજ મેળવવા હિંદમાં જોસભેર ચળવળ થઈ હતી, તેથી શાંતિ સ્થાપવા હિંદી–પ્રધાને સ્વરાજ્ય આપવાનું જાહેર કર્યું હતું. તે ઉપરથી સને ૧૯૧૭માં હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટ મિ. મોન્ટેગ્યુ જાતે વસ્તુસ્થિતિ તપાસવા હિંદુ-સ્તાનમાં આવ્યા. ઇતિહાસમાં આ બનાવ પહેલવહેલોજ બન્યો છે; કારણ, મિ. મોન્ટેગ્યુ પહેલાં કોઈ પણ સેક્રેટરી અત્રે આવેલો નહોતો. મિ. મોન્ટેગ્યુએ હિંદને સ્વરાજ્યના પાયા ઉપર મૂકવા માટે હિંદના વાઈસિરોય લોર્ડ ચેમ્સફર્ડ સાથે મસલત કરી એક ખરડો તૈયાર કર્યો. તે ' **મોન્ટફર્ડ** ' ખરડો કહેવાય છે. (મોન્ટેગ્યુ અને ચેમ્સફર્ડ ઉપરથી). મહાન યુદ્ધને અંતે હિંદી પ્રજાએ રાજકીય હકને માટે મોટી મોટી આશાઓ રાખી હતી; પણ રોલેટ એક્ટ, પંજાબના અત્યાચાર, હંટરકમિટીનો રિપોર્ટ, ડિફેન્સ ઓવ ઇન્ડિઆ એક્ટ, વગેરે સખત કાયદાથી લોકોમાં ભારે અસંતોષ થયો. સ્વરાજ્ય માટે દેશમાં જોસભેર હીલચાલ ચાલી, અને પછી મોન્ટફર્ડ સુધારા સંતોષકારક નહિ લાગવાથી મહાત્મા ગાંધીએ અસહકારની હીલચાલ શરૂ કરી. તેમણે હિંદુ મુસલમાનની એકતા કરવા ભારે પ્રયાસ થયો. ગાંધીજીએ ખિલાફતના પ્રશ્નને ઉપાડી લીધો અને

મુસલમાનોને પોતાના પક્ષમાં લીધા. સરકારી નોકરી છોડવાની અને શાળા તથા કોલેજોનો બહિષ્કાર કરવાની ચળવળ જોસભેર શરૂ થઈ. અંગ્રેજી સત્તા ઓછી કરવા ખાદીનો પ્રચાર વધાર્યો, પણ અંતે તે ઢીલચાલ પડી ભાગી. મોન્ટફર્ડ ખરડો વિલાયતની પાર્લામેન્ટમાં મંજુર થયો. આ સુધારાની યોજના અમલમાં મૂકવા ડ્યુક ઓફ કોનોટ ઇ. સ. ૧૯૨૧માં હિંદુસ્તાનમાં આવ્યા. તે કાયદાની રૂએ દેશી રજવાડાઓ અને વડી સરકાર સંબંધી પ્રશ્નોની ચર્ચા કરવા અને સલાહ આપવા, હિંદી રાજાઓનું એક મંડળ (નરેન્દ્ર મંડળ) તેમને હાથે ખુલ્લું મુકાયું હતું. હિંદુસ્તાનને માથે બે ભારે આફતો આવી. ઇન્ફલુએન્ઝા નામનો ઝેરી તાવ હિંદુસ્તાનને ચારે ખૂણે ફરી વળ્યો, જેમાં લાખો માણસો ભોગ થઈ પડયાં; વળી એ સાલમાં ચોમાસામાં વરસાદ નહિ વરસવાથી ૧૯૧૯ની સાલમાં ભારે દુકાળ પડયો.

**ત્રીજો અફઘાન વિગ્રહઃ**—સને ૧૯૧૯ની સાલમાં અફઘાનિસ્તાનના અમીર હબીબઉલ્લાનું ખૂન થયું, અને તેની પછી મર્હુમ અમીરનો દીકરો અમાનુલ્લાખાન ગાદી ઉપર આવ્યો. આ વખતે તુર્કી જર્મનનો પક્ષ લઈ યુદ્ધમાં ઉતર્યું હતું. તેથી લોકલાગણી ઘણી ઉશ્કેરાઈ ગઈ. બ્રિટિશ વિરુદ્ધ જેહાદ (ધર્મ યુદ્ધ) કરવાને દેશમાં જોરભેર ચળવળ ચાલી રહી હતી, વળી હિંદમાં ઘણો અસંતોષ ચાલતો હતો. આ બધા સંજોગો અનુકૂળ હોવાથી અંગ્રેજોના કાબુમાંથી છુટા થવાને ૧૯૧૯ ના મે મહીનામાં કાબુલે લડાઈ જાહેર કરી, પણ અંગ્રેજ લશ્કર આગળ તેનું કંઈ ચાલ્યું નહિ, તેથી હારીને છેવટે તેણે રાવળપિંડીમાં સલાહ કરી. હિંદમાંથી દારૂગોળો તથા હથિયાર લઈ જતાં બંધ કર્યાં અને અફઘાનિસ્તાનને સ્વતંત્ર રાજ્ય તરીકે અંગ્રેજોએ કબુલ કર્યું.

૧૯૧૯ની સાલમાં બ્રિટિશ સરકારે હિંદુસ્તાનને રાજદ્વારી હક્કો આપવાની શરૂઆત તરીકે કલકત્તાનિવાસી સર સિંહાને

હિંદુસ્તાનના નાયબ દિવાન નીમ્યા, અને તેમને લોર્ડની પદવી આપી. લોર્ડ સિંહા અને બિકાનેરના મહારાજાને જર્મનિ અને ઈંગ્લાંડની સુલેહ પરિષદમાં હિંદ તરફથી ભાગ લેવા માટે બ્રિટિશ સરકારે ફ્રાંસમાં મોકલ્યા. ત્યાંથી આવ્યા પછી લોર્ડ સિંહાને બહાર પ્રાંતના ગવર્નર બનાવ્યા. આ બનાવો હિંદુસ્તાન પ્રત્યે સામ્રાજ્યની ન્યાયદષ્ટિ વિશાળ થવાનાં શુભ ચિહ્ન તરીકે છે.

૧૯૨૧માં પોતાના ઓદ્ધાની મુદત પુરી થયા પછી લોર્ડ ચેમ્સફર્ડ વિલાયત ગયા, અને તેમના પછી લોર્ડ રેડિંગ વાઇસરોય તરીકે હિંદમાં આવ્યા.

૫. લોર્ડ રેડિંગઃ—સન ૧૯૨૧-૨૬. હિંદના વાઇસરોય થયા પહેલાં તેમણે ઈંગ્લાંડની વડી અદાલતના ન્યાયાધીશનો ઓદ્ધો ભોગવ્યો હતો. તેઓ અહીંઆં આવ્યા ત્યારે લોકોએ તેમના તરફ અપૂર્વ માનની લાગણી દર્શાવી. અફઘાનિસ્તાનના અમીરે હિંદ ઉપર ચડાઈ કરી હતી તેને હરાવી ઇ.સ.૧૯૨૧માં તેની સાથે સુલેહ કરી. તેમાં તેનું સાલિઆણું બંધ કરી તેને સ્વતંત્ર અમીર તરીકે કબુલ કર્યો. ઈંચકેપ કમિટીની ભલામણના આધારે થોડું લસ્કરનું ખર્ચ કમી કર્યું. પોલાદના ઉદ્યોગને રક્ષણ આપવાનો કાયદો વડી ધારાસભાએ પસાર કર્યો. વઝીરસ્તાનમાં થએલાં બંડ સમાવી દીધાં. દિલ્હી, નાગપુર, લખનોર, અને ઢાકામાં નવી યુનિવર્સિટી સ્થાપવામાં આવી. કેટલાક પ્રાંતોમાં પ્રાથમિક કેળવણી વધારવાને ફરજિઆત કેળવણીના કાયદા



લોર્ડ રેડિંગ

પસાર કરવામાં આવ્યા. એકંદર કેળવણી, ખેતી, આરોગ્ય જેવાં સોંપાએલાં ખાતાંમાં થોડો સુધારો થયો.

આ વખતે અસહકારની ચળવળ પૂર જોસમાં હતી. સરકારના કારભાર પરત્વે અસહકાર કરી, તેને નમાવવાને



નામદાર વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ.

સરકારી નોકરી, ધારાસભા, શાળાઓ, અદાલતો, વગેરે સરકારી સંસ્થાઓનો ત્યાગ કરવાની હીલચાલ શરૂ થઇ, અને પ્રજા ઘણી ઉશ્કેરાઈ ગઈ. મહાત્મા ગાંધીએ ભાષણો અને લેખોદ્વારા દેશમાં અસાધારણ જાગૃતિ આણી હતી. તેમનો ઉદ્દેશ અહિંસાત્મક અસહકારનો હતો, પણ શાંતિ અને પ્રેમને બદલે તોફાન અને દ્વેષની લાગણી વધી પડી. લોકોએ ગાંધીજીના કાર્યક્રમનો અમલ નહિ કરવાથી અસહકાર ધીમે ધીમે નરમ પડયો અને છેવટે તે હીલચાલ પડી ભાગી. લોર્ડ રેડિંગને અસહકારની ચળવળને લીધે નવા સુધારાનો ફતેહમંદ રીતે અમલ કરવામાં મુશ્કેલીઓ નડી. તુર્કીની સાથે બ્રિટિશ રાજ્યને સલાહ થવાથી હિંદુ મુસલમાનનું ઐક્ય પડી ભાગ્યું. વડી ધારાસભાના લોકનિયુક્ત પ્રમુખ થવાનું પ્રથમ માન ઓન. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલને મળ્યું ઇ. સ. ૧૯૨૫. લોર્ડ રેડિંગ ૧૯૨૬ના એપ્રિલમાં વિલાયત ગયા, એટલે તેમના પછી લોર્ડ ઇરવિન વાઇસરોય થયા.

૬. લોર્ડ ઈરવિનઃ—ઇ. સ. ૧૯૨૬-(ચાલુ). લોર્ડ ઈરવિન ઇ. સ. ૧૯૨૬માં વાઈસરોય તરીકે હિંદમાં આવ્યા. તેઓ બ્રિટિશ પ્રધાનમંડળમાં ખેતીવાડી ખાતાના પ્રધાન હતા. આપણા દેશનો મુખ્ય આધાર ખેતી ઉપર રહેલો છે, તેથી ખેતીવાડીને ઉત્તેજન આપવાના કામમાં તેમના જ્ઞાન અને અનુભવનો દેશને લાભ મળે એ હેતુથી તેમની નીમણુક કરવામાં આવી. તેમણે હિંદમાં આવ્યા પછી તરતજ એક 'શાહી ખેતીવાડી કમીશન' નીમ્યું.



લોર્ડ ઇરવિન.

**૭. સાઈમન કમિશન:**—સને ૧૯૧૯ના મોન્ટ-ફર્ડ સુધારા મુજબ ૧૦ વર્ષ પછી હિંદને રાજકીય સુધારા આપવાનું ઠરાવ્યું હતું. તે સુધારા કેવી જાતના આપવા તે સંબંધી તપાસ કરવા માટે ઇંગ્લાંડની પાર્લામેન્ટના સાત સભ્યોનું એક કમીશન નિમાયું. કમિશનના પ્રમુખ જોન સાઈમન સાહેબના નામ ઉપરથી તે 'સાઈમન કમિશન'ના નામથી ઓળખાય છે. આ કમિશનને મદદ કરવા માટે કેટલાક હિંદી સભ્યો ચૂંટી કાઢવામાં આવ્યા હતા. સાઈમન કમિશને હિંદનાં મુખ્ય સ્થળોની મુલાકાત લઈ અમલદારો તથા પ્રતિષ્ઠિત આગેવાનોના અભિપ્રાયો એકઠા કર્યા, અને તે ઉપરથી એક રિપોર્ટ તૈયાર કર્યો. આ રિપોર્ટ સને ૧૯૩૦ના જુન મહીનાની ૧૦મી અને ૨૪મી તારીખે (બે ભાગમાં) બહાર પડ્યો છે.

---

# પ્રકરણ ૧૩ મું

## राज्यव्यवस्था

**તેની ઐતિહાસિક રૂપરેખાઃ**—ઇ. સ. ૧૪૯૮માં વાસ્કો-ડી-ગામાએ પૂર્વના દેશોમાં વેપાર કરવાનો દરિઆઇ માર્ગ શોધી કાઢ્યો, ત્યારથી યુરોપની જુદી જુદી પ્રજાએ હિંદ સાથે વેપાર કરવાને કંપનિઓ સ્થાપી. તેવી એક ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ ઇંગ્લાંડમાં ઇ. સ. ૧૬૦૦માં સ્થપાઇ. તેને ઇંગ્લાંડની સરકારે વેપાર કરવાની સનંદ આપી. બીજી પાશ્ચાત્ય પ્રજાઓ હરિફાઇમાં પાછળ પડી, અને અંગ્રેજી કંપનિની સત્તા પ્રબળ થઈ અને તેને હાથ હિંદનો મુલક આવ્યો, ત્યારે તેના રાજ્યવહીવટમાં ઇંગ્લાંડની સરકારે માથું મારવા માંડયું. ઇ. સ. ૧૭૭૩માં રેગ્યુલેટિંગ એકટની રૂએ પહેલી-વાર કંપનિની સત્તા ઉપર બ્રિટિશ સરકારનો કાબુ મૂકવામાં આવ્યો. અત્યારસુધી કંપનિની સત્તા સ્વતંત્ર હતી. ઇ. સ. ૧૭૮૪માં પિટના કાયદાથી કંપનિની કેવળ વેપારની સત્તા રહી, અને રાજકીય વહીવટ નિયામક મંડળને હસ્તક સોંપવામાં આવ્યો. દર વીસ વરસે કંપનિની સનંદ પુરી થયે તેનો પટો ફરીથી આપવામાં આવતો ત્યારે તેના કારભારની તપાસ કરવામાં આવતી. ઇ. સ. ૧૮૧૩ માં બ્રિટિશ કંપનિની હિંદીરાજ્ય ઉપર ઇંગ્લાંડની સરકારની સત્તા સર્વોપરિ ગણવામાં આવી. ઇ. સ. ૧૮૩૩માં કંપનિ પાસેથી વેપાર કરવાનો હક્ક લઈ લેવામાં આવ્યો, અને ફક્ત રાજ્યવહીવટ કરવાનો હક્ક કાયમ રાખ્યો; પણ રાજની ખરી સત્તા બ્રિટિશ સરકારની ગણાઈ. ઇ. સ. ૧૮૫૬માં હિંદમાં અમલદારો નીમવાની સત્તા કંપનિ પાસેથી લઈ લીધી, અને ૧૮૫૭માં ઇંગ્લાંડની સરકારે બધો વહીવટ કંપનિ પાસેથી લઈ લીધો, અને રાજ્યતંત્ર ચલાવવા એક હિંદી પ્રધાન અને તેને મદદ કરનાર મંડળની ઇન્ડિઆ કાઉન્સિલ નામની સંસ્થા ઉભી કરી. ઇ. સ. ૧૮૬૧ના કાઉન્સિલ એકટ મુજબ ગવર્નર જનરલની સભા હેઠળ પ્રાંતિક ધારાસભાઓ સ્થાપવામાં આવી. કારોબારી સત્તા

ઉપરાંત ૬ થી ૧૨ સભાસદોની એક ધારાસભા બનાવી. તેમાં થોડા હિંદીઓને નીમ્યા. ઇ. સ. ૧૮૯૨ના કાઉન્સિલ એકટ પ્રમાણે હિંદી સભ્યોને ચૂંટી કાઢવાનો નિયમ અમલમાં આવ્યો; તેથી વેપારી મંડળી, મ્યુનિસિપાલિટિ, જમીનદાર અને યુનિવર્સિટીના સભ્યો ધારાસભામાં મોકલવામાં આવ્યા. ઇ. સ. ૧૯૦૯માં મોર્લી–મિન્ટો સુધારાની રૂએ વધારે લોકનિયુક્ત રાજ્યવહીવટની વધારે જવાબદારી તેમને માથે નાખી; પણ સરકારની વધુમતી કાયમ રહી તેથી પ્રજાને સંતોષ થયો નહિ. હિંદને ધીમે ધીમે સ્વરાજ્ય આપવાના એક હપ્તા રૂપે સભ્યો નીમવામાં આવ્યા. ઇ. સ. ૧૯૧૯ માં મોન્ટફર્ડ સુધારાનો કાયદો પસાર થયો, તે મુજબ નીચે પ્રમાણે સુધારા થયા. (૧) હિંદી પ્રધાનનો હિંદી સરકારના ઉપરનો કાબુ થોડો ઓછો કરવો; (૨) વડી તેમજ પ્રાંતિક ધારાસભાઓ મોટી કરી તેમાં પ્રજાના સભ્યોની બહુમતિ રાખવી; (૩) હિંદી ધારાસભાના રાજસભા અને વડી ધારાસભા એવા બે ભાગ પાડવા. પ્રાંતિક વહીવટના ટ્રાન્સફર્ડ (સોંપાએલા), અને રિઝર્વ્ડ (સ્વાધીન) એવા બે ભાગ પાડવા. સોંપાએલાં ખાતાં પ્રધાનોને હસ્તક રાખવાં, અને સ્વાધીનખાતાં કારોબારી સભાના સભ્યોને આપવાં.

## હાલનું રાજ્યતંત્ર

૧ **હિંદી પ્રધાનઃ**—હિંદના રાજ્યવહીવટની બધી સત્તા બ્રિટિશ પાર્લામેન્ટને હસ્તક છે. તેની સંમતિ સિવાય હિંદી સરકારના રાજ્યતંત્રમાં કંઈ પણ અગત્યનો ફેરફાર થઈ શકતો નથી. બ્રિટિશ પાર્લામેન્ટ હિંદનો રાજ્યકારભાર હિંદી પ્રધાન મારફત ચલાવે છે. તે બ્રિટિશ પ્રધાનમંડળનો એક સભાસદ હોય છે. તેને મદદ કરવા ૮ થી ૧૨ સભ્યોનું એક મંડળ હોય છે. આ પ્રમાણે હિંદી પ્રધાન અને તેનું મંડળ હિંદના રાજ્યવહીવટ માટે જવાબદાર છે. પાર્લામેન્ટમાં તેને હિંદી પ્રશ્નના ખુલાસા કરવા પડે છે. હિંદનું અંદાજપત્ર તેમજ હિંદની પ્રગતિનો રિપોર્ટ તે પાર્લામેન્ટ સમક્ષ રજુ કરે છે. વાઈસરોયને તેના હુકમ પ્રમાણે વર્તવાનું હોય છે, તેની પરવાનગી વગર તે લડાઇ જાહેર

કરી શકે નહિ. હિંદના રાજ્યતંત્ર ઉપર તે સામાન્ય દેખરેખ રાખે છે, તથા હાઈકોર્ટના જડજોની અને બીજી મોટી જગાઓની તે નીમણુક કરે છે, અને વળી તેમને બરતરફ પણ કરે છે. તેના હાથ નીચે બે નાયબ પ્રધાન હોય છે; તેમાંનો એક પાર્લામેન્ટમાં તેને મદદ કરે છે, અને બીજો ઇન્ડિઆ ઓફિસ ચલાવે છે.

**૨. હિંદી પ્રધાનમંડળઃ**—હિંદના રાજ્યસુધારાના નવા કાયદા મુજબ તેમાં ૮ થી ૧૨ સભ્યો પાંચ વરસ માટે હોય છે, જેમાંના ત્રણ હિંદી હોય છે. તેમાંના અર્ધા સભ્યોએ હિંદમાં ઓછામાં ઓછી ૧૦ વરસ નોકરી કરેલી હોવી જોઈએ, તેમજ નીમણુક વખતે હિંદ છોડયે પાંચ વરસથી વધારે વખત થએલો હોવો જોઇએ નહિ. દરેક સભ્યનો વાર્ષિક પગાર ૧૨૦૦ પૌંડ છે. આ ઉપરાંત હિંદી સભાસદોને ૬૦૦ પૌંડ ભથ્થાના વધારે મળે છે. આ મંડળનો પ્રમુખ હિંદી પ્રધાન છે. હિંદની આવક ને ખર્ચ તથા સનંદી નોકરી જેવી સાધારણ બાબતમાં હિંદી પ્રધાન તેના મંડળના કહેવા મુજબ ચાલે છે; પણ પરદેશી કે દેશી રાજાઓના સંબંધ પરત્વે, તેમજ પૈસાની બાબતમાં તથા લડાઈ વખતે, તેમજ જરૂરી પ્રસંગે તે હિંદી મંડળથી સ્વતંત્ર થઈ કામ કરે છે. હિંદી પ્રધાન અને તેના મંડળની આ ઓફિસને '**ઇન્ડિઆ ઓફિસ**' કહે છે. ૧૯૨૧ના કાયદા મુજબ આ ઓફિસ-નો બધો ખર્ચ ઇંગ્લાંડની તિજોરીમાંથી લેવામાં આવે છે.

**૩. હાઈકમિશનર ફોર ઇન્ડિઆઃ**—તે ઇંગ્લાંડમાં હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે આડતનું કામ કરે છે. હિંદના વેપારને લગતું, લશ્કર અને રેલવે માટે માલ લેવાનું તેમજ કોન્ટ્રાકટ આપવાનું, તથા હિંદી વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખવાનું કામ તે કરે છે. તેનો પગાર હિંદની તિજોરીમાંથી અપાય છે, તેથી તે હિંદના હિત માટે જવાબદાર છે. તેની નીમણુક પાંચ વરસે થાય છે. હાલમાં સર અતુલ ચેટરજી હાઈ કમિશનર છે.

**૪. હિંદી સરકારઃ**—ઇંગ્લાંડની સરકારે કંપનિનું રાજ્ય પોતાના તાબામાં લીધું, ત્યારથી હિંદની રાજ્યવ્યવસ્થા ચલાવવાને શહેનશાહ વિલાયતથી જે પ્રતિનિધિ મોકલે છે તે હિંદનો વાઇસરોય કહેવાય છે. તેના

ઉપર હિંદી પ્રધાન અને તેનું મંડળ દેખરેખ રાખે છે. તેમની સૂચના પ્રમાણે વાઈસિરૉય રાજ્યતંત્ર ચલાવે છે. તે હિંદી પ્રધાનની મંજુરી સિવાય બીજા દેશો જોડે લડાઈ કરી શકતો નથી. હિંદના બધા ગવર્નર અને બીજા અમલદારો ઉપર તેની સત્તા હોય છે. કોઈ પણ કાયદો વાઈસરૉયની મંજુરી વગર પસાર થઈ શકતો નથી. દેશીરાજ્યો ઉપર તેની પુરેપુરી સત્તા છે. ગુન્હેગારને થએલી સજા ઓછી કરવાની અથવા માફ કરવાની તેને સત્તા છે. તેનો વાર્ષિક પગાર રૂ. ૨,૫૬,૦૦૦ નો છે. નાણાં સંબંધી તેને ઘણી સત્તા મળી છે. ધારાસભાની મંજુરી વગર તે નવો કર નાખી શકે છે તથા વધારાનો ખર્ચ કરવો હોય તે કરી શકે છે. વળી અસાધારણ સંજોગોમાં સુલેહશાંતિ જાળવવા માટે અમુક કાયદાનો અમલ ધારાસભાની મંજુરી સિવાય છ માસ સુધી કરવાનો તેને અધિકાર છે.

**૫. કારોબારી સભાઃ**—તેમાં સાત કે તેથી વધારે સભ્ય હોય છે. તેનો પ્રમુખ વાઈસિરૉય હોય છે. રાજ્યવહીવટનાં જુદાં જુદાં ખાતાં સભ્યોને સોંપેલાં હોય છે. દરેક સભ્યને સાધારણ બાબતમાં તેના ખાતાની સંપૂર્ણ સત્તા છે, પણ અગત્યના સવાલનો ફડચો આખી સભાની મંજુરીથી થાય છે. દેશીરાજ્ય અને પરદેશખાતું વાઈસરૉયને હસ્તક છે. સેનાધિપતિ પાસે લશ્કરી ખાતું હોય છે. કેળવણી અને જાહેર સુખાકારી, વેપાર ઉદ્યોગ, મહેસુલ, નાણાં અને ખેતી, ધારા અને ઈજનેરી વગેરે બીજાં ખાતાંઓ છે. આ સભામાં ત્રણ હિંદીઓ હોય છે. તેમનો પગાર વરસ દહાડે ૮૦,૦૦૦ હજાર રૂપીઆ છે.

**૬. રાજસભાઃ**—ધારાસભા જે કાયદો ઘડે તેનો અમલ કારોબારી સભા કરે છે. ધારાસભાના બે ભાગ છેઃ (૧) રાજસભા (કાઉન્સિલ ઑવ સ્ટેટ), અને (૨) વડી ધારાસભા(લેજીસ્લેટિવ એસેમ્બલી). રાજસભામાં બધા મળીને ૬૦ સભ્યો છે. તેમાંના ૩૩ સભ્યો પ્રજાના ચૂંટેલા અને બાકીના સરકારના નીમેલા હોય છે. રાજસભાના સભ્યોની ચૂંટણી દર પાંચ વરસે થાય છે, અને તેના પ્રમુખની નીમણૂક વાઈ-સરૉય કરે છે. જે બ્રિટિશ હિંદમાં જન્મેલો હોય, અને જેની આવક

રૂ.૩૦,૦૦૦ હોય અથવા જે જમીન મહેસુલ રૂ.૨,૦૦૦ ભરતો હોય, અને જેની ઉંમર ૨૧ વરસની હોય તેને સભ્યોની ચૂંટણીમાં પોતાનો મત આપવાનો અધિકાર છે. આ સભાના સભ્યોને ઓનરેબલની પદ્વી મળે છે.

**૭. વડી ધારાસભાઃ**–આ સભામાં બધા મળીને ૧૪૪ સભ્યોછે. તેમાંના ૧૦૩ પ્રજાના ચુંટાએલા અને બાકીના ૪૧ સરકાર તરફથી નીમેલા હોય છે; સરકાર તરફથી નિમાતા સભ્યોમાંના ૨૬ સરકારી અમલદાર હોય છે. આ સભાની મુદ્દત ત્રણ વરસની છે. ધારાસભાનો પ્રમુખ પ્રથમના ચાર વરસ સુધી ગવર્નર જનરલ નીમતા હતા, હવે સભાના સભાસદો પોતાનો પ્રમુખ ચૂંટી કાઢે છે. હાલમાં શ્રીયુત વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ પ્રમુખ છે. જે રૂ. ૭૫) મહેસુલ ભરે છે અથવા આવકવેરો આપે છે, એવી વ્યક્તિની ૨૧ વરસની ઉંમર હોય, તો તેને મત આપવાની સત્તા મળે છે. કોઈ પણ ખરડો કાયદા તરીકે પાસ કરાવવા માટે પ્રથમ સરકારની મંજુરી લેવી પડે છે; પછી તેની છાપેલી નકલો સભ્યોને આપવામાં આવે છે. તેને બરાબર સભામાં રજુ કર્યા પછી તેની ચર્ચા કરવામાં આવે છે. સરકારનો ખરડો પ્રથમ વડી ધારાસભામાં રજુ થાય છે, અને ત્યાં પસાર થયા પછી રાજસભામાં મોકલે છે. બીન સરકારી ખરડો સભ્ય પ્રથમ પોતાની સભામાં લાવે છે, અને પાસ થયા પછી બીજી સભામાં રજુ કરે છે. બંને સભામાં તે ખરડો પાસ થાય ત્યારપછી તે ગવર્નર જનરલની મંજુરીથી કાયદો થાય છે. જો કોઈ સરકારી ખરડો વડી ધારાસભા રદ કરે, તો તે રાજસભામાં પસાર કરવા મોકલાવવામાં આવે છે. જો જરૂર લાગે તો તેને રાજ્યના લાભનો ગણી ગવર્નર જનરલ સર્ટિફિકેટ આપીને પસાર કરી શકે છે, અથવા તેને માટે બંને સભાની ભેગી બેઠક ભરવામાં આવે છે. આ બંને સભાને બરખાસ્ત કરવાનો અધિકાર ગવર્નર જનરલને છે.

**૮. પ્રાન્તિક વહીવટઃ**—આખા દેશના ૧૫ વિભાગ પાડી તે દરેક ઉપર એકેક અમલદાર નીમેલો છે, તે વાઈસરોયના હાથ નીચે પોતપોતાના ભાગનો વહીવટ કરે છે. તેમાં મુંબઈ, મદ્રાસ અને

બંગાળાને ઇલાકા; અને બાકીના ભાગને પ્રાંત કહે છે. મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્તપ્રાંતો, બિહાર અને ઓરિસ્સા, પંજાબ, આસામ, અને મધ્ય પ્રાંતમાં ગવર્નર હોય છે. ગવર્નરને રાજ્યવહીવટમાં મદદ કરવા એક કારોબારી સભા અને એક ધારાસભા હોય છે. ઇલાકાના ગવર્નરની નીમણુક હિંદી પ્રધાનની સલાહ પ્રમાણે શહેનશાહ પાંચ વરસ માટે કરે છે. પ્રાંતના ગવર્નરને વાઇસરોયની સલાહ પ્રમાણે નીમવામાં આવે છે. ઇલાકાના ગવર્નરનો વાર્ષિક પગાર રૂ. ૧,૨૮,૦૦૦ હોય છે, અને પ્રાંતના ગવર્નરને ૧ લાખ રૂપીઆ મળે છે. દિલ્હી અને વાયવ્ય સરહદમાં ચિફ કમિશનર છે, અને તે ગવર્નર જનરલ નીમે છે. તેને મદદ કરવા સભા નથી. બ્રિટિશ બલુચિસ્તાન અને અજમેર મેરવાડમાં એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ હોય છે. બ્રહ્મદેશમાં લેફ્ટેનન્ટ ગવર્નર અને તેની ધારાસભા હોય છે. કુર્ગ મ્હેસુરના રેસિડન્ટની સત્તા નીચે છે. આંદામાન અને નિકોબાર બેટનો કારભાર સુપ્રિન્ટેન્ડન્ટ ચલાવે છે.

પ્રાંતનો રાજ્યવહીવટ ગવર્નર કરે છે, પણ આખા હિંદને લગતાં ખાતાંઓ જેવાં કે લશ્કર, પરદેશ, દેશીરાજ્ય, આવકવેરો, જકાત, તાર, ટપાલ, રેલવે, મીઠું, ટંકશાળ વગેરે ગવર્નર જનરલને સોંપેલાં છે.

મહેસુલ, સ્ટેમ્પ, પોલીસ, જેલ, આબકારી, જંગલ, કેળવણી, સ્થાનિક સ્વરાજ્ય, ઇજનેર, આરોગ્ય તથા ખેતીને લગતાં ખાતાંઓનો વહીવટ પ્રાંતિક સરકાર કરે છે. પ્રાંતિક વહીવટની સત્તાનાં બે અંગ છે. ગવર્નર અને કારોબારી સભા. મુંબઈ ઇલાકામાં કારોબારી સભામાં ચાર સભ્યો છે, તેમાંના બે હિંદી છે. બીજા પ્રાંતમાં બે હોય છે. આ કારોબારી સભાનો પ્રમુખ ગવર્નર છે. દરેક સભ્યની નીમણુક પાંચ વરસની રિઝર્ડ (સ્વાધીન) હોય છે, અને તેને ૬૪૦૦૦ રૂપીઆનો વાર્ષિક પગાર મળે છે. તેમને જુદાં જુદાં ખાતાં સોંપવામાં આવે છે.

**પ્રધાનોઃ**—મહેસુલ, જેલ, પોલીસ, દુકાળ, ન્યાય, કરવેરા વગેરે બાબતનાં ખાતાં છે, અને તે કારોબારી સભાના કાબુમાં છે. ખેતી, કેળવણી, ઉદ્યોગ, આરોગ્ય, સ્થાનિક સ્વરાજ્ય, જંગલ, આબકારી, તથા ઇજનેર જેવાં ખાતાંઓ પ્રધાનોને સોંપેલાં છે. પ્રધાનોને

ધારાસભામાંથી ચૂંટી કાઢવામાં આવે છે. તેમનો પગાર ધારાસભા મંજુર કરે છે. તેઓ તેને જવાબદાર છે, એટલે જ્યારે પ્રજાનો વિશ્વાસ તેમના ઉપર હોતો નથી ત્યારે તેમને રાજીનામું આપવું પડે છે. તેમની સાથે મતભેદ થતાં ગવર્નર પણ તેમને રજા આપી શકે છે. આવા વહીવટને દ્વિરાજ્યપદ્ધતિ કહે છે.

પ્રાંતિક ધારાસભામાં ૭૦ ટકા સભ્યો લોકોએ ચૂંટી કાઢેલા હોય છે. બાકીના ૩૦ ટકા સરકાર નીમે છે. તેમાં વધારેમાં વધારે ૨૦ ટકા સરકારી અમલદારો હોય છે. જેઓ રૂ. ૩૬ વાર્ષિક ઘરભાડું ભરે છે, તથા આવક વેરો આપે છે અને બ્રિટિશ હિંદમાં રહેતા હોય છે, તેમની ઉંમર ૨૦ વરસ ઉપર હોય તો તેમને મત આપવાનો અધિકાર મળે છે. આપણા ઇલાકાની ધારાસભાના સભાસદોની સંખ્યા ૧૧૧ છે. ધારાસભાનો પ્રમુખ તે પોતે ચૂંટી કાઢે છે. ધારાઓ પસાર કરવાનો, પ્રજાહિતને લગતા સવાલ પૂછવાનો, અને અંદાજપત્ર ઉપર ચર્ચા કરવાનો હક ધારાસભાને છે. કોઈ પણ ખરડો મંજુર કે રદ કરવાનો છેવટનો અધિકાર ગવર્નરનો છે.

**૯ સ્થાનિક સ્વરાજ્યઃ**—આપણા દેશના લોકોને રાજ્યવહીવટનું શિક્ષણ મળે અને તેઓ સ્વતંત્ર કારભાર કરી શકે, તે હેતુથી લોર્ડ રિપને મ્યુનિસિપાલિટિઓ અને લોકલબોર્ડને "સ્થાનિક સ્વરાજ્યની" સત્તા આપી હતી. તેની રૂએ પ્રજાના પ્રતિનિધિઓ શહેર અને ગામનો વહીવટ પોતે કરે છે. શહેરમાં સ્થાનિક હિતને લગતું કામ કરનાર સંસ્થા મ્યુનિસિપાલિટિ હોય છે અને જિલ્લામાં લોકલબોર્ડ હોય છે.

પ્રથમ સ્થાનિક વહીવટ કરવાને મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં મ્યુનિસિપાલિટિઓ હતી. તેના બધા સભ્યો સરકાર તરફથી નીમેલા હતા. ઇ. સ. ૧૮૮૨માં રિપનના સ્થાનિક સ્વરાજ્યના કાયદાની રૂએ મ્યુનિસિપાલિટીમાં પ્રજાકીય તત્ત્વ વધાર્યું, તેમજ જે સ્વતંત્રતા આપી તેની સાથે તેમની ફરજો અને જોખમદારી પણ વધારવામાં આવી.

શહેરના રસ્તા, મકાનો, તથા પોળોની સ્વચ્છતા રાખવી, ખાવા પીવાની ચીજો ચોકખી અને શુધ્ધ મળે એવી દેખરેખ રાખવી, દવાખાનાં તથા પ્રાથમિક શાળા ચલાવવી, ચોકખા પાણીની સગવડ આપવી,

અને રાત્રે દીવાનો બંદોબસ્ત કરવો, રસ્તા સુધારવા, જાહેર તંદુરસ્તી સાચવવી, અને છોકરાંને શીતળા ટંકાવવાની ગોઠવણ કરવી એ મ્યુનિસિપાલિટિની મુખ્ય ફરજો છે. તે જુદા જુદા કર નાખી તથા માલ ઉપર જકાત લઈ તે માટે ખર્ચની જોગવાઈ કરે છે.

જેવી રીતે શહેરની સ્થાનિક બાબતનો વહીવટ મ્યુનિસિપાલિટિ કરે છે, તેવી રીતે ગામની વ્યવસ્થા **લોકલબોર્ડો** કરે છે. જિલ્લાની વ્યવસ્થા જિલ્લા બોર્ડ અને તાલુકાનો વહીવટ તાલુકા બોર્ડ કરે છે. તેમાં થોડા ચુંટાએલા અને થોડા સરકારે નીમેલા સભ્યો હોય છે, પણ પ્રજાકીય સભ્યોની બહુમતિથી પ્રમુખ તથા ઉપપ્રમુખ પણ લોકોએ ચૂંટી કાઢેલા હોય છે. રસ્તા અને પૂલ બાંધવાનું, અને દુરસ્ત કરવાનું, શીતળા કાઢવાનું, પ્રાથમિક કેળવણી અને દવાખાનાં ચલાવવાનું અને જાહેર તંદુરસ્તી ઉપર દેખરેખ રાખવાનું કામ તે કરે છે. આ માટે ખર્ચ કરવાને મહેસુલની સાથે દર રૂપીએ એક આના પ્રમાણે લોકલ ફંડ લેવાય છે, અને સરકાર તેમાં અમુક રકમ આપે છે. જુના વખતમાં ગામડાની વ્યવસ્થા તથા કારભાર પંચાયત મારફત થતો. ગામનું રક્ષણ તથા કરવેરાની ઉઘરાત, અંદરઅંદરની તકરારોનું સમાધાન, તથા ગુન્હાની શિક્ષા અને બીજી આંતર વ્યવસ્થા પંચાયતથી થતી હતી. કારણ હાલની માફક તે વખતે મુખી, પટેલ કે ચોકીદાર જેવા સરકારી નોકરો નહોતા. આ કારણને લીધે તેઓ ગામના હિત પર સારૂં લક્ષ આપતા.

દરેક ઇલાકામાં પ્રાંતો હોય છે. એ પ્રાંતોના ભાગને જિલ્લા કહે છે. જિલ્લાનો ઉપરી તે કલેકટર અને જિલ્લાના ભાગને તાલુકો કહે છે. તેનો ઉપરી મામલતદાર હોય છે. ગામડાનો ઉપરી પટેલ કે મુખી હોય છે. તેઓ મહેસુલ ઉઘરાવે છે અને તેના તાલુકાની તિજોરીમાં ભરે છે.મામલતદાર તાલુકાની વ્યવસ્થા રાખે છે અને મહેસુલ ઉઘરાવે છે. કલેકટરને મદદ કરવા અને તાલુકાઓ ઉપર દેખરેખ રાખવાને ડેપ્યુટી કલેકટર, કે આસિસ્ટન્ટ કલેકટર હોય છે. મામલતદાર, ડેપ્યુટી કલેકટર, અને આસિસ્ટન્ટ કલેકટરને જમીનમહેસુલ ઉઘરાવવાનો,મહેસુલનાં દફતરો

બરાબર સાચવવાનો, ફોજદારી ગુન્હા સાંભળવાનો, અને કર વસુલ કરવાનો અધિકાર હોય છે. એ અધિકારી માજિસ્ટ્રેટ કહેવાય છે, તેને જિલ્લાબોર્ડ મદદ કરે છે. કલેકટરો ઉપર દેખરેખ રાખવાને ગવર્નરના હાથ નીચે કમિશ્નર હોય છે. એ પ્રમાણે મુલકના વહીવટનો બંદોબસ્ત કરેલો છે. લૂંટ, ચોરી, ખૂન, ધાડ વગેરે અટકાવવાને પોલીસ રાખેલી હોય છે. એ પોલીસનો જિલ્લાનો ઉપરી પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ કહેવાય છે. એના હાથ નીચે ત્યાંના અમલદારો હોય છે. આખા ઇલાકાના પોલીસનો ઉપરી પોલીસ કમિશનર કહેવાય છે. પોલીસ પોતાના તાબામાં બનતા ગુન્હાની તપાસ કરી ગુન્હેગારોને પકડી માજિસ્ટ્રેટ પાસે મોકલી ઇન્સાફ કરાવે છે. આ સિવાય જંગલખાતું, આબકારી ખાતું, કેળવણી અને ખેતીવાડી ખાતું વગેરે ખાતાંનો વહીવટ ગવર્નરના હાથ નીચે તે તે ખાતાના નાના મોટા અધિકારીઓ મારફતે ચલાવવામાં આવે છે.

દરેક ઇલાકામાં ન્યાયખાતાનો વહીવટ ચલાવવાને એકેક હાઇકોર્ટ સ્થાપેલી છે. એ હાઇકોર્ટના જડજોમાં દેશી જડજો પણ નિમાય છે. એ જડજોના તાબામાં જિલ્લા જડજો અને તેમના તાબામાં સબ જડજો કે મુન્સફો હોય છે. મુન્સફો દિવાની દાવા સાંભળે છે અને તેમના ઉપરની અપીલ જિલ્લા જડજને ત્યાં, ને ત્યાંની અપીલ હાઇકોર્ટમાં થાય છે. જિલ્લાના માજીસ્ટ્રેટના ઠરાવ ઉપર અપીલ જિલ્લા જડજને ત્યાં, ને ત્યાંની અપીલ પણ હાઇકોર્ટમાં થાય છે. હાઇકોર્ટ ઉપરની કે ગવર્મેન્ટ ઉપરની અપીલ પ્રિવિકાઉન્સિલમાં કે સેક્રેટરી ઓવ સ્ટેટને ત્યાં થાય છે.

હિંદના અંગ્રેજી રાજ્યના તાબાનાં દેશીરાજ્યો ઉપર દેખરેખ રાખવાનો પણ બંદોબસ્ત કરેલો છે. આખા દેશનો ત્રીજો ભાગ દેશીરાજ્યોનો છે. દેશમાં બધાં મળી ૭૦૦ દેશીરાજ્ય છે. કેટલાંક મોટાં રાજ્યો વાઇસરોયના સીધા તાબામાં છે અને ત્યાં એક રેસિડેન્ટ રહે છે; કેટલાંક નાનાં નાનાં રાજ્યોના સમૂહ ઉપર જે દેખરેખ રાખનાર હોય છે તે એજન્ટ ટુ ધિ ગવર્નર કહેવાય છે. નાનું રાજ્ય હોય તો તે જે જિલ્લાની હદમાં હોય તે જિલ્લાનો કલેક્ટર

તેના ઉપર દેખરેખ રાખે છે. એ બધાં નાનાં રાજ્યો ગવર્નરના તાબામાં છે. હિંદના તાબાનાં રાજ્યોમાં પહેલા વર્ગમાં હૈદરાબાદ, કાશ્મિર, વડોદરા ને મ્હૈસુર છે. તેમને વાઇસરોય સાથે સીધો વહેવાર હોય છે. હિમાલયની તળેટીમાં આવેલા નેપાળ ને ભુતાનનાં રાજ્ય અંગ્રેજી રાજ્યનાં મિત્રરાજ્ય ગણાય છે.

અંગ્રેજી રાજ્યબંધારણના ખર્ચના વિભાગ માટે સરકાર જુદી જુદી રીતે ઉપજ લે છે. એ ઉપજ જમીનવેરો, રેલવે, જકાત, આબકારી, અફીણ, મીઠું, નહેરો, સ્ટાંપ, જંગલખાતું, ટપાલ, ટંકશાળ, તાર ને ઉપજવેરામાંથી થાય છે. લડાઇ, રેલવે, નહેરો વગેરે ખાસ કારણ માટે ઉપજ કરતાં વધારે ખર્ચ કરવાનું હોય ત્યારે સરકાર કરજે નાણાં લે છે. ઉપજમાંથી જે ખર્ચ થાય છે તેમાં લશ્કર, રેલવે પોલીસ, વહીવટખાતું, ઉધરાતખાતું, નહેરો, ટપાલ, તાર, ટંકશાળ, ન્યાય વગેરે મુખ્ય છે. દુકાળ માટે દર વરસે ઉપજમાંથી દોઢ કરોડ રૂપીઆ અનામત રાખવામાં આવે છે, તેમાંથી દુકાળ વખતે લોકોના બચાવ માટે ખર્ચ કરવામાં આવે છે. હિંદની બધી જમીન મહેસુલ ૩૫ થી ૪૦ કરોડની થાય છે, તેમાંથી પ્રાંતિક ફાળાના હિંદી સરકારને ૧૩ કરોડ મળે છે. જકાત લગભગ ૫૦ કરોડ, આવક વેરો આશરે ૨૦ કરોડ, મીઠા વેરો ૭ કરોડ, અફીણની આવક ૩૫ કરોડ, તાર ટપાલની ૧૦ કરોડ, જંગલખાતાની ૧૦ થી ૧૫ કરોડ, આવી રીતે બધી મળી કુલ આવક આશરે ૧૩૦ કરોડની થાય છે. તે પ્રમાણે લશ્કરી ખાતામાં ૫૫ કરોડ, ૧૮ કરોડ જાહેર દેવામાં, તાર ટપાલમાં ૧૦ કરોડ, શહેનશાહી અમલદારના પગારમાં ૧૬ કરોડ, વગેરે ખર્ચનો કુલ આંકડો ૧૩૦ થી ૧૩૫ કરોડ સુધીનો થાય છે. મુંબઇ સરકારની કુલ આવક આશરે ૧૬ કરોડની છે. જમીન મહેસુલ ૫ કરોડ, આબકારી ૪ કરોડ, સ્ટેમ્પ ૧॥। કરોડ, જંગલખાતું ૭૫ લાખ છે. આ બધી આવક મળી તે આશરે ૧૬ કરોડ થાય છે. ખર્ચ પણ તેટલોજ થાય છે.

સમાપ્ત

# ગુજરાતી શાળોપયોગી પુસ્તકો.

**સરળ બોધ અંકગણિત** ૦–૮–૦
કર્તા–ભોગીલાલ કેશવલાલ પટવા અને વસનજી દયાળજી દેશાઈ.

**હિંદનો સરળ ઇતિહાસ** ૦–૧૧–૦
કર્તા–વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ તથા પ્રભુલાલ અમૃતલાલ ઠાકોર.

**ગુજરાતનો સરળ ઇતિહાસ**
કર્તા–મનસુખરામ મણીશંકર દ્વિવેદી. ૦–૩–૦

**ભરતખંડનો સરળ ઇતિહાસ**
કર્તા–વિઠ્ઠલદાસ ધનજીભાઇ. ૦–૬–૦

**ભરતખંડનો સરળ ઈતિહાસ અને રાજ્યવ્યવસ્થા**
કર્તા–વિઠ્ઠલદાસ ધનજીભાઇ અને સુધારો વધારો કરનાર
મગનજીભાઈ હીરાલાલ ચોકસી. ૧–૦–૦

**મેવાડની જાહોજલાલી**
કર્તા–વિઠ્ઠલભાઇ ધનજીભાઈ. ૧–૦–૦

**કાવ્ય સમુચ્ચય ભાગ ૧ લો.**
કર્તા–રામનારાયણ વિશ્વનાથ પાઠક. ૧–૦–૦

**કાવ્ય સમુચ્ચય ભાગ ૨ જો**
કર્તા–રા. વિ. પાઠક. ૧–૮–૦

**દેશી હિસાબ ભાગ ૨ જો**
કર્તા–વિઠ્ઠલદાસ ધનજીભાઈ. ૦–૩–૦

**ઓરીજીનલ કોરી કોપી બુક**
નંબર ૧ થી ૫ સુધી દરેકની કીંમત ૦–૧–૬

**એસ. બી. શાહની કંપની.**
૩૦૮૨, પાનકોર નાકા–અમદાવાદ.